

तत सत परमात्मने नमः

# श्री योगदर्शन अनुभव.

ब्रह्मजिज्ञासु बंधुओने मनन अने अनुभव करवा निमित्त

रचनार

रा. रा. नौत्तमराम उत्तमराम त्रिवेदी,

( सुरत सनातन धर्मसभाना संपादक ).

प्रसिद्ध कर्त्ता,

मनमोहनदास दयालदास.

( सनातन धर्ममंडळीना मंत्री. )

मुंबई.

"निर्णयसागर" छापखानामां छाप्युं.

संवत् १९४७. शाके १८१२.

मूल्य रु. २-०-०

# उत्सर्ग.

## સૌજન્યસાગર ! વિદ્યાવિશારદ ! રા૦ રા૦
## મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી,

**જસ્ટીસ ઑફ ધી પીસ; ફેલો ઑફ ધી બોમ્બે યુનીવરસિટી; જુનાગઢના નવાબ સાહેબના, કચ્છના મહારાવ સાહેબના તથા ઈડરના મહારાજા સાહેબના પ્રતિનિધિ, ઈત્યાદિ, ઇત્યાદિ.**

મહાશય,

પતિત ગુર્જર ભાષાનું પુનરૂજ્જીવન કરી, ગુર્જર સાહિત્યમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચતુર્મહાપુરૂષાર્થ પ્રાપ્ત થવાનાં સાધનોની વૃદ્ધિ કરી છે, અસહાય ગુર્જર વિદ્વાનોના પ્રસિદ્ધ થવા યોગ્ય ઉત્તમ ગ્રંથો પ્રસિદ્ધ થતા અટકી પડતા હોય તેને હસ્તે પરહસ્તે સહાયતા આપી પ્રસિદ્ધિમાં લાવવામાં આપ એક કારણ થયા છો, વેદાંત જેવા ગહન વિષયોને બોધ થવા ગુર્જર પ્રજાને અને તેમાં વિશેષે કરી સંસ્કૃતાનભિમુખ છતાં જીજ્ઞાસુને આપે ગ્રંથોદ્વારા ઉત્તમ માર્ગે ચિરસ્થાયી કર્યા છે, રાજયોગ અને હઠયોગ બન્નેનાં રહસ્ય આપ ઉત્તમ રીતે જાણોછો. ગુર્જર વર્ગમાં ભૂષણરૂપ છો, નિર્ભેદ બુદ્ધિનું આપ ભાજન છો, સત્વશાલી છો ઈત્યાદિ, ઈત્યાદિ. ગુણપુષ્પપરાગના ભોગી ભ્રમરો સનાતન ધર્મસભાના સંપાદક અને સભાસદો સહિત હું, આ યોગદર્શન અનુભવનો ગ્રંથ આપને અર્પણ કરવામાં સંતોષશાલી થાઉંછું. ઇતિ શુભં.

મુંબઇ,
મિતિ સંવત્ ૧૯૪૭
માઘ શુદ ૧૧ ને
વાર ગુરૂ.

ભવદીય સ્નેહાભિલાષી,
**મનમોહનદાસ દયાળદાસ.**
સ૦ ધ૦ સભાના મંત્રી.

# ઉપોદ્ઘાત.

આપણી ભારત-આર્ય ભૂમીમાં સાંપ્રત સમયની કેળવણીની દોષિત સત્તા, ભણેલા, તેમજ અભણ, ધર્મઉપર કાંઇક પ્રીતિવાળા અને કેવળ દૃશ્ય સુખનેજ સત્ય જાણનારા તાર્કિક જ્ઞાની, એ સઘળામાં પ્રવર્તેલી જણાયછે, તેથી સઘળા સ્ત્રીપુરૂષો પંચવિષયની અપરિમિત તૃષ્ણા પરિપૂર્ણ કરવાની કલ્પનામાંજ પોતાનો સમય વિશેષ કાહાડેછે એટલે પોતાની યોગ્યતા, સ્થિતિ, વિદ્વત્તા, દ્રવ્યાદિક પ્રાપ્ત કરવાની શક્તિ અને આરોગ્યતા ઇત્યાદિનો કાંઇજ વિચાર નહિ કરતાં નાના પ્રકારના વિષય ઉત્તેજક અને દોષિત ભક્ષપાન તથા દાંભિક વસ્ત્રઅલંકારાદિક પ્રાપ્ત કરવાનું મનન નીરંતર કરવાથી તેમની ઇચ્છા તેમાંજ પ્રબળ થાયછે. તેથી ઉત્તમ વિદ્યા અને ઉત્તમ પ્રકારનું સત્ય જ્ઞાન પ્રાપ્ત કરી આ લોક અને પરલોકમાં ધર્મ, અર્થ, કામ અને અંતે મોક્ષ એ ચારેની સિદ્ધિ પ્રાપ્ત કરવાનાં સત્ય સાધનો ભણી તેમનું લક્ષ જઈ શકતું નથી. તેથી નીરંતર કપટ, છળભેદ અને અસત્યતાથી દ્રવ્યાદિકની પ્રાપ્તિ કરી લઈ પોતાની પંચવિષયની અપરિમિત તૃષ્ણા પરિપૂર્ણ કરવામાં ઘણા સ્ત્રીપુરૂષો પોતાનો કાળક્ષેપ કરેછે. એવી રીતે **ભારતભૂમિના** ઘણા સમૂહનું વલણ ચાલ્યા કરશે તો પોતે સઘળી વાતે નિસ્તેજ થવાનો સંભવ છે.

એવી રીતે **સનાતન ધર્મસભાના** સંપાદકને જણાયાથી ધર્મજીજ્ઞાસુના સંસ્કારને અર્થે પ્રથમ રાજઋષિ ગ્રંથ પ્રસિદ્ધ કર્યો; તેમાં ભારતભૂમિના આર્યોના પ્રાચીનપણાની સત્યતા, ગણિત અને ખગોળ વિદ્યા ઇત્યાદિની સહાયતાથી સિદ્ધ કરી, વેદ, ઉપનિષદ્ અને બીજાં સચ્છાસ્ત્રોનાં ઉપયુક્ત તેમજ બીજી અદ્‌ભુત વિદ્યાનાં બીજો અતિ પ્રાચીન કાળથી એ વિદ્યામાં રહેલાં છે એવું નિષ્પક્ષપાત રીતે કેટલાએક બુદ્ધિવાન ધર્મ જીજ્ઞાસુઓને એ ગ્રંથનું અવલોકન કર્યાથી જણાયું. તેથી એ ગ્રંથ પ્રસિદ્ધ થયા પછી અલ્પ સમયમાં સુરતમાં એક **સનાતન ધર્મસભા** સ્થાપન થઈ. તેમાં પ્રાચીન આર્યોની સર્વોપરી ઉત્તમ અને અતિ અદ્‌ભુત વિદ્યા અને સત્ય જ્ઞાન ઇત્યાદિનાં લેખી વ્યાખ્યાનો વારંવાર એ સભાના સંપાદકે કર્યાં તે અતિ ઉપયોગી જણાયાથી એ

સભાના શુભેચ્છક બંધુઓના આગ્રહથી જે પ્રસિદ્ધ થએલાં છે તે આ પ્રસંગે જણાવવાથી મુમુક્ષુ અને સત્ય શોધકોને કાંઇક વિશેષ લાભ થઈ શકશે.

**સુરત સનાતન ધર્મસભા**ના પ્રથમ વર્ષમાં જે લેખી વ્યાખ્યાનો થયાં તેનાં **સુબોધ પત્રિકા પૂર્વાર્ધ** તથા **ઉત્તરાર્ધ** એ નામનાં બે પુસ્તકો પ્રસિદ્ધ થયાં. ત્યાર પછી બિજા અને ત્રીજા વર્ષનાં વ્યાખ્યાનોનું **રત્નમાળા** નામનું પુસ્તક પ્રસિદ્ધ થયું. ત્યાર પછી **સન્માર્ગદર્શક** તથા **મુમુક્ષુના નિત્યકર્મ**નાં લઘુ પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે. એ સઘળાં પુસ્તકોમાં **ભારતવર્ષ**ની અદ્ભુત વિદ્યા અને સર્વોપરી ઉત્તમ નિશ્ચયાત્મક બુદ્ધિજ્ઞાનના વિષયોનો સમાવેશ થયલો છે. એ સઘળાનો જેપ્રમાણે વ્યવહારિક જ્ઞાનની ઉન્નતિ કરવાનાં પુસ્તકોનો અભ્યાસ પ્રથમ વિદ્યાર્થી કરેછે તે પ્રમાણે કરવાથી નિશ્ચયાત્મક સત્ય જ્ઞાનની ઉન્નતિ થવાથી સત્ય વિવેક અને સત્યાસત્યની પરિક્ષા કરવાની શક્તિની વૃદ્ધિ થવાથી સંસારનાં ઉત્તમ સુખ પ્રાપ્ત કરવાનાં સાધનોનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થવાથી તેમાં બીજા અલ્પ જ્ઞાનીની પેઠે પંચ વિષયોમાં કેવળ લુબ્ધ નહીં થતાં આગળ અદૃશ્ય અને સર્વોપરી અતિ અદ્ભુત શક્તિ પ્રાપ્ત કરી અખંડ અને અવિનાશી સુખની પ્રાપ્તિ કરવાનાં સાધનો ભણી આગ્રહી વિદ્યાર્થીઓનું લક્ષ જઈ શકશે કે નહીં એનો વિચાર કરવાનું નિષ્પક્ષપાતી અને સત્યશોધકોને, અને એ પુસ્તકો વાંચનારનેજ સોંપિયે છઇયે. વળી બ્રહ્મજીજ્ઞાસુ ઉત્તમ નિશ્ચયાત્મક બુદ્ધિજ્ઞાનવાળા આગ્રહી વિદ્યાર્થીના અભ્યાસને અર્થે સભાના ચોથા વર્ષમાં જે અતિ અદ્ભુત વ્યાખ્યાનો સંપાદકે કર્યાં છે તેનો આ **શ્રી યોગદર્શન અનુભવ** નામનો ગ્રંથ પ્રસિદ્ધ કર્યો છે. એની અદ્ભુત યોગ્યતાનો કાંઇક આભાસ આ સાથેના સૂચીપત્ર ઉપરથી નિષ્પક્ષપાતી બુદ્ધિજ્ઞાનવાળા પુરૂષોને આપોઆપ જણાશે; તેથી એવિષે અમે કાંઈ પણ નહીં કેહેતાં નિષ્પક્ષપાતી અને સત્યશોધક બુદ્ધિવાન્ વાંચનારાઓનેજ એનો નિર્ણય કરવાનું સોંપીયે છઇયે.

વિદ્વાન્, વિવેકી અને નિષ્પક્ષપાતી સત્ય શોધકોના જાણવામાં છે કે ભારત ભૂમિના **આર્યોની, પ્રાપિંચક, સામાજીક, રાજ્યકીય** અને **ધાર્મિક** સ્થિતિ ઉત્તરોત્તર નિર્બળ થતી ચાલી છે; પરંતુ સંસ્કારી જનોનું લક્ષ હમેશ સ્વધર્મરક્ષણાર્થે હોયછેજ. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થ પ્રાપ્ત કરવા **નિશ્ચયાત્મક બુદ્ધિચૈતન્યજ્ઞાનની** ઉન્નતિ કરવી એજ છે. હાલમાં દૈવીપ્રકૃતિની શુભ પ્રેરણાથી ભારતવાસીઓ પોતાના દેશનું **અને** સ્વધર્મનું રક્ષણ **કરૂવા** તરફ લક્ષ લગા-

ડતા જણાયછે. વેદ, વેદાંગ, ઉપનિષદ્, ગીતા શ્રુતિ, સ્મૃતિ વિગેરે ષડ્શાસ્ત્રોનું જ્ઞાન **આર્યબંધુઓ** જેઓ સંસ્કૃતજ્ઞાનથી કેવળ અજ્ઞાન છે તેઓને અલ્પ સમયમાં તેવા સદ્ગ્રંથોના ગુહ્યાર્થ અને તેમાં રહેલી અગાધ શક્તિનું જ્ઞાન થાય તેવા હેતુએ પ્રાચીન ગ્રંથોના આધારે નિ-સ્વાર્થ અને પરોપકારાર્થે ગુજરાતી ભાષામાં ગ્રંથો પ્રસિદ્ધ કરવામાં આવે છે. માટે સર્વે **આર્યોત્કર્ષ** જોનારા સજ્જનો આવા શુભકાર્ય તરફ નજર કરી આ **યોગદર્શન અનુભવ** નામના ગ્રંથને અવશ્ય ઉત્તેજન આપી તેવા પરોપકારી કાર્યને પોતાની યથાશક્તિ પ્રમાણે સહાયતા આપશે

**સનાતન ધર્મરક્ષક સભા** લોકોપયોગી અને સ્વધર્મોત્તેજક સદ્બોધરૂપી ગ્રંથો પ્રસિદ્ધ કરવામાં કોઇપણ પ્રકારનો સ્વાર્થ કે પો-તાનો મતપંથ ફેલાવવા ધારતી નથી પરંતુ કેવળ **સત્યસનાતન ધર્મનો** ઉદય આપણા ભારતવાસી આર્યોમાં થયેલો જોવા ઘણી ઉત્સુક છે. આવા ગ્રંથો પ્રસિદ્ધ કરી આપણી નષ્ટ થતી આર્ય ધર્મની વિદ્યાનું અવલોકન આપણા નષ્ટ થતા આર્યબંધુઓને કરાવવા અતિ જીજ્ઞાસુ છે. તેવા ગ્રંથોની ઉત્પત્તિમાંથી **પરમાર્થે** ગરીબના છોકરાઓને નીતિ વિગેરેની કેળવણી મળે અને ગરીબોને દવાદારૂનાં કામમાં વિનીયોગ **થાય એ આ સભાનો આવા ગ્રંથો પ્રસિદ્ધ કરવાનો મૂળ હેતુ છે.**

**સંવત ૧૯૪૭.**

**મનમોહનદાસ દયાલદાસ,**
સનાતન ધર્મસભાના મંત્રી.

# અનુક્રમણિકા.

# सनातन धर्मनां लक्षणो.

ॐ अहिंसा परमो धर्मः

सर्वथा सर्वदा सर्वभूतानामनभिद्रोहः अहिंसा ज्ञेया।

**ભાવાર્થ.**—૧ કોઈ પણ પ્રાણીનો દ્રોહ કરવો નહિ. દ્રોહ મનુષ્ય પ્રાણીનેજ થાયછે માટે મુખ્યત્વે કરી વેદવ્યાસના અભિપ્રાયપ્રમાણે કોઈ પણ મનુષ્યપ્રાણીનો દ્રોહ નહિ કરતાં સઘળાનેવિષે **ભ્રાતૃભાવ** રાખી પરસપર પ્રિતિથી વર્ત્યાથી અંતે અમુલ્ય લાભ થાયછે.

धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिंद्रियनिग्रहः।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्म लक्षणम्॥

मनुस्मृति अ० ६ श्लोक १२.

**ભાવાર્થ.**—૧ ધૃતિ—વિરજ, સંતોષ. ૨ ક્ષમા,—માફી. સરણે આવેલાને ભ્રાતૃસમાન ગણવો. ૩ દમો—સહન કરવું. ૪ અસ્તેયં—ચોરી કરવી નહિ. ૫ શૌચં—પવિત્રતા, નિરમળતા. ૬ ઈંદ્રિનિગ્રહ—પોતાની ઈંદ્રિયોને વિકાર પામવા ન દેતાં સ્વાધિનમાં રાખવી. ૭ ધી—સદ્બુદ્ધિ, વેદાંત શાસ્ત્રોનું શ્રવણ મનન કરવું. ૮ વિદ્યા—બ્રહ્મવિદ્યા અને આત્મવિદ્યા શિખવામાં તત્પર રહેવું. ૯ સત્યં—સાચું બોલવું, છલ કપટથી દૂર રેહેવું. ૧૦ અક્રોધ—ક્રોધને વસ કદી થવું નહિ.

એપ્રમાણે ટુંકામાં ધર્મનાં દશ લક્ષણ વર્ણાવ્યાં છે તે નિત્ય મનુષ્યપ્રાણીએ અંતરમાં શ્રવણ કર્યા કરવાં. જે આ દસ ધર્મો પાળે તેજ **મહાત્મા** કેહેવાય.

सर्वभूतस्थमात्मानां सर्वभूतानि चात्मनि।
इक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः॥

भगवद्गीता अ० ६ श्लोक २९.

**ભાવાર્થ.**—**આત્મા** પંચમહાભૂત અને તેનાં જડચૈતન્યાદિક સર્વ કાર્યમાં ગુપ્તરીતે રહેલો છે. તેમજ સર્વ ભૂતોપણ ગુપ્તરીતે આત્મામાં રહેલાં છે. માટે સઘળા ભૂતપ્રાણીવિષે જે પુરૂષ સમભાવની દૃષ્ટિથી વર્તે છે તેજ યોગી પુરૂષ છે.

# सनातन धर्म बोधक पत्रिका.



धृतिः क्षमादमोस्तेयंशौचमिंद्रियनिग्रहः
धीर्विद्यासत्यमक्रोधोदशकंधर्मलक्षणं




## सत्यात् नास्ति परो धर्मः

जेमनुष्यप्राणीसनातन धर्मरूपीध्वजानिमर्यादामारहिवर्तशे, तेनी प्रापंचिक, सामाजिक, राज्यकीयअने-
धार्मिकस्थितिउत्तमदशामाआवीअहिंसारूपीफळपामशे.



तत् सत् परमात्मने नमः

# આર્ય ધર્મ નીતિસાર.

## ૧.

## સિદ્ધાંત.

૧. "**ઈશ્વર** જે (**પરબ્રહ્મ**) તે દરેક મનુષ્યના હૃદયમાં રહે છે"–(**ભગવદ્ગીતા** અધ્યાય, ૧૮–૬૧.)

૨. "**અરે**! મનુષ્ય તું ધારે છે કે તુ એકલોજ છે અને તારી મરજીમાં આવે તેમ વર્તે છે. તારા હૃદયમાં જે **અનાદ્યંત ઈશ્વર** વસે છે તેને તું જાણતો નથી. જે જે તું કરે છે તેને તે નિહાળે છે અને લક્ષમાં રાખે છે. **આત્મા** તેનો સાક્ષી છે, અને તેના પોતાના આશ્રયનું સ્થળ છે. તે મનુષ્યનો મોટો સનાતન સાક્ષી છે, તેના હુકમની અવજ્ઞા કરતો નહિ." (મહાભારત ૧. ૩,૦૧૫ **મનુ**સ્મૃતિ, ૮–૮૫.)

૩. "**મન, વાચા** ને શરીરથી સારાં કે માઠાં કર્મ આપણે કરીયે તે પ્રમાણે તેના સારાં કે માઠાં ફળ થાયછે, અને એ કર્મ કરીને મનુષ્ય ઉત્તમ, મધ્યમ અને અધમ યોનિમાં પુનર્જન્મ લે છે. મનુષ્ય પોતાનાજ કર્મયોગે સુખ કે દુઃખ પામે છે. પ્રત્યેક મનુષ્ય પોતાની વર્તણુકનાં ફળ ભોગવે છે." (**મનુ** ૧૨,–૩, **મહાભારત** અનુશાસનપર્વ ૩૦. **વિષ્ણુપુરાણ** ૧, ૧–૧૮.)

૪. **ધર્મ**નો નાશ થવાથી આ દેહમાં રહેલા **આત્મા**ને લગતાં પાપ અને ધર્મ પ્રમાણે યોગ્ય વર્તણુક કરવાથી થતા પુણ્યનો વિચાર કરીને તેમજ સદ્ગુણ તથા દુર્ગુણથી આત્માનું જન્માંતર થાયછે તેનો તારા બુદ્ધિજ્ઞાનની શક્તિથી વિચાર કરીને તારે હરદમ સદ્ગુણ ઉપર પ્રીતિ રાખવી. વિચાર, વાણી અને કર્મથી હમેશાં પવિત્ર વર્તણુક ચલાવવી. (**મનુ**, ૬,–૬૪, ૧૨,–૨૩, ૧૧, ૨૩૨.)

૫. "તારી પોતાની મેળે તારી જાતને ઉંચી પદવીએ ચડાવવા યત્ન કરવો જોઈએ. પોતે (**અહં**) પોતાનો (**અહં**) થી મિત્ર છે તેવીજ રીતે પોતે (**અહં**) પોતાનો દુષ્મન છે. (**ભગવદ્ગીતા**, ૬,–૪.)

૬. મનુષ્યનું **મન** એજ તેના બંધન ને મોક્ષનું કારણ છે." વિષયના પદાર્થને વળગી રહેવું એ તેના બંધનનું કારણ છે અને તે પદાર્થથી વિરક્ત રહેવું એ મોક્ષનું

સાધન છે. માટે જે મનુષ્ય જ્ઞાનને પારખી શકે છે તેણે વિષયના પદાર્થથી પોતાના મનને અળગું રાખવું. મોક્ષ મેળવવાને માટે **પરબ્રહ્મ પરમાત્મા**નું એ જ્ઞાન વડે મનન કરવું." ( **વિષ્ણુપુરાણ** ૬–૭,–૨૨–૩૦. )

૭. "બીજો અવતાર ધારણ કરવામાં મનુષ્યના પિતા, માતા, પત્નિ, પુત્ર, અથવા સગાં સંબંધી કોઈ સાથી થતું નથી, જે વસ્તુ તેના **આત્મા**ને વળગી રહેશે તે ફક્ત તેણે અહીંયા કીધું હશે તેના પરિણામો એટલે કર્મ છે. તેટલા માટે પોતાથી અળગો ન થાય એવો સોબતી મેળવવાને મનુષ્યે હરદમ સદ્ગુણનો સંગ્રહ કરતાં રહેવું. સદ્ગુણને પોતાનો ભોમિયો કરવાથી જે અંધારૂં તરવાને કઠણ છે તેમાં થઈને તે પસાર થાયછે." ( **મનુ** ૪, ૨૮૯–૨૪૧ )

## ૨.

## સામાન્ય આજ્ઞાઓ.

૮. "(૧) સંતોષ; (૨) બીજાને દુઃખ ન દેવું; પરોપકાર અને અપકારને બદલે ઉપકાર; (૩) વિષયવાસનાનો અટકાવ; (૪) ચોરી કરવાનો ને અયોગ્ય લાભ મેળવવાનો પ્રયત્ન ન કરવો; (૫) પવિત્રતા, શિયળ. ને નિર્મળતા; (૬) મનોધર્મને દબાણમાં રાખવા; (૭) જ્ઞાન પ્રાપ્ત કરવું; (૮) ઈશ્વરસંબંધી જ્ઞાન સંપાદન કરવું; (૯) સત્ય, પ્રમાણિકપણું, અને કૃતજ્ઞતા; (૧૦) ક્રોધ અને ઈર્ષા કોઈપર ન રાખવી; એવાં સુવ્રત ને ધર્મનાં દશ તત્વ છે." ( **મનુ**, ૬–૯૨. )

૯. "લલુતા, આળસ, દ્રવ્યનો લોભ, નિંદા, ચાડી ચુગલી, અનાત્મવિદ્યા, ઠરાવેલા નિયમમાં વિસ્મૃતિ, સહાયતા માગવાની લત, અને અગત્યના કાર્યમાં લક્ષ નહિ આપવું એ નરસા ગુણમાં ગણાય છે; તેમજ હવે પછી ભાવીની અવસ્થા નથી એમ કહેવું, વેદ અગર શાસ્ત્રનો અનાદર, દેવોની અવજ્ઞા, ઈર્ષા, દ્વેષ, ગર્વ, અહંકાર, ક્રોધ અને જુલમ, એ પણ દુર્ગુણ કહેવાય છે." ( **મનુ**, ૧૨–૩૩, ૪.–૧૬૩. )

૧૦. "સુકૃત્યમાં મંડ્યા રહેવું, તારી વૃત્તિયોને નિયમમાં રાખ, યોગ્ય રીતે બક્ષીસો આપ, રીતભાતમાં માયાળુ થા, ધીરજથી દુઃખ સહન કર, કોઇ મનુષ્યને કનડ નહિ, આટલું વ્રત કર, જેથી તને મોક્ષ મળવાની આશા રહે." ( **મનુ**, ૪–૨૪૬. )

૧૧. "સદાચરણી મનુષ્યોએ નિર્માણ કરેલે પ્રથાએ તારા વડિલો વર્ત્યા તે રીતે તું આચરણ કર, જેવી રીતે વિષયમાંથી અમૃત, બાળક પાસેથી વાણીની મધુરતા, દુશમન પાસેથી સુવર્તણુક અને પવિત્ર પદાર્થમાંથી કંચન ગ્રહણ કરીએ છિયે તેમ સઘળા પાસેથી સુવર્તણુક ગ્રહણ કર." ( **મનુ**, ૧૧–૨૩૯; ૪–૧૭૮.)

૧૨. "ધર્મમાં પ્રતિષ્ઠા રાખી વૃદ્ધિ કર ને યોગ્યતા વધારવાને પ્રયત્ન કર જેથી સન્ધું સુખ મળશે." ( **વિષ્ણુપુરાણ**, ૧. ૧૧.–૨૩. )

૧૩. "સદ્ગુણથી વર્તવા છતાં અત્યંત દારિદ્રમાં આવી પડે તોપણ દુર્ગુણ ઉપર તારૂં ચિત્ત લગાડતો નહિ." ( **મનુ**, ૪–૧૭૧. )

૧૪ "જ્યારે મનુષ્ય અનિષ્ટ કર્મ કરેછે ત્યારે હવે પછી નહિ કરૂં એમ કહેવું પુરતું નથી, અપરાધની માફી અંતઃકરણના પશ્ચાત્તાપ ઉપર વધુ આધાર રાખે છે અને હવે પછી પાપ કર્મથી ખરેખર દુર રહીએ તોજ પાપની ક્ષમા મળે છે." (**મનુ**, ૧૧–૨૩૦.)

## ૩.

## અસાધારણ આજ્ઞાઓ.

૧૫. "**સત્ય વદો (સત્યં)** સત્યનોજ વિજય થાયછે, અસત્યનો નહિ. **સત્ય** એટલે મન, વચન, અને કર્મનું એકમેક સાથે એકત્ર થવું. કોઇ ધર્મ કે નીતિ સત્યથી ગૌરવવાળી નથી અને કોઈ વસ્તુમાં અસત્ય કરતાં વધારે પાપ નથી તેટલા માટે મનુષ્યોએ હરદમ માત્ર સત્યનેજ વળગી રહેવું. સત્ય એ શ્રેષ્ઠ ધર્મ છે. સત્યના ઉપર આપણા કર્મના ફળનો આધાર છે. સત્ય કરતાં કંઇપણ શ્રેષ્ઠ નથી." (તૈતરેય ઉપનિષદ્, ૧. ૨; મુંડક ઉપનિષદ્ ૧, શાંડિલ્ય ઉપનિષદ્, ૧; મહાનિર્વાણ ૪.-૭૦,૭૩.)

૧૬. "**ન્યાય (ધર્મ)** નીતિએ વર્તો. એનો લય થયો તો સર્વનો નાશ થશે, અને એનું સંરક્ષણ થશે તો સર્વનું રક્ષણ થશે તેટલામાટે કદાપિ પણ તેનું ઉલ્લંઘન ન થવું જોઈએ. સાવધ રહો, નહિ તો ધર્મ ઉંધો વળવાથી તારો ને આપણા સઘળાનો નાશ થશે." (**મનુ**, ૮.-૧૫.)

૧૭. "કોઈને દુઃખ કરશો મા, અર્થાત્ કોઈપણ મનુષ્યન કોઇપણ પ્રસંગે મનસા, વાચા ને કર્મણાથી કોઇ પ્રકારનું દુઃખ દેવું નહિ. દુઃખ ન દેવાના નિયમ આપણને દયા, ધર્મ, ભક્તિ, ને આરાધના વગેરે સદ્ગુણોનાં ધ્યાન કરવા મદદ કરે છે. એ આપણું પ્રૌઢ સામર્થ્ય ને ગૌરવવાળો મિત્ર છે, અને તે સુખ, સત્યતા, ને સઘળા સારા ફલોનું ઉત્પત્તિ સ્થાન છે." (**મહાભારત** અનુશાસનપર્વ. ૧૧૬, ૫૭, ૧૭.)

૧૮. "**દયા** એ સદ્ગુણી મનુષ્યોનું સામર્થ્ય છે." (**વિષ્ણુપુરાણ** ૧. ૧.-૨૧) "તમારાપર નિર્દયતા વપરાઈ હોય તો તેનો બદલો નિર્દયતાથી આપશો મા. શ્રાપોનો બદલો આશીર્વાદથી આપો." (**મનુ**, ૬.-૪૭.) "જેવી રીતે ચંદનવૃક્ષને કુહાડી છેદે છે તો તે કુહાડીને જેમ સુગંધવાળી કરે છે તેમ સદાચરણી મનુષ્ય સર્વનું રૂડું કરવા ધારે છે; જો કોઈપણ તેનો નાશ કરવા ઇચ્છે તોપણ તેના પ્રત્યે વેરવૃત્તિ ન રાખતા." (હિતોપદેશ.)

૧૯. "**ઉપકૃત થયા.**" "મુનિયો મનુષ્ય હત્યા, ચોર ને લુટારા, મદ્ય પ્રાશન ને બીજાં અધમ પાતક કરનારને માટે પ્રાયશ્ચિત્ત લખી ગયા છે પણ કૃતઘ્નતાના અપરાધનો ગુન્હો જે કરે છે તેના પ્રાયશ્ચિત્તમાંથી પવિત્ર થવાને કંઈ નથી." (**રામાયણ** કીષ્કીન્ધાકાંડ, ૪૨. ૨.)

૨૦ "**પરમાર્થ બુદ્ધિ**નો અનાદર કરતા નહિ. 'છાલકા મનના કહે છે કે શું એ મનુષ્ય આપણા કુટુંબનો છે!' પણ મોટા મનના મનુષ્યો બધી મનુષ્ય જાતને પોતાના સગાં ગણે છે." "જે કોઇ મનુષ્યને કંઇપણ દુઃખ દેતો નથી પણ રૂડું ઇચ્છે છે તે અક્ષય સુખ ભોગવે છે." (તૈતરેય ઉપનિષદ્, ૧૧. શિક્ષાવળી, હિતોપદેશ, ૧. ૭૯; **મનુ**, ૫-૪૬ અને મહોપનિષદ્.)

૨૦. "પ્રમાણિકપણેથી સંપાદન કરેલું દ્રવ્ય, ધાન્ય ઇત્યાદિક જેમને આશ્રયની જરૂર હોય તેમને જે ખુશીથી આપવું એનું નામ "**બક્ષીસ.**" પછી તે ધર્મિષ્ઠ, પાખંડી કે નિરાધાર ભીખારી ગમે તેવા હોય તેમને, તારી ગુંજાશ પ્રમાણે બક્ષીસો આપ, અને જે લોકોનો તમામ આધાર તારા ઉપરજ હોય તેવાઓને અડચણ ન આવે તેવી રીતે તારા દ્રવ્યનો યોગ્ય ભાગ સાર્વજનીક લાભને માટે રાખ." (શાંડિલ્યોપનિષદ્, ૨. **મનુ**, ૪.-૩૨.)

૨૨. "**સ્વાર્થી** ન થા. સ્વાર્થીપણાનું વલણ બે પ્રકારનાં દુઃખનું કારણ છે. એ દુર્ગુણને શ્રમથી જેર કરવો જોઈએ. નિર્વાહને માટે ગજા ઉપરાંત આતુરતાથી યત્ન કરવો એ તો ઈશ્વરે પુરૂં પાડેલુંજ છે. પ્રાણી જન્મ્યું કે તરત તેની માતાના થાનમાંથી દુધની ધારા વેહેવા માંડેછે." "વિવેકી પુરૂષો અન્યના સારાને માટે પોતાના દ્રવ્યનો તેમજ પ્રાણનો ત્યાગ કરે છે. દ્રવ્ય અને જીવિતનો નાશ અનિવાર્ય હોવાથી સારા હેતુને માટે સુજન લોકો તેનો ભોગ આપવાનું પસંદ કરેછે. સ્મરણમાં રાખ કે તારા નાશવંત દેહ અને સદ્ગુણ વચ્ચે ઘણો અંતર છે; પેહેલા નાશવંત શરીરનો એક ક્ષણમાં નાશ થાયછે, અને બીજો સદ્ગુણ એ તો કલ્પના અંત સુધી રહેછે." (**મનુ**, ૭-૪૯. હિતોપદેશ. ૧.-૧૭૭, ૪૩, ૪૯.)

૨૩. "જે પારકું હોય તે હરી લેવાની તૃષ્ણા ન રાખો. ચોરીથી દુર રહેવું અર્થાત્ કે અન્યની મીલકત ગ્રહણ કરવાની મન, વચન કે શરીરથી ઇચ્છા ન રાખવી." (ઈશાવાસ્યોપનિષદ્, ૬. શાંડિલ્યોપનિષદ્. ૧.)

૨૪. "તારાં પોતાનાં કૃત્યોથી તને જે માન મળે તે કરતાં વધારે પ્રતિષ્ઠા મેળવવા લલુતા ન રાખ ને જે સ્તિથિમાં તું છે તેમાં સંતોષ માન." (વિષ્ણુ પુરાણ; ૧. ૧૦.-૨૨, ૨૯.)

૨૫. "**સંતોષી** થા. સંતોષ એટલે જે બને તેથી ચોખ્ખી તૃપ્તિ. જેવી રીતે ધૃતથી અગ્નિ શાંત પડતો નથી તેમ ઇચ્છેલા પદાર્થની તૃષ્ણા ભોગવેથી તૃપ્તિ થતી નથી. પણ એથી ઓર (ધૃત નાખવાથી) અગ્નિ વધારે સતેજ થાય છે." (**મનુ**, ૧૧૯, ૧૦.)

૨૬. **ધૈર્ય**નો મહાવરો પાડ. અર્થાત્ કે, જ્યારે દ્રવ્ય કે સગાં મળે અગર તેઓનો નાશ થાય ત્યારે સઘળા વખતે મનની સ્થિરતા રાખ, સંકટ પડે મનમાં ઉદ્વેગ ન લાવ અને સુખ પ્રાપ્ત થાય તો હર્ષથી ગર્વ ન કર. ચિંતા, ભય અને દ્વેષથી વિરક્ત થા અને હરદમ પ્રમાણીક વર્તણુકપર આસ્થા રાખ." (શાંડિલ્યોપનિષદ્ ૧, ભગવદ્ગીતા ૫૬.)

૨૭. "એ તો નક્કી છે કે મનુષ્ય વિષય સુખમાં લુબ્ધ થઈ પોતાની ઇન્દ્રિયોથી કંઇ કંઇ અધર્મ ને અનીતિયો કરે છે તેટલા માટે તેને ઇન્દ્રિયો અંકુશમાં કઠણાઈથી રાખી ઈન્દ્રિયદમન કરી ઇન્દ્રિયજીત થવું જોઈએ ત્યારે તેને હમેશનું સુખ પ્રાપ્ત થાય." (**મનુ**. ૨-૯૩) "**ક્રોધ** એ મૂર્ખ મનુષ્યનો મનોવિકાર છે, ડાહ્યા મનુષ્યોએ માન આપી સંગ્રહવામાં ભૂષણ નથી." (વિષ્ણુપુરાણ, ૧, ૧૩,-૭૮.)

૨૯. "હમેશાં પ્રીતિયુક્ત ને મધુર વચન બોલો. વ્યર્થ કંકાસ યા તકરાર કરવી નહિ અથવા નકામો વાતમાં મગ્ન ન રહેવું." (**મનુ**, ૪.-૧૩૯.)

૩૦. "દરેક મનુષ્ય જેવી રીતે પોતા તરફ જુવે તેવીજ રીતે અન્ય તરફ નિહાળવું જોઇએ. સઘળા પ્રાણીને પોતાનો **આત્મા** તારા જેવોજ પ્રિય છે એવો મનમાં સંકેત કરીને તારાં સઘળાં કર્મો બીજા અન્ય મનુષ્યો સાથે સરખાવ ને પછી જે શ્રેષ્ઠ લાગે તેમ કરવા પ્રયત્ન કર. બીજાને સુખ કે દુઃખ દેવામાં તેમજ બક્ષીસ આપવામાં યા નહિ આપવામાં મનુષ્યને **આત્મ**તુલનાથી પુખ્ત વિચાર મળે છે." (મહાભારત અનુશાસનપર્વ. ૧૧૬-૫૬૯૧, હિતોપદેશ, ૧. ૨. ૧૨,

૩૧. "**માંસ આહાર**ને કેફી પદાર્થ પીવા નહિ. સદાચરણી ગમત ને રોજગાર, આહાર ને નિદ્રામાં નિયમીત થાવ. કેમકે વિપત્તિ દુર કરવાનો આ પ્રયોગ છે. (તૈતિરિય ઉપનિષદ્ અને ભગવદ્ગીતા, ૬.-૧૭. અને બૃહદારણ્ય ઉપનિષદ્.)

૩૨. "પુરાતન કાળથી **દ્યૂત** રમવાનો દુર્ગુણ મહા દુ:ખ ઉત્પન્ન કર્ત્તા જણાયો છે તેટલા માટે અક્કલમંદ મનુષ્યે ગમ્મતને માટે પણ **દ્યૂત** અથવા એના જેવી કંઇપણ ઉપદ્રવ કરનાર રમત રમવી નહિ." ( **મનુ**, ૯,-૨૭.)

૩૩. "તારા માતા, પિતા, ગુરૂ અને વડિલોને માન આપ." ) તૈતિરિય ઉપનિષદ્, શિક્ષાવળી, ૧૧. **મનુ**, ૪,-૧૩૪.)

૩૪. "તારા કરતાં ગૌણુક્ષના જે મનુષ્યો જેઓ કદરૂપા, અભણ, વયે મોટા, બદસિકલ, દ્રવ્યહિન ને અધમ યોનિમાં જન્મેલા હોય તેમનો તુચ્છકાર ન કર." ( **મનુ**, ૪.-૧૪૧ )

૩૫. "મનુષ્ય સિંહ જેવો બહાદુર હોય તોપણ તેને ઉદ્યોગ ને મહેનત વગર દ્રવ્ય પ્રાપ્ત થતું નથી તેટલા માટે દરેક મનુષ્યે નીમેલાં કૃત્ય કરવાં; કારણ ઉદ્યોગ એ સ્તુતિ કરતાં પસંદ કરવા જેવો છે અને મનુષ્યના શરીરની મુસાફરી સ્તુતિથી ચાલતી નથી. પણ તે કાર્ય વિકાર રહિત હોવું જોઇએ" (હિતોપદેશ ૩૧ ભગવદ્ગીતા ૨.-૪૭, ૩, ૮.).

૩૬. "સઘળી પવિત્ર વસ્તુમાં દ્રવ્ય સંપાદન કરવામાં પવિત્રતાઇ એ આ જગત્માં સર્વથી અગત્યની છે. તેટલા માટે દ્રવ્ય પ્રાપ્ત કરવાને યોજેલાં સાધન હમેશાં પવિત્ર હોવાં જોઇએ. મુખ્યત્વે કરીને ન્યાયાધિશો જેમની પાસેથી છુટકારો મળવાનો લોકોને વિલમ્બ થાયછે તેમને આ લાગુ પડે છે. આવી આ બાબતોમાં તેવા ન્યાયાધિશોની મીલકત જપ્ત કરી તેમને દેશનિકાલ કરવાથી રાજા પવિત્રાઈ જાળવી શકે છે." ( **મનુ**, ૭.-૧૪૨ )

૩૭. "સઘળા **આત્મા પરબ્રહ્મના** અંશ છે ને **પરબ્રહ્મ** સર્વ પ્રાણિયોમાં ( ઇશ અંશરૂપે રહેલો છે એવું જેઓ ધારે છે તેઓ કોઈપણ પ્રકારનું પાપ કરતા નથી." ઉપનિષદ્, ૬. )

---



## तत् सत् परमात्मने नमः

# मुमुक्षुपाठमाला.



### પાઠ ૧ લો.

હે મનુષ્ય! તારા હૃદયમાંની સર્વ દુષ્ટ વાસનાઓનો ત્યાગ કરવા શીખ. અવિચાર્યાં કર્મથી દૂર રહે. મનની સ્થિરતા કર અને તેને ચલાયમાન થવા દેઈશ નહિ. તારા વ્યવહારો, ઠગપણા અને બગભક્ષિપણાથી દૂર રાખજે. જુઠા ફેકટ ફાંફા મારનારા જુવાનીયાની મિત્રાઇથી તું દૂર રેહેજે. મિથ્યા ભાષણ કરનારા અને દુરાચારીઓની સંગતને ધિક્કારની નજરે જોજે."

## પાઠ ૨ જો.

તારી પોતાની અને તારા ભાંડુઓની ખાનગી વાત કદી પણ ઉઘાડી પાડીશ નહિ. ધનવાનની મહેરબાનીની મેળવવાની ફોકટ આશારૂપી તૃષ્ણાઓના તરંગો રાખીશ નહિ. ગરીબની કદી પણ ધિક્કારીને અવગણના કરતો નહિ; કારણ, જે ગરીબને ધિક્કારેછે તે પોતેજ ગરીબ કરતાં ગરીબ થવાનોજ છે.

## પાઠ ૩ જો.

ગરજવાન અને નિરાધારની ગરજ તારી શક્તિપ્રમાણે પુરી પાડવામાં પછાત પડીશ નહિ; કારણ કે, ગરજવાનની જે ગરજ સારેછે તેનો બદલો પરમ કૃપાળુ પરમેશ્વર પુરેપુરો આપેછે.

## પાઠ ૪ થો.

તારૂં જેણે અનહિત ઇચ્છયું હોય અને બુરૂં કર્યું હોય તેનાપર તું હમેશ દયાભાવની દૃષ્ટિ રાખજે; કારણ કે, થોડા ગુન્હા માટે જે મનુષ્ય મોટો વેરભાવ કેળવવા તત્પર થઈ રહેછે તેવાનું હૃદય કેવું હોય છે? માટે તારે તો તારા બંધુઓને એથી હજાર ઘણો લાભ આપવો ઘટિત છે.

## પાઠ ૫ મો.

કોઈ મનુષ્યના કૃત્યને ઉતાવળાપણે ધિક્કારીશ નહિ; કારણ કે, તેમ કરવા જતાં તેવીજ ભૂલની આફતના ખાડામાં તારે તુરત આવી પડવાનો સંભવ છે. નિંદા અને ગપાટીઓને ધિક્કારજે. ગંભીરતા પકડી થોડું બોલતાં શીખજે.

## પાઠ ૬ ઠ્ઠો.

આ અસાર સંસારમાં રાત અને દિવસ ઈશ્વરસ્મરણ અને તેના પાદને વંદન કરવામાં ગાળજે. તેમ કરવાથી એ કૃપાળુ તારો જ્ઞાનરૂપ ભંડાર ભરપુર કરશે; કે જે જ્ઞાનરૂપી નૌકાસાધનથી આ માયિક સંસારમાં શુદ્ધચેતન્ય **પરબ્રહ્મ પરમાત્મા**ની સાથે તારી ઐકયતા થવામાં વાર લાગશે નહિ.

## પાઠ ૭ મો.

ઓ બંધુ! દારૂની ધિક્કારવારૂપી લતને કદી આધીન થઇશ નહિ એટલુંજ નહિ પરંતુ દારૂડીયાઓના સંગમાં કદી આવતો નહિ. ઈશ્વરી આજ્ઞાથી પૂરવાર થયેલું છે કે મનુષ્યપ્રાણીઓ ઉપર આવી પડતાં તમામ દુઃખોનો અડધો ભાગ આ દુષ્ટ દારૂનાં વ્યસનોની બુરી લતોથી છે. અતિશય દારૂ પીવાના મ્હાવરાથી મનુષ્યની બુદ્ધિ અને વિચારશક્તિ ક્ષીણ થતી જાયછે. વિચારશક્તિ ક્ષીણ થતાં તેઓનાં મન મલીન થઈ દુષ્ટવાસનાઓ અને દુરાચારમાં ફસતાં વાર લાગતી નથી. તેવાઓના હાલહવાલ હવામાં ઉડતા પક્ષીઓના જેવા થઇ રહેછે; માટે હે મનુષ્ય! તને મારી નમ્રતાપૂર્વક અરજ છે કે, આ દુષ્ટ અને ભયંકર દુર્ગુણનો તારા હૃદયમાં સ્વપ્ને પણ વાસો થવા દઇશ નહિ.

**જ્યાં સદ્ગુણ છે ત્યાં જય છે.**

**ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ.**

૪૬૦૮



॥ सत्यमेवजयते ॥

# યોગદર્શન અનુભવ.

## પ્રથમ ખંડ.

---

### સ્વજ્ઞાનાનુભવ.

**સુરત સનાતન ધર્મસભાના** સભાસદોનો મુખ્ય હેતુ સનાતન ધર્મની મર્યાદામાં રહી માનસિક અને નિશ્ચયાત્મકબુદ્ધિજ્ઞાનની ઉન્નતિ યથાર્થ અને પરિપૂર્ણ કરવાનાં સાધનોનું દૃઢ આગ્રહથી શ્રવણ કર્યા પછી તેનું પઠન, મનન અને નિદિધ્યાસ કરવાનો છે. જેથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારેની સિદ્ધિ થવાના સત્ય સાધનોનો નિશ્ચય થયો એટલે તેનો ઉપદેશ પણ મુમુક્ષુ અને ધર્મજીજ્ઞાસુજનોને કેવલ પરોપકારબુદ્ધિ અને નિષ્કામવૃત્તિથી કરવાનો છે.

માનસિક અને નિશ્ચયાત્મક બુદ્ધિજ્ઞાનની યથાર્થ ઉન્નતિ થયાથી આપણી પ્રાપંચિક, સામાજિક, રાજકીય અને ધાર્મિક એ ચારે સ્થિતિ ઉત્તમદશામાં આણવાનાં અને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારેની સિદ્ધિ થવાનાં સાધનો ગયા બે વર્ષમાં જે વ્યાખ્યાનો સભામાં કર્યાછે તેમાં આવી ગયાં છે એવો આપણો નિશ્ચય થયો હોય તો તેનો સત્યઉપદેશ મુમુક્ષજનોને અવશ્ય કરવાની અગત્ય છે. પરંતુ એવો સત્યઉપદેશ કરવાની શક્તિ માત્ર તે સાધનોનું એક વખત શ્રવણ કરવાથી આવતી નથી. પણ તેનું યથાર્થ પઠન કરી નિરંતર મનન કરવાથી જ્ઞાનની યોગ્ય ઉન્નતિ થયા પછી નિદિધ્યાસ• કરવાથી મનઃપ્રેરક સત્યઉપદેશ થઇ શકેછે. માટે તેપ્રમાણે આપણા આગ્રહિ સભાસદોયે કર્યા પછી આજના **સ્વજ્ઞાનાનુભવ**ના વિષયમાં જણાવેલી અગત્યની સૂ-

ચના ઉપર યથાર્થ લક્ષ આપવાથી કોઈપણ વિષયઉપર ચિત્તવેધક વ્યાખ્યાન આપવામાં કેવાં સાધનોની અગત્ય છે તે જાણવામાં આવશે.

પ્રથમ **સ્વજ્ઞાનાનુભવ**નો યથાર્થ અર્થ જાણવાની અગત્ય છે. **સ્વજ્ઞાનાનુભવ** એટલે યોગજ્ઞાનનો અનુભવ. એનો સ્પષ્ટાર્થ એવો છે જે પોતે સ્વતઃ પોતાના મૂલજ્ઞાનને જાણવું એટલે પોતાનાં મૂલજ્ઞાનનું ઉપાદાનકારણ શું છે એ જાણવું અને તેમાં મહાઅદ્‌ભુત શક્તિ રહિ છે છતાં અલ્પતા આવવાનું કારણ શું છે એ વિગેરે યથાર્થ જાણવાથીજ સર્વક્રિયામાં અતિ ઉત્તમ લાભ થવાનું જે સુખસાધન તેની પ્રાપ્તિ માનસિક અને નિશ્ચયાત્મકબુદ્ધિજ્ઞાનની ઉન્નતિ થવાથી થઈ શકેછે.

સર્વે બ્રહ્મજીજ્ઞાસુ વિદ્યાર્થિયોના લક્ષમાં હશે જે આપણે ગયા વર્ષમાં પ્રસિદ્ધ કરેલા આપણા **રત્નમાલા** ગ્રંથનાં વ્યાખ્યાનોમાં ઘણે પ્રસંગે દર્શાવેલું છે કે સર્વ જ્ઞાન, અને દૃશ્ય, અદૃશ્યવસ્તુઓનું મૂલ ઉપાદાનકારણ શબ્દ અથવા નાદબ્રહ્મ છે તેના પ્રથમ આભાસમાંથી વ્યક્તપ્રકૃતિના મહાઅદ્‌ભુત સત્વગુણના જ્ઞાનનો અંકુર જણાયો તેમાંજ સર્વજ્ઞ, સર્વશક્તિ, સર્વવ્યાપકપણું વિગેરે મહાઅદ્‌ભુત ગુણો રહેલા છે તેથી તેજ સર્વશક્તિમાન્ ઈશ્વરરૂપે બ્રહ્મવિદ્યાના ગ્રંથોમાં કેહેવાયછે. પછી તે સર્વશક્તિમાન્ ઈશ્વરના આભાસમાંથી જે આભાસ પડયો તે કાંઈક મૂલ ભાસકરતાં ઝાંખો, માટે તેમાં સત્વગુણસહિત રજો અને તમોગુણની છાયા ઉત્પન્ન થયેલી જણાઈ. જેમ પ્રથમ કાચઉપર જે પ્રકાશ પડયો હોય તે સ્વચ્છ અને અધિક પ્રકાશમાન હોય છે પછી તે કાચઉપરથી બીજે ઠેકાણે જે પ્રકાશ પડે તે કાંઈક અંધક અને ઝાંખો હોય તદપિ મૂલ નાદબ્રહ્મના પ્રકાશમાંથી જે બીજા પ્રકાશની ઉત્પત્તિ થઈ તે ઝાંખીજ હોય ત્યાર પછી ઉપર કહેલા ત્રણે ગુણોમાંથી જેપ્રમાણે ચકમકની પથરીને પોલાદનો સંયોગ થઈ ઘર્ષણ થવાથી જેમ અગણિત અગ્નિના તણખા ઉત્પન્ન થાયછે તેમ ઉપર કહેલા ત્રણેગુણોમાંથી બ્રહ્માણ્ડ અને સૃષ્ટિ વગેરે ઉત્પન્ન થઈ મૂલ એક ચૈતન્યની કલ્પનામાંથી ભિન્ન ભિન્ન કલ્પનાનો પ્રસાર થવા માંડયો તેણે કરી પ્રસરેલી કલ્પનામાં સર્વજ્ઞપણું, સર્વશક્તિમાન્‌પણું અને સર્વવ્યાપકતા આદિ અદ્‌ભુતગુણોની ન્યૂનતા જણાવવા લાગી. એવી રીતે સ્થાવરજંગમાદિક, જડ, સ્વેદજ, અણ્ડજ, અને ઉદ્‌ભિજ્જ વિગેરે મૂલજ્ઞાનના સૂક્ષ્મપરમાણુ પ્રવેશ થતાં થતાં પશુ પક્ષિ અને મનુષ્યપ્રાણિમાં આવરણ અને આચ્છાદનસહિત જે ગુપ્ત રહેલા તેમાં આગલ મર્યાદારહિત કાલાંતે તેમાં જ્યારે પુનરાવૃત્તિના નિયમપ્રમાણે તે જ્ઞાનના ચૈતન્યપરમાણુઓ ઉર્ધ્વગતિને પામતા ગયા ત્યારે પુનઃ ઉર્ધ્વગતિના નિયમપ્રમાણે પૂર્વવત્‌સ્થિતિમાં આવવા

માંડયા તે કેવી રીતે તેની અલ્પ સૂચના આ પ્રસંગે કર્યાથી અધિક સ્પષ્ટતા થશે.

આપણે સાંપ્રત સૃષ્ટિમાં કોઈપણ પદાર્થની પરીક્ષા કરવામાં મુખ્ય ત્રણ વસ્તુનો વિચાર કરવાની અગત્ય છે. તેમાં પ્રથમ કોઈપણ પદાર્થ પછી તે પદાર્થનો બીજા પદાર્થસાથે તેની આસપાસના પદાર્થનો સંબંધ અને ત્રીજો તે પદાર્થનો પરસ્પર સંબંધ. હવે આ સૃષ્ટિમાં સઘળી વસ્તુઓ એક ગતિથી કાર્યો કરેછે, તો આપણે તે સઘળી વસ્તુથી પ્રથક્ છઇએ કે તે સઘળી વસ્તુના સંબંધમાં એકરૂપ છઇએ તે જાણવાની અગત્ય છે. આપણે પણ સઘળી વસ્તુની પેઠે સ્થિર નથી પણ ગતિથીજ વર્તિયે છઇએ. એકજ ચૈતન્ય સઘળામાં કાર્યો કરેછે તેની ચંચળતા સ્થિર થતી નથી.

સઘળી વસ્તુ પુનરાવૃત્તિના નિયમપ્રમાણે ઉન્નતિને પામેછે. આપણે એક જીવંતવસ્તુ લઈ તેનો વિચાર કરીશું તો આપણને સ્પષ્ટ જણાશે જે તે વસ્તુનો નિરંતરની ગતિથી જે ક્ષય થાયછે તેની પૂર્ણતા કરી બીજું અધિક પોષણ મેળવી શકેછે. અને તે બનવામાં મુખ્ય બે વસ્તુની અગત્ય છે. એક તો તે વસ્તુમાં રહેલા ચૈતન્યની શક્તિ અને બીજી તે પૂર્ણ કરવાનેવાસ્તે બહારની વસ્તુનો સંગ્રહ. એવી રીતે ઉન્નતિ થતાં થતાં આગળ ઇંદ્રયાદિકના પ્રગટ થવાથી ઉન્નતિ થવામાં એક કરતાં અધિક સાધન મળેછે. હવે ઉન્નતિ થવાનાં સાધનોમાં આઘાત અને પ્રત્યાઘાત એવા બે પ્રકારની વિરૂદ્ધ ગતિ હોયછે. તેમાં એક તો ઉન્નતિ થવાની જે પોતાનિ શક્તિ છે અને બીજી બહારની આસપાસની ગતિ જે તેનાઉપર સત્તા કરેછે તે છે. જે વસ્તુ ઉન્નતિને પામેછે તે બહારની વસ્તુમાંથી અગત્યનું તત્ત્વ લેછે તેથી જે ગુપ્ત છે તેનું પ્રગટપણું થાયછે અથવા અદ્રશ્યમાંથી દ્રશ્યની સ્થિતિમાં આવેછે. એવી રીતે બહારની વસ્તુમાંથી તત્ત્વનું આકર્ષણ કર્યાથી તે બહારની વસ્તુની શક્તિની ન્યૂનતા થાયછે.

એવી રીતે બેપ્રકારની ગતિ કાર્યો કર્યા કરેછે. તેમાં અંતરની ઉન્નતિ પામવાની પોતાની જે ગતિ અથવા શક્તિ તે પોતે અચળ અને સ્થિર રહી બીજી બહારની શક્તિની સત્તા તેનાઉપર થવાને પ્રતિબંધ કરેછે. હવે પોતાની અંતરની શક્તિ ઉન્નતિ પામવા તેવી શક્તિનું સંયોગીકરણ કરેછે. અને તેથી ઉલટું બહારની શક્તિ તેનું પ્રથક્કરણ કરવાને પ્રયત્ન કરેછે. એપ્રમાણે સૃષ્ટિના જડ અથવા ચૈતન્યના સઘળા પરમાણુઓ દ્રશ્ય અથવા અદ્રશ્ય રીતે એકબીજા ઉપર સત્તા કરી કાર્યો કરેછે. વળી એથી અધિક જ્યારે એક કરતાં અધિક ઇન્દ્રિયો ય-

થાર્થ રીતે ઉત્પન્ન થાયછે ત્યારે એકજ પરીણામ એક કરતાં અધિક પ્રકારે મેળવી શકાય છે.

એપ્રમાણે સઘળી ઇન્દ્રિયો ઉત્પન્ન થઈ તેની યથાર્થ ઉન્નતિ થયા પછી, મનુષ્યપ્રાણીમાં બે પ્રકારના વિવેક ઉત્પન્ન થાયછે. એક જે પોતાને વિરૂદ્ધ હોય તેનો પ્રતિબંધ કરવો અને બીજો વિવેક જે સાધનોથી ધારેલું ફળ ઉત્પન્ન થાય તે સાધનો શોધી કાઢવાં. એ બેઉ પ્રકારના વિવેકને પરસ્પર નિકટસંબંધ છે. કેમ જે પોતાથી જે વિરૂદ્ધ હોય તેને સારૂ પણ સાધનની અગત્ય છે. અને સાધનો છતાં કેટલેએક પ્રસંગે જે વિરૂદ્ધ હોય તેનો પ્રતિબંધ કરવાની પણ અગત્ય છે. જ્યારે એવી રીતનો વિવેક ઉત્પન્ન થવાનો સમય આવેછે ત્યારેજ મનની પુનરાવૃત્તિ થઈ તેની ઉન્નતિ થવાનો સમય આવેછે. એવી રીતે પરસ્પરના સંસ્કારથી મન ઉત્પન્ન થાયછે. અનેક પ્રકારના ભિન્ન ભિન્ન અનુભવથી એક સબળશક્તિ ઉત્પન્ન થાયછે, એવી રીતે જેમ જેમ આપણે ઉંચા પ્રકારનો વિવેક મેળવતા જઇયે, તેમ તેમ આપણા મનની અધિક ઉન્નતિ થતી જાયછે. આપણી કલ્પનાને છેક ટોચ ઉપર લઈ જઈ બુદ્ધિથી યથાર્થ નિશ્ચય કરી નિર્ણય કર્યાથી અંતે સર્વશક્તિ અને સર્વવ્યાપકપણાની બુદ્ધિચૈતન્યની શક્તિ પ્રાપ્ત થાયછે, કેમ જે પછી એક મનની સત્તા બીજા મન ઉપર કેમ બેસાડી શકાય તે જાણી શકાય છે. સઘળી ગુચવણવાળી ભિન્ન ભિન્ન મનની કલ્પનામાં ઉંડાણમાં એકજ સત્ય કલ્પનાનો વિચાર રહેલો હોયછે. તેને યથાર્થ ઓળખી તેની સત્તા બેસાડવાથી એકસરખી અસર સઘળા ઉપર થઈ શકેછે અને ભિન્નપણાનો લય થાયછે. એ સર્વવ્યાપક બુદ્ધિચૈતન્યજ્ઞાન પ્રત્યેક પ્રાણીઓમાં રહેલું છે. એવી રીતે સઘળા મનુષ્યપ્રાણી એકજ ઇશ્વરી બુદ્ધિચૈતન્યજ્ઞાનના પરીણામ છે. ભિન્નતા માત્ર પ્રકૃતિના આવરણનીજ છે અને તે આવરણ ગયા પછી અંતે માત્ર એકજ અદ્વિતીય રહેછે. માટે સઘળા મનુષ્યપ્રાણી મળી એક મોટો માણસ થાયછે. તેને માહાઅદ્ભુત કલ્પના અને કાર્ય કરવાની માહાઅદ્ભુત શક્તિ પ્રાપ્ત થાયછે. એ ઉપરથી સઘળા મનુષ્યપ્રાણીવિષે બંધુત્વપણાનો ભાવ આવેછે એટલુંજ નહીં પણ તે આપણોજ અંશ છે તેથી તે આપણી પ્રીતિ અને શુભઇચ્છા કરવાને યોગ્ય પાત્ર છે. એ સિવાય દ્વૈતપણાના ભાવથી કોઈ પણ રીતે સઘળા મનુષ્યમાં સત્યપ્રેમ અને શુભઇચ્છા દૃઢ થઈ સર્વ મનુષ્યમાં સમાન ભ્રાતૃભાવ થઈ શકતો નથી.

વિચાર અને કલ્પનાનું પરીણામ કર્મ છે. માટે કલ્પનાથી યોગ્ય કર્મ કર્યા સિવાયની જે કલ્પના અથવા વિચાર તે નિર્માલ્ય અને નિ-

રૂપયોગી છે. શુભઇચ્છાસહિત જે મન તે એક મહાસત્તાધારી છે, અને તે શરીરને અયોગ્યકર્મ કરવાને પ્રતિબંધ કરી યોગ્ય કર્મ કરવાને પ્રવર્ત્તાવી શકેછે. હવે શુભકલ્પના અને ઈશ્વરી શુભઈચ્છાનો પ્રયોગ શબ્દ અથવા વાક્યથી થઈ શકેછે. અદ્દ્ભુત કલ્પનાસહિત ભાષણની અદ્દ્ભુત શક્તિનું માપ કોઈનાથી થઈ શકતું નથી જે પ્રથમ શબ્દ અથવા ભાષણ પ્રારંભમાં માત્ર નાદ અને ભાષારૂપ નિર્માલ્ય હોયછે તેજ આગળ મનુષ્યપ્રાણીને ચિત્તવેધક અને સત્તારૂપ થાયછે. અને એવા અદ્દ્ભુત શબ્દની સત્તાથી મુમુક્ષુ શ્રોતાજનોને તેવા શુભકર્મ કરવાને ઇચ્છા ઉત્પન્ન કરી તેવાં કર્મ કરવાને પ્રવર્તાવે છે. એવી અદ્દ્ભુત સત્તાવાળો ભાષણકર્તા તે સમયે પોતાની સઘળી કલ્પના એકત્ર કરી બોલવાના શબ્દોમાં એકાગ્રતાથી આણેછે. અને પછી તે યોગ્ય શબ્દથી બીજામાં પ્રવેશ કરેછે. તેથી પોતાનું જે અંતઃકરણ તે બીજાનું અંતઃકરણ કરી અદ્વિતીયભાવ ઉત્પન્ન કરેછે. આગળ તે એક થયા પછી વિદ્યુતના ચમકારાની પેઠે બીજાને આશ્ચર્ય ઉત્પન્ન કરી જાગ્રત કરેછે. વળી જ્યારે આપણે પોતાની કલ્પના અથવા વિચારનું રૂપાંતર શબ્દોમાં કરીયે ત્યારે કદાપિ તે શબ્દો કોઈના સાંભળવામાં નહીં આવે તોપણ તેની સત્તા ઘણા સમયસુધી રહી શકેછે તેથી ઘણો લાભ થાયછે. વાક્ય બોલવાની અગાડી આપણી કલ્પના એક બિંદુમાં આવેછે. પછી સંશય જાયછે અને તે બળવાન થઈ કર્મ કરવાને શક્તિમાન્ થાયછે અને એવા અભ્યાસથી આગળ ઉન્નતિ થવાના માર્ગે પડેછે.

આપણે ઉપર સઘળા મનુષ્યપ્રાણિયોને પોતાના મૂળ જ્ઞાનનો અનુભવ કરવાની અગત્યની સૂચના આપી તેનો અનુભવ પૂર્વે ઋષિ અને મુનિયોને યથાર્થ થયો હતો અને સાંપ્રત કાળ પણ માનસિકજ્ઞાનની ઉન્નત્તિનો છે તેમાં કેટલાએક મહાવિદ્વાન્ અને સમર્થજ્ઞાનિઓને તત્ત્વજ્ઞાનના યોગે નિષ્પક્ષપાત રીતે પરીક્ષા કરવાથી એવું જણાવ્યું છે જે મૂળ જ્ઞાનનો પ્રથમ આભાસ શબ્દબ્રહ્મમાંથી પ્રકાશમાન થઈ સર્વજ્ઞ, સર્વશક્તિમાન્ ત્રિગુણાત્મક ઈશ્વરરૂપે દ્વિપ્રકાશ પરાવર્ત્તન પામ્યો ત્યાંથી તે આભાસનું હિરણ્યગર્ભમાં વક્રીભવન થઈ અગણિત તણખારૂપે મહત્તત્ત્વાદિકમાંથી કાલાંતરે સ્થૂલ-સૂક્ષ્માદિક પદાર્થો અને સઘળા પ્રાણિયોમાં સચરાચરવ્યાપી થયો તેવી રીતે પૃથક્ પૃથક્ મનુષ્યપ્રાણિયોમાં રહેલો ગુપ્તજ્ઞાનાંશ ભિન્ન ભિન્ન રીતે પ્રકૃતિમાંથી દૃશ્યમાન થવા માંડ્યો. પછી આગળ કાલાંતરે પુનરાવૃત્તિના નિયમપ્રમાણે સંસ્કાર પામતાં પામતાં જેમ જેમ માનસિક અને નિશ્ચયાત્મક બુદ્ધિજ્ઞાનની ઉન્નતિ થતી ગઈ તેમ તેમ સર્વ શક્તિમાન જ્ઞા-

નાંશનો સંગ્રહ નિર્મળ કલ્પનામાં યથાર્થ થઈ વાક્ અથવા શબ્દદ્વારા પ્રકટ થયાથી અદ્‌ભુત કાર્યો થવા માંડયાં. જેપ્રમાણે દાહકઅગ્નિ સ્થૂલ, સૂક્ષ્મ સર્વપદાર્થોમાં ગુપ્ત રીતે રહેલોછે તે છતાં કોઈ પણ પ્રકારે તે દાહકઅગ્નિના પરમાણુઓનો સંગ્રહ એક બિંદુમાં થયા પછી માત્ર અલ્પ ઘર્ષણ કરવાથી દાહક અગ્નિ પ્રકટ થાયછે તદ્વત્ નિર્મળ મૂલ જ્ઞાનાંશનો સંગ્રહ યથાર્થ થયા પછી તે વાક્ અને શબ્દનાદદ્વારા પ્રકટ થઈ મહાઅદ્‌ભુત કાર્યો કરેછે તે કેવી રીતે થઈ શકેછે તેની અલ્પ સૂચના આ પ્રસંગે કર્યાથી કાંઈ અધિક લાભ થશે.

વાક્ એટલે કલ્પનાનું શબ્દદ્વારા પ્રકટ થવું તેથી આપણી કલ્પના અથવા વિચારોનો સંગ્રહ થઈ તેને એક બિંદુમાં સ્થિર કરવાને સહાયતા મળેછે અને ભાષાના સ્વરૂપથી જે વિચારો આપણાં અંતઃકરણમાં ગુપ્ત રહેલા છે તેની મર્યાદા આપણે જાણી શકિયે છિયે. વાક્ અથવા ભાષાથી જે વિચારો ગુપ્ત રહેલા છે તે દિવસના પ્રકાશનીપેઠે સ્પષ્ટરીતે પ્રકાશમાન થાયછે.

આપણે અર્થયુક્ત કારણસહિત વાક્‌ની સત્તાનું વિવેચન કર્યાની પૂર્વે પ્રથમ વાક્‌નો અંશ જે નાદ તેની અદ્‌ભુત શક્તિનો વિચાર કરિયે. નાદ ઉત્પન્ન થયા પછી તેનું વાતાવરણમાં વક્રિમાન થઈ તે કેવી આશ્ચર્યકારક અસર ઉત્પન્ન કરેછે તે મહાજ્ઞાની યથાર્થ રીતે સમજી શકેછે. આપણા જાણવામાં છે જે વીણા, સતાર, જલતરંગ, સારંગી, વગેરે વાજિંત્રોની અદ્‌ભુત ગોઠવણી કર્યાથી તે દ્વારા વાક્‌નો ઉપયોગ કર્યાસિવાય માત્ર હસ્તદ્વારા જે મધુર અને ચિત્તવેધક નાદ ઉત્પન્ન થાયછે તેથી તે ઘણા પશુપક્ષિ અને ભુજંગ વગેરે અલ્પપ્રાણિયોની વૃત્તિયોનું આકર્ષણ કરી તેમના ઉપર મહાઅદ્‌ભુત સત્તા બેસાડે છે તેજપ્રમાણે તેવા યંત્રોમાંથી જે નાદ ઉત્પન્ન થાયછે, તેનું આસપાસના વાતાવરણમાં વક્રીભવન થઈ વાક્ જેવા મધુર શબ્દ ઉત્પન્ન થવાથી સાધારણ મનુષ્યપ્રાણીનાં મનઉપર તે મહાઅદ્‌ભુત સત્તા બેસાડી તેમને તદ્રૂપ કરી નાદ અને ગાયનવિદ્યા યથાર્થ જાણનારા મનુષ્ય બીજા સ્ત્રીપુરૂષોને પોતાની સત્તામાં સંપૂર્ણ રીતે આણી શકેછે જેપ્રમાણે મધુર વીણાના નાદથી શ્રીકૃષ્ણભગવાને ગોપીઓનાં ચિત્તનું આકર્ષણ કરી તેમને રાત્રિને સમયે વૃંદાવનમાં સઘલી લૌકિક મર્યાદાનો ત્યાગ કરાવી આણી હતી એવું કહેવાયલું છે. એવી રીતનાં ઘણા દૃષ્ટાંતો છે એ સઘલું છતાં મહાઅદ્‌ભુત નાદની અલૌકિકશક્તિનું યથાર્થ સત્યજ્ઞાનમાંથી તત્ત્વજ્ઞાની મહાપુરૂષોનેજ હોય છે તેઓ પંચવિષયોના નાદ ઉપર લક્ષ નહિ રાખતા અપરિમિત અવકાશમાં નિરંતર વાતાવરણમાં જે શુભ નાદોનું

વક્રીભવન થઈ જે અદ્‌ભુત નાદો ઉત્પન્ન થાયછે તે જાણી શકેછે અને સાંભળી પણ શકેછે. અને તેથી તેમને પરમાનંદ થઈ તેઓ મિથ્યા અસત્ય સંસારનાં સુખથી નિવૃત્તિમાંથી નિરંતર બ્રહ્માનંદમાં નિમગ્ન રહેછે. એવી રીતે નાદમાં મહાઅદ્‌ભુત શક્તિ રહેલી છે તો વાક્‌દ્વારા સત્યબોધની સત્તા અદ્‌ભુત હોય તેમાં કાંઈ આશ્ચર્ય નથી.

મનુષ્યના અંતરચૈતન્ય અથવા સાક્ષિચૈતન્યનું વલણ નિરંતર સંસ્કારિ મનુષ્યોને સત્યતરફજ વર્ત્તાવી જે સત્યતાથી તે જાણીતા છે તેની ઉન્નતિ કરવા તરફ હોયછે તે માટે કોઈપણ સત્યતાનો અંશ સઘલા મનુષ્યને યથાર્થ રીતે સમજાઈ શકે એવી રીતે ઉચ્ચારણ થયો હોય અને તેની સાથે યુક્તિવિવેક અને શ્રોતાજનોને લાભ થઈ શકે એવી અગત્યતાનો હોય અને તે પ્રીતિ ઉત્પન્ન કરે એવા યોગ્ય શબ્દ-યુક્ત હોય એ સઘલું છતાં તે શબ્દો કેવલ પરમાર્થરૂપ હોય તો તે વિવેકી અને કેવલ સત્યશોધક શ્રોતાજન ઉપર અદ્‌ભૂત સત્તા કરેછે. જેમ સુવાસિક પુષ્પનો સુગંધ વાયુમાં સંમીલન થઈ તે વાયુ જેને લાગે તેને સુવાસિક વાસ આપે છે તેવી રીતે વાક્‌ની સત્તા સઘલે પ્ર-સરી તે અતિ બલવાન્ થાયછે પછી તે સઘલી એકત્ર થયેલી સઘલા મનુષ્યની એકજ મહાપ્રબલ કલ્પનાની શક્તિ થાયછે તેવી પ્રબલશક્તિને ભંગ કરવાને જે કોઈ અંતરાય આવે તેનો તે મહાશક્તિ નાશ કરેછે; અને અંતે તે સત્યવિચાર અથવા કલ્પના સઘળા મનુષ્યના સમૂહ-સામાન્ય થઇને તેનું સ્થાપન થાયછે. એનાં દૃષ્ટાન્તો શ્રોતાજન શોધશે તો તેમને ઘણાં જણાશે જે કાંઈ મહત્વનાં કાર્યો જનના સમૂહનાં કલ્યાણને અર્થે કેવલ પરોપકારબુદ્ધિથી કરવાને જે પુરૂષોયે અતિ આગ્રહથી પ્રયત્ન કરેલ છે તે પુરૂષોને તેવા કાર્યોમાં જય પ્રાપ્ત થઈ તે પોતે દેવરૂપ મનાયા છે. એ ઉપરથી સ્પષ્ટ જણાશે જે વાક્‌દ્વારા ઉચ્ચા-રણ થયેલા શબ્દો પ્રત્યેક સમભાવવાળા શ્રોતાજન ઉપર સત્તા બેસાડી શકે એટલુંજ નહિ પણ આપણે ઉપર કહ્યાપ્રમાણે સુવાસિક પુષ્પની પિમલની પેઠે આખી સૃષ્ટિ વાતાવરણના યોગે મિશ્ર થઈ સઘલે ઠેકાણે પ્રસાર પામેછે અને તેની અસર કાળેકરી લોકો અને પ્રજા ઉપર મહા અદ્‌ભુત થઈ શકેછે. જે શબ્દ સર્વજ્ઞ અને સર્વશક્તિમાન્ પ્રબલ ઈશ્વરીસત્તામાંથી પ્રથમ થયેલો છે અને તેજ શબ્દ મનુષ્યના અંત-રમાં ગુપ્ત રીતે રહેલો છે અને તે ઈશ્વરસત્તારૂપ છે તે યથાર્થ રીતે અલ્પશ્રમે સમજી અને જાણી શકાતો નથી; પરંતુ તેજ્યારે નિશ્ચયાત્મક-બુદ્ધિજ્ઞાનના યોગે પ્રકૃતિના આવરણથી રહિત થાયછે, અને સંપૂર્ણ એકાગ્રતાથી એક બિંદુમાં સ્થિત થાયછે ત્યારે તે તરત જણાઈ શકેછે

અને તેનો ઉપયોગ પણ મનુષ્યનાં શુભ કાર્યોમાં થઈ શકેછે. પછી તે સંસ્કારો ભિન્ન ભિન્ન મનુષ્યમાં એકત્ર થઈ જ્યારે તે અદ્વૈત થાયછે ત્યારે તે પ્રબલ અગ્નિની પેઠે અતિ પ્રતાપવાન્ થઈ ઘણા મનુષ્યના સમૂહ અથવા સઘલી પ્રજા ઉપર ધારેલી શુભસત્તા કરી શકેછે અને ત્યારેજ પ્રજાની સંપૂર્ણ ઉન્નતિનો સમય આવેછે અને તે ઈશ્વરીશક્તિનો પ્રતાપ વૃદ્ધિને પામતો જાયછે. પરંતુ આગલ કાલાંતરે નવીન ઉત્પન્ન થતી પ્રજામાં તેનું ઉત્તેજન આપવામાં સમયાનુસાર કેટલોક ફેરફાર કરવાની અગત્ય પડેછે. તે પ્રતાપવાન્ અદ્ભુત ઈશ્વરીકલ્પનાની ઉન્નતિ થવાસારૂ પ્રત્યેક મનુષ્યે પોતાનું અંતઃકરણ વારંવાર જોવાની અગત્ય છે. તેણે પોતાની કલ્પના અથવા વિચાર કોઇ મહાપ્રતાપવાન્ પુરૂષની પ્રબલ કલ્પના અને વિચારની સાથે સરખાવતાં જવું અને પોતામાં જે ન્યૂનતા હોય તેનો પ્રબળ ઇચ્છાશક્તિથી લય કરતા જવું તેથી આગળ પોતાનામાં ગુપ્ત રહેલી નિર્મલ શુભકલ્પના અને ઈશ્વરીસત્તારૂપ શબ્દની સ્ફુરણા થઈ યોગ્યમાર્ગે જવાને તે શબ્દ સહાયભૂત થશે. અને તેમ થયું એટલે આપણી સઘલી વર્ત્તણુંક તે પ્રતાપિ શબ્દની આસપાસજ થયા કરશે અને તે શબ્દ આપણે જો નિરંતર લક્ષમાં રાખિશું તો આપણે સત્ય ઉન્નતિના માર્ગમાંથી ચલિત નહિ થતાં મહાપ્રતાપવાન્ મહાત્માનિ સાંનિધ્ય જવાનો સમય આવી ઈશ્વરી પરિપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવાને શક્તિમાન્ થઇશું. તેમ થયાથી આપણે આપણી પ્રજાનિ પ્રાપંચિક, સામાજિક, રાજકીય અને ધાર્મિક એ ચારે સ્થિતિ ઉત્કૃષ્ટ દશામાં આણવાના નિયમો આપણે જણાઈ શકાશે. મનુષ્યપ્રાણીના ઘણા સમૂહને એ અદ્ભુત પ્રતાપિ કલ્પના અને શબ્દનું જ્ઞાન નથી કેમ જે તેને માત્ર પોતપોતાનું ભિન્નસ્વરૂપ સમજે છે તેથી પ્રત્યેક મનુષ્ય પોતપોતાનોજ સ્વાર્થ કરવાને પ્રયત્ન કરેછે તેણે કરી કલ્પનામાં ભિન્ન ભિન્નતા પડિને અલ્પ, અશક્ત અને નિર્માલ્ય થતી જાયછે અને જેવી રીતની ઘણા સમૂહની કલ્પના અને વર્ત્તણુંક હોય તેવી પ્રજાની પુનરાવૃત્તિની ઉન્નતિ અથવા નિર્માલ્યપણું થઈ શકેછે. જો આપણે ઉંચી શુભકલ્પના અથવા વિચારની ઉન્નતિ કરવાની છે તો આપણી નીચ પંચવિષયની તૃષ્ણા અને અશુભ કલ્પનાનો લય કરવો જોઇએ. એવી રીતે વર્તતાં અભ્યાસથી માત્ર ઉંચી કલ્પના નિરંતર થવા માંડી અને માયાવિ પ્રકૃતિની કલ્પનાનો સમૂલ લય થયો એટલે તે તે પ્રથમની એકલા સત્ત્વગુણની મહાપ્રતાપવાન્ ઈશ્વરીશક્તિ થઈ તે ઈશ્વરી શબ્દ થાયછે અને તેજ શબ્દ ઈશ્વર છે. કેમ જે તેમાં સઘળા તાત્ત્વિકપરમાણુઓનો સંગ્રહ કરી સઘલી ઉત્પત્તિ કરવાની શક્તિ રહેલી હોયછે.

એ ઉપરથી ચૈતન્યજ્ઞાનની ઉન્નતિ પામેલા બ્રહ્મજીજ્ઞાસુ જનોને સ્પષ્ટ જણાશે જે સઘલી સૃષ્ટિના એકત્ર થયેલા જે કાર્યોને એક મૂલ આભાસનાં ચૈતન્યનાં કાર્યની અનંત ભિન્નતાનું પરિણામ છે. પ્રારંભમાં તે સઘળું સાદું છે પણ આગલ સમયપરત્વે અનંત ગુંચવણોવાળાં રૂપો ધારણ કરેછે. કોઈ પણ કાર્યના અંતનું શુભ પરિણામ થવામાં સમયની અનુકુલતાની સાથે શુભ યોગો અને તેનો પરસ્પર સંબંધ એની અગત્ય છે. એટલુંજ નહિ પરંતુ કોઇ પણ મહત્ત્વનાં કાર્યની પરિપુર્ણતા થવાની મર્યાદા છે. તે મર્યાદાના સમયનો આધાર તે કાર્ય કરવામાં આગ્રહ અને તેને વારંવાર મલતું ઉત્તેજન એના ઉપર રહેલો હોયછે. પ્રત્યેકની બે સ્થિતિમાંથી ઉન્નતિ કરવાનું બિજ આગ્રહિ મુલપુરૂષો પ્રગટ કરેછે પણ તે ઘણા મનુષ્યના સમુહમાં પ્રવર્ત્તાવવાનું કાર્ય તેની પછીના આગ્રહિ પુરૂષોનું છે. તેમણે પ્રથમ પોતાની અને પ્રજાનિ પ્રાપંચિક એટલે ઘરની, **સામાજીક** એટલે જ્ઞાતિની અને વ્યવહારની, **રાજકીય** એટલે સ્વરાજની અને **ધાર્મિક** એટલે સત્યધર્મની એ ચારે સ્થિતિની ઉન્નતિ અને ક્ષય થવાનું કારણ યથાર્થ જાણવાની અગત્ય છે. તેમજ મનુષ્યના વિચાર ફેરફાર થવાનું કારણ જાણવાની પણ અગત્ય છે. તે સંપૂર્ણ રીતે જાણ્યા પછી મુલ આગ્રહિ પુરૂષોએ ઉપર કહેલી ચારે સ્થિતિ ઉત્તમ દશામાં આણવાનાં સાધનો પૂર્વે મહાપુરૂષોયે કેવી રીતનાં કરેલાં છે તે ઉપર લક્ષ રાખી, સમુહના તે વિષય ઉપરથી સાધારણ વિચારની એકતા કરી એક પ્રબલશક્તિ ઉત્પન્ન કરી તે વાક્દ્વારા કોઈ પણ જાતના પોતાના સ્વાર્થરહિત કેવળ પરોપકારબુદ્ધિ અને આગ્રહથી પ્રયત્ન કરશે તો તેથી નિશ્ચય શુભ પરિણામ થયાવિના રેહેશેજ નહિ. જેમ કોઈ પુરૂષ એક ઉંચા પાહાડના શિખર ઉપર ચઢી નીચેની સઘળી વસ્તુનું અવલોકન કરી શકેછે તેમ પરોપકારબુદ્ધિના આગ્રહિ પુરૂષોયે પોતાની જ્ઞાનની ઉન્નતિ કરી ઉંચે શિખરે ચઢી નિસ્તેજ થયેલા નીચા મનુષ્યની સ્થિતિનું ઉપર કહ્યાપ્રમાણે અવલોકન કરી તે મનુષ્યને સત્યતા ગ્રહણ કરવાનું જ્ઞાન અને તેમને મનુષ્યના સમુહના સમાગમની થતી અસર એ વિગેરે ઉપર લક્ષ રાખી શુભબોધ કરવાને પ્રયત્ન કર્યાથી પરિણામ નિશ્ચય શુભ થયાવિના રેહેશે નહિ. તેમ કર્યાથી નિસ્તેજ થએલી સ્થિતિનો પ્રવાહ ફેરવી ઉન્નતિ થવાના પ્રવાહમાં પ્રજાના સમુહને આણી શકાશે. વળી લક્ષમાં રાખવાનું એટલું છે જે આપણે જે સ્થિતિમાં કાલે હતા તેમાંથી આજ આપણે ઉત્તમ સ્થિતિમાં આવવાનું કારણ આપણો પોતાનો પ્રયત્ન છે. તેજપ્રમાણે આપણી આવતી કાલે કેવી સ્થિતિ થશે તેનો આધાર આપણા આજના શુભ કિંવા

અશુભ કર્મ કરવા ઉપર રહેલો છે. એજ નિયમ મનુષ્યના ઘણા સમુહનો અને પ્રજાનો છે. તેમાં લક્ષમાં રાખવાનું એટલું અગત્યનું છે જે કોઈ ઉત્તમ જ્ઞાની કોઈ અજ્ઞાની અથવા નિસ્તેજ થયેલા મનુષ્યના સમુહમાં પડ્યો હોય તો તેનાથી ધારેલું શુભકાર્ય યથાર્થ રીતે થઈ શકતું નથી. એ એકજ જાતની વૃત્તિ અને એકજ પ્રકારનાં શુભકાર્યો કરવાની ઇચ્છા ભિન્ન ભિન્ન પ્રકૃતિના અને જ્ઞાનના મનુષ્યમાં હોય તો તેનાથી કર્મ ભિન્ન ભિન્ન થાયછે અને તેથી પરિણામ પણ ભિન્ન ભિન્ન ઉત્પન્ન થાયછે. કેમ જે તેમનું વલણ અને તેમણે ધારેલાં શુભકાર્યો કરવાના યોગો સમાન હોતા નથી પણ ભિન્ન ભિન્ન હોયછે તેમાટે બીજાવિષે વિચાર કરવાને આપણે નિરંતર સાવધ રેહેવું જોઇયે. આપણે શુભકાર્ય કરવાનેવાસ્તે જે સાધનો જણાયાં છે તેથી બીજા અજાણ્યા હોયછે જે તક અથવા યોગ આપણને હોયછે તે બીજાને હોતો નથી માટે આપણે જે શબ્દ અને ભાષાથી ઉપદેશ કરિયે તે બીજાથી નહિ થઈ શકે તો તેમને દોષ દેવો મિથ્યા છે. આપણે તેમના વિચારની સાથે સત્યતા તેમને પ્રિય લાગે એવા શબ્દથી અને ભાષાથી આપણા વિચાર જણાવી તેમની અને આપણા વિચારની એકતા કરવાને પ્રયત્ન કરવો. તેમ નહિ કરતાં તેમનો દોષજ સ્પષ્ટ રીતે પ્રકટ કરવાથી ઉલટું પરિણામ વિપરીત થાયછે.

તેમાટે સત્યતાનું ભાષણ પણ બીજાને દુઃખ લાગે એવી રીતે કરવાનો પ્રતિબંધ કરવાની અગત્ય છે કેમ જે ઘણાખરા શ્રોતાજનના સિદ્ધાંતો અને તેમણે જાણેલાં સાધનો નિરંતર આપણાથી ભિન્ન હોયછે. જેપ્રમાણે આપણે બીજાના વિચાર ઉલટા સમજીયે છિયે તેપ્રમાણે બીજા પણ આપણા સત્યવિચાર પ્રથમ ઉલટા સમજે તેથી આપણે સાવધાન થઈ પોતાના સ્વાર્થ ઉપર દૃષ્ટિ નહિ રાખતાં અતિ આગ્રહથી ધીમે ધીમે બીજા સંસ્કારિજનોના વિચારમાંથી યુક્તિયે દોષ કાઢી તેની એકતા આપણા સત્ય વિચાર સાથે કર્યાં પછી તેમને આપણાં સાધનો અને આપણા શબ્દો સાથે એકપણું કરવું. માટે આપણા શબ્દથી કોઇને દુઃખ પ્રાપ્ત થાય એવી રીતે શબ્દનું ઉચ્ચારણ કરવું નહિ પણ નિરંતર મિષ્ટભાષણથી આપણી સત્યતા જણાવવાને પ્રયત્ન કરવું. એમ વર્ત્યાથી આપણો જીવાત્મા સદ્ગુરૂની સંનિધ થવાને યોગ્ય થશે.

આ સંબંધમાં અંતની સૂચના એટલીજ આપવાની છે જે આપણી સભાના આગ્રહિ બ્રહ્મજીજ્ઞાસુ બંધુઓએ ઉપલા વિષય ઉપર જે વ્યાખ્યાન થયું છે તેનું શ્રવણ કર્યાં પછી પઠન, મનન, અને નિદિધ્યાસ કર-

વાનો અભ્યાસ રાખ્યાથી આપણા કેવળ પરોપકારિ અને શુભકાર્યોનાં બિજનું પોષણ થઈ તેનું ઝાડ થઈ મિષ્ટફળ નિશ્ચય ઉત્પન્ન થઈ શકશે.

સંવત ૧૯૪૩ ના વૈશાખ સુદ ૮ ને વાર રવેઉ.

---

## તૃષ્ણા અને ઇચ્છા.

નિશ્ચયાત્મકબુદ્ધિચૈતન્યજ્ઞાનની ઉન્નતિ પામેલા બ્રહ્મજીજ્ઞાસુ જનો અને ગુપ્તવિદ્યા જાણવાની ઇચ્છા રાખનારા વિદ્યાર્થિયોને મુખ્યત્વે કરી **તૃષ્ણા** અને **ઇચ્છા** એ બેઉ શબ્દના યથાર્થ અર્થ સમજી તેપ્રમાણે પોતાનાં શુભકાર્યોમાં પ્રવર્ત્તવાનો અભ્યાસ રાખવાથીજ પોતાનાં ધારેલાં કાર્યોની પરિપુર્ણતા થવાનો સંભવ છે. માટે આ પ્રસંગે મળેલા સુજ્ઞ અને બ્રહ્મજીજ્ઞાસુ શ્રોતાજનો આગલ **તૃષ્ણા** અને **ઇચ્છા** એ બે શબ્દોનો સ્પષ્ટાર્થ કરી તેવિષે અગત્યની સૂચના આપવાથી કાંઈક વિશેષલાભ થઇ શકશે.

કોઇ પણ પદાર્થ અથવા વિષયસંબંધી માત્ર વારંવાર કલ્પના ઉત્પન્ન થયા કરે તેનું નામ **તૃષ્ણા** કેહેવાય છે. એવી રીતની સાધન વિનાની નિર્માલ્ય **તૃષ્ણા** જે મનુષ્યપ્રાણીને વારંવાર ઉત્પન્ન થયા કરેછે તે છતાં તેનો ઉત્તમ જ્ઞાનના યોગે વિવેકથી પ્રતિબંધ કરી શકાતો નથી. તે મનુષ્ય **ધર્મ, અર્થ, કામ** અને **મોક્ષ** એ ચારે કાર્યો ઉત્તમ રીતે કરવામાં નિર્માલ્ય અને બુદ્ધિહીન થઈ તેને મહાકષ્ટ પ્રાપ્ત થઇ નિરંતર દુઃખી રહેછે.

પંચવિષયની અપરિમિત **તૃષ્ણા** સ્ત્રીપુરૂષો વારંવાર કર્યા કરેછે. તેઓને ઘણે પ્રસંગે કલ્પિતસુખની પણ પ્રાપ્તિ થતી નથી અને તે સદા દુઃખી રહેછે. અને તેમ થવાથી તેમની મિથ્યા **તૃષ્ણા** ન્યુન થવાને બદલે વૃદ્ધિ પામતી જાયછે. તેથી તેઓ મન, વચન અને કાયાથી કોઈ પણ જાતનું કર્મ કરવાને ઉત્તરોત્તર નિર્બલ અધિક થતા જાયછે અને અંતે મહાદુઃખી થઇ મૃત્યુને પ્રાપ્ત થાયછે. મૃત્યુ પામ્યા પછી પંચવિષયની બલિષ્ઠ તૃષ્ણાના યોગે પોતાની છાયા અને સુક્ષ્મ શરીર કેવળ પંચવિષયની અપરિમિત **તૃષ્ણાથી** તેવા **તૃષ્ણાના** સ્થૂલપરમાણુઓનો સંગ્રહ કરી સ્થૂલતાને પામ્યાથી તે બે અંતરિક્ષમાં ઊર્ધ્વગતિ પામી શકતા નથી. તેમ તત્ક્ષણ સ્થૂલદેહ પ્રાપ્ત થઈ તે **તૃષ્ણા** ભોગવી પણ શકાતિ નથી. તેથી તેઓ સ્થૂલ વાતાવરણમાં ભ્રમણ કર્યા કરેછે અને કોઈ સમયે કોઈ મધ્યસ્થદ્વારા પિશાચરૂપ થઈ તેમાં પ્રવેશ કરી કેટલીએક મલીનવાંસનાની તૃપ્તી કરવાને પ્રયત્ન કરેછે. તે

છતાં તૃપ્ત નહિ થવાથી વાસના દેહમાં અધિક કાલસુધી રાહે મહા દારુણ કષ્ટ સહન કર્યા કરેછે. આ ઉપરથી બ્રહ્મજીજ્ઞાસુ વિદ્યાર્થિયોએ નિશ્ચય સમજવું જે **તૃષ્ણા** સઘલા દુ:ખોનું મુલ છે. જે વસ્તુ મેલવવાની **તૃષ્ણા** થઈ અને તે જો પ્રાપ્ત નહિ થઇ તો તેમાંથી દુ:ખ પ્રાપ્ત થાયછે. દુ:ખ પ્રાપ્ત થવાની મર્યાદા જેવી **તૃષ્ણા** પ્રબલ થાયછે તેના પ્રમાણમાં છે. જો કદાપિ અલ્પ અને નિર્માલ્ય વસ્તુ પ્રાપ્ત કરવાની હોય તે છતાં **તૃષ્ણા** અતિ પ્રબલ હોય તો દુ:ખ અતિઘણું પ્રાપ્ત થાયછે એ વિવેકી જનોના જાણવામાં છે. સંસારસંબંધી ગમે તેવું અસંપુર્ણ અને અલ્પ સુખ છતાં અપરિમિત **તૃષ્ણા**વાલાને તે પ્રાપ્ત થઈ શકતું નથી માટે **તૃષ્ણા** માત્ર દુ:ખનુંજ કારણ છે.

જ્યારે કોઇ પણ વસ્તુ પ્રાપ્ત કરવાને અપરિમિત. **તૃષ્ણા** ઉત્પન્ન થાયછે ત્યારે તે વસ્તુમાં અત્યંત સ્નેહ ઉત્પન્ન થાયછે તેથી મનોવૃત્તિ ઉસ્કેરાઈ તેમાં લુબ્ધ રહેછે. અને બુદ્ધિઉપર અજ્ઞાનનું આવરણ આવી શાંતિનો નાશ થાયછે. તેણે કરી કોઇ પણ કાર્યની ઉન્નતિ કરવામાં મોટો પ્રતિબંધ થાયછે. જે વસ્તુ પ્રાપ્ત કરવાને અતિ કઠિન છે તેવિષે જો આપણે અતિ પ્રબલ **તૃષ્ણા** ઉત્પન્ન થાય તો તે વસ્તુ સંપૂર્ણ રીતે પ્રાપ્ત થઈ શકતી નથી અને તેથી અંતે નિરાશ થઇયે છઇયે. એવું આપણે સંસારિ ક્ષણભંગુર વસ્તુ પ્રાપ્ત કરવાને થાયછે. તો ગુપ્ત વિદ્યા પ્રાપ્ત કરવામાં જો માત્ર અપરિમિત **તૃષ્ણા** રાખિયે તો તેમાં અંતે આપણે નિરાશ થઈયે એમાં કાંઈ આશ્ચર્ય નથી. આપણે અનુભવ ઉપરથી જણાયછે જે કોઈ પણ જાતની ગુંચવણ આવી પડે તે સમયે જો તેનું નિરાકરણ કરવાને અપરિમિત **તૃષ્ણા** થાય તો ઉલટા આપણા વિચાર અને કલ્પના મંદ પડી જઈ અજ્ઞાન પ્રાપ્ત થયાથી તેનું સત્યનિરાકરણ આપણાથી થઈ શકતું નથી. તેમાટે મહાજ્ઞાનિ મહાત્માનિ એવી સૂચના છે કે આપણે જો સત્યજ્ઞાન પ્રાપ્ત કરવાનું છે તો તેવિષે **તૃષ્ણા** રાખવી નહિ. એક નિલકંઠ નામના વિદ્યાર્થિ અથવા શિષ્યને એવી સૂચના મલી છે કે સ્થાર્થ અને આતુરતા એ બે દુર્ગુણ સ્મૃતિને પ્રતિબંધ કરેછે માટે તેનો ત્યાગ કરવાની અગત્ય છે. અયોગ્ય કલ્પના અને તૃષ્ણા જીતવી અતિ કઠિન છે માટે તે જીતવાને અતિ આગ્રહથી પ્રયત્ન કરવાનિ અગત્ય છે.

હવે આપણે ઇચ્છાવિષે વિચાર કરિયે. ઇચ્છા એટલે મનની કલ્પના અને વિચાર તેનું કાર્ય કરી પરિપુર્ણતા કરવી. પરંતુ તેમાં ઉત્તમ જ્ઞાન અને ઉત્તમ પ્રકારના વિવેકની અગત્ય છે. પ્રથમ કોઇ પણ કાર્યનું કાર્ય પ્રારંભ કર્યાની પુર્વે સત્ય વિવેકથી વિચાર કરવાની અગત્ય છે. ધારેલું

કાર્ય કેવા પ્રકારનું છે, તેથી કેવા પ્રકારનો લાભ થઈ શકશે, તેનું સ્થાયિપણું કેવા પ્રકારનું છે અને તે કયાંસુધી ટકી શકશે એ વિગેરેનો ઘણો વિચાર કરવાની અગત્ય છે.

કેટલાએક ઉત્તમ માનસિકજ્ઞાનવાળા એવું કહેછે જે કોઇ પણ પ્રકારનું જે કાર્ય કરવાનું છે, તે આગલથી પ્રથમ ધારેલા કારણનું પરિણામ છે અને તેની પરિપુર્ણતા થવાને સમયની અનુકુલતાની અગત્ય છે. એ સઘલું વ્યાવહારિક કાર્યો કરવાને ઘણા સાધારણ મનુષ્યના સમૂહમાં સત્ય ગણાયેલું છે. પરંતુ તેવા પુરૂષો સ્વતંત્ર મહાપ્રબલ ઇચ્છાશક્તિને યથાર્થ રીતે જાણી શકતા નથી. જેમ જેમ આપણે સુક્ષ્મ રીતે આપણાં અને બીજાનાં કાર્ય અથવા કર્મ જોવા માંડિશું તેમ તેમ આપણને સ્પષ્ટ રીતે જણાતું જશે કે ઘણા મનુષ્યપ્રાણી જે કાર્યો કરેછે, તે પોતાની અંતરની તૃષ્ણાથી ઉશ્કેરાઈ કરેછે પણ પ્રબલ ઇચ્છાશક્તિથી ઉશ્કેરાઇ કરતા નથી. એ સઘલું મનુષ્યકૃત કેહેવાયછે. પણ દૈવકૃત કેહેવાતું નથી. કેમ જે આપણે જો નિશ્ચયાત્મક બુદ્ધિજ્ઞાનની સહાયતાથી વિચાર કરશું તો આપણને જણાશે જે આપણે આપણી કલ્પના અને તૃષ્ણાને ઉંચાપ્રકારની કરી; તેને નિર્મળ કરવાથી કોઇ પણ સમયે અયોગ્ય તૃષ્ણા ઉત્પન્ન થઇ નહિ શકે એવું કહી શકતા નથી. વળી એવી રીતે તૃષ્ણાથી ઉશ્કેરાઈ કાર્યો કરવામાં મનુષ્યપ્રાણીની પેઠે કોઇ યંત્રકાર્યો કરે તેની સ્થિતિથી પણ આપણા ચૈતન્યમાં જે મહાપ્રતાપબળ ઈશ્વરિશક્તિ રહેલી છે તેનો પ્રકાશ થઇ પ્રબલ ઇચ્છાશક્તિ એવું કહિ શકશે જે હું તો મહાઅલૌકિક અને અદ્ભુત જે યોગ્ય કર્મ છે તેજ કરીશ. એમ યંત્ર જેવા મનુષ્યપ્રાણી તૃષ્ણાથી ઉશ્કેરાઇ કદાપિ કહિ શકે નહિ અને કરી તો શકેજ કયાંથી. આપણે શુભકર્મ કરવાનો આધાર આપણી તૃષ્ણા અને સમય ઉપર રાખવાનો નથી પરંતુ આપણી પ્રબલ થયેલી ઇચ્છાશક્તિના આધાર ઉપર રાખવાનો છે. તેમાં એટલોજ વિવેક રાખવાની અગત્ય છે જે તે કાર્ય કેવલ સત્ય અને પરોપકારબુદ્ધિથી પ્રબલ થયેલી ઇચ્છાશક્તિને કરવા યોગ્ય છે. એવી રીતે વર્ત્યાથી પ્રબલ ઇચ્છાશક્તિના યોગે અતિ મહત્વનું કાર્ય હોય તેપણ યથાર્થ રીતે પરિપૂર્ણ થઇ શકેછે.

જેપ્રમાણે મહાબ્રહ્માંડની ઉત્પત્તિનું કારણ મહાત્તત્ત્વાદિક અને મહાત્તત્વાદિનું કારણ પ્રથમ સર્વ શક્તિમાન્ સત્વગુણની ઈશ્વરી ઇચ્છાશક્તિ અથવા નાદબ્રહ્મ અને નાદબ્રહ્મનું કારણ અવાચ્ય, અવર્ણ્ય, અભેદ, પુર્ણબ્રહ્મ છે તેવી રીતે આપણા પિંડબ્રહ્માંડની રચના. છે. એ વ્યષ્ટિ અને સમષ્ટિનો એકજ સંરખો નિયમ છે. એમાં કાંઇ ભેદ નથી માટે ઉ-

પર કહ્યાપ્રમાણે સર્વ પિંડબ્રહ્માંડમાં પણ પ્રથમ સર્વશક્તિમાન્ ઈશ્વરી પ્રબલ ઇચ્છાશક્તિ રહેલી છે. પણ તે જન્માંત્તરના માયાની અથવા પ્રકૃતિની સ્થુલકલ્પના અને ઇચ્છાથી આચ્છાદન થયેલી છે તેની ઉન્નતિ સંસ્કાર પામેલા અને નિશ્ચયાત્મક બુદ્ધિચૈતન્ય જ્ઞાનની ઉન્નિત પામેલા બ્રહ્મજીજ્ઞાસુ યથાર્થ રીતે કરી શકેછે. માટે આપણામાં સર્વજ્ઞ, અને સર્વશક્તિમાન્ ઇચ્છાશક્તિ રહેલી છે. કદાપિ તે આપણામાં અલ્પ અને ગુપ્ત રહેલી છે તોપણ તેમાં સર્વ મહાઅલૌકિક, અદ્ભુત ગુપ્ત વિદ્યાનું મુલ રહેલું છે. જે સમયે **બ્રહ્મા, મરીચિ, નારદ** અને ઋષિ મુનિયો તથા બીજા અવતારી ઉત્તમ પુરૂષોનાં અંતઃકરણમાં માત્ર ઉપર કહેલી સર્વજ્ઞ સર્વશક્તિમાન્ ઈશ્વરી કલ્પના હતી તે સમયે ઈશ્વરી અદ્ભુતશક્તિ અતિ બલવાન્ થઇ જે કાંઈ કાર્યો થતાં તે અલૌકિક અને ઈશ્વરી થતાં. તેમજ ઉત્પત્તિનું પણ કારણ તેજ મહાપ્રતાપવાન્ **ઈચ્છાશક્તિ** હતી. અને તેજ ઇચ્છાશક્તિ મહાત્તત્ત્વાદિક ઉપર પોતાની પુર્ણસત્તા ચલાવી શકતી હતી. પરંતુ આગલ જ્યારે કાલાંતરે ઈશ્વર કલ્પના મંદ થઈ પોતાનીજ કલ્પનાથી ઉત્પન્ન થયેલી સ્થૂલ વસ્તુઓની કલ્પના નિરંતર થવા માંડી અને સ્થૂલપદાર્થો અને ક્ષણભંગુર નાશવંત્ સુખ પ્રાપ્ત કરવાની **તૃષ્ણા** ઉત્પન્ન થવા માંડી ત્યારથી મનુષ્યપ્રાણી નિર્બલ અને નિર્માલ્ય થતાં ગયાં તે એટલે સુધી કે અંતે પોતાનું પોષણ પણ મહાકષ્ટથી થવાનો સમય આવ્યો.

સાંપ્રત કાલમાં ઉપર કહેલી મહાઅદ્ભુત ઈશ્વરી **ઇચ્છાશક્તિ** જેથી સર્વે ઉત્પત્તિ આદિક થઇ શકી તે ગુપ્ત રહેલા મહાયોગેશ્વરોમાં છે અને તેનો ઉપદેશ યોગ્ય થયેલા સંસ્કારી અને પાત્રજનોને તે પરોપકારબુદ્ધિના મહાત્મા કરે છે.

તેમાટે પ્રકૃતિની સ્થૂલ વસ્તુમાં ઉતરી આપણી **ઇચ્છાશક્તિ** અસત્ય ક્ષણભંગુર અને અંતે દુઃખ ઉત્પન્ન કરે એવી તૃષ્ણા આપણે વારંવાર કરવાને બદલે સકલ પ્રકૃતિ અને તત્ત્વાદિકને આપણી સત્તામાં રાખવાને આપણી શુભ ઇચ્છાશક્તિનો ઉપયોગ કરવો અને આપણે સઘલા પ્રકારની નિંચ તૃષ્ણાથી સંપુર્ણ રીતે સ્વતંત્ર થવું અને ઈશ્વરી અદ્ભુતશક્તિથી આપણાં શુભ કાર્યો ઉપર સત્તા બેસાડવી.

હાલના સમયના તત્ત્વજ્ઞાનિ વિદ્વાનોયે તે ઈશ્વરીશક્તિ જાણવાને મિથ્યા ઘણો કાલ કાઢેલો છે. તેમણે માત્ર પ્રકૃતિના સ્થૂલ વિવેકથી તે અદ્ભુતશક્તિ જાણવાને પ્રયત્ન કરેલું છે તેથી તેમનો શ્રમ મિથ્યા ગયેલો છે અને ઉલટા **અહંપદ**ની વૃદ્ધિ થવાથી અને અજ્ઞાનવૃદ્ધિ પામ્યાથી અને અસત્ય તૃષ્ણાની વૃદ્ધિ થવાથી તેઓ તેમાંજ લુબ્ધ થયાછે.

આપણે ઉપર કહેલી અદ્‌ભુત ઇશ્વરી ઇચ્છાશક્તિવિષે જો સંપુર્ણ શ્રદ્ધા કરવાની છે તો આપણે તે ઇચ્છા સત્ય જણાયા પછી તેને સંશયરહિત સત્ય માનવી જોઇયે. તે ઇચ્છાને જાણવી છે તો તે ઇચ્છાનો વારંવાર ઉપયોગ કરવાની અગત્ય છે. અને તે ઇચ્છાની ઉન્નતિ કરવાની છે તો આપણે નિરંતર દૃઢ આગ્રહથી અને દૃઢ નિશ્ચયથી શુભકાર્યોમાં સ્વાર્થરહિત તેનો ઉપયોગ કરવાનો અભ્યાસ કરવાની અગત્ય છે. અને તે ઇચ્છાને કદાપિ પણ કોઇ પણ માયીક આવરણથી પરાભવ પામવા દેવી નહિ.

તે ઇચ્છાશક્તિની ઉન્નતિ કરવાના સાધનોમાં મુખ્ય સાધન એ છે જે તે ઇચ્છા પરિપુર્ણ કરવામાં કોઇ પણ જાતનું વિઘ્ન આવવા દેવું નહિ એવા વિઘ્નોથી નિરંતર સાવધ રેહેવું. વલી કોઈ પણ કાર્ય પરિપુર્ણ કર્યાવિના હું તે કાર્ય કરીશ એમ પણ પ્રથમ કહેવાની ટેવ રાખવી નહિ. કાર્ય થયાથી તે સઘલાને આપોઆપજ જણાઈ આવશે.

એ ઉપરથી એવો પ્રશ્ન થાય જે કદાપિ આવી સુભઇચ્છા કોઈ સમયે મિથ્યા જાય તો તેથી આપણે ખેદ થાય કે નહિ? એનો ઉત્તર એ છે જે જો આપણે કોઈ પણ પ્રકારના સ્વાર્થની તૃષ્ણાથી મુક્ત છઇએ તો તેથી આપણે કદી ખેદ થાય નાહ. તૃષ્ણા તો કેવલ નિર્માલ્યજ છે. તૃષ્ણા ખેદનું કારણ નથી પણ ખેદ થવાનું મુલ છે. પ્રબલ ઇચ્છાશક્તિ મહાપ્રબલ અને પ્રતાપવાન્ છે તે સત્ય અસરકારક બલવાન્ ગતિ છે અને તેનો નાશ નથી. પ્રબલ ઇચ્છાશક્તિ કદાપિ કોઇ ઉલટી શક્તિથી તે સમયે કાર્ય કર્યાવિના સ્તબ્ધ રહે તોપણ તેની મહા અદ્‌ભુતશકિત નિરંતર ગુપ્ત રહી શકેછે. જો આપણી ઇચ્છાશકિત સંપુર્ણ સત્યજ્ઞાનથી પરિપુર્ણ ઉન્નતિને પામેલી હોય અને તે ઉપર કહેલી મહા પ્રતાપવાન્ ઈશ્વરીશકિતની સાથે મિશ્ર હોય તો અંતે તેનો જય થયાવિના રહેજ નહિ. આપણે તેનાં શુભ પરિણામની પણ તૃષ્ણા રાખવી નહિ. જો કદાપિ આપણી શુભઇચ્છા આપણાં અજ્ઞાનના અલ્પ સમયસુધી શુભકાર્ય કરતી નહિ જણાય તોપણ તે વિષે ખેદ પામવો નહિ. કેમ કે આપણે જાણિયે છિયે જે આપણે સંપુર્ણ સત્યજ્ઞાન પ્રાપ્ત થયા પછી પરિણામ શુભ થયાવિના રેહેવાનુંજ નથી.

જો આપણે સંસારની અને તત્ત્વની બનેલી સૃષ્ટિસંબંધી પ્રવૃત્તિની તૃષ્ણાથી વિરકત થઈ નિરંતર તૃષ્ણારહિત અતિ આગ્રહથી સંપુર્ણ સત્યજ્ઞાન મેલવવાને આપણી ઇચ્છાશક્તિનો ઉપયોગ કરીશું તો તે સત્યજ્ઞાનનો પ્રકાશ થઈ અંતનું શુભ પરિણામ આપણે નિશ્ચય પ્રાપ્ત કરી શકિશું.

હવે આ પ્રસંગે અંતની સૂચના વિવેકિ અને આગ્રહિ શ્રોતાજનોને આપવાની એટલીજ છે જે તેમણે આ અગત્યનાં વ્યાખ્યાનનું શ્રવણ, મનન, અને નિદિધ્યાસ નિરંતર કરવાનો અભ્યાસ રાખી તેપ્રમાણે વરત્યાથી અલ્પ સમયમાં નિશ્ચય અલૌકિક સત્યપ્રકાશ જણાઈ આગલ અધિક ઉન્નતિ કરવાનો માર્ગ અલ્પશ્રમે જણાઇ શકશે.

વૈશાખ વદ ૩૦) રવિવાર સંવત્ ૧૯૪૩.

---

## ભોમિકા અને કોષ.

આપણે ઘણે પ્રસંગે મનુષ્યપ્રાણીના પંચકોષ અથવા સપ્તસ્થિતિવિષે વિવેચન કરેલું છે તે પ્રથમ વિદ્યાર્થિને સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ અથવા **આત્મા** એ ચારેનું સ્પષ્ટ જ્ઞાન યથાર્થ રીતે સમજવાસારૂ છે. પરંતુ જેના નિશ્ચયાત્મકબુદ્ધિચૈતન્યજ્ઞાનની યથાર્થ ઉન્નતિ થયેલી છે તેનેસારૂ તો માત્ર ઉપર કહ્યાપ્રમાણે સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને **આત્મા** એ ચારેનું **વ્યષ્ટિ** અને **સમિષ્ટિ**રૂપે એટલે **પિંડબ્રહ્માંડ** અને **મહાબ્રહ્માંડ**ના જ્ઞાનથી યથાયોગ્ય સંપૂર્ણ રીતે સત્યજ્ઞાન થઈ શકેછે. એવું માનસિક અને નિશ્ચયાત્મક એ બે જ્ઞાનની ઉન્નતિ પામેલા સમર્થ વિદ્વાન **સુબારાવે** મદ્રાસમાં બ્રહ્મજીજ્ઞાસુની સભમાં વ્યક્તોત્રવ્યાખ્યાન કરેછે. તેનો સાર આ પ્રસંગે દરશાવ્યાથી સુજ્ઞ શ્રોતાજનને અવશ્ય લાભ થઈ શકશે.

મનુષ્યપ્રાણીની સાત પ્રકારની સ્થિતિ અથવા સપ્ત ભોમિકામાં પ્રથમ જે સ્થૂલશરીર અથવા કોષ છે તે બીજા પ્રકારના છાયારૂપ કોષથી **ભિન્ન** કહ્યું છે. અને છાયારૂપ કોષ **લિંગ** અથવા **સુક્ષ્મ** શરીરથી **ભિન્ન** કહ્યું છે. પરંતુ સુક્ષ્મરીતે વિચાર કરતાં એમણે સ્થૂલશરીરના પ્રકાર માત્ર કર્યા છે કેમ જે સ્થૂલશરીરથી જરા ઓછા ઘટ પરમાણુનું છાયારૂપ શરીર અને છાયાના સુક્ષ્મ પરમાણુનું સુક્ષ્મ શરીર થાયછે માટે એવી રીતે વિભાગ કરીએ તો હાડ, માંસ, ચર્મ વિગેરે અગણિત વિભાગ થઇ શકે. તેવી રીતે કેટલાએક વિદ્વાનોએ શોળ અને કેટલાએકે પાંત્રીસ વિભાગ કરેલા છે. વળી ચોથું જે કામરૂપ શરીર છે તેમાં પાંચમું એટલે મનના સુક્ષ્મ પરમાણુંના સંગ્રહથી, ચંચલતા અને જીવંત પણ આવી શકેછે પણ પોતે સ્વતંત્ર નથી. તેવી રીતે બુદ્ધિમનનો સંબંધ છે. એપ્રમાણે એ સઘલામાં કાર્યાકારણ સંબંધ છે. તેથી કેટલેક પ્રસંગે યથાર્થ સમજવાસારૂ ગુચવણ પડેછે. વલી આપણા શાસ્ત્રોમાં વારંવાર મુખ્યં સ્થૂલ, સુક્ષ્મ, કારણ અને

મહાકારણ એ ચાર પ્રથક્ ઉપાધી કહેલી છે. એ ચાર ઉપાધીને પ્રથક્ ચાર પ્રકારના જ્ઞાનની સાથે સંબંધ છે. તેમાટે નિશ્ચયાત્મકજ્ઞાનની યથાર્થ ઉન્નતિ પામેલા **બ્રહ્મજીજ્ઞાસુજ**નોને ઉપર કહેલી ચારે સ્થિતિનું યથાયોગ્ય સંપૂર્ણ જ્ઞાન મેલવ્યાથી અતિ ઊત્તમ લાભ થઇ શકશે એવો **સુબારાવ**નો અભિપ્રાય જણાય છે.

હવે એ ચાર પ્રકારની સ્થિતિ અથવા **ભોમિકાનો સમષ્ટિ** એટલે **મહાબ્રહ્માંડ**ની સાથે કેવો સંબંધ છે અને **વ્યષ્ટિ** એટલે **પિંડબ્રહ્માંડ** અથવા મનુષ્યપ્રાણીની સાથે કેવો સંબંધ છે એનું વિવેચન કરવાની અગત્ય છે; પણ તે સમજવાને ઉન્નતિ પામેલા નિશ્ચયાત્મકજ્ઞાનની અવશ્ય અગત્ય છે. તે સિવાય એ ગુહ્યજ્ઞાન યથાર્થ રીતે સમજી શકાતું નથી.

એ ચારે પ્રકારની સ્થિતિ કેહેવાસારૂ પુનરાવૃત્તિની પ્રથમ ઉત્પત્તિથી પ્રારંભ કરી તેનો સંબંધ મનુષ્યપ્રાણીમાં કેવી રીતે આવી શકેછે તે જણાવવાને ઉપલો વિદ્વાન્ પ્રયત્ન કરેછે. પ્રથમ સર્વનું મૂલકારણ **પરબ્રહ્મ** છે. પ્રથમ મૂલકારણવિષે કોઈ પણ વિદ્વાનને સંશય નથી તેમાં વળી જે નાસ્તીક કેહેવાય છે તે પણ ઉત્પત્તિનું કોઈપણ જાતનું પ્રથમ કારણ માનેછે. એ પ્રથક્ મૂલકારણના ગુણવિષે ભિન્ન ભિન્ન મત્ત પંથોના અને સંપ્રદાયોના વિદ્વાનપુરૂષોએ અનેક પ્રકારોના ભેદ પોતાની બુદ્ધિ અનુસાર કલ્પેલા જણાય છે; પણ તે મૂલકારણના અસ્તિત્વપણાનો કોઇને પણ સંશય નથી. હવે તે મૂલકારણનું કાંઇ પણ જ્ઞાન આપણને થઈ શકે કે નહીં એનો વિચાર કર્યાથી નિશ્ચયાત્મકજ્ઞાનની ઉન્નતિ પામેલા **બ્રહ્મજીજ્ઞાસુ**ને જણાય છે જે એ મૂલકારણના દ્રશ્ય દેખાવો થયા પછી તે સ્થૂલ હોય અથવા સૂક્ષ્મ હોય તોપણ તેનું યથાર્થ જ્ઞાન શઇ શકેછે. પરંતુ તે મૂલકારણ જાતે શું છે તેનું જ્ઞાન કોઇ પણ મનુષ્યપ્રાણીથી યથાર્થ રીતે જાણી અને વર્ણવી શકાય એવું નથી. ઘણું કરી સઘળા સંપ્રદાયના મૂલપુરૂષો તે મૂલકારણને અનાદિ અને સર્વવ્યાપિક કહેછે. વળી તે મૂલકારણની બ્રહ્માંડાદિકની ઉત્પત્તિ સમયે ચંચળતા અને પ્રલયનેવિષે સ્થિરતા કહેલી છે.

મૂલકારણ અથવા **પરબ્રહ્મ** જાતે પ્રકૃતિ અથવા પ્રકૃતિનો અંશ નથી. વળી તે જ્ઞાન નથી, કેમ જે આપણે જ્ઞાનવિષે એટલું જાણીએ છીએ જે કોઈ પણ પ્રકારનું જ્ઞાન નિર્માણ કરેલી ઇન્દ્રિયોથી અને પ્રકૃતિની ઉપાધીથી જણાઈ શકેછે. હવે પ્રકૃતિનો કોઈ પણ અંશ અથવા ઉપાધીથી જ્ઞાન વિરક્ત અથવા રહિત હોય તે કેવા પ્રકારનું જ્ઞાન હોય અથવા કેવા પ્રકારનું જ્ઞાન હોવું જોઇએ તે કોઈ પણ મનુ-

ષ્યપ્રાણી જેને જ્ઞાતાપણું છે તેનાથી કહી શકાય એવું નથી. એ ઉપરથી **પરબ્રહ્મ, જ્ઞાતા, જ્ઞાન** અને **જ્ઞેય** એ ત્રણમાંથી એકે નથી એવું મહાવિદ્વાનનોયે કહેલું છે. તે છતાં એવું કહેલું છે જે તે **પરબ્રહ્મ** એ ત્રણેનું મૂલ છે એટલે **જ્ઞાતા, જ્ઞાન** અને **જ્ઞેય** એ ત્રણેના આભાસનું એ મૂલ છે. એ ત્રણે સિવાય બીજા કેટલાએક **બ્રહ્મ**ના આભાસો છે.

ઉન્નતિ પામેલા બ્રહ્મજીજ્ઞાસુઓના જાણવામાં છે જે સઘળા સ્થૂલ પદાર્થોનું જે જ્ઞાન તે પ્રકૃતિના યોગે જણાઈ શકેછે પણ પ્રકૃતિમાત્ર પ્રથમ જ્ઞાતા અથવા ચૈતન્યના ગુણોનો સમૂહ છે, જાતે સત્યવસ્તુ નથી. તે ગુણોનું જે સત્યતત્ત્વ જેમાં ગુપ્ત રીતે એ ગુણો રહેલા છે તે કોઈ પણ પ્રકારે પ્રકૃતિના જ્ઞાનવડે જણાઈ શકે એમ નથી.

અતિ પ્રાચીન વેદાંતી જ્ઞાનીપુરૂષોએ એવિષે સિદ્ધાંત કરેલો છે જે **પરબ્રહ્મ**, મૂલબ્રહ્માંડમાં જે સઘળી વસ્તુ રહેલી છે તેનું મૂલ તત્ત્વ છે. તે ઉપરથી વેદમાં सर्वं खल्विदम ब्रह्म એવું કહેલું છે. તે ઉપરથી એમ સમજવાનું નથી કે ઉપર કહેલા પ્રકૃતિના સઘળા ગુણો જેથી પ્રકૃતિનું જ્ઞાન થઈ શકેછે તે **બ્રહ્મ** છે. વળી એમ પણ કહ્યું છે જે જેમ ઘટનું ઉપાદાન કારણ માટી અને જળ છે તેમ **બ્રહ્મ** પ્રકૃતિનું ઉપાદાન કારણ સમજવું નહી. પુર્વેના મહાઋષિઓનો એવો સિદ્ધાંત છે કે ઉપર કહેલા સઘળા ગુણોના સમોહ જેને આપણું જ્ઞાન જાણી શકેછે તેમાં જે સત્યવસ્તુ રહેલી છે અને જેના યોગે સઘળું સ્થૂલ અને સૂક્ષ્મ કાર્યરૂપ થાયછે અથવા તેનું જે મૂલ છે તે **પરબ્રહ્મ** છે. તે છતાં જ્ઞાનનું તે કારણ નથી તોપણ સઘળી જાતના પદાર્થો અને સઘળી જાતની ઉત્પત્તિ જે જ્ઞાનનું સાધન થાયછે તે મૂલ **પરબ્રહ્મ** છે.

એ **પરબ્રહ્મ** સઘળી વસ્તુની પૂર્વે એકજ **અદ્વિત્ય** છે અને તેમાંથી પરમ ઉત્તમ શક્તિના મધ્યબિંદુનો પ્રકાશ અથવા આભાસ થયો તે **શુદ્ધચૈતન્ય** કહેવાયછે. એ શુદ્ધચૈતન્યને પૂર્વેના ઋષિ અને મુનિયો **ઈશ્વરપ્રત્યગાત્મા** અથવા **શબ્દબ્રહ્મ** કેહેતા હતા અને **બૌધ** મતના લોકો તેને अवलौकितेश्वर કહેછે. એ अवलौकितेश्वर ને કેટલીક રીતે સર્વવ્યાપક ચૈતન્ય પણ કહેછે. ઘણું કરી સઘળા મત પંથોમાં એક શુદ્ધચૈતન્યને અનાદી અને અજન્મા માનેછે અને તે ચૈતન્ય પ્રલયના સમયે બ્રહ્મમાં લીન થાયછે અને ઉત્પત્તિના સમયે મહાપ્રબલ જ્ઞાનમય શક્તિરૂપ પ્રગટ થાયછે. તેમ બ્રહ્માંડ અથવા વૈરાટરૂપે તે પ્રથમ **જ્ઞાતા** કેહેવાયછે. અને બીજા સઘળા જે ચૈતન્ય અને જ્ઞાતા છે તે એ મૂલ ચૈતન્ય અથવા જ્ઞાતાના બિંબ અથવા આભાસ છે. તે **પરબ્રહ્મ**ની પેઠે તેના અંતરગુણમાં અજાણ નથી પણ તે મનુષ્યપ્રાણી જે સર્વોપરી ઉત્તમ

જ્ઞાન મેળવી શકેછે તેનું સાધન છે. તે સઘળા સત્ય જ્ઞાનની ગુહ્યતા અને ગુપ્તવિદ્યાના સંસ્કારનું મૂલ છે.

ઉપર કહેલા **શુદ્ધચૈતન્ય**વિષે અધિક સૂચના આપ્યાથી, સ્પષ્ટતા અધિક થશે. તે પ્રતાપવાન ચૈતન્યના બંધારણમાં પ્રકૃતિરૂપ અથવા પદાર્થરૂપ નથી અને તે સ્થૂલ દ્રશ્યમાન પણ નથી. વળી તે **પરબ્રહ્મ**ના મૂલતત્ત્વથી ભિન્ન નથી તોપણ તે ભિન્ન ભિન્ન પ્રથક્ રૂપ ધારણ કરવામાં **પરબ્રહ્મ**થી ભિન્ન છે. જેપ્રમાણે સુષુપ્તિનેવિષે **જ્ઞાતા** લીન પામેછે તેપ્રમાણે પ્રલયના સમયે તે શુદ્ધચૈતન્ય **પરબ્રહ્મ**માં લીન થાયછે. તેને વેદાદિક સતશાસ્ત્રમાં **સચ્ચિદાનંદ** કહ્યું છે એટલે તે **સત્, ચિત્** અને **આનંદ**રૂપ છે. તે બ્રહ્માંડમાં ઈશ્વર કેહેવાઈ શકે. પરંતુ એવિષે સ્પષ્ટ સમજવાસારૂ અધિક કહેવાની અગત્ય એ છે જે એવી જાતની પ્રતાપિ ચૈતન્યશક્તિ **પરબ્રહ્મ**માં એક નથી પણ અગણિત રહેલી છે. તેનો પ્રવેશ પ્રથક્ પ્રથક્ ભિન્ન ભિન્ન રૂપોમાં થઈ શકેછે અને તેમાં **બ્રહ્મ**રૂપ આભાસ પણ જણાઈ શકેછે. **ભગવદ્ગીતા**માં **અરજુન**ને જે પ્રતાપિ **શુદ્ધચૈતન્ય** અથવા **આત્મા**નો ઉપદેશ કરેલો છે તે એક પ્રથક્ **આત્મા**નો કરેલો નથી પણ સઘળામાં જે ગુપ્ત રીતે પ્રતાપવાન **આત્મા** રહેલો છે તેનો કરેલો છે. હવે પ્રથમ ચૈતન્યના અભાસ પછી બીજા જે આભાસ અથવા બિંબ પડેછે તેવિષે વિચાર કરીયે.

આપણે ઉપર કહ્યું તે પરબ્રહ્મનો પ્રથમ આભાસ અથવા બિંબ છે તેજ બ્રહ્માંડમાં દ્રશ્ય થાયછે અને તેજ સર્વ ઊત્પત્તિનું પ્રથમ કારણ અને લયનું પણ અંતનું કારણ છે. વળી તે **સમષ્ટી** અને **વ્યષ્ટિ** એ બેમાં સઘળી શક્તિ અથવા પ્રેરણાનું એક મૂલ કારણ છે. અને સઘળા પ્રકારના જ્ઞાનનો તેજ મૂલ પાયો છે. વળી ચૈતન્યનું વૃક્ષ પણ કહેવાય છે. કેમકે જે **વ્યષ્ટિ** અને **સમષ્ટિ** અથવા **પિંડબ્રહ્માંડ** અને **મહાબ્રહ્માંડ** બે. તે ચૈતન્ય આપેછે તે ઉપર કહેલા મૂલ પ્રથમ આભાસ અથવા ચૈતન્યમાંથી નિકળેછે. જ્યારે એ પ્રથમ જ્ઞાતા, જ્ઞાનરૂપ થઈ તેને પ્રથક પોતાની સ્થૂલતાનું જ્ઞાન પ્રાપ્ત થાયછે ત્યારે તે અવાચ્ય અને અનિરવચનિય સ્થિતિમાંથી દશ્ય અને નામરૂપ સ્થિતિમાં પ્રવેશ કરેછે. તે સમયે તે સ્થૂલ જ્ઞાનનું પરીણામ કેવી રીતનું થાયછે તે જોવાનું છે. દશ્ય સ્થૂલ દૃષ્ટિથી જોતાં **પરબ્રહ્મ** તેને મૂલ પ્રકૃતિરૂપ ભાસેછે. એ ઉપરથી પુરૂષ અને પ્રકૃતિવિષે જે સત શાસ્ત્રોમાં કહેલું છે તેનો સત્યભાવાર્થ સમજવો અતિ કઠણ પડેછે. એટલું તો સત્ય છે કે જેપ્રમાણે કોઈ .પણ વસ્તુ અથવા પરમાણુંનો બનેલો પદાર્થ

આપણે **સ્થૂલ પદાર્થરૂપ** જણાય છે તેમ મૂલપ્રકૃતિ **શુદ્ધચૈતન્ય અથવા** પુરૂષને પદાર્થરૂપ છે. જેમ સ્તંભના પ્રથક્ પ્રથક્ ગુણો તે જાતે સ્તંભ નથી તેપ્રમાણે મૂલપ્રકૃતિ **પરબ્રહ્મ** નથી. **પરબ્રહ્મ** અનિરવચનિય અને કેવલ સત્યરૂપ છે. અને મૂલપ્રકૃતિ તેના ઉપર આભાસ અથવા પડદો પડેલા જેવું છે. જેપ્રમાણે **પરબ્રહ્મ** છે તેપ્રમાણે તદ્રૂપ તે જોઈ શકાતો નથી. તે માત્ર પ્રથમ આભાસ અથવા **નાદબ્રહ્મ** અથવા ઈશ્વરીચૈતન્યથી આભાસના પડદામાંથી જણાઈ શકેછે અને તે આભાસ અથવા પડદો તેજ સર્વ ઉત્પત્તિના પદાર્થોના વિશાળ મહાભૂતો અને સૂક્ષ્મભૂતો છે. અને તેજ **વ્યષ્ટિ** અને **સમષ્ટિ**ની તાત્વિક ઉત્પત્તિનો પાયો છે.

આપણે ઉપર કહ્યું જે **પરબ્રહ્મ** આભાસ અથવા પડદામાંથી જણાઈ શકેછે તેજ સમષ્ટિ અને મહાભુતાદીક તત્વનું કારણ છે એટલે એક રીતે **પરબ્રહ્મ** ચૈતન્યરૂપે અને બીજી રીતે મૂલપ્રકૃતિરૂપે આભાસમાંથી જણાયા પછી તે ચૈતન્યમાંથી એકજ મહાશક્તિરૂપે કાર્યો કરેછે. હવે આ પ્રસંગે પ્રથમ **પરબ્રહ્મ** ચૈતન્યમાંથી એકજ શક્તિરૂપે કેવી રીતે કાર્યો કરેછે એવિષે વિદ્વાન્ **સુબારાવ** શું કહેછે તેની અલ્પસૂચના કર્યાથી બુદ્ધિમાન **બ્રહ્મજીજ્ઞાસુજનોને** કાંઈક અધિક લાભ થઈ શકશે.

ઉપલો વિદ્વાન્ ચૈતન્યવિષે કાંઇક સત્યજ્ઞાન થવાસારૂ સૂર્યનું દ્રષ્ટાંત આપી એવું કહેછે કે જેપ્રમાણે પ્રકાશ અને ઉષ્ણુતા સૂર્યમાંથી પ્રથમ ગુપ્ત રીતે નિકળેછે પણ તેની ઉષ્ણુતા અને શક્તિ અવકાશમાં વગર જણાયલી સ્થિતિમાં પ્રથમ હોયછે પછી તે સઘળા અવકાશમાં દ્રષ્ટોત્પત્તિમાં આવે એવા પ્રકાશ અને ઉષ્ણુતારૂપે દેખાય છે તેપ્રમાણે **પરબ્રહ્મ** ચૈતન્યમાંથી પ્રકાશે છે અને તેજ જાણે ચૈતન્યની શક્તિ અને પ્રકાશ હોય એવી રીતે જણાય છે. એ ઉપરથી **પરબ્રહ્મ**ના પ્રથમ આભાસ અથવા બિંબમૂલ ત્રિપુટીરૂપે જાણવામાં છે. ચૈતન્યથી ઈશ્વર મૂલપ્રકૃતિ અને ચૈતન્યની જ્ઞાનરૂપ આકાશિક શક્તિ અને તેજ તેવી શક્તિ અને પ્રતાપ ઉત્પન્ન થાયછે. અને એજ મૂલ ત્રિપુટી **સમિષ્ટ** અને **વ્યષ્ટિ** ઈત્યાદિ સઘળા બ્રહ્માંડની ઉત્પત્તિનું કારણ છે. એ ઉપરથી પ્રથમ કલ્પનામાંથી જે પ્રકૃતિ અને શક્તિ અથવા ગતિ નિકળી તે ગતિ અથવા શક્તિ સઘળા બ્રહ્માંડની ગતિ અથવા શક્તિનું મૂલ છે. અને ત્રીજું 'જ્ઞાતાપણું જે કે સઘળા **અહંપદ**નું મૂલ અને તેનો આભાસ છે. **શ્રીકૃષ્ણ ભગવાને ભગવદ્ગીતા**માં **પરબ્રહ્મ** અને જે શક્તિ **પરબ્રહ્મ**માંથી નિકળેછે તેમાં ભેદ દર્શાવેલો છે અને એ ઉપ-

રથી ઘણા ઘણા ભિન્ન ભિન્ન મત ભેદો થયાછે. હવે એટલું લક્ષમાં રાખવાનું જે **પરબ્રહ્મ**નો આભાસ જે મૂલપ્રકૃતિ તેને સાંખ્યશાસ્ત્રમાં **અવ્યક્ત** કહેછે અને તેનેજ **ભગવદ્ગીતા**માં **કૂટસ્થ** કહેછે. કેમ જે તે અવિભાજ્ય છે. ચૈતન્યમાંથી જે આ પ્રકાશ નિકળેછે તેને **ભગવદ્ગીતા**માં **દૈવિપ્રકૃતિ** પણ કહેલી છે. પછી આગળ ઉત્પત્તિના સમયે એ દૈવિપ્રકૃતિ કારણરૂપથી પોતે કાર્યરૂપી કેહેવાઈ છે. એ પ્રકાશને ગાયત્રિ પણ કહેછે. પણ એટલું લક્ષમાં રાખવું જે ગાયત્રિ પ્રકૃતિ નથી; પણ તે ચૈતન્યનો પ્રકાશ અથવા સૂર્ય કહેવાયછે. એ ઉપરથી સ્થૂલ સૂર્ય સમજવાનો નથી પણ ઈશ્વરી સર્વોત્તમ જ્ઞાનના પ્રકાશનો તે મધ્ય સૂર્ય કહેવાયછે. તેમાટે ઉપલો વિદ્વાન્ કહેછે કે હમારા સંધ્યાવંદનમાં સ્થૂલસૂર્યના રૂપનો અમે ઉપયોગ કરતા નથી. એજ પ્રકાશ આગળ સર્વ **સમષ્ટિ**નું મહાચૈતન્ય કહેવાયછે અને સઘળા **બ્રહ્માડ**નું મૂલ જીવન તેજ છે. એ ઉપરથી **બ્રહ્મજીજ્ઞાસુજનો**ને સ્પષ્ટ જણાશે કે જે પ્રકાશ અથવા જ્ઞાન અને શક્તિ દેખાયછે તે સઘળી એકજ મહાશક્તિ છે. આપણે જે ભિન્ન ભિન્ન શક્તિ અથવા ગતિ જણાયછે અને વળી જે ભિન્ન ભિન્ન પ્રકારનાં જ્ઞાન જણાયછે અને પ્રત્યેક ઇન્દ્રિવાળા જીવંતપ્રાણીમાં જે ચૈતન્ય જણાયછે એ સઘળા એકજ મહાશક્તિના આભાસ છે અને તે મહાશક્તિ મૂલ ચૈતન્યમાંથી પ્રથમ ઉત્પન્ન થઈ છે.

આગળ વિદ્વાન્ **સુબારાવ** એવું કહેછે જે આપણે ઉપર કહ્યાપ્રમાણે એવું સિદ્ધ કર્યું છે જે પ્રથમ **પરબ્રહ્મ**, બીજો **ચૈતન્યરૂપ ઇશ્વર** અને ત્રીજી **ભગવદ્ગીતા**માં કહેલી **દૈવીપ્રકૃતિ** જે ઈશ્વર અથવા ચૈતન્યમાંથી પ્રકાશરૂપે નિકળે છે તે અને ચોથું મૂલપ્રકૃતિ જે **પરબ્રહ્મ** ઉપર આચ્છાદન છે તે, ત્યાર પછી પુનરાવૃત્તિની ઉત્પત્તિ બુદ્ધિચૈતન્યશક્તિથી થવા માંડી. એ સઘળી પુનરાવૃત્તિની અનંત પ્રકારની અને આશ્ચર્યકારક નિયમવાળી સૃષ્ટિ એનીમેળે સ્વાભાવિક રીતે ઊત્પન્ન થઇ નથી તેમ મૂલપ્રકૃતિમાં ઉત્પત્તિના ગુણો રહ્યા હોય તેથી પણ ઉત્પન્ન થઈ નથી પણ એની ઊત્પત્તિ આપણે જે ચૈતન્ય **પરબ્રહ્મ**નું શાક્ષિભૂત કહ્યું તેની અદ્ભુત શક્તિ અને ગતિથી થયેલી છે. જે શક્તિ અને ગતિ શુદ્ધચૈતન્યમાંથી નિકળી મૂલપ્રકૃતિમાં રહી કાર્ય કરેછે. તેનાથી આગલ કાલાંતરે પ્રકૃતિના તેમાં અદ્ભુત ગુણો અને શક્તિ આવેછે. જે પ્રકૃતિ ચૈતન્યની અદ્ભુત શક્તિના ગુણો અને શક્તિ મેળવ્યાથી થઈ છે અને જે તે પોતાની શક્તિ• કાંઈજ નથી એવા કયા પ્રકારની પ્રકૃતિ હશે એ જાણવું અતિ કઠણ છે.

શુદ્ધચૈતન્યમાં જે પ્રથમ ઉત્પન્ન થાયછે તે બ્રહ્માંડમાં જે ક-

લ્પનાનું રૂપ ગુપ્ત રહેલું છે તે છે. એ ગુપ્ત કલ્પનાની શક્તિનો પ્રકાશ તે રૂપનું ગ્રહણ કરી તેને ઉત્પન્ન કરનાર પ્રકૃતિ ઉપર દબાવે છે. અને તે ઉપરથી આગળ સઘળા સ્થૂલ સૂર્યમંડળની ઉત્પત્તિ થાયછે. આપણે ઉપર કહેલા ચારે **તત્ત્વ** અનાદી અને સઘળા **બ્રહ્માંડ**ની ઉત્પત્તિના કારણભુત છે. **બ્રહ્માંડ**માં એ ચાર મહાભુતવિનાની જગા નથી, અને એજ સઘળી **સમષ્ટિ** ને **વ્યષ્ટિ**ના કારણભુત છે.

હવે ઉપલો વિદ્વાન્ એવું કહેછે જે આ તત્ત્વસહિત પૃથ્વી તથા ગ્રહ અને ઉપગ્રહ આદી સમસ્ત બ્રહ્માંડ સઘળા બ્રહ્માંડનું સ્થૂલ શરીર છે. અને ચૈતન્યમાંથી જે અદ્ભૂત પ્રકાશ નિકળે છે તે બ્રહ્માંડનું સૂક્ષ્મ શરીરછે. વળી એ મૂલચૈતન્ય જેમાંથી સઘળા બ્રહ્માંડની ઊત્પત્તિ થઈ છે તે બિજરૂપ ચૈતન્યબ્રહ્માંડનું કારણ શરીર છે. એ બિજ બ્રહ્માંડની ઉત્પત્તિ થવાની પૂર્વે હતું અને છેલું જેપ્રમાણે આપણો **આત્મા** આપણા કારણશરીરની સાથે સંબંધ રાખેછે તેપ્રમાણે **પરબ્રહ્મ** એ શુદ્ધ ચૈતન્યની સાથે સંબંધ રાખેછે.

એટલુ લક્ષમાં રાખવું જે ઉપર કહેલા ચારે ગુણો બ્રહ્માંડના નથી પણ અનાદી બ્રહ્માંડના સામાન્ય ગુણો છે. આ ગુણો વેદાંત અને ઉપનિષદ્‌માં કહેલા **પ્રણવ**ના ગુણોની સાથે એકત્ર કરવાના નથી. એક રીતે **પ્રવણ સમષ્ટિ**રૂપે કહેવાય છે અને બીજી રીતે **વ્યષ્ટિ**રૂપે પણ કહેવાય છે.

વિદ્વાન્ **સુબ્બારાવ** ઉપર કહેલા ચૈતન્ય અથવા ઈશ્વરને શબ્દબ્રહ્મ કેહેવાનું કારણ કહેછે. અને કહેછે જે એનું કારણ કહ્યા પછી તે તમને અતિ ગુહ્ય લાગશે ખરૂં પરંતુ એનો અર્થ યથાર્થ સમજ્યા પછી તે અતિ મહત્ત્વનું જણાશે. આપણા પ્રાચીનકાળના ઋષિઓયે **પરા, પશ્યંતિ, મધ્યમા** અને **વૈખરી** એવી ચાર પ્રકારની વાણી વેદ અને ઉપનિષદોમાં કહેલી છે. આપણે બોલીયે છિયે તે **વૈખરી વાક્** કહેવાય છે. સઘળી જાતની વૈખરી વાણી મધ્યમાંથી અંદર રહેલી છે. **મધ્યમા પશ્યંતિ**માં રહેલી છે. અને **પશ્યંતિ પરા**માં રહેલી છે. **પ્રણવ**ને વાક્ કેહેવાનું કારણ એ છે જે, આ મહાબ્રહ્માંડના ઉપર કહેલા જે ચાર ગુણો તે ઉપર કહેલી ચાર જાતની વાણીની સાથે સંબંધ રાખેછે. ચૈતન્યની આ શક્તિમાં સૂક્ષ્મ રીતે સઘળું બ્રહ્માંડ રહેલું છે કેમ જે તેના રૂપનું આકર્ષણ થઈ તેની ઉત્પત્તિ કરનારી પ્રકૃતિમાં પ્રવેશ થયેલો છે. વળી સઘળું બ્રહ્માંડ પણ તે મહાપ્રતાપિ એક શક્તિમાં રહેલું છે. સ્થૂલરૂપે સઘળું બ્રહ્માંડ વૈખરી વાણી કહેવાયછે. ચૈતન્ય તો પ્રકાશ અથવા શક્તિ તે **મધ્યમા**રૂપ કેહેવાયછે.

ચૈતન્ય જાતે પરાન્તિરૂપ કેહેવાયછે અને **પરબ્રહ્મ** પરાવાણી કેહેવાયછે. આ સુચનાપરથી ઘણા મહાવિદ્વાનોયે આ સ્થૂલબ્રહ્માંડને શબ્દબ્રહ્મ કેહેવાના કારણનો ગુહ્ય ભાવાર્થ સમજવાને પ્રયત્ન કરેલું છે. જેપ્રમાણે આપણે ઉપર કહેલા ચારે ગુણોનો પરસ્પર સંબંધ છે તેજપ્રમાણે ચારે વાણીની સ્થિતિ દેખાવાનો સંબંધ છે.

હવે **બ્રહ્માંડ** એ ચારે ગુણોનું કેવી રીતનું બનેલું છે તેનો વિચાર ઉપલો વિદ્વાન્ કરેછે. આ પ્રસંગે **પ્રણવ** અને તેની માત્રાના અર્થ જણાવવાની અગત્ય છે. **પ્રણવને** ઘણે પ્રસંગે મનુષ્ય કહ્યો છે એટલુંજ નહીં પણ તેને **દૃશ્યબ્રહ્માંડ** પણ કહેલું છે. દૃશ્ય સૃષ્ટિમાં ચાર જાતના ગુણો નિચેપ્રમાણે છે. પ્રથમ **વિશ્વાનર** એ વિશ્વાનરને માત્ર દૃશ્યસૃષ્ટિ સમજવી નહિં. પરંતુ સઘળી દૃશ્યસૃષ્ટિ જે સ્થૂલ પાયા ઉપરથી ઉત્પન્ન થયેલી છે તે સ્થૂલ પાયાને પણ વિશ્વાનર કહેછે. પછી બીજું **હિરણ્યગર્ભ** કહેવાય છે. આને પણ માત્ર સૂક્ષ્મસૃષ્ટિ જાણવી નહીં પણ સૂક્ષ્મસૃષ્ટિનું જે મૂલ છે તે સમજવું. જેપ્રમાણે વિશ્વાનર સ્થૂલસૃષ્ટિની સાથે સંબંધ રાખે છે તેપ્રમાણે હિરણ્યગર્ભ સૂક્ષ્મસૃષ્ટિ સાથે સંબંધ રાખેછે. ત્યાર પછી ત્રીજું જેને **ઈશ્વિર** કહેછે તે છે. પરંતુ ઈશ્વર શબ્દથી અસત્ય સિદ્ધાંત થાયછે માટે માહાઋષિઓયે એને ઠેકાણે **સુત્રાત્મા** શબ્દનો ઉપયોગ એવે પ્રસંગે કરેલો છે. આ ત્રણેની પેલી તરફ **પરબ્રહ્મ** કહ્યો છે. **પરબ્રહ્મ**વિષે ઘણા ભિન્ન ભિન્ન અભિપ્રાયો છે તેણે કરી ઘણે પ્રસંગે વિરોધ આવે છે. જેપ્રમાણે બ્રહ્માંડને વાસ્તે એક ગુણ લીધેલું છે તેપ્રમાણે જે એક ગુણમાંથી ઉપર કહેલા ત્રણે ગુણો નિકળેલા છે અને જેમાં તે ગુણ રહેલો છે તે **પરબ્રહ્મ** છે. સાંખ્યશાસ્ત્રમાં અવ્યક્તને એ ચોથો ગુણ કહ્યોછે અને **અવ્યક્તને** આપણે મૂલપ્રકૃતિ જે **પરબ્રહ્મ**નો આભાસ છે તે કહી છે. અને સાંખ્યશાસ્ત્રના ઘણા કર્તાનો પણ એવોજ અભિપ્રાય છે. **સુબારાવ** સૃષ્ટિની ઉત્પત્તિવિષે એવું કહેછે જે આ ઉપર કહેલા ચારે ગુણોમાંથી તત્ત્વાદીકની ઊત્પત્તિ થઈ તેની સૃષ્ટિ બનેલી છે. તે નિયમિત છે. એપ્રમાણે **સુબોધપત્રિકા** પૂર્વાર્ધ નામના ગ્રંથમાં દર્શાવેલું છે તેને મળતો સિદ્ધાંત વિદ્વાન્ **સુબારાવ**નો આગળના સૃષ્ટિક્રમનો જણાયછે. વળી **સુબારાવે** એવું પણ કહ્યું છે જે સાંપ્રતકાલના **તત્ત્વજ્ઞાની** વિદ્વાન્ પ્રોફેસર ક્રુક વિગેરે વિદ્વાનોયે સૃષ્ટિની ઉત્પત્તિનો ક્રમ અને નિયમ શોધી કાહાડેલો છે. તે ઘણો ખરો આપણા પ્રાચીન **તત્ત્વજ્ઞાન**ના સિદ્ધાંતની સાથે મળતો આવેછે.

આ ગુણો આપણા સાધારણ અનુભવ ઉપરથી જણાય એવા

નથી. સાધરણ વિચારવાળાને તો તે માત્ર અનુમાન અને કલ્પના રૂપજ જણાયછે એવું સુબારાવનું કહેવું છે. સૃષ્ટિમાં જેવી રીતે એ ગુણો છે તેવી રીતે એ જાણવાને જેમ કઠણ છે તેવી રીતે તેના મૂલવિષે યથાર્થ જ્ઞાન મેળવવાનું અધિક કઠણ છે. પુનરાવૃત્તિની ઉત્પત્તિનું યથાયોગ્ય વર્ણન કર્યાસિવાય તમારા જાણવામાં આવશે કે ઉપર કહેલી મૂલપ્રકૃતિસહીત ત્રણે ગુણોના યોગે આ દૃશ્ય સઘળા પદાર્થો સાથે સઘલા **બ્રહ્માંડ**ની ઉત્પત્તિ થઈ છે. વળી લક્ષમાં રાખવું જે આપણે ઉપર કહેલું **શુદ્ધચૈતન્ય** જે ઉપર કહેલા ચારે ગુણોમાં પસરેલું છે અને તેનીજ એક શક્તિ અથવા પ્રકાશથી સઘળી સૃષ્ટિની ઉત્પત્તિ થઈ છે અને તે શક્તિ અથવા પ્રકાશની અમુક ગતિના યોગે સઘળી ઉત્પત્તિ અને લય થઈ શકેછે. હવે આપણે આપણી પરિક્ષા છેક નિર્માલ્ય જડપદાર્થથી કર્યાથી આપણને જણાશે જે ઉપર કહેલી એકજ અદ્‌ભુત જીવંત અવ્યક્ત અથવા ગુપ્ત રીતે રહેલી શક્તિ છે. આપણે દૃષ્ટાંતસારૂ ધાતુ જેવા નિર્જીવપદાર્થમાં આપણી સ્થિતિ લઇ પરીક્ષા કરીશું તો જણાશે જે તેમાં આ પ્રકાશ અથવા શક્તિ અવ્યક્તપણે રહેલી છે. પછી આગળ આપણે જ્યારે ધાતુમાંથી વનસ્પતિની સ્થિતિમાં પહોંચ્યા એટલે તે શક્તિ ઘણે અંશે **વ્યક્ત** થવા માંડેછે તેથી ઇન્દ્રિયો વિગેરે ઉત્પન્ન થઇ ઊત્તરોત્તર તે શક્તિ અધિક **વ્યક્ત** થવા માંડેછે અને જ્યારે આપણે પશુપક્ષી આદિકની સ્થિતિ પ્રાપ્ત થાયછે ત્યારે આપણે **વ્યક્ત** અથવા ભિન્નતા અધિક સંપૂર્ણ રીતે જણાય છે અને ઉપર કહેલો પ્રકાશ જ્ઞાનરૂપ થવા માંડેછે. એ ઉપરથી એમ નહીં સમજવું કે જ્ઞાન ઉપર કહેલી શક્તિથી એક પ્રથક્ વસ્તુજ થાયછે. તે ઉપર કહેલા પ્રકાશ દર્શાવવાની એક અદ્‌ભુત યોજના છે અને તેજ પ્રથમ એક જીવંત **આત્મા** છે. પછી આગળ સમયપરત્વે આપણને મનુષ્યદેહ પ્રાપ્ત થયો એટલે આ પ્રકાશ અથવા શક્તિ સ્પષ્ટરીતે **વ્યક્ત**ભાવને પામી એક મધ્યજ્ઞાતારૂપે થઈ સઘળી માનસિક અને શારીરિક ઉન્નતિ જે આપણે સઘળી સૃષ્ટિમાં જોઇએ છીએ તે કરેછે. આવી રીતનું **વ્યક્ત** અથવા ભિન્નપણું પ્રથમ આસપાસની ઇન્દ્રિયોવાળા પદાર્થોમાંથી થઈ શકેછે. આવી રીતે પ્રથક્ પ્રથક્ ઇન્દ્રિયો વિગેરે જે ઉત્પન્ન થાયછે તે કર્મ કેહેવાતું નથી. પરંતુ તેના જીવંતપણાથી અને કાર્યથી ભવિષ્યમાં ઉત્પન્ન થવાનું કાર્ય ઊત્પન્ન કરેછે. તે આપણે સંપૂર્ણ મનુષ્યસ્થિતિમાં આવ્યા એટલે આ જીવંત શક્તિ અથવા પ્રકાષ અતિ સુક્ષ્મ પરમાણુંરૂપે થાયછે અને તે ઉપરથીજ મનુષ્યપણું સ્થિત થાયછે.

પછી મનુષ્યપણાની દૃઢતા જેમ જેમ અધિક દૃઢ થતી જાયછે અને જેમ જેમ બીજા મનુષ્યપ્રાણીથી પોતાનાં કર્મ અને પોતાના જ્ઞાનના યોગે પોતાની આસપાસના વિષયાદિકની તૃષ્ણાથી વિરક્ત અને ભિન્ન થતો જાયછે તેમ તેમ જે ગુણોનો તે બનેલો છે તે ગુણો અધિક દૃઢ અને સ્થૂલ થતા જાયછે. મનુષ્યપ્રાણીમાં પણ ચાર ગુણોના ચાર કોષ છે. તેમાં પ્રથમ કોષ સ્થૂલશરીર છે. એવિષે અધિક કેહેવાની અગત્ય નથી. બીજો કોષ સૂક્ષ્મશરીરનો છે. જેપ્રમાણે સૂક્ષ્મ સૃષ્ટિનો સંબંધ દૃશ્ય બ્રહ્માંડની સાથે છે તેપ્રમાણે સૂક્ષ્મ શરીરનો સંબંધ સ્થૂલશરીરની સાથે છે. એને ઘણે પ્રસંગે કામરૂપ પણ કેટલાક કહેછે. એ શબ્દ ઉપરથી સત્ય નિશ્ચય એવો થાયછે જે કામરૂપ તેજ ઉપર. કહેલું સૂક્ષ્મશરીર અને તેનું તેમાંજ રૂપાંતર થઇ જાયછે. પરંતુ વાસ્તવિક જોતાં એપ્રમાણે નથી. તે કેવળ પૃથકજ તત્ત્વનાં પરમાણુઓનું બનેલું છે. તેની ઇન્દ્રિયો એટલી બધી વ્યક્ત અથવા પૃથક્ થઈ શકતી નથી. જે તે સ્થૂલશરીરમાં રહી શકે તે અતિ સૂક્ષ્મ પદાર્થોની બનેલી છે અને તેની કાર્ય કરવાની શક્તિ તથા કલ્પના સ્થૂલશરીરની કાર્યની શક્તિ અને કલ્પનાના કરતાં અતિઘણી પ્રબલ છે. ત્રીજો કોષ જે કારણશરીર તે **પ્રજ્ઞાનું** અલ્પબિંદુ અથવા બિજ—એટલે ગતિ અથવા વેગ જેમાં આપણે પ્રથમ કહેલો ત્રીજો ગુણ જે સૃષ્ટિનો **સૂત્રાત્મા** જેણે ઉત્પત્તિનાં સર્વ તત્ત્વો **વ્યક્તરૂપે** કરેલાં છે તે છે. હવે એટલો પ્રશ્ન બાકી રહેલો છે કે એ **ત્રિપુટીને** પૂર્ણ કરી ચોથા કોષમાં કોણ લાવી શકેછે? તે ચૈતન્યનું આ તેજ અથવા પ્રકાશ છે. તે એક પ્રકારનો પ્રકાશ છે અને તે જેમ સઘળા પ્રકાર અંધારણમાં પ્રવેશ કરેછે તેમ આપણે ઉપર કહેલી ત્રિપુટીમાં પ્રવેશ કરી સઘળી ઉપાધિમાં જીવરૂપે દ્રષ્ટોત્પત્તિમાં આવેછે. એને સ્પષ્ટ સમજવાસારૂ **સુબારાવ** સૂર્યનું દ્રષ્ટાંત આપેછે. તે એવું કહેછે જે "એવી કલ્પના કરો જે અમારા હાથમાં એક નિર્મલ દર્પણ લઈ તેમાં સૂર્યનો આભાસ લીધા પછી તેનાં કિરણો એક સ્વચ્છ અથવા નિર્મલ કરેલી ધાતુની થાળી ઉપર પરાવર્તન પમાડીયે. ત્યારપછી તે થાળી ઉપરથી કિરણોનો આભાસ ભીંત ઉપર પાડીયે તેપ્રમાણે છે—એટલે ત્રણ રૂપો ઉત્પન્ન થાયછે. તેમાં એક ઝાંખું, બીજું તેથી પ્રકાશવાળું અને ત્રીજું તેથી અધિક પ્રકાશવાળું છે. હવે ઉપર કહેલું નિર્મલ દર્પણ તે કારણશરીર છે. ધાતુની થાલી તે સૂક્ષ્મશરીર છે. અને ભીંત તે સ્થૂલશરીર છે. એ પ્રત્યેક પ્રકાશમાં પૃથક્ પ્રતિબિંબ પડેછે અને તે. પ્રતિબિંબ અથવા પરાવર્તન પામેલું રૂપ અ-

લ્પસમયસુધી **અહમ્** અથવા પોતે જીવ સમજેછે. જ્યારે તે પ્રતિબિંબ સ્થૂલશરીરથી વિરક્ત થયેલું સમજેછે ત્યારે તે સૂક્ષ્મશરીર ઉપર પડેલું પ્રતિબિંબ પોતાપણાનો વિચાર તેમાં ઉત્પન્ન કરેછે. જ્યારે તે પ્રતિબિંબ કારણશરીર ઉપર પડેછે ત્યારે મનુષ્ય પોતાનું સત્યસ્વરૂપ સમજેછે તેનું સ્પષ્ટરૂપ થાયછે. હવે આગળ તમને જણાશે જે આ સઘળાં પ્રતિબિંબો એક પ્રકારના પ્રકાશવાળાં નથી. આ પ્રકાશનો સંબંધ મનુષ્યના જ્ઞાનની સાથે છે એટલે તે પ્રકાશ જેમ જેમ નિર્મલ ઉપાધિમાંથી મલિન ઉપાધીમાં આવતો જાયછે તેમ તેમ ઝાંખો થતો જાયછે. તેમ સ્થૂલશરીરમાં આવતાંસુધી થાયછે. આપણા જ્ઞાનની ઉન્નતિનો આધાર ઉપાધિની સ્થિતિ ઉપર રહેલો છે. જેમ સૂર્યનું પ્રતિબિંબ સ્થિર પાણીઉપર પડયું હોય પછી તે પાણી અસ્થિર થવાથી જેમ વાંકું ચુંકું થઈ અદૃશ્ય થાયછે તેમ મનુષ્યના વિકાર અને તૃષ્ણાથી પોતાના સત્યસ્વરૂપના ભાનની વિસ્મૃતિ થતાં થતાં અંતે તે સત્યસ્વરૂપનો પ્રકાશ કેવળ અંધ થઈ જાયછે. તેથી પોતાને કેવળ માયાવી અશક્ત જીવ સમજી સ્થૂલ અદૃશ્યવસ્તુની કલ્પનામાંજ નિરંતર નિમગ્ન રહેછે.

આગળ તમને જણાશે જે આવી રીતની પોતાપણાની કલ્પના અસત્ય અને સ્વપ્નવત્ છે. પ્રાચીનકાળના **શંકરાચાર્ય** વિગેરે મહાપુરૂષોયે એવી કલ્પનાને મિથ્યા અને સ્વપ્નવત્જ કરી છે. જેપ્રમાણે **જોન સ્ટુઅર્ટ મીલ** એ કલ્પનાને એકઠા મળેલા ભિન્ન ભિન્ન વિચારોની બનેલી કહેછે તેપ્રમાણે નથી અથવા મનની ભિન્ન ભિન્ન સ્થિતિ ઉપરથી એવી કલ્પના ઊઠે છે તેથી મિથ્યા નથી. તે મિથ્યા અને અસત્ય એટલાસારૂ છે જે, એક સત્ય પોતે તો કેવળ શુદ્ધચૈતન્યજ છે. અને તે સિવાય જે પોતાપણું માનેલું છે તે ઉપર કહેલા શુદ્ધચૈતન્યનો આભાસ અથવા પ્રતિબિંબ છે. કદાપિ એવી શંકા ઉત્પન્ન થાય જે પરાવર્તન પામેલું રૂપ મનુષ્યપ્રાણી શી રીતે થઇ શકે? એવિષે **સુબારાવ** એવું કહેછે જે, પ્રત્યેક ભિન્ન ભિન્ન સ્વરૂપ પોતપોતાની કલ્પનાનું પ્રથક્ મધ્યબિંદુ કરી શકેછે. પોતાનું સ્વરૂપ પૃથક્ માનવાથી ઘણા પ્રકારના વિરોધ આવેછે. કેમ જે એપ્રમાણે માન્યાથી આપણે આપણી સ્થૂલ સ્થિતિમાં હોઈએ તે સમયે આપણો **જ્ઞાતા** અથવા **ચૈતન્ય સ્થૂલદેહ**માંજ એક જુદોજ હોય એમ જૂવેછે. એ સ્થૂલ માનેલો જ્ઞાતા અથવા ચૈતન્ય સૂક્ષ્મ અને કારણ એ બેઉ શરીરમાં પ્રવેશ શી રીતે કરી શકે? અને જ્યારે એમ થઈ શકે નહીં તો પછી તે જ્ઞાતાની ઐક્યતા મહાચૈતન્યમાં થઈ શકેજ કયાંથી? વળી લક્ષમાં

રાખવું જે જ્યાંસુધી જ્ઞાતા અથવા **જીવાત્માની** ઐકયતા **શુદ્ધચૈતન્યમાં** થઈ નથી ત્યાંસુધી મોક્ષ તો નામ માત્રજ છે.

**વેદાંત** અને **ભગવદ્ગીતાના** સિદ્ધાંતપ્રમાણે મનુષ્યને મુખ્ય ચાર પ્રકારના **કોષ** અથવા **આછાદન** કહેલા છે. પ્રથમ **સ્થૂલશરીર,** બીજું **સૂક્ષ્મશરીર,** ત્રીજું **કારણશરીર** અને ચોથો તેનો **આત્મા** કહ્યો છે. **આત્માવિષે** ઘણા ભિન્ન ભિન્ન સિદ્ધાંતો છે તેથી ઘણા ખરા એવિષે ભુલ કરેછે એને સારૂ દૃષ્ટાંત નિરીશ્વર સાખ્યનું આપ્યું છે તેમાં મનુષ્યને **સ્થૂલ સૂક્ષ્મ** અને કારણ એ ત્રણ પ્રકારો કહી ચોથું **અવ્યક્ત** કહ્યું છે. એ **અવ્યક્ત** તે **મૂલપ્રકૃતિ** છે અથવા પરબ્રહ્મ મૂલપ્રકૃતિ અને તેની ઉપાધિમાં આભાસરૂપે જણાયછે તે કહ્યું છે. આ સિદ્ધાંતમાં વાસ્તવિક પરબ્રહ્મને ચોથું તત્ત્વ કહ્યું છે અને તેજ મનુષ્યપ્રાણીમાં સર્વોપરી, અને બીજા ત્રણે ગૌણપણે કહ્યા એટલે સઘળું ચૈતન્યનું મૂલ **અવ્યક્ત** જે કહ્યું તેજ કાલાંતર પુનરાવૃત્તિની ઉત્પત્તિ સમયે **વ્યક્ત** થઇ ભિન્ન ભિન્ન પ્રકારે જણાય છે. તે સઘળી જાતની ઉપાધીમાં રહેલું છે અને મનુ-ષ્યપ્રાણીને અંતે મોક્ષનું સાધન પણ તેજ **અવ્યક્ત** કહ્યું છે. હવે એ સિદ્ધાંત ઉપરથી કેવું પરિણામ થાયછે તે જોઇ એ સિદ્ધાંતમાં કેવળ **શુદ્ધચૈતન્યને** ગણેલુંજ નથી તે જાણે છેજ નહીં એમ માનેલું છે. અને એજ ઉપરથી એવા સિદ્ધાંતીઓને નિરીશ્વર કહ્યા છે. તેવા મ-નુષ્યો શુદ્ધચૈતન્ય અને તેના આભાસ અથવા પ્રતિબિંબવિષે કેવળ અજ્ઞાન છે અને એ બે તે મનુષ્ય વિગેરેના વર્ગ બાંધવામાં મુખ્ય અગત્યની વસ્તુ છે. હવે એટલેથી એ વિષયપર આગલ વિચાર કરવાનું રાખી આ વ્યાખ્યાન પૂર્ણ કરીએ છીએ.

શ્રાવણ વદ ૪ રવિવાર સંવત્ ૧૯૪૩.

---

## ભૂમિકા અથવા ઉપાધિ.

આપણે પાછલા વ્યાખ્યાનમાં સઘળા બ્રહ્માંડની ઊત્પત્તિ **સ્થૂલ સૂક્ષ્મ, કારણ** અને **મહાકારણ** અથવા **આત્માના** સંબંધથી થઈ શકેછે, એવિષે વિદ્વાન્ સુબારાવનો વિચાર દર્શાવ્યો. એ ચારે ઉપાધિ અ-થવા **ભૂમિકા વ્યષ્ટિ** અને **સમષ્ટિની** ઉત્પત્તિનું કારણ છે અને એજ વેદાંતનો સત્ય સિદ્ધાંત છે. પરંતુ એની સત્યતા સમજવામાં અંતર પ-ડ્યાથી, અનેક પ્રકારના મતપંથ વિગેરેમાં ભિન્નતા પડવા માંડી છે, એવું એ વિદ્વાન્ કહી આગળ એવિષે અધિક સ્પષ્ટતા કરેછે.

તમારે લક્ષમાં રાખવાનું અગત્યનું છે જે, એમાની ત્રણ ઉપાધિને

ર્થકયોગમાં, સ્થૂલોપાધિ, સૂક્ષ્મોપાધિ અને કારણોપાધિ એવી રીતનાં નામો આપેલાં છે. **પ્રણવ** શબ્દથી દશ્યમાન વ્યષ્ટિરૂપ મનુષ્યની નીશાની દર્શાવેલી છે, અને તેની સાડાત્રણ માત્રા માની ત્રણ માત્રા, ઉપર કહેલી ત્રણ ઉપાધિ અથવા મૂલ પ્રકૃતિના ત્રણ આભાસ જણાવે છે. અને સાંખ્યયોગમાં એ ત્રણે ઉપાધિથી સઘળા પદાર્થ પુનરાવૃત્તિની ઉત્પત્તિ કહેલી છે. એ પદાર્થ રૂપમાં માત્ર સ્થૂલ, અને સૂક્ષ્મ સમજવાનું નથી, પરંતુ જે સૂક્ષ્મથી પણ અધિક સૂક્ષ્મ છે, તે પણ સમજવાનું છે. આપણે જે પદાર્થરૂપ સ્થૂલ જણાય છે તેના કરતાં સૂક્ષ્મ, અને અતિસૂક્ષ્મ ભિન્ન રીતે છે, તોપણ તે પ્રકૃતિના પદાર્થરૂપ છે. હાલના સમયમાં તત્ત્વજ્ઞાનીઓનો શોધ માત્ર આપણે જણાયેલા સ્થૂલ પદાર્થોમાંજ છે. પણ પશ્ચિમ દેશના વિદ્વાન્ પ્રોફેસર ક્રુક જેવા આગ્રહી પુરૂષો અધિક પ્રયત્ન કરશે તો, તેમને આપણા વેદાંતમાં કહેલા **સૂત્રાત્મા**ના ગુહ્ય સિદ્ધાંત યથાર્થ સમજવામાં આવશે. સાંખ્યશાસ્ત્રનો સિદ્ધાંત, સાંપ્રતકાલમાં આપણા પંડિત વિગરેને જેવી રીતે સમજાયો છે, તેના કરતાં ઉપર કહેલા પશ્ચિમ દેશના પ્રોફેસર ક્રુક જેવા વિદ્વાનો અધિક સ્પષ્ટતાથી સમજે છે. પદાર્થરૂપની ઉત્પત્તિવિષે ગુપ્ત વિદ્યાનો સિદ્ધાંત પૃથક્ છે. આ પ્રસંગે કહેવાની અગત્ય નથી એવું **સુબારાવ** કહેછે. સાંપ્રત પ્રસંગે સાંખ્યાશાસ્ત્રનો સત્ય સિદ્ધાંત કેવી રીતનો છે, અને હાલની **તત્ત્વવિદ્યા**ના જ્ઞાનથી કેવું સમજવામાં આવેલું છે, તે માત્ર દર્શાવવાની અગત્ય છે.

સૂક્ષ્મ લોકમાં કેવી જાતનાં પ્રાણીયો વસેછે, તેની કલ્પના અથવા વિચાર આપણાથી થઈ શકતો નથી, તો તેના કરતાં જે અતિસૂક્ષ્મ ઊર્ધ્વ લોકમાં રેહેછે તેનો તો વિચાર થઇ શકવો અતિ કઠણ છે. સાંપ્રતકાળનાં મનુષ્યને તો આ સૃષ્ટિ અને આ સૃષ્ટિના પદાર્થો શીવાય બીજું સઘળું કાંઇજ નથી, પણ કેવળ ખાલી પોલાણ માત્ર ભાસેલું છે; પરંતુ યોગ અથવા ગુપ્ત વિદ્યાના નિશ્ચયથી ઉપર કરેલા સૂક્ષ્મ લોકવિષે સત્યસિદ્ધાંત કરી શકેછે. એનો કેટલોએક અનુભવ પશ્ચિમ દેશમાં હાલ **સૂક્ષ્મ સાધનવાળા** (**સ્પિરિચ્યુઆલિષ્ટ**)ને થયલો છે. આપણા સાધારણ મનુષ્યના જાણવામાં છે કે આપણા ઘણા પુરાણોમાં દેવોનો વાસ સ્વર્ગમાં છે એવું કહેલું છે. એ ઉપરથી એમ નહિ સમજવું કે સઘલા દેવગણોના વાસ સ્વર્ગમાં છે. **વસુ, રૂદ્ર,** અને **આદ્વિત્ય** વિગેરે જાતના નિશ્ચય દેવો છે, પરંતુ **યક્ષ, ગંધર્વ, કિંનર** વિગરે ઘણા ગણો તેથી નીચલા સૂક્ષ્મ લોકમાં વાસ કરેછે.

હવે ઉપર કહેલા સ્વર્ગલોકમાં જે રેહેનારા સઘલા દેવો, તે ઈ-

**શ્વર** અથવા **પરમેશ્વર** છે, એવો અસત્ય સિદ્ધાંત કરવો નહીં કેમ કે, એવા દેવો પુરાણમાં તેત્રિસ ક્રોડ કહેલા છે. તેઉપરથી હાલના કેટલાએક પશ્ચિમ દેશના વિદ્વાનો એવું માનેછે જે, હિંદુઓના ઈશ્વર તેત્રિસ ક્રોડ છે પણ એવું સમજવું અસત્ય છે. દેવ એક જાતનાં ચૈતન્ય પ્રાણીઓ છે, અને તેમને દેવશબ્દે કહ્યા છે તે ઉપરથી આપણે તે સઘલાને ઈશ્વર જાણી તેની પૂજા સેવા કરતા નથી; આપણે મનુષ્ય પ્રાણીની જે ત્રણ ઉપાધિ અથવા **ભૂમીકા** કહી તેમાંથી એક **ઉપાધિ** સાથે તે દેવોનો સ્નેહ અને સંબંધ છે.

જે જાતનાં પ્રાણિયો જેવાં તત્ત્વોનાં બનેલાં હોય, તે તેવાજ સ્થાનમાં રેહેનારાં છે અને તેમને પરસ્પર સ્નેહ અને સંબંધ હોયછે. એટલે સ્થૂલતત્ત્વ, અને સ્થૂલઇન્દ્રિયો વિગેરેનાં પ્રાણીઓ સ્થૂલ સૃષ્ટિમાં રેહેનારાં છે અને તેઓને પરસ્પર સ્નેહ અને સંબંધ સ્થૂલનીજ સાથે હોયછે. તેમ મનુષ્યના સૂક્ષ્મશરીરને સૂક્ષ્મ અંતરિક્ષમાં રેહેનારાં પ્રાણીઓની સાથે સ્નેહ અને સંબંધ હોયછે; અને તેજપ્રમાણે મનુષ્યના કારણશરીરનો સ્નેહ અને સંબંધ દેવલોકમાં રેહેનારા પ્રાણીઓની સાથે હોયછે. આપણા પ્રાચિન કાળના સમર્થ વિદ્વાનોયે, આપણા **બ્રહ્માંડના**, **ભૂલોક**, **ભૂવર્લોક** અને **સ્વર્ગલોક** એવા મુખ્ય ત્રણ વિભાગ કરેલા છે. તેમાં આપણે રહેવાનું સ્થાન **ભૂલોક** કહેવાયછે. **ભુવર્લોક** સૂક્ષ્મ પ્રાણીઓને રેહેવાનું સ્થાન છે, અને એનેજ ઘણે પ્રસંગે ઊપનીષદોમાં **અંતરિક્ષલોક** કહેલું છે. પણ એ ઉપરથી સઘળું અંતરિક્ષ અથવા આકાશ સમજવું નહીં. હવે જે **સ્વર્ગલોક** કહ્યું છે તે દેવોને રહેવાનું **સ્વર્ગસ્થાન** છે અને એનેજ બુદ્ધમતના લોકો **દેવયાન** કેહેછે. આપણે એને દેવગણોને રેહેવાનું સ્થાન પણ કહીયે છઇયે.

મનુષ્યપ્રાણીમાં જે ત્રણ ઉપાધિ કહી તેવિષે વિદ્વાન **સુબારાવ** અધિક સૂચના આપે છે. એ ઉપાધિઓમાંની જે કારણઉપાધિ છે તે અધિક અગત્યની છે કેમ જે તેમાં મનુષ્યપ્રાણીનાં ઊન્નતિ પામેલાં જ્ઞાન નો જન્મો જન્મમાં નવાં નવાં સ્થૂલશરીરો ઉત્પન્ન થાયછે, અને તેનો સમય પરત્વે નાશ પણ થાયછે. સૂક્ષ્મ શરીરે સ્થૂલદેહમાં રહી કર્મના યોગે જે પ્રેરણા અને શક્તિ મેળવેલી છે, તેના યોગે જ્યારે સૂક્ષ્મ શરીર કારણશરીરથી વિરક્ત થાયછે તે સમયે થોડા સમયસુધી તે રહી શકેછે; પરંતુ જેના યોગે તેને પ્રેરણા અને શક્તિ મળેલી છે, તેનો સંબંધ તુટવો એટલે સૂક્ષ્મશરીરનું પ્રથક્કરણ થઈ તેનાં **પરમાણુંઓ** પોતપોતાનાં તત્ત્વોમાં સમાઈ જાયછે. પરંતુ કા-

રણુશરીર સૂક્ષ્મશરીર સિવાય એકલું રહી શકેછે. તેની સ્થિતિનું સ્થાન સૂત્રાત્મા છે. કેમ જે મનુષ્યપ્રાણી જેમ જેમ પુનર્ જન્મને પામતો જાયછે, તેમ તેમ તેના કારણુશરીરમાં સૂતરના તાંત્રાજેવા કર્મરૂપી રૂઆનો સંગ્રહ થતો જાયછે.

એટલું લક્ષમાં રાખવું જે, મનની જેટલી નિરમાલ્ય કલ્પનાનો અનુભવ મનુષ્યપ્રાણીઓયે કરેલો હોય, તેની અસર સૂક્ષ્મશરીરમાં ઘણી થોડી થાયછે. અને કારણુશરીરમાં તેના કરતાં ઘણીજ થોડી થાયછે. **સ્થૂલ, સૂક્ષ્મ,** અને તેની પેલી તરફ જે **કારણુશરીર** એ સઘળાનો સંબંધ પરસ્પર તેના બંધારણુ ઉપર રહેલો હોયછે, કેમ જે આપણે જે પ્રત્યેક દિવસની સાધારણ કલ્પનાઓ ઉપલક કરીયે છઇયે, તે સ્થૂલશરીરના કાર્યોસાર્ છે, તેથી તેનો લય ઘણુકરી સ્થૂલશરીરની સાથેજ થાયછે તેથી કાંઇ સૂક્ષ્મને અધિક લાભ અથવા હાની થતી નથી, પરંતુ ઉન્નતિ થવાની જે કલ્પના વારંવાર એક ચિત્તથી ઉડાંણુમાં થાયછે, તે મનુષ્યપ્રાણીની ઉન્નતિ થવાની તૃષ્ણા અને તે તૃષ્ણા તરફ સ્વાભાવિક વલણ એ સઘળું **સૂક્ષ્મશરીરમાં** પ્રવેશ કરી તેનો **કારણુશરીરમાં** પણુ સંગ્રહ થાયછે. મનુષ્યપ્રાણીના નીચા પ્રકારના સ્વભાવ અને વલણુ તેનો સંગ્રહ માત્ર **સૂક્ષ્મશરીરમાં** થાયછે, અને તેથી વિષયાદિક પશુત્વ સ્વભાવ અને તૃષ્ણા મનુષ્યપ્રાણીને સ્થૂલશરીરના સંબંધનેલિધે જે ઉત્પન્ન થયા કરેછે, તે સઘળા સૂક્ષ્મશરીરમાંજ રહિ શકેછે પણુ તે તેના કરતાં આગળ ઉંચે જઈ શકાતું નથી.

**કારણુશરીર** જન્માંતરોનાં ઉન્નતિ થવાનાં કર્મોથી કાંઇક ઉંચા પ્રકારના જ્ઞાન અને કલ્પનાનો સંગ્રહ અધિક કરેછે. તે કારણુમાટે કારણુશરીર સત્યજ્ઞાતા કેહેવાય છે. અને તેને કેટલાએક **તત્ત્વજ્ઞાનના** ગ્રંથોમાં **જીવાત્મા** પણુ કહ્યો છે. પરંતુ એટલું લક્ષમાં રાખવાનું અગત્યનું છે જે, એ કારણુશરીર પ્રથમ **શુદ્ધચૈતન્યના** પ્રકાશ અથવા આભાસનું પરીણુામ છે. અને તેજ **શુદ્ધચૈતન્ય** તેની શક્તિ અને જીવિત વસ્તુ છે એટલુંજ નહીં, પણુ તે ચૈતન્ય મૂલપ્રકૃતિના સંબંધથી જ્ઞાનનું મૂલ છે અને તેને આપણે સૂત્રાત્મા પણુ કહીયે છઇયે.

એ ઉપર કહેલા બેઉ તત્ત્વોના સંગ્રહમાંથી, અને શુદ્ધચૈતન્યના પ્રકાશની શક્તિના અમુક પરમાણુ ઉપર સત્તા અથવા કાર્યો થવાથી સ્થૂલશરીરનું બંધારણુ થઈ, એક પ્રથક્ **જ્ઞાતા** ઉત્પન્ન થાયછે.

પાછળ કહ્યું છે જે, એકજ મહાશક્તિ જેથી સઘળી પુનરાવૃત્તિનાં યંત્રો ગતિમાં મુકેલાં છે, તેજ મહાશક્તિથી સઘળા જ્ઞાનવાળા પ્રાણીઓની ઉત્પત્તિ થયેલી છે. વળી એમ પણુ કહેલું છે જે, જ્ઞાનવાળા

પ્રાણીયો નિયમસર બીજા જડ અને વનસ્પતિ આદિકમાંથી મહા-શક્તિના યોગે જ્ઞાનના પરમાણુઓનો સંગ્રહ કરી, ઉત્પન્ન થયેલા છે. એમ કરતાં કરતાં આપણે જ્યારે મનુષ્યપ્રાણીમાં આવ્યા એટલે જ્ઞાન-શક્તિનાં પરમાણુઓનો પૂર્ણ સંગ્રહ થઈ, જ્ઞાનવાળી સ્થિતિ કેવી છે તે જણાવવા માડયું, અને આપણે **જ્ઞાતા** છઇયે એમ જણાયું. એ પરી-ણામ ઉત્પન્ન થવાને એક મહાશક્તિની સાથે બીજી કેટલીએક ન્યૂન માયિક સત્તાઓ સમય, સ્થાન, અને આસપાસની વસ્તુઓનો સંગ્રહ એ સઘળું મળેલું હોય છે. આ પરિણામ ઉત્પન્ન થવાને ઉપર કહેલી સઘળી સત્તા મળી જે ઉત્પન્ન થયું, તે **કારણશરીર** કહેવાયછે. જ્યારે જ્ઞાન **ઇચ્છાશક્તિ**થી કાર્યો સ્વતંત્ર રીતે કરવાને શક્તિવાન થયું, ત્યારે **ઇચ્છાશક્તિ**ના કાર્યોથી કારણશરીરના **જ્ઞાતા**પણાની સ્થિરતા થવા માંડી એટલુંજ નહીં પણ પુનરપિ જન્મોને પામ્યાથી તે કારણશરીર અધિક દૃઢ થતું ગયું, અને એપ્રમાણે થવાથી જીવપણું અધિક દૃઢ થઈ પ્રથક્ જીવો સમજાયા, માટે એક રીતે કર્મની પ્રેરણાઓનું પરીણામ કારણશરીર છે. અને તે કર્મની સંતતી છે. તે કલ્પનાથી ઉત્પન્ન થયાં જે કર્મો તેની સાથે રેહેછે, અને કલ્પનાથી ઉત્પન્ન થયેલાં જે કર્મો તેના નાશ થયાથી કારણશરીર લય પામેછે. પરંતુ **સૂક્ષ્મશરીર**નો ઘણે અંશે આધાર માનુષ્યપ્રાણીના સ્થૂલશરીરના સ્થાયિપણા ઉપર રહેલો હોય છે. અને તેનું સ્થાયિપણું સ્થૂલ પ્રાણી અને સ્થૂલ વસ્તુની આ-સક્તિ, તેમનો સમાગમ, અને તૃષ્ણા એના ઉપર ઘણુ કરી રહેછે એ ઉપરથી એવી કલ્પના થઈ શકેછે જે, મૃત્યુ પામ્યા પછી સાધારણ કાર્યોમાં ઘણુ કરી ઉપર કહેલા સ્થૂલ વિષયોના અને પશુતુલ્ય સ્વભા-વના વિકારોની જેવી પ્રબળ આસક્તિ અને તૃષ્ણા રહેલી હોય, તેવો સૂક્ષ્મશરીરનો આગ્રહ રહી શકેછે.

હવે પ્રથમ આપણે મનુષ્યપ્રાણી શું છે અને તે ઘણુ કરી ક્રીયા નિયમોને આધિન છે. અને સઘળી પુનરાવૃત્તિ ક્રીયા પરીણામસારૂ થાયછે, એનો વિચાર કરવાનો છે. એનો નિશ્ચય કર્યા પછી પુનરા-વૃત્તિની વૃદ્ધિ ક્રીયા ઉપાયથી થઈ શકે એ જાણવાનેમાટે આપણે શ-ક્તિવાન્ થઇ શું અને તે થવાના નિયમો ક્રીયા છે તેપણ જાણી શકાશે.

સાધારણ મનુષ્ય મૃત્યુ પામ્યા પછી તેને શું થાયછે, તેનો વિચાર કરીયે. પ્રથમ તેનું સૂક્ષ્મ અને કારણ એ બે શરીર સ્થૂલદેહથી વિરક્ત થાયછે. તેમ થયું એટલે સ્થૂલશરીર તેની શક્તિ અને જી-વિતપણું ખોયછે. જે પ્રમાણે સૂર્યનું પ્રતિબિંબ આપણે પાછલ કહેલા ત્રણ સ્થૂલ પદાર્થો ઉપર પડેછે. તેપ્રમાણે ઉપર કહ્યાપ્રમાણે ત્રણે શરી-

રના આભાસની શક્તિનાં કાર્યો થાયછે. તે આપણે પુર્વે જણાવેલું છે તે ઉપરથી જણાશે જે, પ્રકાશ અથવા આભાસ જે સૂક્ષ્મશરીરમાં પડેછે, ને કારણશરીરમાંથી નીકળે છે. પછી તે આભાસ સૂક્ષ્મ શરીરમાંથી સ્થૂલશરીરમાં પડેછે, અને તેથી તેને શક્તિ અને જીવંતપણું પ્રાપ્ત થાયછે; અને તેથી જે જ્ઞાતાનો આપણે સ્થૂલશરીરમાં અનુભવ થાયછે તેની ઉન્નત્તિ થાયછે. એ ઉપરથી સ્પષ્ટ જણાયછે જે, જ્યારે કારણશરીર સૂક્ષ્મશરીરથી વિરક્ત થાયછે, ત્યારે તે સૂક્ષ્મશરીરને પ્રકાશ અથવા શક્તિ મળતી બંધ પડેછે. પણ કારણશરીર સૂક્ષ્મશરીર શીવાય પોતે સ્વંતત્ર એકલું રહિ શકેછે, પરંતુ સૂક્ષ્મશરીર કારણશરીર વગર એકલું રહી શકતું નથી. તેપ્રમાણે જ્યાંસુધી **સૂક્ષ્મ** અને કારણશરીર સ્થૂલદેહમાં રેહેછે ત્યાંસુધીજ તે રહી શકેછે. પણ **સૂક્ષ્મ** અને કારણ એ બે શરીર નીકલી ગયાં એટલે **સ્થૂલશરીર**નો નાશ થાયછે, કેમજે **સ્થૂલશરીર**ને પોતાનું જીવંતપણું અને પોષણ **સૂક્ષ્મશરીર**માંથી મળેછે. **કારણશરીર**, **સ્થૂલ** અને **સૂક્ષ્મ**શરીરથી મુક્ત થયા પછી, તેનો માર્ગ માત્ર **સ્વર્ગલોક** તરફજ છે. અને તે જ્યારે સૂક્ષ્મશરીરથી જુદું પડેછે ત્યારે તેણે સઘલી શક્તિ અને પોષણ જે ભિન્ન ભિન્ન જન્મથી કર્મના યોગે મેળવેલી હોયછે, તે સઘળી પોતાની સાથે લઈ જાયછે. આ શક્તિ તે કારણશરીરમાં રેહેછે અને તેથી મનુષ્યપ્રાણીજેવો નવો જન્મ થયાથી સુખનો અનુભવે લેછે તેવાં સુખદુઃખનો અનુભવ કારણશરીરમાં રેહેલો **જીવાત્મા** લે છે. એ જન્મ આપણે જે જન્મોથી જાણીતા છઇયે તેનાથી જુદાજ પ્રકારનો હોયછે. પરંતુ જેપ્રમાણે આપણે **સ્થૂલદેહ**માં રહિ જ્ઞાનથી સુખ–દુઃખનો અનુભવ લઇયે છઇએ, તેપ્રમાણે તે કારણશરીરમાં રહેલો **જીવાત્મા** અનુભવ લે છે. પછી તે **તૃષ્ણા** આગળ બીજો જન્મ ધારણ કરાવેછે, કેમ જે તેમાં જે પ્રબલ **તૃષ્ણા** રહેલી હોયછે તેનો પૂર્ણ અનુભવ **સ્થૂલદેહ**થીજ લઇ શકાયછે. એપ્રમાણે કર્મથીજ પુનર્જન્મ થયા કરેછે.

હવે સૂક્ષ્મશરીરને સ્વાભાવિક રેહેવાનું સ્થાન "ભૂવર્લોક," અથવા સૂક્ષ્મલોક છે, તેથી તે સૂક્ષ્મલોકમાં જઇ ત્યાં અટકે છે. ત્યાંથી સ્થૂલશરીરમાં ક્વચિત્જ અવાઈ શકેછે, કેમ જે ભૂલોકનું તેને પછી આકર્ષણ સ્વાભાવિક રીતે થતું નથી. પછી કારણશરીર સૂક્ષ્મશરીરથી જુદું પડ્યા પછી તે સૂક્ષ્મશરીર પોતાની જીવિતશક્તિ ખોયછે. એપ્રમાણે જ્યારે તેને જીવવાનું મૂલ જે શક્તિ અને પોષણ બંધ થાયછે ત્યારે તેનો નાશ થાયછે. સ્થૂલ તત્ત્વ કરતાં સૂક્ષ્મ તત્ત્વનું

બંધારણ ઘણુંજ બારીક હોયછે તેથી તેને એક સમયે જે શક્તિ મળેલી છે, તે કેટલાએક સમયસુધી અધિક ટકી શકેછે. પરંતુ સ્થૂલશરીર સૂક્ષ્મશરીરથી જુદું પડયું એટલે તે ઘણુંજ જલદી મરણ પામેછે. પણ સૂક્ષ્મશરીર તે એક સમયે તૃષ્ણાથી શક્તિ મળેલી છે તેના યોગે તે તૃષ્ણાની પ્રબલતાના પ્રમાણમાં તે સૂક્ષ્મલોકમાં રહી શકેછે. કેમજે તૃષ્ણાના પરમાણુનું આકર્ષણ થઈ તેનું બંધારણ કેટલાએક સમયસુધી રહી શકેછે. એટલે સૂક્ષ્મશરીર સૂક્ષ્મલોકમાં જ્યાંસુધી તેને સ્થૂલશરીરની આસક્તિ અને સ્થૂલશરીરના ભોગ ભોગવવાની અધુરી રહેલી તૃષ્ણા રહેલી હોયછે ત્યાંસુધી રેહેછે. એ કારણમાટે જે મનુષ્યે આપઘાત કરેલો હોય અથવા કોઈ કારણથી અકસ્માત્ મૃત્યુ થયું હોય, અને વિષય ભોગની દૃઢ તૃષ્ણા બાકી રહેલી હોય એટલે વિષય ભોગં પૂર્ણ રીતે ભોગવવા બાકી રહી ગયા હોય તે પુરી પાડવાનેમાટે તેની સઘળી શક્તિ સૂક્ષ્મશરીરમાં એકત્ર થયાથી, કેટલાએક સમયસુધી તે સૂક્ષ્મલોકમાં રહેછે, એટલુંજ નહિ પણ તે યથાસ્થિત ભોગ ભોગવવાનેસારૂ પાછું ભૂલોકમાં આવવાને પણ પ્રયત્ન કરી શકેછે. અને એજ કારણનેલીધે ઘણે પ્રસંગે તે કોઈ મધ્યસ્થદ્વારે બીજાના શરીરમાં પ્રવેશ કરી પોતાની તૃષ્ણા પૂર્ણ કરવાને પ્રયત્ન કરેછે. અને કોઈ પ્રસંગે પૃથક્ છાયારૂપ પણ ધારણ કરેછે. તે પિશાચ કેહેવાયછે. હાલ જે પશ્ચિમ દેશમાં "**સ્પિરીચુઆલીષ્ટ**"ની મંડલીમાં જે દેખાવો અને ચમત્કારો થાયછે તે એવા પિશાચના યોગેજ થાયછે.

આપણે ઉપર સૂક્ષ્મપ્રાણી તેનું સ્થાન, અને તેનો **પિશાચ**રૂપે પ્રવેશ દર્શાવ્યો. હવે એવિષે વિદ્વાન્ **સુબારાવ** અધિક લંબાણ નહિ કરતાં એટલુંજ કહેછે જે, આ સઘળું સાધારણ રીતે મનુષ્યના મૃત્યુ સમયે થાયછે. પછી ઉપલો વિદ્વાન્ એવું કહેછે જે, કેટલાએક મનુષ્યનાં એવાં કર્મો હોયછે જે ઉપર કહેલા અસાધારણ નિયમથી તેમની સ્થિતિ જુદીજ થાયછે. એટલે જે મનુષ્ય મરણપર્યંત ઉપર કહેલા ભૂતપિશાચાદિક સૂક્ષ્મપ્રાણિની ઉપાસના અથવા સાધના કર્યા કરેછે, તેવા મનુષ્યમાં પિશાચનો પ્રવેશ થઇ, મધ્યસ્થ તે કેટલાંએક કાર્યો કરેછે. કદાપિ તેમ યથાર્થ રીતે નહિ કરે તો, તેવા મનુષ્યના મરણ સમયે તેનું સૂક્ષ્મશરીર પિશાચ પોતાને સ્વાધીન કરી તેને પોતામાં ચૂસી લે છે, અને તેમ થયું એટલે તે સૂક્ષ્મશરીરનો એક પૃથક્ ભૂત અથવા પિશાચ બની તે ઘણા સમયસુધી તેવી સ્થિતિમાં રેહેછે. એવી રીતે **ભૂતપિશાચાદિક**ની ઉપાસના અથવા સાધનાથી મનુષ્યપ્રાણિના

શુભ ગુણોનો નાશ થઈ તેને અધિક અનીતિમાન અને દુષ્ટ કરી નાખેછે; તે છતાં **પિશાચોથી** મનુષ્યનાં કારણશરીરનો નાશ થઈ શકતો નથી.

હવે બીજી એકજાતની **ઉપાસના** અને **ભક્તિ** છે તેણે કરી અધિક ભયંકર પરિણામ ઉત્પન્ન થાયછે. જે અસર સૂક્ષ્મશરીરમાં પ્રવેશ કરેછે, તે કારણશરીર ભેદી તેમાં પણ તેવી અસર કરેછે. જેવો સૂક્ષ્મશરીરનો સંબંધ સૂક્ષ્મ અથવા **ભૂરલોક**માં રહેલા સૂક્ષ્મપ્રાણિ સાથે છે, તેવોજ કારણશરીરનો સંબંધ સ્વર્ગમાં રહેલા **દેવલોક** સાથે છે. એ **દેવલોક**માં પણ કેટલાંએક વિષય વિગેરેની તૃષ્ણાવાળાં અને બીજાં સદ્ગુણવાળાં એવાં બે પ્રકારનાં પ્રાણિયો વસેછે. હવે જે મનુષ્ય એવા **દેવની** ઉપાસના અથવા **ભક્તિ** કરી તેમનો સાક્ષાત્કાર કરવાની ઇચ્છા રાખેછે તેને પોતાની **એકાગ્રતા** અને **ધ્યાન,** તેવા દેવઉપર અચલ સ્થિર રાખવું પડેછે. અને તેમ યથાસ્થિત **એકાગ્રતા** થઈ એટલે તેનો સાક્ષાતકાર કેટલાએક સમયને અંતે થાયછે. તેમ થવા માડયું એટલે જ્યારે તે ઉપાસકની એકાગ્રતાની શક્તિ યથાર્થ રીતે તે દેવને પોહોંચે છે ત્યારે તેને યથાયોગ્ય બળ ઉત્પન્ન થઈ જેમ સૂક્ષ્મશરીર સૂક્ષ્મપ્રાણિમાં લીન થાયછે તેમ તે મનુષ્યનું કારણશરીર તે દેવમાં લીન થાયછે. એમ થયું એટલે એવા મનુષ્યને **શુદ્ધચૈતન્યને** ઓળખવાની આશા રાખવાનીજ નથી. એવા મનુષ્યનો **જીવાત્મા** ઉપર કહેલા દેવમાંજ લીન થઇ રહ્યો હોયછે અને તે દેવ જ્યાંસુધી રહી શકે ત્યાંસુધી તે મનુષ્યનો **જીવાત્મા** રહિ શકેછે. તેની મર્યાદા ઘણું કરી આત્યંતિક અથવા મહાપ્રલયસુધી હોય છે. મહાપ્રલયનેવિષે સઘળા દેવોના દિવ્યરૂપનું પૃથક્કરણ થઈ તે સઘળા બ્રહ્મમાં લીન થઈ જાયછે તે સમયે તેના ઉપાસક પણ લીન થઈ જાયછે. એટલું તો સત્ય છે કે એવી રીતે દિવ્યરૂપનું પૃથક્કરણ થવાને કરોડો વર્ષ લાગેછે. પરંતુ તેને અનંતની સાથે સરખાવતાં અલ્પ મર્યાદા છે. **અજર અમરપણું** તેને હોતું નથી એવું મહાવિદ્વાન્ **સુબારાવ** કહેછે. કેમ જે તેવા ઉપાસકને આકારની અપેક્ષા રહેલી હોય છે તેથી બીજા મન્વંતરની ઉત્પત્તિના સમયે પાછા ઉત્પન્ન થાયછે. એ નિષ્પક્ષપાતિ અને બુદ્ધિમાન્ સત્યશોધક પુરૂષોને તો સત્ય જણાશે કેમજે આપણે સાંપ્રતકાળના **વિશિષ્ટાદ્વૈત, દ્વૈત,** અને **શુદ્ધાદ્વૈત**ના સિદ્ધાંત જોતાં તેમના હાલના વિદ્વાન્ પુરૂષોયે એવીજ રીતે સ્પષ્ટ દર્શાવેલું છે. તેમાં **વિશિષ્ટાદ્વૈતવાળા રામાનુજ** 'સંપ્રદાયના આચાર્યોયે જણાવેલું છે જે **જીવાત્મા** અવતારિ પુરૂષો ઉપાસનાના શુભ પુરૂષાર્થના યોગે મોક્ષ પામી ઈશ્વરતુલ્ય થાયછે. પરંતુ તે ઈશ્વરના સામર્થ્યને પામી શકતા નથી અને

મહાપ્રલયના સમયે તે જીવ **બ્રહ્મ**માં લીન થાયછે તોપણ તે તેમાં પૃથક્ રેહેછે. હવે જ્યારે તે જીવ પૃથક્ રહેલા છે અને આકારની અપેક્ષા છે તો બીજા મન્વંતરની ઉત્પત્તિના સમયે તેની ઉત્પત્તિ થવી યોગ્યજ છે. એમ નિષ્પક્ષપાતિ સત્યશોધકને માનવું પડેછે. હવે **દ્વૈતમત**વાળા **માધવાચાર્ય**નો એવો સિદ્ધાંત છે કે, **જીવ** અને **ઈશ્વર** નિરંતર જુદાજ રહેછે. જીવ ઈશ્વરપણાને પામી શકતો નથી. તે તો ઈશ્વરનો નિરંતરનો દાસજ છે. એવા સિદ્ધાંતવિષે અધિક કહેવાની અગત્ય નથી જ્યાંસુધી **દાસત્વ**પણું છે ત્યાંસુધી ન્યૂનપણું છે. અને જ્યાંસુધી ન્યૂનતા છે, ત્યાંસુધી ઉત્પત્તિનું કારણ રહેલું છે. ત્રીજા **શુદ્ધાદ્વૈત**ના આચાર્ય **વલ્લભાચાર્યે** સ્પષ્ટજ કહ્યું છે જે **જીવે પ્રેમભક્તિ**થી **શ્રીકૃષ્ણ ભગવાનની દાસત્વ** પ્રેમભક્તિ કરવી જેથી તે ગોલોક અને વૈકુંઠવાસિ **ભગવાન**ની સમીપ દિવ્યઆકારે હરિભક્તિ કરેછે તે મોક્ષને પામેછે. પરંતુ **મહાપ્રલયને**-વિષે **ગોલોક વૈકુંઠ** વીગેરે સઘળું તિરોભાવને પામેછે. તેમ એ જીવ પણ તિરો ભાવને પામેછે. અને મન્વંતરમાં પાછા જીવોની ઉત્પત્તિના સમયે તે આવિર્ભાવને પામી ઉત્પન્ન થાયછે એમ અનાદિ થયા કરેછે. એનો આદિ અને અંત નથી એવો સ્પષ્ટ સિદ્ધાંત કરેલો છે. એ સઘળું છતાં સઘળા **આચાર્યો**નો મૂળ શુભ હેતુ શુભ સંસ્કાર કરવાનોજ હતો તેથી પુનરાવૃત્તિની મનુષ્યપ્રાણિની વૃત્તિપ્રમાણે સંસ્કારનો ઉપદેશ રાખેલો હતો કેમજે તે જાણતા હતા જે પુનરાવૃત્તિના વલણથી વિરૂદ્ધ ગયાથી પરીણામ ઉલટું વિપરીત થાયછે. એ ઉપરથી વિદ્વાન્ **સુબારાવ**નો સિદ્ધાંત સત્ય અને નિષ્પક્ષપાતી જણાયછે.

પછી આગળ વિદ્વાન્ **સુબારાવ** એવું કેહેછે જે, એ કારણમાટે સઘળા **નિશ્ચયાત્મકબુદ્ધિજ્ઞાન**વાળા મનુષ્યપ્રાણિયોયે કેવળ સ્વાર્થરહિત **નિષ્કામભક્તિ** અને ઉપાસના **એક ચૈતન્યની**જ માત્ર કરવી. એ સિદ્ધાંત પ્રાચીનકાળના **મહાઋષિઓ**નો સત્ય સિદ્ધાંત છે. કોઈ પણ જાતના માયિક અથવા સ્વર્ગાદિક સુખની ઇચ્છા અથવા તૃષ્ણા રાખી ઉપર કહેલા સુક્ષ્મ દેવાદિકની પ્રાપ્તિ થવાસારૂ નિશ્ચયાત્મકજ્ઞાનની ઉન્નતિ પામેલા જનોયે સાધના અથવા ભક્તિ કરવી નહિ પરંતુ માત્ર એક કેવળ **શુદ્ધચૈતન્ય** અથવા **સૂત્રાત્મા**ની ભક્તિ અને ઉપાસના કરવામાં પોતાનું સઘળું લક્ષ નિરંતર રાખ્યાથી મનુષ્યને નિર્વિઘ્નપણે નીતિને માર્ગે જવાનો રસ્તો જડશે. અને તેથીજ પોતાના પ્રયત્નના પ્રમાણમાં ઉત્તરોત્તર સત્ય જ્ઞાનની ઉન્નતિ થઈ અંતે તે **અનાદિ શુદ્ધચૈતન્ય**માં નિમગ્ન રહ્યાથી તેમાં સંમીલન થાયછે. તેથી પોતે સઘળી સૃષ્ટિનો **અનાદી** અને **અનંત સૂત્રાત્મા** અથવા **ઇશ્વર** થાયછે. અને

અક્ષય રહી મન્વંતરની ઉત્પત્તિના સમયે અગત્ય હોય તો જન્મ ધારણ કર્યાસિવાય **આત્મજ્ઞાન** અને **નિશ્ચયાત્મકબુદ્ધિજ્ઞાન**ની પ્રેરણા કરેછે.

એ **શુદ્ધચૈતન્ય** સઘળી ઉત્પત્તિનું મૂલ છે. તેમાંથી **વ્યક્તપ્રકૃતિ**યે વિંટાયલા **જીવાત્મા**નો પ્રકાશ નિકળેછે. પછી તે **જીવાત્મા** શુદ્ધચૈતન્યસહિત સૃષ્ટિમાં આવેછે. પછી તે માયા અથવા પ્રકૃતિના અધિક સંબંધથી અનેક જન્માંતર પામતા પામતા અંતે માયા અથવા પ્રકૃતિનો સંબંધ કરવા માંડ્યા પછી જ્યાંથી પ્રથમ નિકળ્યો તે **સૂત્રાત્મા** અથવા **શુદ્ધચૈતન્ય**માં પાછો સંમીલન થવાને પ્રયત્ન કરેછે. **ઉપાધિ** અથવા **કોષ** સંપૂર્ણ થતાં થતાં જન્માંતરની ઉન્નતિ થાયછે. જાતે ચૈતન્યને સંપૂર્ણ થવાની અગત્ય નથી તે તો પૂર્ણજ છે. પરંતુ જે **શરીર** અથવા **કોષ** અથવા **ઉપાધિ** જેમાં **ચૈતન્ય** રહેલું છે તેને સંપૂર્ણ થવાની અગત્ય છે. એટલે જેમ જેમ તે **ઉપાધિ** અથવા **આવરણ** નિર્મળ થતું જાયછે તેમ તેમ તે ચૈતન્યનો પ્રકાશ થતો જાયછે. અને જેપ્રમાણે સમય જતો જાયછે તેપ્રમાણે પ્રયત્નના પ્રમાણમાં મનુષ્યનું માનસિકજ્ઞાન ઉન્નતિને પામી **બુદ્ધિચૈતન્ય આત્મજ્ઞાન** ઉન્નતિને પામતું જાયછે ઉપર કહેલી ઉપાધિ પૂર્ણ થઈ ઇચ્છાશક્તિ પ્રબળ થઈ એટલે **જીવાત્મા** પોતાના **શુદ્ધચૈતન્ય** અથવા **સૂત્રાત્માને** ઓળખી શકેછે, તે છતાં જો પોતે જાણી જોઈ, પોતાનાં જ્ઞાનરૂપી ચક્ષુ બંધ રાખી **કૈવલ્યમોક્ષ** અથવા અનાદિની ઇચ્છા નહિ રાખતાં બીજી ઇચ્છા રાખે તો તેનું તેપ્રમાણે પરિણામ થાયછે.

ઉન્નતિ થવાના સાધારણ નિયમોમાં કેવી રીતનાં વિઘ્નો આવેછે, તે આપણને જણાયું અને તેજપ્રમાણે ઉન્નતિ જલદી થવાનાં પણ કારણો દર્શાવ્યાં છે તેનો નિશ્ચય કરવો. જે મહાપુરૂષોયે પૂર્વે ગુપ્ત ઉપદેશો શોધી કાઢેલા છે તે સઘળાનો મૂલ હેતુ મનુષ્યપ્રાણિને શુદ્ધચૈતન્ય યથાર્થ રીતે ઓળખવાસારૂ છે અને તે ઓળખ્યા પછી અંતનું શુભ પરિણામ દર્શાવી, એવી રીતનો નિયમ બાંધેલો છે કે જેણે કરી અંતનાં શુભ પરિણામે સ્વલ્પ રીતે પોહોચી શકાય.

આજ મૂળ પાયા ઉપરથી **શ્રીકૃષ્ણભગવાને ગીતામાં** ઉપદેશ દર્શાવેલો છે તે કેટલેક ઠેકાણે સ્પષ્ટ અને કેટલેએક પ્રસંગે અતિ ગુહ્ય છે. એ સઘલાના મૂળ શ્લોક દર્શાવતાં ગુચવણ પડે એવું જાણી **સુબારાવે** પ્રાકૃત ભાષામાંજ તેનો સાર કહ્યો છે એ સિદ્ધાંત સ્પષ્ટ રીતે ઘણા વિદ્વાનોથી સમજી શકાતો નથી, તેમાં વળી સાંખ્યશાસ્ત્રવાલાની ભૂલનેલીધે આપણા સત્યજ્ઞાનની વૃદ્ધિ થવામાં અનેક પ્રકારનાં વિઘ્નો આવી પડયાં છે એવું વિદ્વાન્ **સુબારાવ** કહેછે. તે છતાં એ વિ-

દ્વાન્ એમ કેહેછે જે મે ઉપર જે સિદ્ધાંત દર્શાવેલો છે તે **સત્ય વેદોક્તજ્ઞાનનો** સાર છે, એવો મારો નિશ્ચય છે. **ભગવદ્ગીતાનો** સાર પણ યથાર્થ રીતે શ્લોકસહિત સ્પષ્ટાર્થ કરતાં ઘણો સમય જાય માટે ઉપર જે અલ્પસૂચના આપેલી છે તે ઉપરથી નિષ્પક્ષપાતિ સત્યશોધક વિદ્વાનને જણાશે જે આ સિદ્ધાંત એકલા હિંદુઓનો નથી પણ ઇતિહાસના સમયની પૂર્વે ગુપ્ત વિદ્યાના જાણનારા મહાપ્રતાપિ સઘલા પુરૂષોનો છે.

હવે વિદ્વાન્ **સુબ્બારાવ** ઈશ્વરના અવતારવિષે વિસ્તારથી કહેછે. પરંતુ આપણે દેશ, કાળ, અને ભક્તિવાળા સમૂહની વૃત્તિ ઉપર દૃષ્ટિ રાખી તેમાનો સાર માત્ર આ પ્રસંગે દર્શાવીયે છિયે. આપણા શાસ્ત્રમાં ઈશ્વરના અવતારની અગત્ય જણાવેલી છે. પરંતુ તે **નિશ્ચયાત્મક બુદ્ધિજ્ઞાનથી** યથાર્થ રીતે નહિ સમજાય તો, અસત્ય સિદ્ધાંત કરવાથી પરિણામ અતિ વિપરીત થાયછે. આકાર અથવા રૂપવાળા ઈશ્વરનો પ્રવેશ **જીવાત્મા** સહિત **સ્થૂલ, સૂક્ષ્મ,** અને કારણવાળા મનુષ્યમાં શીરીતે થઈ શકે એનો વિચાર સત્યશોધક બુદ્ધિમાન પુરૂષોયે કરવાનો છે. **ઈશ્વરને** આકારરહિત એક **શુદ્ધચૈતન્યરૂપ** માનવાથીજ તેનો આભાસ અથવા પ્રતિબિંબ, **સ્થૂલ, સૂક્ષ્મ,** અને કારણવાળા મનુષ્યમાં શુભકાર્યસારૂ પડી શકે. તેપ્રમાણે સઘળા મુક્ત અને મહાયોગિઓમાં ઈશ્વરરૂપ ચૈતન્યનોજ પ્રકાશ હોયછે. મહાઅલૌકિક પુરૂષાર્થથી પ્રકૃતિવાળા **જીવાત્માની** ઐકયતા થઈ ચૈતન્યની સાથે સંમીલન છે માટેજ તે યોગેશ્વર કેહેવાય છે. પણ **જીવાત્માની** કેવળ **શુદ્ધચૈતન્યની** સાથે સંપૂર્ણ એકતા સ્થૂલદેહનો ત્યાગ કર્યા પછી થાયછે, કેમ જે જ્યાંસુધી સ્થૂલદેહ રહેછે ત્યાંસુધી કેવળ શુદ્ધચૈતન્ય સિવાયની બીજી કલ્પના કાર્યાકારણ પણ રેહેછે. એવી રીતે **ભાગવતમાં** કેટલાએક **મહાઋષિઓના** અવતાર કહ્યાછે તેની સ્પષ્ટતા જોઇયે તેવી કરેલી નથી. એવી રીતે સઘળા **મહાઋષિ** અને **રામકૃષ્ણ** અને **મહાયોગેશ્વરો** ઉપર **મહાવિષ્ણુ** અથવા શુદ્ધચૈતન્યનાં પ્રતિબિંબ પડવાથી અવતાર ગણાયલા છે. એવું નિષ્પક્ષપાતિ સત્યશોધક વિદ્વાન્ પુરૂષોને યથાર્થ પરિક્ષા કર્યાથી જણાશે. એ ઉપર **શ્રીકૃષ્ણભગવાન્**વિષે કોઈ પણ સંશય રેહે એવું નથી. **શ્રીકૃષ્ણ** માયાવી સ્થૂલદેહવાળો મનુષ્ય નથી પણ તેમાં રહેલો કેવળ **શુદ્ધચૈતન્ય** તેજ **શ્રીકૃષ્ણ ઈશ્વર** છે. જે અવતારમાં થોડા મનુષ્યને નીતિને માર્ગે દોરવી તેમને મોક્ષની પ્રાપ્તિ કરવાનો હેતુ નથી પણ સઘળા મનુષ્યમાં દોષ છે પણ જે જાતમાં ભિન્નભાવ સિવાય કેવલ સમભાવથી શુભકાર્યો કરવાનો હેતુ રહેલો છે તે **શુદ્ધચૈતન્યનો** અવતાર ગણાયછે.

હવે **મહાવિષ્ણુ** કોણ અને તેમને મનુષ્યપ્રાણિના કલ્યાણસારૂ અવતાર ધારણ કરવાનું કારણ શું? એ સત્ય ગુહ્યતા યોગવિદ્યાની છે. એની સત્ય સ્પષ્ટતા યોગિઓને ઉપદેશ આપવાને સમયેજ કરવામાં આવે છે. માટે આ પ્રસંગે તે કહી શકાય એમ નથી એવું ઉપલો વિદ્વાન્ કહેછે, તે છતાં એ વિદ્વાન્ હાલ એટલું કહી શકેછે જે **મહાવિષ્ણુએ** ચાલતા કલ્પમાં મનુષ્યપ્રાણિની ઉત્પત્તિના સમયે મનુષ્યના કલ્યાણને અર્થે આપણી પૃથ્વી ઉપર પોતાનો પ્રતાપ જણાવ્યો અને તેની શુભપ્રેરણા સાંપ્રત સાતમા મન્વંતરના અંતસુધી રેહેશે. અને તેજ **મહાવિષ્ણુ** અથવા **ચૈતન્યની** પૂર્વના કલ્પમાં મુક્ત અને મોહોટા યોગેશ્વર સાથે એકતા થયેલી હશે. તેમ હોય તોપણ આપણે તો હાલ **શુદ્ધચૈતન્યનીજ** અગત્ય છે. કદાપિ પૂર્વના કલ્પો, જે કે અગણિત થઈ ગયા છે તેમાં જેપ્રમાણે સૂર્ય એક છતાં તેનાં અગણિત પ્રતિબિંબો અનેક સ્વચ્છ, ધાતુ અને નિર્મળ સ્થિર જળમાં પડેછે તે પ્રમાણે, એક **શુદ્ધચૈતન્યતા** આભાસ અથવા પ્રતિબિંબ અનેક મહાત્મા અને યોગિયોના **જીવાત્મા** સાથે સંમીલન થઈ એકતા થઈ હોય, તે છતાં તેમાં પોતાનું પૃથક્ જ્ઞાનપણું રહેલું હોય છે. પરંતુ આપણે તે ઉપર દૃષ્ટિ નહિ રાખતાં માત્ર એક **ઈશ્વર** અથવા **શુદ્ધચૈતન્યજ** રહેલું છે તેજ સમજવાનું છે. એમ કહી વિદ્વાન્ **સુબારાવ** એવું કેહેછે કે, આ સૂચના આપવાનું મુખ્ય કારણ એટલુંજ કે, **શ્રીકૃષ્ણભગવાને ગીતામાં** જે કેટલાંએક વાકયો કહ્યાં છે તેના યથાર્થ ગુહ્યાર્થ મેં ઉપર દર્શાવેલી સૂચના સિવાય સમજાઈ શકે એવા નથી.

શ્રાવણ વદ ૪ રવિવાર સંવત્ ૧૯૪૩.

---

## મૂળ ઉપાધિવિષે ગીતાનો ગુહ્ય સિદ્ધાંત.

આપણે પાછલા વ્યાખ્યાનોમાં **કોષ, ભૂમિકા,** અથવા **ઉપાધિ**વિષે વિદ્વાન્ **સુબારાવના** વ્યાખ્યાનનો સાર જણાવ્યો. હવે એ સત્યશોધક વિદ્વાન્ પોતાના સિદ્ધાંતની પુષ્ટિ કરવાસારૂ **ભગવદ્ગીતાનો** આધાર લઈ એવું કેહેછે જે "એવિષે મારો સિદ્ધાંત સર્વમાન્ય **ભગવદ્ગીતાને** મળતો છે." તેથી એવિષે નિષ્પક્ષપાતિ વિદ્વાનો આગળ એનો સંબંધ **સુબારાવ** જણાવે છે.

પાછલા વ્યાખ્યાનોપરથી શ્રોતાજનના લક્ષમાં હશે જે સર્વનું મૂલકારણ પ્રથમ **પરબ્રહ્મ** કહ્યું. **પરબ્રહ્મ અનિર્વચનીય** છતાં નામ, રૂપ, વિગેરે રહિત છે માટે નામ, રૂપ, વસ્તુ; અથવા શબ્દે કરી તેની સ-

ત્યતા સ્પષ્ટ કરવી અશક્ય છે. પરંતુ જે નામ, રૂપ, અને વચનથી વર્ણન થઈ શકે એવી વસ્તુઓ તે એક અદ્‌ભુત સર્વેનું મૂળકારણ છે એમ કહી શકાય. કેટલાએક પંડિતો અને વિદ્વાનો **શ્રીકૃષ્ણને** **પરબ્રહ્મ** કહી તેનેજ **સાકાર** ઈશ્વર કહેછે. પરંતુ **શ્રીકૃષ્ણભગવાને** પોતે સ્પષ્ટ રીતે સ્વતઃ અને **પરબ્રહ્મ**માં ભેદ દર્શાવેલો છે.

એટલું તો સંશયરહિત છે કે જેમ બીજા **પરબ્રહ્મ**ના આભાસ અથવા પ્રતિબિંબ અથવા **શુદ્ધચૈતન્ય** છે તેમ તે પોતે છે અને તેથી પોતાને **પ્રત્યગાત્મા** કહ્યા છે. **પ્રત્યગાત્માને અદ્વૈતિએ પરબ્રહ્મ** કહ્યા છે. પરંતુ તેનો યથાર્થ અર્થ સઘળા વિદ્વાનોથી સત્ય સમજાઈ શકતો નથી. હવે વેદાંતમાં "अहमेव परब्रह्म" એ વાક્યનો અર્થ એવો નથી કે, **અહંકારરૂપ** હું અથવા **જ્ઞાતા** તે **પરબ્રહ્મ** છે. કેમકે એમાં ઘણોજ વિરોધ આવેછે. માટે તેનો સત્યાર્થ એવો છે જે **પરબ્રહ્મ**નો જે આભાસ અથવા પ્રતિબિંબ અથવા ચૈતન્ય તે હું છઉં અને તેજ **પ્રત્યગાત્મા** છે.

ગીતામાં જે જે ઠેકાણે **શ્રીકૃષ્ણભગવાને** પોતાનેવિષે કહ્યું છે ત્યાં પોતાને **પરબ્રહ્મ** કહ્યા નથી પણ **પ્રત્યગાત્મા** કહ્યા છે. જ્યાં **પરબ્રહ્મ**વિષે કહ્યું છે ત્યારે તેને **સ્વતઃ** ભિન્ન કહ્યા છે. એનેસારૂ પ્રથમ ગીતાના અ. ૮ ના શ્લો. ૩ માં એવું કહ્યું છે જે, "એક અનાદિ સર્વોપરી અક્ષરજ **બ્રહ્મ** છે અને તેનો જે આભાસ અથવા સ્થિતિ તે **પ્રત્યગાત્મા** અથવા **અધ્યાત્મા** કેહેવાય છે. કર્મના યોગેજ પુનરપિ જન્મો થયા કરેછે."

આ ઠેકાણે **પરબ્રહ્મ** દર્શાવવાનેસારૂ **અક્ષર** અને **બ્રહ્મ** એ શબ્દોનો ઉપયોગ કરેલો છે અને એજ શબ્દોનો **શ્રીકૃષ્ણે** પણ વારંવાર ઉપયોગ કીધેલો છે. વલી તમે લક્ષપૂર્વક જોશો તો તમને જણાશે જે એ શબ્દોને **ઈશ્વર** અથવા **મહેશ્વર** એવો અર્થ કોઇ ઠેકાણે **શ્રીકૃષ્ણે** કર્યો નથી. વળી **પરમાત્મા** શબ્દ પણ **પરબ્રહ્મ**ને વાપરેલો નથી, પણ **શ્રીકૃષ્ણે** સ્વતઃ પોતાને વાપરેલો છે. વાસ્તવિક જોતાં **આત્મા** તે **ચૈતન્ય** છે પણ તેનો કોઈ રીતે **પરબ્રહ્મ**ની સાથે સંબંધ થઈ શકતો નથી. **જ્ઞાતા**ની પ્રથમ કલ્પનાની સ્ફુરણા શુદ્ધચૈતન્યમાંથી નિકળેલી છે. તેની પૂર્વે તે હતી નહિ. એ ઉપરથી **પરબ્રહ્મ**ને **પરમાત્મા** અથવા કોઇ પણ જાતના **આત્મા** કહી શકાય નહિ. **પરબ્રહ્મ** કેવલ **શુદ્ધચૈતન્ય**નું મૂળ અથવા પાયો છે. કેટલેક પ્રસંગે **પરમાત્મા પરબ્રહ્મ**થી ભિન્ન ઓળખાવવાસારૂ **પરબ્રહ્મ**ને **પરમાત્મા** શબ્દ વાપરેલો છે એવું **સુબારાવ** કેહેછે. જે ઠેકાણે એવી રીતે ઉપયોગ કરેલો છે તેમાં હેતુ અતિ ગુહ્ય છે.

વળી વિદ્વાન્ **સુબ્બારાવ** એવું કેહેછે જે, તમારે કદાપિ એવું ધારવું નહિ જે, **શુદ્ધચૈતન્ય** અથવા **જ્ઞાતા**ની કાંઇ પણ કલ્પના **પરબ્રહ્મ**ની સાથે મળેલી છે અથવા તેમાં કોઇ પણ અંશ અચલ રહેલો છે. કદાપિ જેવી રીતે સઘલી વસ્તુ બીજરૂપે **પરબ્રહ્મ**માં રહેલી છે તેવી રીતે એમ કહી શકાય કે **શુદ્ધચૈતન્ય**ની કલ્પના બીજરૂપે **પરબ્રહ્મ**માં રહેલી છે. તેવી રીતે પણ કદાપિ તમે શુદ્ધચૈતન્યને **પરબ્રહ્મ** સાથે એક કરો તો **પરમાત્માને પરબ્રહ્મ** કહી શકો. પરંતુ એવી રીતે ગુચવણ નહીં પડવાસારૂ ઉપર કહેલા પૃથક્ શબ્દોનો પૃથક્ સ્પષ્ટાર્થ સમજાય એવી રીતે કહીયે તો તે ઉત્તમ છે એવું વિદ્વાન્ **સુબ્બારાવ** કહેછે.

**ભગવદ્ગીતા** અ. ૮ ના શ્લો. ૧૧ માં **શ્રીકૃષ્ણ પદવિષે અર્જુનને** બોધ કરેછે જે, "જે પુરૂષો વેદને સમજે છે તે **પદ** અક્ષય અથવા અક્ષર એવું સમજી શકેછે. એ સાથે યોગી અને જે સંપૂર્ણ **બ્રહ્મચર્ય** પાળેછે તે ત્યાં જઇ શકેછે. એજ કૈવલ્ય મોક્ષતું સ્થાન છે. પણ વૈકુંઠ અથવા બીજા લોકને **શ્રીકૃષ્ણભગવાને પદ** અથવા અક્ષર કહ્યું નથી. અને એજ પોતાનું રેહેવાનું સ્થાન કહ્યું છે કેમજે **પરબ્રહ્મ**માં શુદ્ધચૈતન્યનો નિવાસ છે. એમાંજ **અવ્યક્ત** અને **વ્યક્તસહિત ચૈતન્ય** છે." વળી અ. ૮ ના શ્લો. ૨૧ માં એવું કહ્યુંછે કે "જે સર્વોપરિ **અવ્યક્ત** અને **અચળ** સ્થિતિયે પોચવાનું છે, જ્યાંથી ફરી આવવાનું નથી, તેવે **સ્થાને** જે પોચેછે તેજ મારૂં **પદ** અથવા સ્થાન છે." એઉપરથી સ્પષ્ટ જણાય છે જે, જેનો **જીવાત્મા** ઉપાધિરહિત થઈ કેવળ **શુદ્ધચૈતન્યમાં** સંમીલન થાયછે તેજ **પરબ્રહ્મ**ને પ્રાપ્ત થાયછે.

વળી **શ્રીકૃષ્ણે** ગીતાના અ. ૯ ના શ્લો. ૪–૫–૬ માં **પરબ્રહ્મ** પોતાનું સ્થાન કહ્યું છે તેમાં એવું કહ્યું છે જે "મારા **અવ્યક્ત** રૂપમાં સઘળી સૃષ્ટિ રહેલી છે, તેથી સઘળા **વ્યક્ત**નો ધારણ કરનાર હું કેહેવાઊં છું પણ તે મને ધારણ કરી શકતી નથી. મારી સ્થિતિ જે સમયે ઈશ્વર અથવા **ચૈતન્યરૂપ** માયા છે. તે સમયે જે સઘળું દૃશ્ય જણાયછે તે મારામાં નથી. અગરજો મારો **આત્મા** સઘળા પ્રાણિયોની સાથે એકત્ર મળેલો નથી તોપણ તે સઘળાનું મૂળ અને આભાસ છે. માટે હે **અર્જુન**! લક્ષમાં રાખજે કે જેપ્રમાણે વાતાવરણ સઘળે ઠેકાણે વ્યાપ્ત છતાં અવકાશમાં રહેલું છે તેપ્રમાણે સઘળાં પ્રાણિયો મારામાં રહેલાં છે." એ સત્ય સિદ્ધાંત જે **નિશ્ચયાત્મકબુદ્ધિ**ની ઉન્નતિ પામેલા સત્યશોધક છે તેજ સમજી શકેછે.

આગળ વિદ્વાન્ **સુબ્બારાવ** એવું કેહેછે જે, **પરબ્રહ્મ** કોઇ પણ સમયે **વ્યક્ત** થઇ શકતું નથી. જે **વ્યક્ત** થાયછે. તે મૂળ પ્રકૃતિ છે

એને કોઈ પ્રસંગે **અવ્યક્ત** કહેછે. અને કોઇ પ્રસંગે એને **કૂટસ્થ** પણ કહેછે. એનો અર્થ **અવ્યક્તરૂપ** તત્ત્વ માત્રજ છે. જે મૂળપ્રકૃતિ **પરબ્રહ્મ**નું આચ્છાદન અથવા ઢાંકણ છે. તેમાંથી વ્યક્ત થવાના ગુણો નિકળે છે; પણ **પરબ્રહ્મ**માંથી નિકળતા નથી. માટે મૂળપ્રકૃતિ જાતે **પરબ્રહ્મ** નથી; પણ તે માત્ર તેનો બાહારનો આભાસ અથવા દેખાવ છે. એ ઉપરથી કેટલાએક દોષરૂપ જ્ઞાનવાળા તેને **પરબ્રહ્મ** સમજે છે. એ **પરબ્રહ્મ**ના આભાસરૂપ મૂળપ્રકૃતિને **શ્રીકૃષ્ણ ભગવાન** એવું કહે છે જે, એ સઘળા **બ્રહ્માંડ**ની ઉત્પત્તિના તત્ત્વમાં મૂળરૂપ છે, તેથી તે તેમાં **અવ્યક્ત**રૂપે રહેલી છે. એ પ્રમાણે **શ્રીકૃષ્ણ પરબ્રહ્મને અવ્યક્ત** મૂર્તિ કહેછે. એ અવ્યક્ત **પરબ્રહ્મ જીવાત્મા** જ્યારે કેવળ **શુદ્ધચૈતન્ય** અથવા **ઈશ્વરરૂપ** થાયછે, ત્યારેજ યથાર્થ રીતે સમજાઈ શકેછે. એ પ્રસંગે શ્રીકૃષ્ણ એવું કેહેછે જે ઉપર કહેલી **અવ્યક્ત**મૂર્તિ તે **પરબ્રહ્મ** છે અને તે શુદ્ધચૈતન્યનો **આત્મા** છે, તે સઘળી સૃષ્ટિનો સર્વ વ્યાપક **આત્મા**રૂપે સઘળે ઠેકાણે રેહેછે. અને તે જ્યારે ભિન્ન ભિન્ન ચૈતન્યમાં દૃશ્યમાન થાયછે ત્યારે તે **અવ્યક્ત** રહિ માત્ર આભાસવડે સઘળી સૃષ્ટિમાં કાર્યો કરેછે. અગર જો તે સઘળી દૃશ્ય સૃષ્ટિનું મૂળ છે તોપણ તેને દૃશ્ય સૃષ્ટિના વિકાર લાગી શકતા નથી, જેપ્રમાણે સૂર્યનો આભાસ અથવા તે સઘળી શુભ અને અશુભવસ્તુ ઉપર પડી ઉત્પત્તિ વિગેરેનાં કાર્યો કરેછે તે છતાં મૂળ સૂર્ય વિકાર રહિત છે તેપ્રમાણે તે વિકાર રહિત છે.

આગળ અ. ૧૪ શ્લોક ૨૭ માં **શ્રીકૃષ્ણ ભગવાને** એવું કહ્યું છે જે, "**અજર,** અને **અમર** એવાજ **પરબ્રહ્મ** તેનું હું રૂપ અભાસ અથવા સ્થાન છઉં. તે **પરબ્રહ્મ અનાદિ** અને **અચળ** સુખનું સ્થાન છે." એવી રીતે ભગવાન પોતે પરબ્રહ્મનું પ્રતિષ્ઠાન પ્રથમ આભાસ અથવા વિષયરૂપ કહેછે, પણ પોતે પોતાને **પરબ્રહ્મ** કેહેતા નથી. એજ પ્રમાણે **ભગવદ્ગીતા**ના ઘણાં વાકયોથી શ્રીકૃષ્ણ ભગવાન પોતે કેવળ **શુદ્ધચૈતન્ય** છે પરબ્રહ્મ નથી એવું સ્પષ્ટ રીતે સિદ્ધ થાયછે. હવે શુદ્ધચૈતન્યના સંબંધમાં ભગવદ્ગીતામાં કેવી રીતનો આધાર છે એ વિદ્વાન્ **સુબારાવ** કેહેછે.

વાસ્તવિક કહીયે તો સઘળી **ભગવદ્ગીતા શુદ્ધચૈતન્ય**ના સત્ય સિદ્ધાંતરૂપજ છે. સઘળે ઠેકાણે કેવળ શુદ્ધચૈતન્યનોજ સંબંધ સ્પષ્ટ અને ગુપ્ત રીતે જણાવેલો છે, તેમાંથી કેટલાંએક અગત્યનાં વાકયો જેમાં શુદ્ધચૈતન્યનો સંબંધ મનુષ્યપ્રાંણિ અને તેના જીવાત્મા સાથે કરેલો છે તે ઉપલો વિદ્વાન્ દર્શાવેછે.

ગીતાના અ. ૪ શ્લોક ૫ થી ૧૧ સુધીમાં એવું કહ્યુંછે જે, "હે **અર્જુન!** મારા અને તારા ઘણા જન્મો થયા છે. પરંતું હે શત્રુને ભય પમાડનારા, હું મારા સઘળા જન્મોને જાણુંછું અને તું તારા જન્મોને જાણતો નથી. અગર હું પોતે અજન્મા, નાશ પામું નહિ એવો છું અને સઘળા પ્રાણિઓનો આધારરૂપ, અને મારા સ્વતઃના સ્વાભાવ અથવા પ્રકૃતિને સ્વાધીનમાં રાખનારો એવો જે હું, તે મારી માયાદ્વારા જન્મ ધારણ કરૂં છઉં. જ્યારે જ્યારે ધર્મ અને નીતિનો નાશ થાયછે ત્યારે ત્યારે હું તેની રક્ષા અને સ્થાપન કરવાસારૂ, ઉત્પન્ન થાઉં છઉં. જે મારા દિવ્ય જન્મ, અને કર્મને જાણેછે તે પોતાનો દેહ મૂક્યા પછી મને પ્રાપ્ત થાયછે. હું સાધુનું રક્ષણ કરવાસારૂ અને દુષ્ટના નાશને અર્થે યુગયુગપ્રત્યે ઊત્પન્ન થાઉં છઉં. એવી રીતે મને જાણનારો મનુષ્ય સઘળા વિકારોથી વિરક્ત છે, તેમજ ભય અને ચિંતા રહિત થઈ નિરંતર મારામાં લક્ષ રાખી મનેજ દેખેછે, તે **ચૈતન્યજ્ઞાન**થી નિર્મળ થઇ મારી સ્થિતિને પ્રાપ્ત થાયછે."

એ ઉપરથી વિદ્વાન્ **સુબ્બારાવ** એવું કહેછે જે, આ સઘળાં **શ્રીકૃષ્ણભગવાન**નાં વચનો ઉપરથી બુદ્ધિમાન સત્યશોધકોને સ્પષ્ટ જણાશે જે, ભગવાને સાધારણ રીતે શુદ્ધચૈતન્યવિષેજ કહ્યું છે એટલુંજ નહિ પણ સ્વતઃના પણ જન્મોવિષે કહેલું છે, કેવળ શુદ્ધચૈતન્યનો સંબંધ સ્વતઃના અનેક ભિન્ન ભિન્ન શરીર અને મનુષ્યત્વમાં પૂર્વેના યુગોમાં રહેલો હતો. વળી એમ પણ કહ્યું છે જે, તે સઘળા જન્મ અને અવતારોમાં જે જે બનેલું તેની સ્મૃતિ મને હાલ પણ છે. એ સઘળું સત્ય અને યથાર્થ છે, જ્યારે કોઇ પણ જાતનું કર્મબંધન થાય નહિ ત્યારે એવી પ્રબળ શુદ્ધચૈતન્યની શક્તિ રહેલી છે માટે જીવાત્માની સાથે તે પ્રબળ શુદ્ધચૈતન્યનો સંબંધ થયાથી, જેપ્રમાણે સાધારણ મનુષ્યપ્રાણિના **જીવાત્મા**ને પ્રકૃતિના બંધનથી શુદ્ધચૈતન્યનાં કાર્યો કરવાની સ્વતંત્રતા જાયછે તેવી રીતે થતું નથી. પણ શુદ્ધચૈતન્ય સાથે ઐક્ય પામેલો **જીવાત્મા** કોઈ પણ જાતના બંધનઃ રહિત સ્વતંત્ર રીતે રેહેછે તેથી, તેની બુદ્ધિ અને જ્ઞાન ઉપર મનુષ્યના **જીવાત્મા**નાં આવરણ નહિ રેહેવાથી સઘળા પુર્વ જન્માદિકનું યથાર્થ જ્ઞાન રહી શકેછે. પરંતુ **અર્જુન**ને એવી રીતે શુદ્ધચૈતન્યનો યથાર્થ પ્રકાશ થયેલો નહિ, તેથી તેના પૂર્વ જન્મોના સંબંધનું જ્ઞાન તેને રહી શક્યું નહિ. પરંતુ **શ્રીકૃષ્ણભગવાન** કહેછે કે, "મનુષ્ય પ્રાણિના કલ્યાણના હેતુનેજ અર્થે અગત્યને સમયે હું જન્મ ધારણ કરૂ છઉં." તે સમયે પોતાનું કેવળ શુદ્ધચૈતન્ય બીજા અમુક. મનુષ્યના **જીવાત્મા**ની સાથે

ઐક્ય કરેછે. અને તેથીજ ઘણા અવતારને સમયે, બીજા જીવાત્માની પેઠે મનુષ્ય ચરિત્ર કર્યા છતાં શુદ્ધચૈતન્યના પ્રતાપથી સત્ય ધર્મનું સ્થાપન કરેલું છે. **મત્સ્ય, કચ્છ, કૂર્મ, વરાહ, નરસિંહ** અને **વામન** વિગેરે અવતારો માત્ર અંશી કેહેવાય છે. અને **રામકૃષ્ણ** અને **પરશુરામ** વિગરે મનુષ્યાવતાર પૂર્ણ કહેવાય છે. કેમ જે તેમાં શુદ્ધચૈતન્યની ઉત્તમ પ્રબલતા જણાવી સાધુજન જે ધર્મિ પુરૂષો તેમની રક્ષા કરી, દુષ્ટ અધર્મિનો સંહાર કરી સત્ય ધર્મનું સ્થાપન કરેલું છે. આ અવતારોની ગુપ્તતા અતિ પ્રાચિન અદ્દ્ભુત યોગવિદ્યામાં રહેલી છે તે યથાર્થ રીતે જેને ગુપ્તજ્ઞાનની સત્યતા જણાઈ છે, તેજ જાણી શકેછે. એવું વિદ્વાન્ **સુબારાવ** કેહેછે એટલેથી આજનું વ્યાખ્યાન પૂર્ણ કરીયે છઇયે.

શ્રાવણ વદ ૧૧ રવીવાર, સં. ૧૯ ૪૩.

---

## ભગવદ્ગીતાનો ગુહ્ય સાર.

ઉપર કહેલા અવતાર અને જન્મના સંબંધમાં વિદ્વાન્ **સુબારાવ** આગળ એવું કહેછે જે, જન્મવિષે કેટલીએક જાણવાયોગ્ય અગત્યની સૂચના એવી છે જે, જ્યારે કોઈ પણ ઉત્તમ માનસિકજ્ઞાનવાળા સત્યશોધકનું નિશ્ચયાત્મકબુદ્ધિજ્ઞાનની ઉન્નતિ અતિ ઉંચા પ્રકારની થાયછે, ત્યારે તેવા મનુષ્યમાં રહેલા સઘળા સદ્ગુણોની પણ ઉન્નતિ ઉત્તમ પ્રકારની થઈ તેજમાત્ર પોતાના જીવાત્માને શુદ્ધચૈતન્યની સાથે સંમીલન થવાને યોગ્ય કરેછે. અને જ્યારે શુદ્ધચૈતન્ય જીવાત્માની સાથે સંમીલન થઈ જાયછે ત્યારે, તે ચૈતન્યમાંથી મનુષ્યપ્રાણિના કલ્યાણને અર્થે, શુભ પ્રેરણાની સ્ફુરણા વારંવાર થયા કરેછે. એવી રીતે અવતારી પુરૂષો અને મહાત્માઓ યુગાયુગપ્રત્યે જન્મ અથવા અવતાર ધારણ કરી, અથવા તે શીવાય ગુપ્ત રીતે સંસ્કારીજનો ઉપર પોતાની શુભ પ્રેરણા વારંવાર કર્યા કરેછે. એ ઉપરથી કેટલાએક મનુષ્યને એવો સંશય રહેછે જે, જ્યારે કેવળ પરોપકારબુદ્ધિના મહાત્મા અથવા યોગેશ્વરની શુભ ઈચ્છા મનુષ્યપ્રાણિનું શુભ કરી કલ્યાણ કરવાની છે, તો તે ગુપ્ત સ્થાનમાં શામાટે રહેછે, અને તેમ થયાથી તે મનુષ્યનું કલ્યાણ શી રીતે કરી શકે, વળી તેવા મહાત્માથી **નિર્વાણ** અથવા **કૈવલ્યમોક્ષ**ને પામ્યા પછી કાંઇજ થઈ શકે નહિ, એવી રીતે જે મનુષ્યો કહેછે તે અલ્પ જ્ઞાનનેલીધે કહે છે એવું **સુબારાવ** કહેછે, કેમ જે તે યોગેશ્વરની આ જન્મનિ શક્તિ, તથા **નિર્વાણ** અથવા **કૈવલ્યમોક્ષ**

એ સઘળાનો અર્થ યથાર્થ સમજી શકતા નથી. મહાત્મા અથવા યોગેશ્વરો પોતાની પ્રબલ ઇચ્છાશક્તિથી પૃથવી ઉપર ગુપ્ત રહ્યા છતાં પોતાની શુભપ્રેરણા, પોતાના શિષ્ય અને સંસ્કારિજનો ઉપર કરી શકેછે, તેમજ **કૈવલ્યમોક્ષ**ને પામ્યા પછી તે કેવલ **શુદ્ધચૈતન્ય**માં સંમીલન થયાથી **અખંડ** અને **અવિનાશી ઈશ્વરરૂપ** થયા છતાં પોતાની શુભપ્રેરણા જન્મ ધારણ કર્યા શીવાય, મનુષ્યપ્રાણિ ઉપર કરી શકેછે.

આજ સંબંધમાં વિદ્વાન્ સુબારાવ સ્પષ્ટ શુદ્ધ અંતઃકરણથી કેહેછે જે, મે ઊપર જે ગુહ્યતા કહી તે શિવાય તેમના જન્મ કર્મની ગુપ્તતા છે તે યોગવિદ્યાનું મૂળ છે તે હાલ જાણી શકાય એમ નથી પણ તે આગળ કાંઇક સ્પષ્ટ થશે, તોપણ જેનું **નિશ્ચયાત્મકબુદ્ધિજ્ઞાન** ઉન્નતિને પામેલું છે તેજ યથાર્થ રીતે સમજી શકશે, તે છતાં હું આ પ્રસંગે એટલુંજ કહુંછું જે, **ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને** એક અમુક **શુદ્ધચૈતન્ય**વિષે કહ્યું નથી, પણ સઘળા સાધારણ રીતે રહેલા **શુદ્ધચૈતન્ય**વિષે કહેલું છે. તે અ. ૪ ના શ્લોક ૯–૧૦ ઉપરથી બુદ્ધિમાન પુરૂષોને જણાશે. તેમાં ભાવાર્થ એવો છે જે, સઘળા ઉન્નતિ પામેલા યોગિઓ અને મહાત્માના જીવાત્માની ઐકયતા કેવળ શુદ્ધચૈતન્યમાં થયેલી છે, તે, પોતે સર્વશક્તિમાન ઇશ્વર થઈ મદ્ભાવને એટલે મારા જેવા થાયછે. એટલે **શુદ્ધચૈતન્યરૂપ** થાયછે.

ગીતાના અ. ૧૪–૧૫–માં **શ્રીકૃષ્ણ** સ્પષ્ટ રીતે કહેછે જે, "**આત્મા** અથવા **શુદ્ધચૈતન્ય** કર્મ ઉત્પન્ન કરતો નથી તેમજ કર્મ કરાવતો નથી, પણ કર્મ કરનાર મનુષ્યપ્રાણિની **જીવાત્મા**ની વૃત્તિજ છે ને તેનાં ફલ પણ તેજ પોતે ભોગવે છે, એવો સ્વાભાવિક અખંડ નિયમજ છે, માટે **આત્મા**માં ભોગવવાવાળું અથવા ભોગવવું સંભવતું નથી, પણ **અજ્ઞાનરૂપી માયા**નો જ્ઞાન ઉપર પડદો અથવા આવરણ આવ્યાથી કર્મ કરવાને પ્રવર્તે છે" એ ઉપરથી સ્પષ્ટ જણાય છે જે, સઘળા કર્મો કરવાનું વલણ મૂળપ્રકૃતિ છે, અને તેના વિકારમાંથી તે ઉત્પન્ન થાયછે. પણ તે **શુદ્ધચૈતન્ય** અથવા તેના આભાસમાંથી થતું નથી. **શુદ્ધચૈતન્ય**નો આભાસ અથવા પ્રકાશમાત્ર શુભજ પ્રેરણા કરેછે, તેમાંથી બંધન કરે એવી પ્રેરણા ઉત્પન્ન થતી નથી. એટલું તો સત્ય છે જે મૂળપ્રકૃતિ જાતે એકલી કાંઈ કરી શકતી નથી, તેને જ્યારે ચૈતન્યનો પ્રકાશ મળેછે ત્યારેજ તે કાર્ય કરવાને શક્તિમાન્ થાયછે. તે છતાં કર્મ ઉત્પન્ન કરવાનો ગુણ ઉપર કહ્યાપ્રમાણે મૂળપ્રકૃતિ અને તેના વિકારનોજ છે. પણ તેને જે પ્રકાશ આપેછે તેનો તે સાક્ષી છે. માટે મૂલપ્રકૃતિ સંબંધનું કારણ છે. અને **શુદ્ધચૈતન્ય**ના યોગે **જીવાત્માનું**

સંમીલનપણું થઈ કૈવલ્યમોક્ષ થાયછે. એટલે માયા અથવા પ્રકૃતિના બંધનથી મુક્ત થઈ, સ્વતંત્ર થવાય છે.

હવે ગીતાના અ. ૧ ના શ્લો. ૪-૫ માં **શ્રીકૃષ્ણભગવાન** કહેછે જે, "પ્રકૃતિ (મૂળપ્રકૃતિ) આગળ **વ્યક્ત** થઈ તેના આઠ વિભાગ થયાછે માટે **અષ્ટધા** પ્રકૃતિ કહેવાય છે. તેનાં નામો **પ્રથમ પૃથ્વિ, જળ, તેજ, વાયુ, આકાશ,** એ **પંચમહાભૂત** તથા **મન, બુદ્ધિ** અને **અહંકાર** એમ બી આઠ થાયછે. એ અષ્ટધા પ્રકૃતિ **અપરા** નામે કેહેવાય છે. અને મારી **પરાપ્રકૃતિ (દૈવિપ્રકૃતિ)** મારા જીવરૂપ છે તેને તું જાણ એ કેવળ પૃથકજ છે, એજ પ્રકૃતિ આ સર્વ જગતનું ધારણ કરનારી છે." એ ઉપરના શ્લોકમાં દૈવિ અને પરાપ્રકૃતિમાં ભેદ જણાવેલો છે. એ ઉપરથી બુદ્ધિમાન્ **બ્રહ્મજીજ્ઞાસુઓને** જણાશે કે એ **દૈવિપ્રકૃતિ** તેજ સઘળા જગતનું મહાચૈતન્ય છે. એ એકજ મહાશક્તિ અથવા ગતિના યોગે બીજી સઘળી દૃશ્ય શક્તિ અથવા ગતિ ઉત્પન્ન થઇ છે. એને તું **સાંખ્યશાસ્ત્ર**માં કહેલી પ્રકૃતિથી ભિન્ન જાણ એવું **શ્રીકૃષ્ણભગવાન** કેહેછે.

વળી અ. ૭ ના શ્લો. ૭ માં એવું કહ્યું છે જે, હે ધનંજય, મારાથી વરીષ્ઠ બીજું કોઈ નથી આ સર્વ જગત્ જેમ સૂત્રમાં મણિઓનો સમૂહ ગુંથેલો હોય તદ્વત્ છે. એ ઉપરથી લક્ષમાં રાખવાનું એટલું છે જે **શ્રીકૃષ્ણે** એ જાતની પ્રકૃતિ કહેલી છે. તેમાં સાંખ્યશાસ્ત્રમાં જે પ્રકૃતિથી આઠ તત્ત્વ ઉત્પન્ન થયેલાં કહ્યાં છે તે તેજ સાંખ્યશાસ્ત્રની **અવ્યકતપ્રકૃતિ** છે અને તેજ મૂળપ્રકૃતિ છે પણ એને ઉપર કહેલી **દૈવીપ્રકૃતિ** સાથે ગુંચવી નાખવી નહિ કેમ જે એતો **શુદ્ધચૈતન્યનો** પ્રકાશ છે. માટે ધ્યાનમાં રાખો જે મૂળપ્રકૃતિ અવિદ્યા છે અને જે **દૈવીપ્રકૃતિ** છે તે **શુદ્ધચૈતન્યનો** આભાસ અથવા પ્રકાશ છે.

આગળ **સુબારાવ** કેહેછે જે અ. ૭ ના શ્લો. ૨૪-૨૫-૨૬ વિગરેમાં અનુસંધાન બે છે. તેમાં પ્રથમ **શ્રીકૃષ્ણભગવાન** એવું કહેછે કે જે જે અજ્ઞાનિ મૂઢપુરૂષો મારા સર્વોપરિ ગુણ અને સ્વભાવને જાણતા નથી, તે મને કાર્યભાવને પામેલો માનેછે. પરંતુ હું મારી યોગમાયાથી સઘળાને સત્યરૂપ ભાસતો નથી. મારી યોગમાયાથી મૂઢ થયેલા જન્મ ઉત્પત્તિ અને નાશથી રહિત એવો જે હું તેમને જાણી શકતા નથી. હે **અર્જુન!** હું સઘલા પ્રાણિઓને તેમજ **વર્તમાન, ભૂત,** અને **ભવિષ્યને** પણ જાણી શકુંછું, પણ તે મને જાણી શકતા નથી.

આ ઉપર જણાવેલા શ્લોકોમાં **શ્રીકૃષ્ણભગવાને** સાંખ્યશાસ્ત્રનો **સિદ્ધાંત** જેણે ઘણીજ ગુચવણ કરી નાખી છે, તેને અસત્ય ગણેલો છે.

સાંખ્યશાસ્ત્રવાળાઓએ અવ્યક્ત અથવા પરબ્રહ્મને મૂળપ્રકૃતિના **આભાસથી** ઢંકાયલું કહ્યું છે. અને તેનેજ **આત્મા** સમજેલો છે. એમ લઇ એવો સિદ્ધાંત કરેલો છે જે, ઉપર કહેલી **અવ્યક્ત** તેને ઉપાધિનો સંબંધ થયાથી તેજ પોતાની મેળે **વ્યક્ત** થઈ જાયછે અને એવો ભેદ થાયછે, એટલે અવ્યક્ત સઘળાના આત્મા થાયછે. એ પ્રમાણે સિદ્ધાંતવાળાઓને શુદ્ધચૈતન્યનું જ્ઞાનજ નથી. એવા સિદ્ધાંત ઉપરથી વિપરીત પરિણામ ઉત્પન્ન થાયછે. તેઓએ પ્રથમ એક અવ્યક્ત સત્ય માનેલું છે. તેમ સઘળી ઉપાધિમાં તેને એક જીવ એક **આત્મા** માનેલો છે. તેપણ ઉપાધિનાજ કારણથી થયેલું માનેલું છે. ઉપાધિનો નાશ થયા પછી તે સઘળું પાછું અવ્યક્તમાં નાશ પામી જાયછે. એ સિદ્ધાંતથી કેટલીએક અસર અદ્વૈતસિદ્ધાંતમાં થયેલી છે એજ કારણનેલીધે, **સીલોન, બ્રહ્મદેશ,** અને **ચીન** એ દેશના બુદ્ધમતવાદી વિગેરે લોકની અંતે દુઃખદાયક સ્થિતિ આવીછે. અને તે ઉપરથી કેટલાએક આધુનિક વેદાંતિઓ નિર્વાણ અથવા કૈવલ્યમોક્ષને કેવળ લય શૂન્ય અથવા નાશ સમજેછે.

કારણશરીરની સ્થિતિયે પોહોંચ્યા પછી **પરબ્રહ્મ**ની પ્રાપ્તિ થવાના બે માર્ગ છે. તમારા લક્ષમાં હશે કે જે કારણશરીર છે તે પ્રકૃતિ અથવા ઉપાધિ છે, એટલે તે પ્રથમ મૂળપ્રકૃતિમાંથી ઉત્પન્ન થઈ છે, તે છતાં તેમાં કાર્ય કરનારી કેવળ શુદ્ધચૈતન્ય અથવા **દૈવિપ્રકૃતિ**ની મહાશક્તિ રહેલી છે. આપણે ઉપર **પરબ્રહ્મ**ની પ્રાપ્તિના બે માર્ગ કહ્યા, તેમાં પ્રથમ જ્યારે તમે કારણશરીરની સ્થિતિયે પોહોંચો ત્યારે તમારી સઘળી કલ્પના માત્ર એકજ ઉપાધિમાં સ્થિર થઈ આગળ મૂળપ્રકૃતિસુધીજ તમારી કલ્પના ચલાવી શકો છો. પછી તરતજ **પરબ્રહ્મ**માં લય પામી જાઓછો. બીજો માર્ગ એ છે જે તમે સઘળી ઉપાધિ અથવા પ્રકૃતિમાંથી તમારી કલ્પના અથવા લક્ષ બિલકુલ કાહાડી નાખી તે ઉપાધિમાં જે ગુપ્ત રીતે શુદ્ધચૈતન્યના પ્રકાશ અથવા આભાસથી મહાપ્રબળ જે શક્તિ કાર્ય કરેછે, તેમાં માત્ર કલ્પના અથવા લક્ષ સ્થિત કરોછો. પછી તમે તે પ્રકાશ અથવા મહાશક્તિનું મૂળ તે આભાસ અથવા પ્રકાશના કિરણની સહાયતાથી શોધી કાહાડવામાં પૂર્ણકલ્પના અથવા એકાગ્રતા સ્થિર કરી એટલે પછી તે મહાપ્રકાશનું મૂળ જે કેવળ **શુદ્ધચૈતન્ય** તેને શોધી કાહાડોછો. અને તે શુદ્ધચૈતન્યદ્વારા **પરબ્રહ્મ**ની પ્રાપ્તિ કરી શકોછો.

આ ઉપર કહેલા બે માર્ગમાંથી પ્રથમ કહેલો માર્ગ ઘણા આધુનિક વેદાંતિઓ, અને સઘળા સાંખ્ય અને બુદ્ધમતના જેને યોગ-

**વિદ્યાનું** જ્ઞાન નથી તે સઘળાઓએ સત્ય માની એવો નિશ્ચય કર્યો છે જે **પરબ્રહ્મ**ની પ્રાપ્તિ થવાસારૂ મૂળપ્રકૃતિનોજ અંતનો આધાર લીધેલો છે. એવી રીતે માનનારા જનોને કેવળ **શુદ્ધચૈતન્ય** અને તેના આભાસનું કેવળ અજ્ઞાનજ છે. તે લોકના સિદ્ધાંતપ્રમાણે **આત્મા** ઉપર કહેલી **અવ્યક્તપ્રકૃતિ**નો માત્ર એક **વ્યક્ત** દેખાવજ છે. બીજું કાંઈજ નથી, એવું સમજે છે.

એ સિદ્ધાંતનું પરિણામ શું થાયછે તે વિદ્વાન્ **સુબ્બારાવ** કેહેછે. જ્યારે વ્યક્ત થતો દેખાવ બંધ થાયછે, ત્યારે ઉપાધિ રહેતી નથી તેથી તેનો લય સમજે છે. એમ થયું એટલે જેને તે અવ્યક્ત કહેછે અને જે પ્રથમ હતું તે પાછું ફરી ઉત્પન્ન થાયછે. તેથી મનુષ્યના **ચૈતન્ય**નો કેવળ નાશ થઈ જાયછે. વળી એવી સ્થિતિ થઈ એટલે અવતારાદિક અસત્ય ઠરેછે એટલુંજ નહિ પણ **મહાયોગેશ્વર** અથવા **મહાત્મા** તેવી સ્થિતિયે પોહચ્યા એટલે તેનાથી મનુષ્યપ્રાણિને શુભ પ્રેરણા કરવાનું અશક્ય થઈ જાયછે. એવી રીતે સિંગાલી બુદ્ધલોકોયે એ સિદ્ધાંત સત્ય માની બુદ્ધ તથા તેના સિદ્ધાંતને સત્ય માનનારા સઘળા મનુષ્યોના **આત્મા**નો નાશ થયો સમજે છે. તે ઉપરથી તે લોકો એવું કહેછે જે ટીબેટ અને માનસરોવર આગળ રહેલા સઘળા **મહાત્મા યોગેશ્વરો** અને **શંકરાચાર્ય** વિગેરે પરનિર્વાણ અથવા કૈવલ્યમોક્ષને પામ્યા પછી કોઈ પણ મનુષ્યપ્રાણિ ઉપર શુભ પ્રેરણા કરી શકેછે એવું માનેછે, તે અસત્ય છે. કેમ જે **બુદ્ધ** અને **શંકરાચાર્ય** વિગરે **મહાત્માઓના** આત્માનો નાશ થયો છે. એવા સિદ્ધાંતને **શ્રીકૃષ્ણભગવાને,** આપણે ઉપર દર્શાવ્યાપ્રમાણે ગીતાના અ. ૭ ના શ્લો. ૨૪ વિગેરેમાં અસત્ય કહ્યો છે. અને એવી રીતે માનનારા વિદ્વાનોને અલ્પજ્ઞાનિ કહ્યા છે, કેમ જે તે મારા શુદ્ધચૈતન્યને યથાર્થ રીતે સમજી શકતા નથી. તે **નાદબ્રહ્મ** અથવા **શુદ્ધચૈતન્યને** જાણી શકતા નથી. તેનું કારણ મારી યોગમાયા છે. અને તે યોગમાયા જે શુદ્ધચૈતન્યના મધ્યબિંદુમાંથી નીકળે છે, તે ગુપ્ત અને અદૃશ્ય છે. કેમ જે તે પ્રકાશ મૂળપ્રકૃતિની સાથે મિશ્ર થયેલો હોય છે. તે ઉપરથી **શંકરાચાર્યે** તે પ્રકાશને મૂળપ્રકૃતિમાંથી નીકળેલો કહેલો છે, માટે તેમના સિદ્ધાંતપ્રમાણે પણ અવ્યક્ત માત્ર પ્રકૃતિ અથવા સઘળા મહાભૂતોનું મૂળ નથી પણ તેમાં રહેલું શુદ્ધચૈતન્ય તે સઘળાનું મૂળ છે. પરંતુ એ શુદ્ધચૈતન્યનું જે મૂળ તે કેવળ અરૂપ છે અને અતિ ગુહ્ય છે તે સેહેલથી જણાઈ શકાતું નથી, માટે અલ્પજ્ઞાનિ વિદ્વાનો, તે શુદ્ધચૈતન્ય નથી એવું સમજી, અવ્યક્તને જે સઘળાનું મૂળ સમજે છે. જે મનુષ્યનું નિશ્ચયાત્મકબુદ્ધિચૈતન્યજ્ઞાન ઉત્તમ રીતે ઉ-

ન્નતિને પામેલું છે તેવા બ્રહ્મજીજ્ઞાસુજનોને શુદ્ધચૈતન્ય પોતાના ચૈતન્યરૂપમાં ઢાંકી તેને સમજી શકેછે. એવિષે શંકરાચાર્યે સૌંદર્યલહરીમાં કહ્યું છે જે, એ પ્રકાશ જાતે જે શંભુ છે તેનું રૂપ છે. એ પ્રકાશ, જે શુદ્ધચૈતન્ય પ્રકટ કરેછે તેનું આચ્છાદન અથવા ઢાંકણ છે. તે ગ્રંથમાં એવું કહ્યું છે જે તું કદાપિ તે પ્રકાશમાં પ્રવેશ કરી શકે પણ તેને સ્પર્શ કરી શકવાનો નથી કેમ જે તું તે રૂપજ થઇ જાયછે. એ અતિ ગુહ્ય સિદ્ધાંત વેદાંતિઓમાંથી સેંકડે દશજ જ્ઞાની યથાર્થ રીતે સમજી શકેછે એવું વિદ્વાન્ સુબ્બારાવ કેહેછે.

આગળ વિદ્વાન્ સુબ્બારાવ ગીતાના, અ. ૮ના શ્લોક ૫ થી ૧૬ સુધીનો ગુહ્ય ભાવાર્થ કેહેછે. ઊપર કહેલા શ્લોકોમાં શ્રીકૃષ્ણભગવાને બ્રહ્મજીજ્ઞાસુજનોને જાણવા જોગ બે સિદ્ધાંતો કહેલા છે. પ્રથમ સિદ્ધાંત એવો છે જે, જીવાત્મા શુદ્ધચૈતન્યને પામી તેમાં અંતે સંમીલન થઇ જાયછે. બીજા સિદ્ધાંતમાં એવું કહ્યું છે જે એક સમયે જીવાત્માને ચૈતન્યની પ્રાપ્તિ થઇ એટલે તેને ફરી પુનર્જન્મ નથી. કેમ જે તેણે અંતનો પુરૂષાર્થ કરી ચૈતન્યની પ્રાપ્તિ કરેલી છે. તેને દિવ્યભોગની અથવા કોઇપણ પ્રકારની તૃષ્ણા રહેલી નથી.

એ બેઊ સિદ્ધાંતમાંથી બીજા સિદ્ધાંતવિષે કેટલાએક એવી શંકા કરે કે, જ્યારે જીવાત્મા શુદ્ધચૈતન્યને પામેછે અને જ્યારે તે ચૈતન્યને કાંઇક પ્રથક્ ચૈતન્યનું જ્ઞાનપણું રહી મનુષ્યપ્રાણિ ઊપર સમયે સમયે શુભપ્રેરણા થયા કરેછે અથવા એવી રીતનો કોઈ પણ સંબંધ મનુષ્યપ્રાણિની સાથે છે ત્યારે પુનરજન્મ થાય નહિ એવું કેહેવું અસત્ય છે. પરંતુ એવા પ્રકારની શંકા જે મનુષ્યને ચૈતન્યને સાથે જીવાત્માની ઐકયતા કેવા પ્રકારની થાયછે તે યથાર્થ સમજવામાં આવ્યું નથી તેજ કરેછે. એનો વિચાર બ્રહ્મજીજ્ઞાસુપુરૂષો નિષ્પક્ષપાત રીતે કરશે તો તેમને જણાશે જે, હાલ આપણો જીવાત્મા અને તેમાં રહેલું ચૈતન્ય ચલિત છે, સમયે સમયે તેમાં ફેરફાર થતો જાયછે. જેમ જેમ જન્માંતરો થતાં જાયછે તેમ તેમ તેને નિશ્ચયાત્મકબુદ્ધિજ્ઞાનથી અનુભવ મળી તેનો સંગ્રહ થતો જાયછે. પછી મહાઅદ્ભુત રીતે પૃથક્ પૃથક્ જન્માંતરની ભિન્નતા જઇ પોતાને એક જ્ઞાનરૂપ જાણેછે એ તો સત્ય છે જે પ્રત્યેક જન્માંતરમાં સ્થૂળદેહમાં રહેલો પોતે પૃથક્ જેવો જણાતો હતો પરંતુ કારણશરીરમાં તે પૃથકતાનો ભેદ જઇ એકતાનો સંગ્રહ થાયછે. તે સંગ્રહ ચૈતન્યનો છે, પરંતુ તેના કર્તા જે મહા સર્વ શક્તિમાન ચૈતન્ય જેનો જે આભાસ અથવા પ્રતિબિંબ છે, તેમાં અલૌકિક જ્ઞાતાપણાનો પૂર્ણ સંગ્રહ છે. તે ઊન્નતિ પામેલા મનુષ્યના કારણશરીરમાંથી જે

તેને યોગ્ય શક્તિ અને જ્ઞાનપણું છે તેનું પોતાનામાં આકર્ષણ કરી લે છે, અને તે મનુષ્યના કારણશરીરમાં જન્માંતરના અનુભવ ઊપરથી પોતાને યોગ્ય ચૈતન્યનો અદ્ભુત જ્ઞાતાપણાનો સંગ્રહ કરેલો છે. એવી રીતે જીવાત્મામાં રહેલા ચૈતન્યના અદ્ભુત જ્ઞાતાપણાનું એક શુદ્ધચૈતન્યની સાથે ઐક્ય થાયછે.

હવે આપણે મનુષ્યપ્રાણિના જ્ઞાનમાં કેવી રીતનો ફેરફાર થાયછે તેનો વિચાર કરીયે. જ્યારે ઊપર કહ્યું એવી રીતે એકતા થવા માંડેછે, એટલે મનુષ્યમાં રહેલું જ્ઞાન પોતે ચૈતન્ય છે એવો આભાસ થવા માંડેછે. પછી ધીમે ધીમે પોતાના પૃથક્પણાનો ભેદ જવા માડેછે. પછી અંતે **શુદ્ધચૈતન્ય** જ્ઞાતા પોતે બનેછે. અને તે **શુદ્ધચૈતન્ય**ની કેવી સત્તા થાયછે તે જોઇયે. **શુદ્ધચૈતન્ય** પોતાની અદ્ભુત સત્તા ભિન્ન ભિન્ન પ્રાણિઓ ઊપર નાખેછે. એ સત્તાના પ્રકાશનું વક્રીભવન મનુષ્યપ્રાણિના ભિન્ન ભિન્ન જન્મો ઊપર થયા કરેછે. અને જ્યારે જ્યારે અનુભવ ઊપરથી તે યોગ્ય આભાસનું વલણ તે મનુષ્યને થાયછે ત્યારે ત્યારે તે **શુદ્ધચૈતન્ય**નું સંમીલન થઈ તેમાં સંગ્રહ થતો જાયછે- એ પ્રમાણે અંતે મનુષ્યનું જ્ઞાનિપણું તેજ શુદ્ધચૈતન્યનું અદ્ભુત જ્ઞાતાપણું થાયછે. પછી **શુદ્ધચૈતન્ય** સાથે એકતા પામેલો મનુષ્ય પોતે એવું સમજે છે કે આ એક જે અદ્ભુત જ્ઞાતાપણું છે. તે ભિન્ન ભિન્ન અલૌકિક ચૈતન્યના જ્ઞાતાપણાના આભાસનો સંગ્રહ છે. એવી રીતે એકતા થયા પછી તે મનુષ્ય પુનર્જન્મને પામતો નથી કેમ જે તેનો પ્રકાશ પ્રકૃતિના વિકારથી ક્ષોભ પામતો નથી. **શ્રીકૃષ્ણ** તેને **ઉપદ્રિષ્ટ** અથવા સાક્ષી કેહેછે. તેવો મનુષ્ય પરીણામથી લાભ અથવા હાનિ માનતો નથી. એવી સ્થિતિ, કેટલોએક ચૈતન્યનો અલૌકિક આભાસ જણાયા પછી જ્યારે મહાત્મા પોતાના જીવાત્માની એકતા શુદ્ધચૈતન્યની સાથે કરી નિર્મળ થાયછે ત્યારેજ થાયછે. તેવિષે **શ્રીકૃષ્ણ** એવું કહેછે જે સ્વતઃ હું સંબંધ રહિત છું. હું માત્ર સ્વાર્થ રહિત એક સાક્ષી માત્ર છું. મારો પ્રકાશ ભિન્ન ભિન્ન પ્રાણિઓ ઊપર પડેછે. તે છતાં મનુષ્યપ્રાણી જે ખેદ અને દુઃખ ભોગવેછે તે હું ભોગવતો નથી. જે સત્ય આત્મા છે તેને સુખ કિંવા દુઃખ નથી. અને જ્યારે મનુષ્ય પોતાના **જીવાત્મા**ની એકતા **શુદ્ધચૈતન્ય**ની સાથે કરેછે ત્યારે તેને મનુષ્યપ્રાણિનાં સુખ અને દુઃખ લાગતાં નથી.

એમ કહી આગળ **સુબારાવ** એવું કહેછે જે, મહાશુદ્ધચૈતન્યનો પ્રકાશ અથવા સત્તા એવી રીતે સઘળા **બ્રહ્માંડ** ઊપર પડેછે તે, **વક્રીભવન** થઈ ભિન્ન ભિન્ન જન્મ પામેલા મનુષ્યો ઊપર સત્તા કરી શકેછે.

એ ઉપરથી એમ સમજવું નહિ કે જે મનુષ્યપ્રાણી તે **શુદ્ધચૈતન્યને** પોહોંચેલો છે, તેનો ફરી જન્મ થાયછે. જેમ સૂર્યનો પ્રકાશ ભિન્ન ભિન્ન પ્રાણિઓ અને પદાર્થો ઉપર પડયા છતાં તે સૂર્ય જેવોને તેવોજ રેહેછે તેને કોઈ પ્રકારે **આવરણ** થતું નથી, તેમ **શુદ્ધચૈતન્ય** પોતે સર્વ **શક્તિમાન ઈશ્વર** છે, અને તેનો પ્રકાશ સર્વ સૃષ્ટિનું **ચૈતન્ય** છે, તે સમયે સમયે નિર્મળ થયેલા **મહાત્માના** નિર્મળ થયેલા જીવાત્માઓની સાથે સંમીલન થાયછે એટલુંજ નહિ પણ કેટલાએક સંસ્કાર પામેલા મનુષ્યપ્રાણિ ઉપર તે પોતાનો પ્રકાશ અને સત્તા નાખ્યા છતાં તે કેવળ શુદ્ધચૈતન્યને કોઈ પ્રકારે આવરણ થઈ પુનર્જન્મ થતો નથી. અને તેમાં જે સંપૂર્ણ રીતે સંમીલન થાયછે તેપણ **અજર, અમર,** અને **શુદ્ધચૈતન્યરૂપ** ઈશ્વર થાયછે તે ફરી જન્મ પામી સાધારણ મનુષ્યપ્રાણિની પેઠે સંસારનાં સુખ અને દુઃખને પ્રાપ્ત થતો નથી.

એવીજ રીતે કૈવલ્યમોક્ષ અથવા નિર્વાણસ્થિતિ સમજવાની છે, પરંતુ જે પ્રમાણે આધુનિક વેદાંતિઓ અને સિંગાલી બુધમતના લોકો સમજે છે તેથી મનુષ્યપ્રાણિની પરીપૂર્ણ ઉન્નતિ થવાનું કાંઇજ સાધન નથી. જો કદાપિ તેમના સિદ્ધાંતપ્રમાણે મનુષ્યનો **આત્મા** પરિપૂર્ણ ઉન્નતિને પામી અલૌકિક અદ્ભુત **ઈશ્વરશક્તિ** મેળવવાને બદલે તેનો અંતે નાશ થઈ કાંઇજ રેહેતું નથી એ જો સત્ય હોય તો કૈવલ્યમોક્ષ અથવા પરનિર્વાણ એક કેહેવાનો શબ્દજ માત્ર છે કેમ જે તેથી પરીણામશૂન્યજ નિષ્પન્ન થાયછે.

માટે આપણે પ્રથમ ઉપર દર્શાવેલો કૈવલ્યમોક્ષનો સત્યસિદ્ધાંત **શંકરાચાર્યનો** છે અને એજ સિદ્ધાંત **શ્રીકૃષ્ણભગવાને** પણ ગીતામાં ઘણા શ્લોકે કરી સત્ય કેહેલો છે તે આપણે પાછળ દર્શાવેલું છે તે છતાં **વિદ્વાન્ સુબ્બારાવે** એની પુષ્ટિ અધિક કરવાસારૂ બીજા ગીતાના ઘણા શ્લોકોનો આધાર દર્શાવેલો છે. તે આ પ્રસંગે આપણે જણાવવાની અગત્ય રહી નથી એવું બુદ્ધિમાન્ બ્રહ્મજીજ્ઞાસુ શ્રોતાજનોને જણાશે. માટે એવિષે અધિક વિવેચન નહિ કરતાં આજનું વ્યાખ્યાન પૂર્ણ કરીયે છઇયે. એ સત્ય સિદ્ધાંતનું અહોનિશ **શ્રવણ, મનન,** અને નિદિધ્યાસન કરી દૃઢ નિશ્ચય પોતાના **જીવાત્મામાં** કર્યાથી, આપણા કારણશરીરમાં તેનો પ્રવેશ થવાથી અતિ અદ્ભુત લાભ થવાનો સંભવ છે. પરંતુ બીજા સાધારણ 'મનુષ્યની પેઠે માત્ર ઉપરથી જાણ્યાથી અથવા સમજવાથી તેની સત્યતાનો આભાસ કારણશરીરમાં પડી શકતો નથી અને જ્યાંસુધી કારણશરીરમાં તેનો આભાસ પડયો નથી ત્યાંસુધી

**સત્યમહાત્મા**ની કૃપા થઈ અલૌકિક લાભની આશા રાખવી મિથ્યા છે.

હવે આગળ વિદ્વાન્ સુબારાવે ગીતાના અ૦ ૧૧ નો સારાંશ દર્શાવેલો છે. તેમાંથી અગત્યની સૂચના, આ પ્રસંગે મળેલા **બ્રહ્મજીજ્ઞાસુ**જનો આગળ કરીયે છઇયે.

ઊપલો વિદ્વાન્ ઊપર કહેલા અધ્યાયમાંથી એવું અનુમાન દર્શાવે છે કે કેવળ શુદ્ધચૈતન્ય છે તે, સ્વતઃ સઘળી **સૃષ્ટિ** અને **બ્રહ્માંડાદિક**ને પોતાનો આભાસ આપેછે, એટલે સઘળું બ્રહ્માંડ બીજરૂપે તે **શુદ્ધચૈતન્ય**માં રહેલું છે એમ પણ કહી શકાય. સૃષ્ટિ એ દૃશ્યમાન થયેલો શબ્દ છે. અને **શુદ્ધચૈતન્ય** એ આપણા અતિ **પ્રાચીન**કાળના **ઋષિ** અને **મુનિ**ઓના આ ગુહ્ય શબ્દનું **પશ્યન્તિ** રૂપ છે. અને આજ મૂળ બીજઊપરથી **સૃષ્ટિ**ની અનાદિ સ્થિતિ રહેલી છે. **શુદ્ધચૈતન્ય**માં જે સઘળી કલ્પનાનાં બીજનાં રૂપો ગુપ્તપણે રહેલાં છે તે, જ્યારે તે ચૈતન્યનો આભાસ પ્રવર્તવા માંડેછે, ત્યારે વિશાલ થાયછે, અને જ્યારે તે પ્રકાશ મૂળપ્રકૃતિમાં કાર્ય કરેછે, ત્યારે તે પ્રકૃતિ અથવા પદાર્થરૂપ દેખાવા માંડેછે. તે મૂળ **શુદ્ધચૈતન્ય**માં રહેલા ચિત્ત અથવા કલ્પના શિવાય, કોઇ પણ જાતની ગતિ, પ્રેરણા અથવા શક્તિ અથવા રૂપ વિગેરે કાંઇ પણ ઉત્પન્ન થઈ શકતું નથી.

આપણે ઊપર કહેલું શુદ્ધચૈતન્ય, તેનો પ્રકાશ, અને મૂળપ્રકૃતિ એ ત્રણે મળી **વિશિષ્ટાદ્વૈતનું તત્ત્વ ત્રય** કેહેવાયછે મૂળપ્રકૃતિ તેમની **અચિત્** છે. ઊપર કહેલો **શુદ્ધચૈતન્ય**નો પ્રકાશ તેમનું ચિત્ છે. અને **શુદ્ધચૈતન્ય** તેમનો ઈશ્વર છે.

**વિદ્વાન્ સુબારાવ, મહાભાષ્ય**ના **આન્હિક**માં **પતંજલિ**યે **પશ્યન્તિ, મધ્યમા** અને **વૈખરી,** વાક્ જે પ્રથમ દૃશ્યમાન થઇ, તેના વર્ગ જે કરેલા છે, તે જણાવેછે.

**પતંજલિ**ના સિદ્ધાંતપ્રમાણે **પશ્યન્તિ** વાક્ જે **શુદ્ધચૈતન્ય**રૂપ છે, તેને ચિત્ કહ્યું છે. **વૈખરી વાક્** જે દૃશ્ય સૃષ્ટિની એક નિશાની છે તેને **અચિત્** કહ્યું છે, અને **શુદ્ધચૈતન્ય**નો આભાસ જે **મધ્યમા વાક્** તેને **ચિદચિત્** કહ્યું છે. આ ઠેકાણે **ચિત્** શબ્દને ચૈતન્ય અથવા જીવનપણું સમજવું અને તેનો અર્થ, જ્ઞાન પણ થાયછે. તે શુદ્ધચૈતન્ય માત્ર **ચિદ્રૂપ** છે તેને કોઇ પણ પ્રકારનું પ્રકૃતિનું રૂપ નથી. અને સઘળી દૃશ્ય **સૃષ્ટિ અચિદ્રૂપ** છે. એટલે તે દૃશ્યમાન છે. જ્યારે તે ગુપ્ત રીતે કેવળ **શુદ્ધચૈતન્ય**માં હતી તે સમયે તે, તેમાં માત્ર કલ્પનારૂપેજ હતી તે **ચિત્** અથવા **અચિત્** એમાંથી કાંઇ નથી માટે **ચિદચિત્** છે, તે ચૈતન્યમાં રહેલી કલ્પનાના અદૃશ્યરૂપ અને તાત્ત્વિક

દૃશ્યરૂપ એ બેઉમાં સંબંધ કરનારી વસ્તુ છે. સઘળી સૃષ્ટિ **શુદ્ધચૈતન્ય**માં કલ્પનારૂપે રહેલી છે, અને સઘળી શક્તિમાં મહાઅદ્ભુત એક પ્રકારની ગતિની ગુપ્ત સત્તા છે. પછી જ્યારે તે ગતિ પોતાના રૂપની સત્તા તાત્ત્વિકપરમાણુમાં પ્રવેશ કરેછે ત્યારે તે સૃષ્ટિમાં દૃશ્યરૂપે પ્રકટ થાયછે; તેમાટે **શુદ્ધચૈતન્ય વિશ્વરૂપ** કેહેવાય છે. આજ પ્રકારે એ શબ્દનો વારંવાર વિષ્ણુના વર્ણનમાં ઉપયોગ થાયછે.

વળી બીજી રીતનો પ્રકાર **સુબારાવ** એવી રીતનો કહેછે જે. અગણિત સૃષ્ટિસહિત જે સઘળું **બ્રહ્માંડ** તે એક **પરબ્રહ્મ**નું સ્થૂલશરીર કહેલું છે. આપણે ઉપર કહેલા જે સઘળા પ્રકાશ અને ગતિ અથવા શક્તિ તે **સૂક્ષ્મશરીર,** અને **શુદ્ધચૈતન્ય** તે તેનું **કારણશરીર** કહેલું છે અને પોતે **પરબ્રહ્મને આત્મા** માનેલો છે.

પરંતુ એ નિયમ સૃષ્ટિના બંધારણના વર્ગ બાંધવાના ઉપયોગમાં આણવો નહિ કેમ જે તેથી અતિ મોટી ગુચવણ પડેછે. સૃષ્ટિરૂપ **સ્થૂલશરીર**નો સંબંધ **પ્રણવ**ની ચાર માત્રાની સાથે છે. વળી ઉપર **પરબ્રહ્મ**માં જે પ્રકાશ રહેલો છે તેને **સૂક્ષ્મશરીર** કહ્યું પણ તે પ્રકાશને સૂક્ષ્મ તેજની સાથે એકત્ર કરવો નહિ, કેમ જે સૂક્ષ્મ તેજ તે **વૈશ્વાનર**નું સૂક્ષ્મરૂપ છે. પણ જ્યાંસુધી એ પ્રકાશનો સંબંધ છે ત્યાંસુધી સૃષ્ટિના સઘળા દેખાવો તેને સ્થૂલરૂપ છે માટે તે **બ્રહ્મ,** તેજ નથી. આ કેહેવાનું કારણ **સુબારાવ** એવું કેછે જે, કેટલાએક ગ્રંથોમાં **વૈશ્વાનર** અને **બ્રહ્મ** એ બેઉનેં એકત્ર કરી નાખેછે.

કદાપિ કોઇને એવી શંકા થાય જે, જ્યારે શુદ્ધચૈતન્ય **અચિદ્રૂપ** કહ્યું ત્યારે **અર્જુનને દૈવદૃષ્ટિથી,** જેપ્રમાણે સ્થૂલદૃષ્ટિથી સ્થૂલસૃષ્ટિના દેખાવો દેખાયા તેવી રીતે મહાઅદ્ભુત સઘળું દૃશ્ય દેખાયું તેનું કારણ શું? તેવિષે **સુબારાવ** કેહેછે જે તેને **શુદ્ધચૈતન્ય** સ્વતઃ નથી દેખાયું, પણ તેનો આભાસ અથવા પ્રકાશ તેજ તેનું **વિશ્વરૂપ** અથવા દૈવિ**પ્રકૃતિ** કેહેવાયછે. અને એપ્રમાણે જેને દેખાય છે તેને **દૈવદૃષ્ટિથી શુદ્ધચૈતન્ય** પણ દેખી શકાય છે.

હવે ઉપર કહેલા અ૦ ૧૧ માં **અર્જુનને** અનેક ભયંકર રૂપો દેખાઈ આગળ જે મહાભયંકર **કૌરવ**નો નાશ થવાનો તે સઘળું દૃશ્ય સ્થૂલરૂપે દેખાયું તેનો ગુહ્યાર્થ **સુબારાવ** એવો કેહેછે જે, **શુદ્ધચૈતન્ય** પોતે કલ્પનામાં સર્વજ્ઞ છે. તે માટે આ સૃષ્ટિમાં આગળ જે બનવાનું તે સઘળું સ્થૂલરૂપે **શ્રીકૃષ્ણ**ની માયાવી કલ્પનાથી દેખાઈ તેમાં કાર્ય કરતાં પણ પોતે જણાયા એ સઘળું પ્રથમ જે સુક્ષ્મ રીતે ઉત્પન્ન થયેલું તે જણાયું. **અર્જુનને શ્રીકૃષ્ણભગવાને કૌરવ**નો જે આગળ નાશ

થવાનો તે જણાવ્યો. તે સમયે **ભિષ્મ**, **દ્રોણ**, અને કર્ણ વિગરે જીવતા હતા, તે છતાં **શુદ્ધચૈતન્યનો** આભાસ જે આગળ થવાનો તે અથવા પ્રકાશમાં કૌરવનો સઘળા સૈન્યસહિત નાશ થયેલો જણાયો અને એજ આગળ થવાનું ભવિષ્ય જણાવ્યું. વાસ્તવિક રીતે **શુદ્ધચૈતન્યને** કાંઈજ રૂપ નથી પણ તેમાં રહેલા આભાસમાં જે સઘળી કલ્પનાનાં બીજો રહેલાં છે. તેનાં રૂપો થઇને તે આભાસમાં જણાયાં. એવી રીતે સઘળા આવરણ રહિત થઈ એક **શુદ્ધચૈતન્યમાં** વૃત્તિ લય થવાથી પરમ ઉત્તમ શાંતિ પામેછે એટલુંજ નહિ પણ અતિ અદ્ભુત ચમત્કૃતિઓ જોવામાં અને જાણવામાં ઘણે પ્રસંગે આવે છે.

હવે આગળ વિદ્વાન્ **સુબારાવ**, ગીતાના અ૦ ૧૨ માં **શ્રીકૃષ્ણભગવાને** સાંખ્યશાસ્ત્રમાં કહેલી જે અવ્યક્તપ્રકૃતિ તેનું એકાગ્રતાથી ધ્યાન કરવામાં અને કેવળ **શુદ્ધચૈતન્યનું** એકાગ્રતાથી એક ચિત્તે ધ્યાન કરવામાં જે અંતર દર્શાવેલો છે તેનો ગુહ્યાર્થ કેવી રીતે રહેલો છે તે કેહેછે. **શ્રીકૃષ્ણે** વારંવાર ઘણે પ્રસંગે કહેલું છે જે સાંખ્યમાં કહેલ **અવ્યક્ત** તે **પરબ્રહ્મ** નથી. હવે **અર્જુનને** અ૦ ૧૨ માં એવું કેહેછે જે મનુષ્ય સાંખ્યમાં કહેલી **અવ્યક્ત**પ્રકૃતિને પ્રાપ્ત થવાસારૂ પોતે મનઃકલ્પિત રીતે પ્રયત્ન કરેછે, તે મનુષ્યની સ્થિતિ, જે મનુષ્યનો હેતુ કેવળ **શુદ્ધચૈતન્યને** પ્રાપ્ત કરવાનો છે તેના કરતાં અતિ વિલક્ષણ, અને કઠણ થઈ પડેછે એ સત્ય છે, સાંખ્યની **અવ્યક્ત** તે મૂલપ્રકૃતિ છે. અને એના સિદ્ધાંતિઓ, તે **અવ્યક્તનેજ** સઘળી **વ્યક્ત**પ્રકૃતિનો પાયો અથવા મૂલ સમજી તેનાજ સઘળા ગુણો સમજે છે. તેથી તે અંતનું પરીણામ પ્રાપ્ત કરવાસારૂ એક ઉપાધિમાંથી બીજી ઉપાધિમાં પ્રવેશ કરી અંતે તેના **અવ્યક્તને** પ્રાપ્ત કરવાનો હેતુ સમજે છે. તેણે કરી જ્ઞાનની ઉન્નતિનો પરંપરાયે સંબંધ રેહેતો નથી, કેમ જે તેનું અંતનું પરિણામ જ્ઞાનિના મૂળ તરફ જવાનું નથી, પણ મૂળપ્રકૃતિ તરફ જવાનું છે. હવે પ્રત્યેક ઉપાસનામાં જે જ્ઞાન રહેલું છે તેનું મૂળ કેવલ **શુદ્ધચૈતન્ય** છે, પણ સાંખ્યનું **અવ્યક્ત** નથી માટે પોતાના **અંતરજ્ઞાનની** ઉન્નતિ કરતાં કરતાં તેના અંતનું મૂલ જે કેવળ **શુદ્ધચૈતન્ય** તેની પ્રાપ્તિ અંતે થઈ શકેછે. અને તેમાં લય થવાથી **સર્વજ્ઞપણું** અને **સર્વશક્તિમાનપણું** **અખંડ** અને **અવિનાશી** રહી શકેછે. પરંતુ જે મનુષ્ય **અવ્યક્તને** પ્રાપ્ત થવાના સાધનમાં જય પામી તેને પ્રાપ્ત થાય, તોપણ તેથી ઉપર કહ્યાપ્રમાણે સર્વજ્ઞ અને સર્વ શક્તિમાનની પ્રાપ્તિ થઈ શક્તિ નથી; કેમજે તે તેનેં પ્રકૃતિવાળી સ્થિતિજ જાણવાની રહેલી હોય છે.. તેથી તેનો લય થયાથી ઉપાસકને કેવળ

અજ્ઞાનરૂપી અંધકાર પ્રાપ્ત થાયછે. તેથી **કારણશરીરદ્વારા** તેનાથી તેની અવ્યક્તની પ્રાપ્તિ પણ થઈ શક્તિ નથી. તેમાટે મૂલ **ચૈતન્યને** પ્રાપ્ત થયા વગર તેને મૂલપ્રકૃતિની પ્રાપ્તિ થઈ શક્તિ નથી. તેમાટે **શ્રીકૃષ્ણભગવાને અર્જુનને** એવું કહ્યું જે, કારણશરીરની સ્થિતિ પ્રાપ્ત થયા પછી **શુદ્ધચૈતન્યમાં** વૃત્તિ હોય તોજ તે **અવ્યક્તને** પ્રાપ્ત કરી શકે. તેમાટે **અર્જુનને** કેવળ **શુદ્ધચૈતન્યનીજ** પ્રાપ્તિ કરવાનો હેતુ રાખવાનો ઉપદેશ **શ્રીકૃષ્ણભગવાને** કરેલો છે. અને એજ માર્ગ સુલભ કહ્યો છે. ઘણા વિદ્વાનને પણ અનુભવ જ્ઞાનની પ્રાપ્તિ નહિ થવાથી તે પંડિતો ગીતાના અ૦ ૧૨ ના શ્લો૦ ૫ માં કહેલી **અવ્યકતનો** અર્થ **નિર્ગુણબ્રહ્મ** કરેછે. એનું કારણ માત્ર પોતાનું અકુંચિતજ્ઞાન અને અકુંચિત જ્ઞાનવાળા સમૂહનો સમાગમ એજ છે. પરંતુ **શ્રીકૃષ્ણભગવાનનો** હેતુ તે અવ્યક્તને સાંખ્યશાસ્ત્રની અવ્યક્તપ્રકૃતિ કેહેવાનો છે.

આ ઉપરથી બુદ્ધિમાન્ અને વિવેકી શ્રોતાજનના લક્ષમાં આવશે જે, આપણો સિદ્ધાંત સેશ્વર છે. એટલું તો સત્ય છે કે આપણો **ઈશ્વર** બીજા પુરોણોમાં કહેલા તેત્રીસ ક્રોડ દેવતાની પેઠે પ્રકૃતિવાળો નથી પણ સર્વશક્તિમાન્ એક **શુદ્ધચૈતન્ય** છે. એજ સિદ્ધાંત **શ્રીકૃષ્ણભગવાનનો** છે.

હવે વિદ્વાન્ **સુબારાવ** ગીતાના અ૦ ૧૩ ના પ્રથમ શ્લોક ચારવિષે કેહેછે. તેમાં **શ્રીકૃષ્ણભગવાન** એવું કેહેછે જે—"હે કુંતિપુત્ર ! આ શરીર **ક્ષેત્ર** અથવા ઉપાધિ કેહેવાય છે. અને જે **નિશ્ચયાત્મક**-બુદ્ધિવાળો આ ક્ષેત્રને જાણે છે તેજ **ક્ષેત્રજ્ઞ** કેહેવાય છે.

"વળી હું સઘળા ક્ષેત્રમાં ક્ષેત્રજ્ઞ છું એમ જાણ. ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન તેજ હું સત્યજ્ઞાન માનુંછું." શ્રીકૃષ્ણ અર્જુનને કેહેછે જે સાંભળ. હું તને ટુંકામાં ક્ષેત્ર શું છે, તેના ગુણો કીયા છે, કેવા ગુણો તે ઉત્પન્ન કરેછે, તેનું મૂલ શું છે, અને તેની સ્થિતિનું કારણ શું છે એ સઘળું કહીશ. વળી ક્ષેત્રજ્ઞ કોણ છે અને તેનામાં કેવી શક્તિ રહેલી છે, એપણ કહીશ. **ઋષિઓએ વેદ, યોગ, શાસ્ત્ર** અને **છંદો** વિગેરેમાં ઘણે પ્રકારે ભિન્ન ભિન્ન રીતે એવિષે કહેલું છે. વળી **બ્રહ્મસૂત્રમાં** ન્યાયની સત્યરીતે એવિષે કહેલું છે."

હવે એવિષે સુબારાવ એવું કેહેછે જે **ક્ષેત્ર** ઉપાધિ શીવાય બીજું કાંઈ નથી અને **શુદ્ધચૈતન્ય** જે તેના સઘળા રૂપોમાં અને દેખાવોમાં છે તેજ **ક્ષેત્રજ્ઞ** છે. ક્ષેત્ર આ **અવ્યક્ત** અથવા મૂળપ્રકૃતિમાંથી ઉત્પન્ન થાયછે. પરંતુ **શ્રીકૃષ્ણભગવાન** પોતાને કેવળ **શુદ્ધચૈતન્યના સઘળા આભાસનું** જે ચૈતન્ય તે રૂપે પોતાને **ક્ષેત્રજ્ઞ** કેહેછે.

અને પોતાને તે **શુદ્ધચૈતન્યનું** સત્યરૂપ કેહેછે. અને તેજ સઘળી સૃષ્ટિમાં **સત્યચૈતન્ય** છે. **શ્રીકૃષ્ણ** ઘણે પ્રસંગે કેહેછે જે, હું **ક્ષેત્રજ્ઞ** છું તોપણ મને કર્મબંધન લાગતાં નથી. હું કર્મ ઉત્પન્ન કરતો નથી અને ઉપાધિમાં જે હું જાણુઉં છું તે મારૂં પોતાનું સત્યચૈતન્ય નથી. પણ તે અલ્પ સમયસારૂ કાર્યાકારણ આભાસ છે પણ તેનું અંતે પ્રથક્કરણ થઈ તે મારા સત્યચૈતન્યમાં સમાઈ જાયછે.

એજ અધ્યાયના શ્લો૦ ૨૨ માં એવું કહેલું છે જે, "આ શરીરમાં જે **પુરૂષોત્તમ** અથવા સાક્ષી કેહેવાય છે. તેજ સઘળાનો આધાર અને **મહાઈશ્વિર** તથા **ચૈતન્ય** છે, તેજ **પરમાત્મા** છે."

આ ઠેકાણે **પરમાત્મા** શબ્દ કહ્યો તે **પરમબ્રહ્મ** સમજવું નહિ તે **શ્રીકૃષ્ણનેજ**.કહ્યા છે. એ અ૦ ૩૦ થી ૩૨ સુધીના શ્લોકમાં સ્પષ્ટ કરી દર્શાવેલું છે. એવું વિદ્વાન્ **સુબારાવ** કેહેછે. તેમાં કહ્યું છે જે "જે અધિકારી, કર્મને પ્રકૃતિનું પરીણામ જોયછે તે સત્યતા સમજી શકેછે. અને **આત્મા** કાંઈજ કર્મ કરતો નથી એવું જાણેછે."

"આ **સર્વોત્તમ** અને **અવિનાશી** **આત્મા** તે કર્મ કરતો પણ નથી અને તેને કર્મની અસર પણ દેહમાં રહ્યા છતાં થતી નથી. કેમ જે તે અનાદિ અને નિર્ગુણ છે."

એવી રીતે **શ્રીકૃષ્ણભગવાને** સઘળા ૧૪ મા અધ્યાયમાં **આત્માને** કર્મ અને તેના ગુણો જે મૂળપ્રકૃતિનો વિસ્તાર છે. તેમાંથી કાંઈ પણ વિકાર અને બંધન થતું નથી એવું કહ્યું છે.

હવે અ૦ ૧૫ ના શ્લો૦ ૭ માં એવું કહ્યું છે જે, સમયના આરંભથી મારા **શુદ્ધચૈતન્યની** વાસના અથવા આભાસ જે દ્રશ્યમાન થયો છે, તે સૃષ્ટિના જીવંત પ્રાણિઓનો **જીવાત્મા** થયો અને તે જીવાત્મા પંચ ઇન્દ્રિયો જેનું મૂલ પ્રકૃતિમાં રહેલું છે તેને અને મનને આકર્ષણ કરેછે.

એવિષે ગુહ્યાર્થ વિદ્વાન્ **સુબારાવ** એવો કહેછે જે, **જીવ** ચૈતન્યના આભાસનો થયેલો છે, અને તે આગળ **વ્યક્ત** ભાવને પામી તે કારણ ઉપાધિની સાથે સંમીલન થઇને મનુષ્યનો **જ્ઞાતા** અથવા **ચૈતન્ય** થાયછે. એ શ્લોકના સંબંધમાં ઉપલો વિદ્વાન્ એવું કેહેછે જે એના અર્થ વિદ્વાનો અને આચાર્યો પોતાની બુદ્ધિ અનુસાર પૃથક્ પૃથક્ કરેછે તેણે કરી મત પંથોમાં અનેક પ્રકારની ભિન્નતા અને વાદવિવાદ થવા માંડયા છે. તે આ પ્રસંગે જણાવવાની અગત્ય નથી.

હવે એજ અધ્યાયના શ્લો૦ ૮ માં એવું કહ્યું છે જે "જ્યારે જ્યારે

દેહનો સ્વામી **ઈશ્વરરૂપ જીવાત્મા** એક શરીરનો ત્યાગ કરી બીજામાં પ્રવેશ કરેછે ત્યારે ત્યારે તે પોતાની સાથે જેપ્રમાણે વાયુ, પુષ્પનો સુગંધ તેના મૂલમાંથી લઈ જાયછે, તે પ્રમાણે તે મન અને બીજી ઇંન્દ્રિયોને પોતાની સાથે લઈ જાયછે.

આ પ્રસંગે **શ્રીકૃષ્ણભગવાન, જીવાત્મા** જે કારણશરીરમાં રેહેછે તેને કેહેછે. તે મનુષ્યનો **જ્ઞાતા** અથવા **કારણ**શરીર છે, અને તેજ સઘળા પુનર્જન્મનો સંબંધ છે જ્યારે તે **દેવલોક**માં જવાસારૂ દેહનો ત્યાગ કરેછે ત્યારે તે જ્ઞાનની સ્થિતિના સઘળા બીજોને તથા પંચતન્માત્રના બીજોને તેમજ **મન** અને **અહંકાર**ને પોતાની સાથે લેતો જાયછે. વાસ્તવિક કેહેતાં સઘળી જ્ઞાનયુક્ત સ્થિતિમાં પંચ ઇન્દ્રિયો, મન તથા **જ્ઞાતા** અથવા **ચૈતન્ય** એ સાથે રેહેછે. જ્યારે જ્યારે જ્ઞાન દૃશ્યમાન થાયછે અથવા જ્ઞાનવાળી સ્થિતિનો દેખાંવ થાયછે ત્યારે ત્યારે સપ્ત તત્ત્વો નિરંતર જણાઈ આવેછે. તે સ્થૂલ અને સુક્ષ્મ એ બે શરીરમાં હોયછે, અને કારણશરીરમાં તે ગુપ્તપણે રહેલા છે. તે કારણશરીરમાં ગુપ્તપણે રહેલા છે એટલુંજ નહિ પણ જ્ઞાનવાળી સ્થિતિના સપ્ત તત્ત્વોના સંબંધમાં તેની પ્રેરણા રેહેછે. અને તે એવિ ગુપ્ત શક્તિ ઉત્પન્ન કરેછે જે તે બીજો જન્મ ધારણ કરી તેનો ક્ષય કરવાને પ્રયત્ન કરેછે. મનુષ્યપ્રાણિના પાછલા કર્મપ્રમાણે તેને નવા જન્મમાં શુભ કિંવા અશુભનો યોગ અથવા સંબંધ થઈ તદ્દત્ વલણ અથવા પ્રેરણા થયા કરેછે. એવી રીતનો ઉપલા શ્લોકનો ગુહ્યાર્થ વિદ્વાન્ સુબારાવે જણાવ્યો છતાં તે યથાર્થ રીતે જેના **નિશ્ચયાત્મકજ્ઞાન**ની ઉન્નતિ યોગ્ય રીતે થઈ હશે તેનેજ સમજાઇ શકશે. એટલેથી આજનું વ્યાખ્યાન પૂર્ણ કરીયે છઇયે.

આપણે પાછલા વ્યાખ્યાનમાં ગીતાના અ૦ ૧૫ ના શ્લોક ૮ લગીનો ગુહ્ય સાર કહ્યો હવે એજ અધ્યાયના શ્લો. ૧૨ થી ૧૪ સુધીમાં **શ્રીકૃષ્ણભગવાન** એવું કેહેછે જે **ચૈતન્યાત્મકજ્યોતીરૂપ** તેજનો જે "મહાઅદ્દભુત ગુણ સૂર્યમાં, ચંદ્રમાં, અગ્નિમાં તથા, જે **ચૈતન્યાત્મકજ્યોતીરૂપ**નો ગુણ સર્વજગતમાં રેહેલો છે જેથી સઘળું પ્રકાશમાન થાયછે, તે મારૂંજ ચૈતન્યાત્મક જ્યોતીરૂપ છે—પૃથ્વીમાં મારા ચૈતન્યજ્યોતિના ગુણનો પ્રવેશ કરી મારી અદ્દભુત શક્તિથી તેને તથા તેમાં રેહેલા સઘળા સ્થાવર જંગમાદિ સર્વે પદાર્થોને ધારણ કરૂંછું. અને સઘળી વનસ્પતિ અને પુષ્પાદિકને સોમરૂપે થઇને પોષણ કરૂંછું—વળી હું જઠરાગ્નિરૂપે થઇ પ્રાણિયોના દેહમાં પ્રવિષ્ટ થઇ, તથા તે, જઠરાગ્નિને પ્રજ્વલિત કરનારા પ્રાણ અપાનવડે યુક્ત થઇ પ્રાણિઓએ ભોજન

કરેલા **ભક્ષ, ભોજ્ય, લેહ્ય,** અને **ચોષ્ય** એ ચાર પ્રકારના અન્નના રસને અથવા બીજા પ્રકારે **પાર્થિવ, આપ્ય, તૈજસ** અને **વાયવ્ય,** એ ચાર પ્રકારના રસને પાચન કરૂંછું. પ્રથમ કહેલા ચાર પ્રકારના અન્નનો સ્પષ્ટાર્થ એવો છે. **ભક્ષ** એટલે જે દાંતવડે કરડીને ખવાય એવું અન્ન, જે અન્ન દાંતવગર જીભેથી હલાવીને ગલી જવાય જેવાં દાલ, અને ક્ષીર વિગેરે છે તે **ભોજ્ય** અન્ન કહેવાય છે. જે વસ્તુ જીભને પ્રાપ્ત થયા છતાં માત્ર રસના સ્વાદથી ગલી જવાય એવા ગોલ અથવા કેરીનો રસ વિગરે વસ્તુ **લેહ્ય** કેહેવાય છે. અને ચોથું જે **ચોષ્ય** તે, જે વસ્તુ દાંતથી દાબીને તેનો રસ અંદર ગલીને બાકી રહેલા અસાર ભાગનો ત્યાગ કરાય છે તે છે. હવે બીજા પ્રકારના અન્નમાં પ્રથમ **પાર્થિવ** કહ્યું–તેનો અર્થ એવો છે જે, સઘળા મનુષ્યપ્રાણિઓના સઘળાં અન્નોના થયેલા રસને **વ્રીહિયવાદિક** અન્ન કેહેવાયછે. અને ચાતકાદિક પ્રાણિયોનું તો જલરૂપ **આપ્ય** અન્ન છે. તથા **વાલખિલ્યાદિક** પ્રાણિઓનું તો અગ્નિરૂપ **તૈજસ** અન્ન છે. અને સર્પાદિક પ્રાણિઓનું તો વાયુરૂપ **વાયવ્ય** અન્ન છે. એ સઘળામાં મારા ચૈતન્યજ્યોતિનોજ ગુણ છે એવું **શ્રીકૃષ્ણભગવાન** કેહેછે.

એવિષે બ્રહ્મજીજ્ઞાસુજનોને સ્પષ્ટ સમજવાસારૂ વિદ્વાન્ **સુબારાવ** સ્પષ્ટાર્થ એવો કરેછે જે, **શ્રીકૃષ્ણભગવાન**નો મૂલ હેતુ એહવો છે જે, સઘલી સ્થૂલ વસ્તુ અથવા પરમાણુરૂપ પ્રકૃતિને ગુણ અને શક્તિ આપનાર પોતાનું ચૈતન્યજ્યોતિજ છે. વલી આપણે સઘળા પદાર્થોમાં રસાયન પ્રયોગોના જે ભિન્ન ભિન્ન ગુણો, તત્ત્વાદિકોમાં જોઇયે છઇયે, તે સ્વતઃ પદાર્થોના નથી માટે તમે જો મૂળપ્રકૃતિની પરીક્ષા યથાર્થ રીતે કરી શકશો તો, તમને ઉપર કહેલા સઘળા ગુણો તે મૂળપ્રકૃતિના નથી એવું જણાશે, તે તો માત્ર એક જડ વસ્તુ છે તેમાં, ઉપર કહેલા સઘળા ગુણો ચૈતન્યજ્યોતિમાંથી જે આભાસ અથવા શક્તિની ક્રિયા થઈ છે તેથી આવેલા છે. તેમાટે **શ્રીકૃષ્ણ** કેહેછે જે, તમે સૂર્ય, અગ્નિ, પ્રકાશ અથવા કોઈ પણ પદાર્થ લો તો તેમાં જે સઘળા ગુણો રહેલા છે; તે પ્રથમ માહારામાંથી નીકળેલા છે, કેમ જે સઘળી પૃથવીમાં આપણે જે વસ્તુઓ જોઇયે છઇયે, તે વસ્તુનું બંધારણ થવાના પરમાણુઓમાં જે સ્નેહાકર્ષણાદિક ગુણો તથા બીજા દહનાદિક ગુણો રહેલા છે તે ગુણો મારા શુદ્ધચૈતન્યજ્યોતિના આભાસથી આવેલા છે. એનીજ સ્પષ્ટતા, વિદ્વાન્ **સુબારાવ કેનોપનિષદ્માં** જે **પરાશક્તિ** અથવા **દૈવિપ્રકૃતિ**નો ગુપ્ત પ્રતાપ દ્રષ્ટાથી દર્શાવેલો છે તે ઉપર લક્ષ આપવાનું બુદ્ધિમાન જનોને કહેછે. તે ઉ-

પનિષદ્‌માં એ સંબંધમાં એવું દૃષ્ટાંત કહ્યુંછે જે, જ્યારે **પરાશક્તિ** પ્રથમ દૃશ્યમાન થઈ, ત્યારે ઈન્દ્રને તેનો પ્રતાપ યથાર્થ રીતે જાણવાની ઇચ્છા થઈ. પરાશક્તિયે અગ્નિને પૂછ્યું જે તારામાં કેહવી શક્તિ રહેલ છે; અને તું શું કાર્ય કરી શકે. અગ્નિયે કહ્યું જે, હું ઘણુ કરી સઘળી વસ્તુને બાળીને ભસ્મ કરી શકુંછું. એ ઉપરથી અગ્નિનો એ સ્વતઃ ગુણ નથી એવું દેખાડવાસારૂ પરાશક્તિયે એક ઘાસનું તણખલું તેની આગળ મુકી કહ્યું જે, એને તું બાળીને ભસ્મ કર. અગ્નિયે પોતાની શક્તિનો ઉપયોગ તે કાર્ય કરવાને યથાર્થ રીતે કર્યા છતાં તેમાં તે નિષ્ફળ થયો. પછી વાયુને પોતાનું કાર્ય કરવાને આજ્ઞા કરી પણ તેનો પ્રયત્ન ઉપર પ્રમાણેજ નિષ્ફલ ગયો. એ સઘળું કરવાનું કારણ એટલુંજ કે ઉપર કહ્યાપ્રમાણે સઘળાં કાર્યો કરવામાં પરાશક્તિ અથવા શુદ્ધચૈતન્ય પોતાનો અદ્‌ભુત ગુણ આપેછે. તે પંચ માહાભૂતોને પોતાના ગુણ આપેછે એટલુંજ નહિ પણ તેની પંચ તન્માત્રાને પણ આપેછે તે ગુણ પ્રથમ મૂલપ્રકૃતિનો નથી, પણ મારો છે, એવું **શ્રીકૃષ્ણભગવાને** કહેલું છે, તે સત્યજ છે. એવું વિદ્વાન્ **સુબારાવ** કેહેછે.

આ ઉપર કહેલા સ્પષ્ટાર્થ ઉપરથી સાધરણ બુદ્ધિમાન પુરૂષોને સત્ય જાણવાની ઇચ્છા હશે તો તેમને પણ જણાશે જે. **શ્રીકૃષ્ણભગવાને** જે સ્વઃતવિષે કહ્યું છે તે સ્વતામાં રહેલા શુદ્ધચૈતન્યવિષેજ છે. અને ચૈતન્યનો આભાસ પૃથ્વિ અને સઘળા સ્થાવર જંગમાદિક પદાર્થોમાં, તેમજ સઘળા પ્રાણિયોમાં રહેલો છે એટલુંજ નહિ, પણ સૂર્ય અગ્નિ અને વાયુ આદિમાં અને તત્ત્વોમાં પણ રહેલો છે. અને તેનાજ ગુણથી સઘળામાં કાર્યો કરવાની શક્તિ આવેલી છે. તે અરૂપ છે તેને કોઇપણ પ્રકારનો આકાર અથવારૂપ કોઈ પ્રસંગે કહ્યું નથી, અને તે સદ્રૂપ ચૈતન્યાનુજ્ઞાન પ્રાપ્ત કરી માત્ર તેનીજ ભક્તિથી તેમાં સંમીલન થઈ તે રૂપ થવાય છે. અને તેનેજ **કૈવલ્યમોક્ષ** કહ્યો છે એવો સત્ય સિદ્ધાંત છતાં આધુનિક સઘળા મતપંથમાં કોઈ પણ જાતના સ્વાર્થનેલીધે એની યથાર્થ સત્યતા સમજાઈ શક્તિ નથી, અથવા કોઇથી સમજાઈ શકે તો કોઈ પણ પ્રકારના સ્વાર્થનેલીધે તે સ્પષ્ટ કરતા નથી. માટે જે નિસ્પૃહિ અને કેવલ પરોપકારબુદ્ધિના જનો છે. અને જે **શ્રીકૃષ્ણભગવાને** કહ્યાપ્રમાણે, પોતાનો **આત્મા** બીજા અન્યથિ ભિન્ન જાણતા નથી, તેથી તેને કોઇ પણ પ્રકારે કપટ, છલભેદ, અને શત્રુત્વ ઉત્પન્ન થવાની કલ્પના' થતી નથી; તેવાજ પુરૂષ સત્યજ્ઞાન સ્પષ્ટ કરેછે; એવું નિષ્પક્ષપાતિ બુદ્ધિમાન પુરૂષો સત્ય માને છે.

હવે એજ અધ્યાયના શ્લોક ૧૬ માં અતિ ગુહ્યાર્થ રહેલો છે તેના

**ભિન્ન ભિન્ન અર્થ** ટીકાકારો કરેછે એવું વિદ્વાન્ સુબારાવ કેહેછે-એ શ્લોકમાં **ક્ષર** અને **અક્ષર** એવા બે પુરૂષો કહ્યા છે **ક્ષર** એટલે ઉત્પત્તિ અને નાશ પામનારા સઘળા જીવંત પ્રાણિયો છે અને જેનો નાશ નથી તે **અક્ષર** કેહેવાય છે. અને તેજ **કૂટસ્થ** કેહેવાય છે.

એનો યથાર્થ ભાવાર્થ ઉપર જણાવેલા સંબંધથી **નિશ્ચયાત્મક**-બુદ્ધિજ્ઞાનવાળા જોશે તો, તેમને સ્પષ્ટ સમજાશે. **શ્રીકૃષ્ણભગવાન** જે સ્થાયી નથી, પણ ચલિત છે તેને **ક્ષર** એટલે દૃશ્ય **સૃષ્ટિ** કેહેછે. અને **અક્ષર** અથવા **અવિનાશી** છે તેને **કૂટસ્થ** કેહેછે, અને તેને **અવ્યકતપ્રકૃતિ** પણ કેહેછે. અને એજ શબ્દનો ઉપયોગ **શ્રીકૃષ્ણે** બીજા શ્લોકમાં સાંખ્યના **અવ્યક્ત**ના સંબંધમાં કહેલો છે. એજ અધ્યાયના શ્લોક ૧૭ માં ઉપર જણાવેલા બે પુરૂષો કરતાં અતિ ઉત્તમ અને ઉત્કૃષ્ટ પુરૂષ પોતાનું શુદ્ધચૈતન્ય કહેલું છે. એતો સત્ય છે જે, મહાપ્રલયનેવિષે અક્ષરનો નાશ થતો નથી કેમકે સઘળી વસ્તુ તેમાંથી ઉત્પન્ન થાયછે, તોપણ આ **અવ્યક્ત**ના કરતાં પોતેજ શુદ્ધચૈતન્ય તે અધિક ઉત્તમ છે. તેમાટે તેને ઉત્તમ અથવા ઉત્કૃષ્ટ પુરૂષ કહેલો છે. તેને **પરમાત્મા** અને ત્રણે લોકમાં પ્રવેશ કરી પોષણ કરનારો કહેલો છે.

હવે શુદ્ધચૈતન્યના સંબંધમાં વિદ્વાન્ સુબારાવ ગીતાના અધ્યાય ૧૮ ના શ્લોક ૬૬ નું છેવટનું પ્રમાણ આપેછે. તેમાં એવું કહ્યું છે જે, “સર્વધર્મનો પરિત્યાગ કરીને, અધિષ્ઠાનરૂપ તથા એકજ આશ્રયરૂપ જે હું તેમને શરણ થા. અને હું તને સર્વપાપથી મુક્ત કરીશ માટે તું શોક કરતો નહિ.”

એવિષે **સુબારાવ** એવું કેહેછે જે, એ ઉપરથી સ્પષ્ટ જણાય છે જે, મોક્ષનું સાધનમાત્ર એકજ **શુદ્ધચૈતન્ય**જ છે. આ સઘળા શ્લોકોના સત્યમર્મ ઉપર દૃષ્ટિ રાખવાનું એ વિદ્વાન્ સઘળા **બ્રહ્મજીજ્ઞાસુ** જનોને કેહેછે. તે ઉપરથી એ શુદ્ધચૈતન્યનો મૂળ ગુહ્યાર્થ તથા તેનો સૃષ્ટિ સાથે તેમજ મનુષ્યપ્રાણિ સાથે કેવો સંબંધ છે. એ સ્પષ્ટ રીતે સમજાઈ શકશે. વળી સુબારાવે **અવ્યક્ત** અથવા **મૂળપ્રકૃતિ** અને **શુદ્ધચૈતન્ય**માં તેમજ **મૂળપ્રકૃતિ** અને **દૈવિપ્રકૃતિ**માં જે યથાર્થ ભેદ જણાવેલો છે. તે આપણે પાછળ સ્પષ્ટ કરેલો છે. વળી મૂળપ્રકૃતિને **પરબ્રહ્મ**ની સાથે એકત્ર કરવી નહિ, જો તે કોઈ વસ્તુ છે તો તે માત્ર **પરબ્રહ્મ**નું આચ્છાદનજ છે. એની સત્યતા ગીતાના અ૦ ૮ ના શ્લોક ૧૯-૨૦ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવશે. તેમાં કહ્યું છે જે “હે **અર્જુન!** સર્વ સ્થાવર જંગમ ભૂતોનો સમુદાય જ્યારે **બ્રહ્મા**નો દિવસ આવે છે ત્યારે” **અવ્યક્ત**માંથી ઉત્પન્ન થાયછે અને જ્યારે રાત્ર આવે

છે ત્યારે **અવ્યક્ત**માં લીન થાયછે. તેજ પ્રમાણે જીવ પ્રાણિઓનો સમૂહ ઉત્તર કલ્પમાં પરતંત્ર પણે ઉત્પન્ન થાયછે અને રાત્રીને સમયે પરતંત્ર થઇ લીન થાયછે. અને એજપ્રમાણે નિરંતર થયાજ કરેછે."

"**અવ્યક્ત**થી પણ પર બીજું અવ્યક્ત છે. તે અવ્યક્તથી અત્યન્ત વિલક્ષણ છે. અને જ્યારે સઘળા યુગો લય પામેછે ત્યારે પણ તે નાશ પામતો નથી અને તે સત્તારૂપ ભાવથી ઉત્પત્તિ અને નાશથી રહિત છે.

એવિષે સુબારાવ એવું કેહેછે જે, **શ્રીકૃષ્ણભગવાન**નો સ્પષ્ટાર્થ એવો છે જે જ્યારે સઘળી સૃષ્ટિ ઉત્પન્ન થઈ ચંચલતાને પામવાનો સમય આવેછે ત્યારે સઘળા ભૂતો આ **અવ્યક્ત**માંથી ઉત્પન્ન થાયછે. અને જ્યારે પ્રલયનો સમય આવેછે ત્યારે તે સઘળા તે **અવ્યક્ત**માં પાછા લીન થાયછે. પણ એ **અવ્યક્ત**ને લેશમાત્ર પણ **પરબ્રહ્મ** સમજવું નહિ. અને એજ કારણમાટે ભગવાન પોતે એવું કેહેછે જે, એ **અવ્યક્ત**ના કરતાં પણ બીજું એક અધિક ઉત્તમ છે તેને પણ **અવ્યક્ત** કેહેછે. પણ તે સાંખ્યના **અવ્યક્ત** કરતાં ભિન્ન છે. અને તે તેના કરતાં અધિક પ્રાચીન છે. તેજ વાસ્તવિક કેહેતાં **પરબ્રહ્મ** છે. એ **પરબ્રહ્મ** કાંઈ ઉત્પન્ન થયેલી વસ્તુ નથી. તેમજ તેનો મહાપ્રલય તેવિષે લય થતો નથી. કેમ જે તે સઘળા **બ્રહ્માંડ**નો એક મૂલ પાયો છે એટલુંજ નહિ પણ તે જે મૂલપ્રકૃતિ સઘળી સૃષ્ટિનો મૂળપાયો જણાયો છે. તેનો આધારરૂપ પાયો **પરબ્રહ્મ** અથવા ઉત્કૃષ્ટ **અવ્યક્ત** કહેવાય છે. **દૈવીપ્રકૃતિ**વિષે ગીતાના અધ્યાય ૭ માં કેહેલું છે. તે શ્રોતાજનના લક્ષમાં હશે.

એવી રીતે ભગવદ્ગીતામાં ચાર ઉપાધિવિષેનો ગુહ્યાર્થ શ્રી કૃષ્ણભગવાને કહેલો છે તે વિદ્વાન્ સુબારાવે કહ્યો. વળી તેવિષે એ વિદ્વાન્ એવું કેહેછે જે, સૃષ્ટિનો એ ઉપાધિવિષે **જીવાત્મા**ની સાથેનો સંબંધ ગીતામાં સ્પષ્ટ નહિ કરવાનું કારણ એ છે જે, તે સમયના મનુષ્યપ્રાણિનું **નિશ્ચયાત્મકબુદ્ધિજ્ઞાન** યથાર્થ ઉન્નતિને પામેલું હતું. તેથી તે સઘળા એવિષે અલ્પસૂચનાથી યથાર્થ સમજી શકતા હતા તે છતાં કોઇને સંશય પડે તો **શ્રીકૃષ્ણભગવાને બ્રહ્મસૂત્ર**માં એ સ્પષ્ટાર્થ જોવા કહેલું છે.

આપણા પ્રાચીન કાળના વિદ્વાનોયે **પ્રસ્થાનત્રયમાં** એટલે **ભગવદ્ગીતા, દશ ઉપનિષદ્** અને **બ્રહ્મસૂત્ર** એ ત્રણેમાં, એ સઘળા વિષયો ઉપર સંપૂર્ણ રીતે વિવેચન કરેલું છે, તેથી તેના ઉપર પૂર્ણ વિશ્વાસ રાખેલો છે.

ભગવદ્ગીતાનો મૂળ હેતુ એવો છે જે સર્વ વ્યાપક ઉત્તમ ગુણો સઘળી સૃષ્ટિમાં કાર્યો કરેછે તે સ્પષ્ટ રીતે સમજાવવાનો છે.

ઉપર કહેલા ઉપનિષદોનો મૂલ હેતુ દૃશ્યસૃષ્ટિનો સ્વભાવ અને તેમાં રહેલા ગુણો અને તેમાં જે અદ્દભુત શક્તિ રહેલી છે તે દર્શાવવાનો છે.

અને **બ્રહ્મસૂત્ર**નો મૂળ હેતુ, જે તત્ત્વને આપણે મનુષ્યપ્રાણી કહીયે છઇયે, તેના બંધારણવિષે સ્પષ્ટ નિયમપૂર્વક સિદ્ધાંત, ત્રણે ઉપાધિનો જીવાત્મા સાથે સંબંધ, અને તેના ગુણો અને તેનો પરસ્પર સંબંધ વીગેરે કેહેવાનો છે. એ ગ્રંથોમાં માત્ર એજવિષે વર્ણન છે એટલુંજ નહિ, પણ બીજા વિષયોની સાથે, એ વિષયો પણ યથાર્થ રીતે વર્ણન કરેલા છે. અને એ ત્રણેનો આગળ પાછળનો સંબંધ એકત્ર કર્યાથી સઘળા વેદાંતનો નિયમપૂર્વક સત્યસિદ્ધાંત સમજવામાં આવશે.

હવે પાછલ કહેલાં ભગવદ્ગીતાનાં સઘળાં વાકયો ઉપરથી જે સારાંશ નીકળે છે તે વિદ્વાન્ સુબારાવ દર્શાવેછે તેનેસારૂ આખી ભગવદ્ગીતાના ત્રણ ભાગ કરેછે. તેમાં પ્રથમ છ અધ્યાયમાત્ર પ્રવેશ કરવાના છે. અને બાકીના અધ્યાયમાં મનુષ્યપ્રાણિનાં **મોક્ષ** થવાનાં સાધનો છે. તેમાં પણ છ અધ્યાયમાં અતિ ઉત્તમ રીતે વર્ણન કરેલું છે તેના ઉપર લક્ષ મુખ્યત્વે કરી રાખવાનું **શ્રીકૃષ્ણભગવાને** કહ્યુંછે. છેલા છ અધ્યાયમાં **શ્રીકૃષ્ણે** ભિન્ન ભિન્ન પ્રકારે અતિ ઉત્તમ રીતે દર્શાવેલું છે જે, મનુષ્ય પ્રાણીના કર્મનું બંધન કરનાર માત્ર **પ્રકૃતિ** છે. તેનેસારૂ મનુષ્યપ્રાણિના પૃથક્ પૃથક્ મનના વિકારો ટાલવા સારૂ અનેક પ્રકારની **ક્રિયા** અને **સાધનો** બુદ્ધિમાન અને જ્ઞાની પુરૂષોયે દર્શાવેલાં છે, તે સઘળાં આ પ્રસંગે યથાર્થ રીતે દર્શાવી શકાય એમ નથી. માટે **નિશ્ચયાત્મકબુદ્ધિ**માન પુરૂષોયે ગીતાના છેલ્લા છ અધ્યાય પ્રથમ વાચી તેમાં લક્ષ રાખવાનું છે, કેમ જે તેમાં સઘળાં સાધનોમાંથી મુખ્ય સાધનો અધિક સ્પષ્ટ કરેલાં છે. તે છ અધ્યાયમાં જે પ્રકૃતિ અને તત્ત્વથી સાંપ્રત કાળના વિદ્વાનો જાણીતા છે. તેના કરતાં જુદા પ્રકારનાં તત્ત્વજ્ઞાનેથી તે સમયના સઘળા મનુષ્યપ્રાણિયો જાણીતા હતા, તેનાં ભિન્ન ભિન્ન દૃષ્ટાંતો આપી શ્રીકૃષ્ણે બોધ કરેલો છે. તેમાટે હમણાના વિદ્વાનોથી તે યથાર્થ રીતે સમજવાને અતિ કઠણ પડેછે. તે છતાં તે સિદ્ધાંત બુદ્ધિમાન પુરૂષો **નિશ્ચયાત્મકસિદ્ધચૈતન્ય**ના જ્ઞાનવડે જોવાને પ્રયત્ન કરશે, તો તે સિદ્ધાંત સત્યજ ઠરશે. હાલના સમયે વિદ્વાન્ **પ્રોફેસર બેન અને હરબર્ટસ્પેનસર** એઓએ જે ગ્રંથો પ્રસિદ્ધ કરેલા છે, તેમાં મનુષ્યપ્રાણિના સ્થૂલશરીરના બંધારણની સાથે મનના બંધારણનો કેટલોએક સંબંધ દર્શાવેલો

છે. તે ઉપરથી સાંપ્રતકાળના વિદ્વાનો **જીવાત્માની** વિદ્યા સ્થૂલશરીર અને મનના બંધારણ ઉપરથી યથાર્થ સમજવાને દુર્ઘટ પ્રયત્ન કરેછે. અને તે **આત્મવિદ્યાને** સ્થૂલવિદ્યા કરતાં ન્યૂન સમજી, અંતને પરિણામે જવા પ્રયત્ન કરેછે. પરંતુ એવિષે વિદ્વાન્ **સુબારાવ** કેહેછે જે, સ્થૂલશરીર સ્થૂલતત્ત્વોનું બંધાયલું છે, તેથી તેની પરીક્ષા કરવાથી માત્ર સ્થૂલતત્ત્વનુંજ જ્ઞાન થઇ શકેછે; તેથી તેમની **આત્મવિદ્યા** પણ સ્થૂલ છે, અને તેનું બંધારણ જે મન તે પણ સ્થૂલનુંજ જ્ઞાન છે. પરંતુ વાસ્તવિક જોતાં સ્થૂલ અવયવો અને સ્થૂલતત્ત્વો કરતાં બીજી સૂક્ષ્મ વસ્તુ છે. એ અદૃશ્ય તત્ત્વને આપણે ચૈતન્ય કહીયે છઇયે. અને એજ મનુષ્યના **જ્ઞાતાપણાનું** બીજ છે. અને એથી આગળ જે ગતિ અથવા શક્તિ દેખાડે છે તે આગળ **જીવાત્માનું** જ્ઞાન ઉત્પન્ન કરેછે તે કાંઈ પ્રકૃતિનો બનેલો પદાર્થ નથી માટે જ્યાંસુધી મહાયોગેશ્વરોના સિદ્ધાંત જાણવાને પ્રયત્ન કરેલું નથી, ત્યાંસુધી સાંપ્રતકાળના તત્ત્વજ્ઞાનથી આપણને ઉપર કહેલા ચૈતન્યવિષે અલ્પજ્ઞાન પણ થઈ શકવાનું નથી. એમ છતાં ચૈતન્યના ગમે તેવા ગુણ હોય અને જીવંત ગતિ અથવા શક્તિ ગમે તેવું તત્ત્વ હોય, તોપણ મનુષ્યપ્રાણિનું વલણ અને તેના સ્વભાવની સાથે તેના સ્થૂલશરીરનું બંધારણ અને તેના માનસિકજ્ઞાનની ઉન્નતિનો કેટલોએક સંબંધ રહેલો છે.

એટલું તો સત્ય છે કે, જે શક્તિ અથવા ગતિ આ ઉપાધિમાં કાર્યો કરેછે, જે જાતે વર્ણ અથવા રંગવિનાના જેવી છે. તે જાતે કાંઈ પરિણામ ઉત્પન્ન કરી શકતી નથી. પરંતુ તેનો જ્યારે પ્રકૃતિની સાથે સંબંધ થાયછે ત્યારે, સૃષ્ટિમાં જેટલી વસ્તુ છે, તે સઘળાનું તે શક્તિ મૂળ છે. તે છતાં જ્યારે તમે જ્ઞાનવાળી સ્થિતિ ઊપર વિચાર કરશો ત્યારે તમને જણાશે જે, ઊન્નતિ અને વલણ થવાનું કારણ ઉપાધિ છે. અથવા જે સ્થૂળરૂપમાં તે ગતિ કાર્ય કરે છે, તે રૂપ છે, પણ તે શક્તિને કાંઈ નથી. માટે **શ્રીકૃષ્ણ** કેહેછે જે, સઘળાં કર્મો **ઉપાધિ** અથવા **પ્રકૃતિથી** ઉત્પન્ન થાયછે. કર્મનો આધાર જ્ઞાનવાળી સ્થિતિ ઊપર રહેલો હોયછે, જ્ઞાનવાળી સ્થિતિનો સંપૂર્ણ આધાર મનુષ્યપ્રાણિના મનના બંધારણ ઊપર રહેલો હોયછે; અને મનના બંધારણનો આધાર શરીરની સ્નાયુઓના નિયમ, અને તેમાં જે ભિન્ન ભિન્ન તત્ત્વો રહેલાં હોયછે તેના ઊપર તથા સૂક્ષ્મ તત્ત્વોના ગુણ અને કારણઉપાધિમાં જે શક્તિનો સંગ્રહ થયલો છે એ સઘળા ઊપર રહેલો છે. વળી એજ નિયમ સૂક્ષ્મશરીરને પણ લાગુ પડેછે. તે એવી રીતે કે, પ્રથમ એક જાતનું તેજ અગર જો તે ચૈતન્ય જેવું સૂક્ષ્મ છે, તોપણ તે સત્ય રીતે

જોતાં પ્રકૃતિરૂપ સ્થૂળ છે. અને તે સ્વતઃ તેની ઉપાધિ ઉત્પન્ન કરેછે, એની પાછળ ગતિ અથવા શક્તિ હોયછે, તે સૂક્ષ્મપ્રાણિમાં જાણવા અથવા લાગવાપણું ઉત્પન્ન કરેછે.

પછી એથી અધિક ઊપર જતાં **કારણશરીર**માં પણ, ઊપર કહેલી વર્ણવિનાની અદૃશ્યગતિ તેની ઊપાધિમાં કાર્ય કરતી જણાશે, જે ઊપાધિની માહે મનુષ્યના **જ્ઞાતા**પણાના ગુણો રહેલા છે.

જ્યાં જ્યાં તમે જશો ત્યાં ત્યાં, તમને કર્મ અને તે ગુણો પ્રકૃતિમાંથી નીકળતા જણાશે. અને ઉપાધિજ મનુષ્યને પુનર્જન્મ કરાવનારી છે.

મનુષ્યપ્રાણિની પુનર્જન્મની ઉત્પત્તિમાં ચૈતન્યનો પ્રકાશ રહેલો હોયછે, સઘળી જ્ઞાનવાળી સ્થિતિ તેમાંથીજ ઉત્પન્ન થાયછે, તેમાં જ્યારે **આત્મજ્ઞાન**ની ઉન્નતિ થાયછે ત્યારે તે પ્રત્યક્ષ **શુદ્ધચૈતન્ય**માંથીજ ઉત્પન્ન થાયછે.

હવે વિદ્વાન્ સુબારાવ ગીતાના પ્રથમ છ અધ્યાયમાં પૃથક્ પૃથક્ વિદ્વાનોયે કહેલા સિદ્ધાંતનો સાર આપેછે. પ્રથમ અધ્યાય માત્ર પ્રવેશકર્તા છે. બીજામાં **સાંખ્યયોગ**વિષે કહેલું છે. ત્રીજામાં **કર્મયોગ** કહ્યો છે. ચોથા અધ્યાયમાં **જ્ઞાનયોગ**વિષે છે. પાંચમા અધ્યાયમાં **કર્મસંન્યાસયોગ** કહેલો છે. અને છઠ્ઠા અધ્યાયમાં **આત્મસંન્યાસયોગ**નું વર્ણન કરેલું છે.

એ ષડ્ શાસ્ત્રો જે, જેના અધિકારી હોય તેનેસારૂજ છે. પરંતુ **શ્રીકૃષ્ણભગવાને** જે ઊપદેશની રીત દર્શાવેલી છે તે સઘળા મનુષ્યપ્રાણિઓને સરખી ઊપયોગી પડે એવી છે. તેમાં **યોગવિદ્યા**વિષે અધિક કહ્યું નથી. તે અદૃશ્ય, અને ગુપ્તવિદ્યા જાણનારા યોગેશ્વરોયે ઊપદેશ, અને સંસ્કાર કરવાની રીતો પોતાને સ્વાધીન રાખેલી છે. અને તેનો સંસ્કારિજનોને તે ઊપદેશ કરેછે. તેમાટે શ્રીકૃષ્ણભગવાને સઘળા મનુષ્યપ્રાણિઓને સાધારણ ઊપયોગી પડે એવો બોધ કરેલો છે. તેમાં **શ્રીકૃષ્ણે** કહેલાં શાસ્ત્રોમાં જે ન્યૂનતા છે તે દર્શાવી તેમાનો સત્ય સારાંશ લઇ, તેમાં એક મહા ઉપયોગી સત્ય તત્ત્વ અધિક મેળવેલું છે. તે તત્ત્વ શીવાય સઘળા સિદ્ધાંત અસત્ય ઠરેછે.

હવે પ્રથમ સાંખ્યશાસ્ત્રનો સિદ્ધાંત જોતાં, આપણે પાછળ કહ્યાપ્રમાણે તેઓ **અવ્યક્ત**નેજ સ્વતઃ સર્વ ઊપાધિમાં દૃશ્યમાન સમજેછે. અને તેનેજ થોડો ઘણો પુરૂષ સમજેછે. પણ તેમનો પુરૂષ અચેતન ગ્રાહક સમજેછે. તે ઈશ્વર અથવા ઉત્પન્ન કર્તા ઈશ્વર નથી, પણ સર્વ સૃષ્ટિની ગ્રાહક વસ્તુ છે. અને સઘળાં જે કાર્યો થાયછે તે પ્રકૃતિથીજ થાયછે. સૃષ્ટિના જે સર્વ અવયવ તે ઊપાધિરૂપ પ્રકૃતિજ છે. તે સિદ્ધાં-

તમાં કર્મના નિયમને માન્ય રાખી એવું કેહેછે જે, સઘળા આ દૃશ્યમાન રૂપો જે ઉત્પન્ન થાયછે તે કર્મના યોગે માયા અથવા પ્રકૃતિનાં પરિણામ છે. મનુષ્યપ્રાણિના જ્ઞાતાની ઉત્પત્તિ કર્મના યોગેજ થાયછે. અને તેમને સુખ અને દુઃખનું કારણ પણ કર્મજ છે. અને જન્મ મરણાદિક પણ કર્મના યોગેજ થાયછે એ તેમનો સિદ્ધાંત માન્ય રાખ્યાથી સંસારમાં જે સુખ અને દુઃખ પ્રાપ્ત થાયછે તે કર્મના યોગેજ થાયછે માટે કર્મથી વિરક્ત થવાની મુખ્ય અગત્ય છે.

પરંતુ તેમના સિદ્ધાંતપ્રમાણે કર્મથી મુક્ત કેમ થવાય? એ પ્રશ્ન છે. જ્યારે તેમનો **પરબ્રહ્મ** અચેતન અને ગ્રાહક છે. અને પ્રકૃતિ તેનાં કાર્યો સ્વતંત્ર રીતે કર્યા કરેછે. ત્યારે પ્રકૃતિ અને તેના ગુણોમાંથી વિરક્ત થવું અશકય છે. જેપ્રમાણે અગ્નિ અને જલ એના ગુણો તે વસ્તુ રાખી વિરક્ત થઈ શકતા નથી તેમ કર્મ પ્રકૃતિના ગુણો છે તેથી તેમાંથી વિરક્ત થઈ શકાય નહિ. તેમાટે જ્યાંસુધી મનુષ્યપણુ છે ત્યાંસુધી પ્રકૃતિ સ્થાયિ રેહેછે. અને જ્યાંસુધી પ્રકૃતિ છે ત્યાંસુધી કર્મ પણ સ્થાયિ રેહેછે.

એ સિદ્ધાંત ઉપરથી **શ્રીકૃષ્ણભગવાને** એમાં સત્ય નિર્ણય કરેલોછે જે, સઘળાં કર્મો ઊપાધિના યોગે થઈ શકેછે અને તેનાજ યોગે સુખ અને દુઃખ પ્રાપ્ત થાયછે એટલું સત્ય છે. પરંતુ મનુષ્યપ્રાણિનું અંતનું કર્તવ્ય **અવ્યક્તને** પ્રાપ્ત કરવાનું છે એ સિદ્ધાંત અસત્ય છે, કેમ જે **ચૈતન્યને** પ્રાપ્ત કરવા કરતાં **અવ્યક્તને** પ્રાપ્ત કરવાનું અતિ કઠણ છે, ચૈતન્યને પ્રાપ્ત થયાવિના **અવ્યક્તની** પ્રાપ્તિ થઈ શકતી નથી. માટે ચૈતન્યસિવાય **અવ્યક્તને** પોચવાનો સિદ્ધાંત અસત્ય છે.

હવે બીજા પૂર્વ મીમાંસાના સિદ્ધાંતમાં સઘળાં કર્મકાંડવિષે છે. કર્મયોગી એવું કેહેછે જે, કર્મો ઉપાધિના યોગે થઈ શકેછે એતો સત્ય છે. પરંતુ તે એકલી ઉપાધિથી થઈ શકતા નથી, પણ તે ઉપાધિ અને ચૈતન્ય એ બેના સંયોગથી થઈ શકેછે. જે જ્ઞાનિયો સઘળા કર્મોનો ત્યાગ કરવાનું કેહેછે તે અશકય છે, જ્યાંસુધી મનુષ્યપણું છે ત્યાંસુધી સઘળાં કર્મોથી બીલકુલ રહિત થઈ શકાતું નથી. જ્યાંસુધી સ્થૂલશરીર છે ત્યાંસુધી દેહનો નાશ કર્યાવગર સઘળાં કર્મોથી રહિત થઈ શકાતું નથી.

જ્યારે તમે કર્મનો ત્યાગ કરો ત્યારે તમારે કોઈપણ જાતનાં કર્મ કરવાં નહિ જોઇયે, અને કર્મ નહિ કરો તો તમારા મન ઉપર સત્તા કેમ બેસાડી શકો. મનથી કર્મનો ત્યાગ કર્યાવિના બાહારથી કર્મનો ત્યાગ મિથ્યા છે. જ્યારે સઘળા માનસિક કર્મની કલ્પના કરવાનો ત્યાગ

થયો એટલે તમારી સ્થિતિ કેવી થશે એનો વિચાર કરો. આપણા મનનો સંબંધ સૃષ્ટિની સાથે છે ત્યારે મનનો નાશ થયાવિના શુભ કિંવા અશુભ કર્મનો નાશ કેમ થઈ શકે, અને જ્યારે શુભકર્મ પણ નહિ કરો ત્યારે સઘળાં શુભ કાર્યનો પણ નાશ થાય, ત્યારે મનુષ્યના કલ્યાણને અર્થે શુભ ઉપદેશ અથવા શુભ સત્તા કરવાનું કાંઇજ રેહે નહીં, અને તેમ થયાથી સઘળા મનુષ્ય આળસુ થઈ પરિણામ અતિ દુઃખદાયક અને વિપરીત થાય માટે એ નિયમ સઘળી સૃષ્ટિમાં સઘળા મનુષ્ય પ્રાણિઓને સાધારણ ઉપયોગનો થાય નહિ. આળસુ મનુષ્યો જેણે કશાનો ત્યાગ કરેલો નથી તેમને કર્મનો ત્યાગ કરવાનું કેહેવાથી તે અધિક આળસુ અને નિરૂદ્યોગી થાયછે માટે કર્મનો ત્યાગ કરવો એટલે શું? એ વિષે **શ્રીકૃષ્ણ** કહેછે જે કર્મ કરવાથી વિરક્ત રેહેવું તેથી તેની અસર જતી નથી. એટલે તમે કોઈ માણસનો વધ કરો તેનેજ વધ સમજી તેનેસારૂ તમે અપરાધી સમજો પણ જો કદાપિ તમે તમારા અશક્ત માતા પિતાને અન્ન નહિ આપવાથી તે મૃત્યુ પામે તો તમે અપરાધી થયા નથી એમ સમજ્યાથી તમે કર્મથી મુક્ત થયા નથી. એવી રીતનો સિદ્ધાંત કર્મવાદિઓનો છે. તેમને સત્ય કલ્પના કર્યા સિવાય સત્ય વિવેક આવી શકતો નથી.

આવા પ્રકારના કર્મયોગિઓના સિદ્ધાંતમાં એક મોટી ભૂલ એ છે જે તેમના સિદ્ધાંતમાં કેવળ શુદ્ધચૈતન્યવિષે વાસ્તવિક જોતાં કાંઈજ કહ્યું નથી. તે એવું માનેછે જે વેદમાં તેત્રીસ ક્રોડ દેવતા કહેલા છે અને તે સત્ય છે. વળી તે એમ કહેછે જે વેદ શબ્દ **બ્રહ્મ**વિષે કહેછે માટે વેદમાં જે યજ્ઞયાગાદિક કર્મો કહ્યાં છે પણ તેથી કેવા પ્રકારનાં ફળની પ્રાપ્તિ થશે, એ આપણે વિચાર કરવાનો નથી. વેદમાં જે કહ્યું છે તે સઘળું સત્ય માની સઘળાં કર્મો કર્યાથી સ્વર્ગની પ્રાપ્તિ થશે. તેવાં કર્મો કર્યાથી દેવોની આપણા ઉપર કૃપા થશે અને તેથી સર્વોપરિ ઉત્તમ સુખ પ્રાપ્ત કરવામાં દેવ આપણને સાહ્ય થશે. એ ઉપરથી **શ્રીકૃષ્ણ વૈદિકકર્મોનો** નિષેધ કરતા નથી પણ તે કર્મ અંતના મોક્ષનું પરિણામ નથી. તે મોક્ષના માર્ગને માત્ર સહાયભૂત થઈ શકે. **શ્રીકૃષ્ણ**ભગવાન એવું કેહેછે કે સઘળાં મનુષ્યોને કર્મનો ત્યાગ કરાવ્યાથી પરિણામ વિપરીત થાય એ તો સત્ય છે, પરંતુ સ્વર્ગમાં રહેલા દેવોની ઉપાસના કરવી ઉચિત નથી.

હવે **દેવ** કોણ છે એવિષે કેહેછે. દેવલોકમાં દેવ કારણશરીરના પ્રાણિઓ છે તે તમને કૈવલ્યમોક્ષ આપી શકતા નથી. કેમજે તેઓને તેની પ્રાપ્તિ નથી. તેઓ અમર નથી માટે તેમની ઉપાસના

કરવાથી સ્વર્ગની પ્રાપ્તિ થાય; પણ ત્યાંથી પાછા મૃત્યુલોકમાં જન્મ ધારણ કરવા આવવું પડેછે. સ્વર્ગનું સુખ **અખંડ** અને **અવિનાશી** નથી. તેમાં પણ અનેક પ્રકારના વિક્ષેપ આવેછે. વળી **શ્રીકૃષ્ણભગવાન** કેહેછે જે "જો તું સ્વર્ગના દેવની ઉપાસના કરી તેમાં પૂર્ણ એકાગ્રતા કરશે તો તું તે દેવનું આકર્ષણ કરી તેના ભાવને પામીશ પણ મારા એટલે **શુદ્ધચૈતન્ય**ના ભાવને પામવાનો નથી." એ કારણને લીધે **શ્રીકૃષ્ણભગવાન** કૈવલ્યમોક્ષને પામવાનું સાધન માત્ર એક કેવળ **શુદ્ધચૈતન્ય**ની ઉપાસના અને તેનીજ એકાગ્રતા કહી તેમાં લીન થવાનું દર્શાવેછે. વળી એવું પણ કહેલું છે જે, તેત્રીસ ક્રોડ દેવતા સઘળા પ્રત્યેક મન્વંતરના પ્રારંભમાં ઉત્પન્ન થાયછે અને પ્રલયને સમયે લીન થાયછે.

હવે ત્રીજો સિદ્ધાંત **કર્મસંન્યાસયોગ**નો છે. એ સિદ્ધાંતને તો શ્રીકૃષ્ણભગવાન છેક નિરુપયોગી ગણી એવું કેહેછે જે એ માર્ગ અતિ હાનિકારક છે. કેમજે એ માર્ગે જઈ લાભ મેળવવાને સમજે છે તે માત્ર કર્મ કરવાનોજ છે. તેમ તે કર્મ કરવાનું માત્ર નિત્ય–નિયમિત કર્મ કરવાની અગત્ય જાણી કર્મ કરેછે. પણ પરોપકારબુદ્ધિથી કોઇનું અથવા પોતાનું ભલું કરવાની ઇચ્છા જાણી કરતા નથી.

ચોથો માર્ગ અથવા સિદ્ધાંત **જ્ઞાનયોગ**નો છે. જ્યારે વિદ્વાન્ અને બુદ્ધિમાન પુરૂષોને એમ જણાય છે જે કોઈ પણ જાતનું કર્મ તેના સત્ય જ્ઞાન શિવાય માત્ર સ્થૂલદેહનાં કાર્યોજ છે ત્યારે તે વિદ્વાનો એવું કેહેછે જે પૂર્વ મીમાંસા આદિક શાસ્ત્રોનો સિદ્ધાંત એવો છે જે માત્ર એકલા કર્મથી મનુષ્યનું કલ્યાણ થતું નથી, પણ તે કર્મ કરવામાં જે ગુહ્યાર્થ રહેલા છે તે સમજવાની અગત્ય છે. **શ્રીકૃષ્ણ** એવું કેહેછે જે, એવા વિદ્વાનોની સાધારણ કેહેવત એવી છે જે, સઘળાં કર્મ જે કરવાનાં છે તે માત્ર જ્ઞાન મેળવવાનેજ અર્થે છે. તે માટે એ વિદ્વાનોએ જે કર્મ કરવાથી **કલ્યાણ** અથવા **મોક્ષ** પ્રાપ્ત થાય તેવાં કર્મો કરવાનાં દર્શાવેલાં છે. વળી એવા વિદ્વાનો એવું કેહેછે જે, કર્મ એક પ્રકારની કસરત છે. માટે મૂળ કર્મનો હેતુ શું છે તે જાણવાની અગત્ય છે. કર્મ એક પ્રકારની નિશાની છે.

સઘળા **કર્મકાંડમાં** સત્ય ચૈતન્યવિષે, તેમજ સૃષ્ટિની ગુપ્તતા અને મનુષ્યની **પ્રજ્ઞા**ના સઘળા ગુણો, એ સઘળાની ગુપ્તતા રહેલી છે. તે કર્મનો અર્થ માત્ર **સ્થૂલ** દેખાય તેવો લેવાનો નથી. કેમજે કેવળ બ્રહ્મક્રિયા નિરુપયોગી છે. વળી ઉપર કહેલા વિદ્વાનોએ કર્મયોગની સાથે જપ, તપ વિગેરે બીજા યોગો પણ દર્શાવેલા છે. વાસ્તવિક જોતાં

**કર્મયોગ તે સામયોગ** નથી. તેવા જ્ઞાનિઓએ, બ્રહ્મકર્મના કર્તા અધિક ઉપયોગી જણાયછે. અંતરયોગ અને **પ્રાણાગ્નિહોત્ર** વિગેરે દર્શાવેલાં છે. ઉપર કહેલા જ્ઞાનિઓના સિદ્ધાંતવિષે **શ્રીકૃષ્ણભગવાને** એટલીજ સૂચના આપેલી છે જે, તેવા પુરૂષોયે પોતાનું જ્ઞાન સત્ય મૂળ તરફ લગાડવું જોઇયે. તેઓએ માત્ર અંતર ઇન્દ્રિઓનો પ્રકાશ થવાસારૂ જપ, તપ વગેરે કરવાનાં નથી; પણ તેઓએ કેવળ સત્ય વસ્તુ જાણવા અને ઓળખવાને પ્રથમથી દૃઢતા કરી રાખવાની અગત્ય છે. તેથી તે અંતે સત્યના પરિણામે પોહોંચી શકે. કેમકે જો કદાપિ તેમ માત્ર જ્ઞાનની ઉન્નતિ કરવાનોજ હેતુ રાખો તો, તમે કેવળ **શુદ્ધચૈતન્ય** અને તેના સત્ય જ્ઞાનથી ઘણા અંતરેજ રેહેશો. સઘળા તત્ત્વજ્ઞાની વિદ્વાનો, તેના જ્ઞાનના બળે સૃષ્ટિની સત્ય ગુપ્તતા જાણવાને પ્રયત્ન કરેછે; પરંતુ માત્ર તેથી અવિનાશિ પદની પ્રાપ્તિ થવાની નથી. આવા માર્ગથી ઘણેક કાળે સૃષ્ટિમાં જે મહા અદ્ભુત ગુણો કાર્યો કરેછે તેની સત્યતાનું જ્ઞાન થઈ શકેછે તેજ માત્ર યથાર્થ સમજી તેપ્રમાણે વર્તે તોજ સર્વોપરિ અતિ ઉત્તમ સુખ જે મોક્ષ અથવા અવિનાશિ પદ તેની જો ઇચ્છા રાખે તો તે પ્રાપ્ત થઈ શકે. **શ્રીકૃષ્ણે** એ સિદ્ધાંત માન્ય રાખી તેનો મોક્ષના સાધનમાં ઉપયોગ કરવાનો ઉપદેશ કરેલો છે.

હવે વિદ્વાન્ **સુબ્બારાવ** પાંચમા સિદ્ધાંતિઓનો સારાંશ કેહેછે. એ સિદ્ધાંતના માનનારાઓએ પાછલાં કહેલાં સાંખ્ય વિગેરે ચારે શાસ્ત્રોનું અવલોકન કરી એવો નિર્ણય કર્યો છે જે, જો ઉત્તમ જ્ઞાનિ પુરૂષો દૃઢ આગ્રહથી પોતાના મનની સઘળી કલ્પનાઓનો નિરોધ કરી, પોતાના પરમ ઉત્તમ **જ્યોતિ**માં સઘળી વૃત્તિઓની એકાગ્રતા કરે તો, સઘળા કાર્યોનો યથાર્થ રીતે ત્યાગ થઈ શકે. જ્યાંસુધી પોતાની **આત્મજ્યોતિ**માં મનની વૃત્તિઓ તલ્લીન થઈ નથી ત્યાંસુધી પોતાની નિરંતરની ફેલાયલી વૃત્તિઓ ઉપર સત્તા બેસાડી શકાતી નથી. અને જ્યાંસુધી તેમ થઈ શકતું નથી ત્યાંસુધી કલ્પનાથી ઉત્પન્ન થયેલા કર્મના પાશથી વિમુક્ત થઈ પ્રકૃતિ ઉપર આપણી સર્વોપરિ સત્તા બેસી શકતી નથી. તે માટે મનની વૃત્તિ નિયમમાં રાખવાના ઘણા નિયમો બાંધેલા છે તે ઉપરથી **હઠયોગની ભિન્ન ભિન્ન** રીતો છે. તેના યોગે મનની વૃત્તિઓને સ્વાધીનમાં રાખી તેના ઉપર સત્તા બેસાડવાના ઘણા યોગવિદ્યાના અભ્યાસિયો પ્રયત્ન કરેછે.• વળી યોગસિદ્ધાંતિઓ **અભ્યાસયોગ**નું અધ્યયન કરવાને કહેછે, તેમાં **હઠયોગ** અથવા **રાજયોગ** એ બેમાંથી કોઇ પણ યથાર્થ પ્રાપ્ત થયા પછી ગુપ્ત ઉપદેશને તેઓ

યોગ્ય થાયછે. તેમનું અંતે કર્તવ્ય એટલુંજ કે, સંપૂર્ણ રીતે પોતાની મનોવૃત્તિ ઉપર સત્તા બેસાડી **આત્મજ્યોતિ**માં તલ્લિન થવું.

એવી રીતે સ્વતઃ સત્તારૂપ થવાના સિદ્ધાંતને માન્ય રાખી **શ્રીકૃષ્ણભગવાન** એવું કહેછે જે, એની સંપૂર્ણ પ્રાપ્તિ થવાસારૂ **અભ્યાસયોગ** એક જન્મમાં અભ્યાસિને કેટલોએક લાભ આપેછે એટલુંજ નહિ પણ પરિપૂર્ણતા થતાંસુધી બીજા જન્મોમાં પણ તેની સ્ફુર્ણા અચળ રહી શકેછે. આ સિદ્ધાંત પ્રમાણે અભ્યાસ કરવામાં અતિ ભારી કષ્ટ સહન કરવાં પડેછે. તે આ પ્રસંગે કહેવાની અગત્ય નથી, કેમ જે એ અનુભવ કરનારનેજ યથાર્થ રીતે સમજાઈ શકેછે.

એ ઉપરથી **શ્રીકૃષ્ણભગવાને** ઉપર કહેલા પાંચો સિદ્ધાંતોમાંથી ઉપયોગી સાર ગ્રહણ કરી પોતાનો જે પૃથક્ સિદ્ધાંત ગીતાના પાછલા છયે અધ્યાયમાં દર્શાવેલો છે તે બીજા સઘળા સિદ્ધાંતો કરતાં અધિક ઉપયોગી છે. તેમાં એક કેવળ **શુદ્ધચૈતન્ય** ઉપરથી તેનો મનુષ્ય અને સૃષ્ટિ સાથનો નિકટ સંબંધ દર્શાવી અંતે **કૈવલ્યમોક્ષ**નું સર્વોપરિ ઉત્તમ સાધન દર્શાવેલું છે.

એ પાછલા છયે અધ્યાયમાં **શુદ્ધચૈતન્ય**ને કેવી રીતે સમજવું એવિષે સઘળા શ્લોકોનો આધાર આપી સ્પષ્ટ દર્શાવેલું છે; તેથી બુદ્ધિમાન સત્યશોધકોને યથાર્થ રીતે સમજાઈ શકશે, માટે એવિષે કાંઈ અધિક કેહેવાની અગત્ય નથી એવું વિદ્વાન્ **સુબારાવ** કહેછે.

વળી ઉપલો વિદ્વાન્ એવું કેહેછે, જે ગીતામાં **ઉત્તરાયન** અને **દક્ષિણાયન** એવા જે બે શબ્દો છે તેનો અતિ ગુહ્યાર્થ છે. તે એવો છે જે, **દિવસ** અને **રાત્રી**, ને **પ્રકાશ** અને **અંધકાર** એવો પણ તેનો અર્થ થાયછે. પરંતુ એનો સત્ય અર્થ **પ્રવૃત્તિમાર્ગ** અને **નિવૃત્તિમાર્ગ** એવો થાયછે. તેમાં **ઉત્તરાયન** તે **નિવૃત્તિમાર્ગ** છે અને તે **દિવસરૂપ** પ્રકાશ આપનાર છે, માટે એજ માર્ગે જવાનું **શ્રીકૃષ્ણભગવાને** કહેલું છે. અને બીજો જે **દક્ષિણાયન** અથવા **રાત્રી** જેવો અંધકાર તે **પ્રવૃત્તિમાર્ગ** કેહેવાયછે. અને એજ માર્ગ પુનરપિ જન્મમરણને આપનાર છે એવું કહેલું છે. એમ છતાં સાંપ્રત કાળના કેટલાએક વિદ્વાન્ અને વેદાંતિ છતાં એનો ગુહ્યાર્થ નહિ સમજતા સૂર્યના છ માસ ઉત્તરાયન સમજેછે, અને સૂર્યના છ દક્ષિણાયન માસને દક્ષિણાયન સમજેછે તેથી **ભીષ્મપિતા** મૃત્યુ સમયે **દક્ષિણાયન** સૂર્ય હતો તેથી પોતે, બાણની શય્યા ઉપર સૂર્ય **ઉત્તરાયન** થતાં સુધી સુઈ રહ્યા એવું માનેછે, તે સત્ય નથી; પરંતુ વાસ્તવિક જોતાં જ્યાંસુધી તેનાં મનની કલ્પના

પ્રવૃત્તિરૂપ હતી, ત્યાંસુધી પોતાના અદ્ભુત સત્ય જ્ઞાનના યોગે દેહનો ત્યાગ કર્યો નહિ. પછી ઇન્દ્રિયોનો સંપૂર્ણ નિગ્રહ કર્યા પછી મન કેવળ **નિવૃત્તિ** દશામાં આવ્યું એટલે પ્રાણત્યાગ કર્યો. એજ સત્યાર્થ સત્ય જ્ઞાની પુરૂષો સમજેછે.

વળી ગીતામાં એક પ્રસંગે એવું પણ કહેલું છે જે, જે મનુષ્યો **પ્રવૃત્તિમાર્ગથી** ભક્તિ કરેછે તે **ચંદ્રલોકને** પ્રાપ્ત થાયછે. અને ત્યાંથી પુણ્યનો ક્ષય થયાથી પાછા **મૃત્યુલોકમાં** આવેછે. અને જે પુરૂષો **નિવૃત્તિમાર્ગે** ચાલેછે તે **બ્રહ્મને** પ્રાપ્ત થાયછે. એનો સત્ય ગુહ્યાર્થ એવો છે જે, **ચંદ્રમા સમજ્યોતિ એટલે સ્વર્ગલોકની** પ્રાપ્તિ છે. કેમજે ચંદ્ર પોતાના પ્રકાશથી પ્રકાશમાન નથી, પણ સૂર્યના પ્રકાશથી પ્રકાશમાન થાયછે. માટે તે પરપ્રકાશિક છે તેજપ્રમાણે **કારણશરીર** પરપ્રકાશિક છે. કેમ જે તેને પ્રકાશ **શુદ્ધચૈતન્યમાંથી** પ્રાપ્ત થાયછે. માટે જે **સ્વર્ગલોકમાં** જાયછે તે **કારણશરીર** છે. અને તેનેજ પાછો મૃત્યુલોક પ્રાપ્ત થાયછે. **શ્રીકૃષ્ણભગવાને શુદ્ધચૈતન્યને સૂર્યની** ઉપમા આપી તેનું સત્યજ્ઞાન યથાર્થ રીતે સમજાવવાને પ્રયત્ન કરેલું છે.

વિદ્વાન્ સુબારાવ કારણશરીરવિષે અધિક અગત્યની સૂચના એવી આપેછે જે, જેપ્રમાણે સ્થૂલ અને સૂક્ષ્મ શરીર મરી જાયછે તેપ્રમાણે કેટલેએક પ્રસંગે કારણશરીર પણ મરી જાયછે, અથવા તેના પરમાણુઓનું પૃથક્કરણ થાયછે. તે એવી રીતે કે જો મનુષ્યપ્રાણી સ્થૂલદેહમાં રહ્યા છતાં અતિ અઘોર કર્મ કરેછે તો તેના કારણશરીરના પરમાણુંઓ છુટા પડી સ્થૂલશરીરમાં પસરેછે. તેણે કરી શુદ્ધચૈતન્યનો પ્રકાશ અથવા આભાસ તેના ઉપર પરાવર્તન પામી શકતો નથી. કેમ જે, જે શુભકર્મથી તેનું પોષણ થાયછે તેની શક્તિ ન્યૂન થવાથી, તેને શુભકર્મ કરવાનું વલણ રેહેતું નથી. તેથી પરિણામે કારણશરીર મરી જાયછે, એટલે જેપ્રમાણે સ્થૂલશરીરમાંથી જીવિત વસ્તુ જતી રેહેવાથી સ્થૂલશરીરનું પૃથક્કરણ થઈ જાયછે. તેપ્રમાણે કારણશરીરમાંથી ચૈતન્યનો આભાસ જતો રેહેવાથી તેના પરમાણુઓ માત્ર નિર્જીવ થઈ નિરૂપયોગી થઈ જાયછે. તેણે કરી તે આગળ ચૈતન્યનો પ્રકાશ લેવાને અશક્ત થવાથી મોક્ષ થવાસારૂ તેને બીજો જન્મ ધારણ થઈ શકતો નથી, એટલે તેને મોક્ષ થવાનું સાધન રેહેતું નથી; તેથી પરિણામે અતિભયંકર અને માહાદુઃખદાયક સ્થિતિ પ્રાપ્ત થાયછે.

એટલું કહી હવે અધિક વિવેચન નહિ કરતાં ઉપલો વિદ્વાન્ એવું કેહેછે જે આપણે માત્ર પાછલા વ્યાખ્યાનમાં ભગવદ્ગીતાનો પ્રથમ

અભ્યાસ કેવી રીતે કરવો તે જણાવેલું છે. એ સૂચના ઉપરથી આપણા બીજા **યોગવિદ્યાના** અને **આત્મજ્ઞાનના** ગ્રંથોનું અધ્યયન કરવાથી તેના સિદ્ધાંત ભગવદ્દગીતાના સિદ્ધાંત સાથે કેવી રીતે મળતા આવેછે તે યથાર્થ રીતે સત્યશોધક **બ્રહ્મજીજ્ઞાસુ** જનોને સમજી શકાશે. તે છતાં ઉપલો વિદ્વાન્ એટલું લક્ષમાં રાખવાનું કેહેછે જે એવા અદ્દ્ભુત જ્ઞાનના ગ્રંથો ઉપર જે ભિન્ન ભિન્ન ટીકાઓ થયેલી છે તે સઘળાના દેખીતા અર્થ ઉપર વિશેષ લક્ષ નહિ રાખતાં પોતાના **નિશ્ચયાત્મક** ઉન્નતિ પામેલા જ્ઞાનનો ઉપયોગ કરી, તેનો સત્યાર્થ સમજવાને પ્રયત્ન કરશો તો સત્યજ્ઞાન યથાર્થ રીતે સમજી શકાશે. વળી એ વિદ્વાન્ એવું કેહેછે જે, માત્ર એવા ગ્રંથો વાંચવા અથવા એવા વિષયો ઉપર થયેલા વ્યાખ્યાનોનું માત્ર શ્રવણ કરવાથી જે લાભ થાયછે તેના કરતાં કલ્પનાની એકાગ્રતા કરી કેવળ **શુદ્ધચૈતન્યની** જ્યોતિમાંજ નિમગ્ન રેહેવાથી અતિ અદ્દ્ભુત લાભ થઈ શકેછે.

તેમજ ગમે તેવું વ્યાખ્યાન ઉપયોગિ હોય તે છતાં માત્ર એકલું શ્રવણ કર્યાથી કાંઈ વિશેષ લાભ થઈ શકતો નથી, પણ તેમાંના મૂળ હેતુવિષે, દ્દઢ વિચાર કરી સત્યનો નિશ્ચય કરી લેવો. જેપ્રમાણે સાંખ્યમતવાળા અથવા શુશ્કવેદાંતિઓ અભિમાન રાખી માત્ર પોતાની કલ્પનાથી અને પોતાના તર્કથી કરેલા સિદ્ધાંત સત્ય માની લઈ પ્રયત્ન રહિત થઇ જાયછે તેપ્રમાણે થવાથી સત્ય જ્ઞાનરૂપ ઉત્તમ ભોજન પાચન થયા વગર કોઈ સમયે ઉલટું હાનિ કરેછે. તે માટે પ્રત્યેક **બ્રહ્મજીજ્ઞાસુ** જનોએ પ્રથમ શ્રવણ અને અધ્યયન કરી, યથાર્થ રીતે મનન કરી, સત્યની પરિપૂર્ણ દ્દઢતા કરી લેવી, અને તેથી યથાર્થ સત્યજ્ઞાન પ્રાપ્ત કર્યા પછી ગુણજ્ઞ સંસ્કારિ જનોને પોતાની શક્તિપ્રમાણે પરોપકાર કરવાનો અભ્યાસ નિરંતર રાખવાથી અતિ ઉત્તમ લાભ થઇ શકેછે.

આગળ વિદ્વાન્ સુબારાવ એવું કેહેછે જે, આપણા અતિ પ્રાચિન ઉત્તમ જ્ઞાન વિગરેના મહા અદ્દ્ભુત ગ્રંથો અતિ ઘણા ઉપયોગી છે, પરંતુ તેનો હાલ ઉપયોગ સંશય ઉત્પન્ન કરવામાં અને કલ્પિત વેહેમો દર્શાવી કેવળ પરમાર્થ કરવાને બદલે સ્વાર્થ કરી લેવાના કાર્યોમાં ઘણો થાયછે. તેણે કરી આપણું અતિ પ્રાચિન ઉત્તમ જ્ઞાન અને અદ્દ્ભુત શક્તિ એ બેઉનો લોપ થવા માંડ્યો છે. તેમાં મુખ્યત્વે કરી **શ્રીમત શંકરાચાર્યના** અતિ ઉત્તમ જ્ઞાનના સિદ્ધાંત ઉપર હાલમાં લક્ષ આપવાનું તજવા માડયું છે. અને જે કોઈ થોડા **અદ્વૈતિ** લક્ષ આપેછે તે પોતાની નીતિ વિગેરેની વર્તણુક ઉત્તમ પ્રકારની કરી તેમાનો સત્ય અનુભવ બીજા **મુમુક્ષુજનોને** યથાર્થ રીતે દર્શાવી શકતા

નથી. તેવા પુરૂષો અનેક ગ્રંથોનું અવલોકન કરી અને **નિર્વાણ**નો અર્થ **નિરીશ્વરિ** સાંખ્યના જેવો સમજેછે, અને કેટલાએક પંચાયતનાદિક કર્મકાંડમાં પોતાનો સઘળો સમય કાહાડેછે. તેમજ સાંપ્રત સમયે **વિ-ષિષ્ટાદ્વૈતસિદ્ધાંતવાળાએ** ઉત્તમ પ્રકારની જ્ઞાન ચર્ચાનો ત્યાગ કરી માત્ર પૂજન અર્ચન, અને પાદ વંદનની, અલ્પજ્ઞાનિને પ્રિય લાગે એવીજ **ભક્તિ**ની પદ્ધતિ ચલાવી છે. તેણે કરી મનુષ્યપ્રાણિના ઉપર ઉત્તમ નિતી અને જ્ઞાન વિગેરેની અસર થઈ ઉત્તમ પ્રકારની ઉન્નતિનો લાભ થતો નથી. માધ્વસંપ્રદાયવાળાયે કેવળ સ્વાર્થિ થઈ **શંકરાચાર્ય**ના ઉત્તમ સિદ્ધાંતનું ખંડન કરવા માડયું છે. તે એવી રીતે જે તેમના **મણિમં-જરી** નામના ગ્રંથમાં શંકરસ્વામિને નિંદિત પદ પૂર્વના રાક્ષસનું આપેલું છે. ઉત્તર હિંદુસ્થાનમાં ઘણા ભાવિક જનોને માત્ર **સપ્તશ-તી**ના પાઠ કરવાનો અભ્યાસ પડેલો છે. અને ઘણા જનો શાક્તની ઉપાસના કરી ભ્રષ્ટ થાયછે. કલકત્તામાં ઘણું કરી કાળીની ઉપાસના ક-રવાનો અધિક સંપ્રદાય ચાલેલો છે. આ સઘળા માર્ગવિષે તમે શ્રીકૃષ્ણ-ભગવાને કહેલા સિદ્ધાંતપ્રમાણે વિચાર કરશો તો તમને જણાશે જે, આપણી પ્રાચિન નિતી અને પ્રાચિન જ્ઞાનની ઉન્નતિ થવાને બદલે અનેક પ્રકારના વહેમોની વૃદ્ધિ થવાથી તન, મન, અને ધનથી ઉત્ત-રોત્તર નિર્માલ્ય થતા ચાલ્યા છે, તેણે કરી સત્ય નિતી અને પરોપ-કારબુદ્ધિ નષ્ટ થઈ, કેવળ દેહના સ્વાર્થિ થવાથી કોઇનું કલ્યાણ અથવા ભલું કરવા ભણી અલક્ષ થતું જાયછે. તેથી **પ્રાપંચિક, સામાજીક, રા-જયકીય** અને **ધાર્મિક** એ ચારે સ્થિતિ નિર્માલ્ય થતી જાયછે.

એટલું કહી અંતે સુબારાવ એવું કહેછે જે આપણો હેતુ કોઈપણ મતપંથ અથવા સંપ્રદાયને તિરસ્કાર કરવાનો નથી પણ સઘળા ધર્મમાં જે સાધારણ એક સત્યતા રહી છે તેને યથાર્થ બુદ્ધિજ્ઞાનથી જાણી આપણા પૂર્વજોના અતિ ઉત્તમ પ્રકારના જ્ઞાનની ઉન્નતિ કરી ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચારેની સિદ્ધિ થવાસારૂ તેનું ગ્રહણ કરી સઘળા મનુષ્યમાં **શ્રીકૃષ્ણ**ભગવાને કહ્યાપ્રમાણે **સમભાવ** રાખી, ઉપર કરેલી સાધારણ સત્યતાનો જેમ બને તેમ અધિક ફેલાવો કરી, ઉત્તમ પ્રકારની નિતી અને વર્તણુક કરી, ઉત્તમ જ્ઞાનની ઉન્નતિ કરવાને સઘ-ળાઓએ સમાન પ્રયત્ન કરવાની અગત્ય છે. એજ હેતુ છે અને તેમ કરવાથીજ આપણી ગયેલી ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત કરવાનો સંભવ છે. એટલું કહી વિદ્વાન્ અને પરોપકારી સુબારાવ ગીતાના ગુહ્યજ્ઞાનના સા-રના વ્યાખ્યાનની સમાપ્તિ કરેછે.

હવે એવિષે આપણે આ પ્રસંગે કાંઈ અધિક કેહેવાનું બાકી રહ્યું નથી, માટે અંતની એટલીજ સૂચના આપવાની છે કે, સર્વ મુમુક્ષુ-જનોયે આ ગીતાના સારનું યથાર્થ રીતે મનન અને નિદિધ્યાસ કર-વાનો અભ્યાસ રાખી નિરંતર સર્વની આત્મજ્યોતિ સમાન સમજી તે-મના શુભકલ્યાણને અર્થે અહોનિશ પ્રયત્ન કરી સઘળા કાર્યોમાં પોતાની શક્તિપ્રમાણે પરસ્પર સાહ્ય કરવાનો વિચાર દૃઢ કરી તેપ્રમાણે વર્ત્યા-થીજ અધિક બળ આવી શકશે અને એકતાની વૃદ્ધિ થશે.

આશ્વિન શુદ્ધ ૧ રવિવાર સંવત્ ૧૯૪૩.

ॐ शांतिः शांतिः शांतिः



ॐ

# तत् सत् परमात्मने नमः

## યોગદર્શન અનુભવ.

## દ્વિતીય ખંડ.

### જ્ઞાનયોગ.

સુરત સનાતનધર્મસભાતરફથી પ્રસિદ્ધ થયેલા સુબોધપત્રિકા ઉત્તરાર્ધ નામના ગ્રંથમાં માનસિક અને નિશ્ચયાત્મકબુદ્ધિજ્ઞાનની ઉન્નતિ પામેલા ધર્મજીજ્ઞાસુ તથા **બ્રહ્મજીજ્ઞાસુ** વિદ્યાર્થિયોને ગુપ્ત અથવા યોગવિદ્યા પ્રાપ્ત કરવાસારૂ તેમાં પ્રવેશ કરવાની યોગ્ય સ્થિતિ થવાનાં કેટલાંએક સાધનો દર્શાવેલાં છે; તેની પરિપૂર્ણતા કરી યોગ્ય સ્થિતિ થયા પછી આગ્રહિ વિદ્યાર્થિયે રાજયોગનો અનુભવ શીરીતે મેળવવો, તેનાં કેટલાંએક સાધનો નિશ્ચયાત્મકબુદ્ધિચૈતન્યજ્ઞાનની ઉન્નતિ પામેલા વિદ્યાર્થિઓને, યથાર્થ સમજી શકાય એવી રીતે, આ દ્વિતીય ખંડમાં સ્પષ્ટ કરવાને પ્રયત્ન કરીશું. પરંતુ આ પ્રસંગે પ્રથમ એટલી સૂચના આપવાની અગત્ય છે જે ગુપ્ત અથવા યોગવિદ્યાનો અનુભવ મેળવવાની ઈચ્છા રાખનારા **બ્રહ્મજીજ્ઞાસુ** વિદ્યાર્થિઓયે, કોઈપણ પ્રકારના સ્વાર્થ રહિત કેવળ નિષ્કામપણાથી અને કદાપિ ઇચ્છા અથવા સ્વાર્થ કહીયે તો માત્ર કેવળ **અદ્વૈતશુદ્ધચૈતન્યજ્યોતિને** જાણી, સમજી, અને યથાર્થ તેનો અનુભવ મેળવી, તેમાં સંમીલન થઇ કૈવલ્યમોક્ષ થવાનીજ ઈચ્છા અથવા સ્વાર્થ રાખશે તો નિર્વિઘ્નપણે તે વૃદ્ધિને પામી, તે વિદ્યાનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવાસારૂ ઈચ્છા હશે તો મહાસમર્થ યોગેશ્વર સાથે માનસિક સૂત્ર મંત્રના યોગે અથવા દિવ્ય ચક્ષુના યોગે અથવા સ્થૂલદેહથી જાણવાનો તથા સમક્ષ સમાગમ મેળવવાનો લાભ મેળવી શકશે.

આજનો વિષય **જ્ઞાનયોગનો** છે. માનસિક અને નિશ્ચયાત્મકબુદ્ધિચૈતન્યજ્ઞાનની, યોગ્ય ઉન્નતિ થયા સિવાય, જ્ઞાનયોગ પ્રાપ્ત થવો અશકય છે કેમજે જ્ઞાનયોગમાં વિશેષ દેહકષ્ટની અગત્ય રેહેતી નથી, એમાં તો સત્ય આત્માનું સંપૂર્ણ જ્ઞાન મેળવ્યાથી કૈવલ્યમોક્ષની પ્રાપ્તિ થાયછે. એમાં જ્ઞાનની સપ્ત અથવા સાત ભૂમિકા, નિસ્પૃહિ અને કેવળપરો-

પકારિ જ્ઞાનિ અને મહાત્માપુરૂષોયે દર્શાવેલી છે. તેમાં **૧ જ્ઞાનભૂમિકા, ૨ શુભવિચારણ, ૩ તનુમાનસા, ૪ સત્વાપત્તિ, ૫ અસંસક્તિનામિકા, ૬ પદાર્થભાવિની** અને **તુર્યગા** છે. એ સઘળાનો પૃથક્ પૃથક્ અર્થ જાણ્યાશિવાય વિદ્યાર્થિને લાભ થઈ શકે નહિ માટે તેની અલ્પ સૂચના નીચેપ્રમાણે છે.

**૧ જ્ઞાનભૂમિકા**—શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન, એ ષડ્ગુણોની સાથે વિવેક, અને વૈરાગ્યાદિક ગુણોથી જ્ઞાનમાં મુમુક્ષુપણાની નિવૃત્તિની મુખ્ય અગત્ય છે.

**૨ શુભવિચારણ—આત્મ**વિદ્યાના જ્ઞાનનું શ્રવણ, મનન, અને નિદિધ્યાસ કરવાના પુરૂષાર્થને સુવિચારણ ભૂમિકા કેહેછે.

**૩. તનુમાનસા**—ઉત્તમ વિવેકિને સત્શાસ્ત્રનું અધ્યયન અથવા શ્રવણ કર્યાથી અને તેમાં રહેલા ગુહ્યાર્થ સમજવાથી પંચવિષયાદિક ઇન્દ્રિયજ્ઞાનનો અભાવ થઈ તેનો પરિત્યાગ થાયછે, અને વૃત્તિઓનો પ્રવાહ સંયમની પેઠે ધારેલી સ્થિતિમાં એકાગ્ર રેહેછે, તે **તનુમાનસા** કેહેવાયછે.

**૪ સત્વાપત્તિ**—નિરાકાર અચંચળરૂપે, એકજ આત્મા, જે આકાશની પેઠે વ્યાપેલો છે, તે નિરાકાર અચંચળ તત્ત્વ, પ્રકૃતિના સંબંધથી, મારા હૃદય આકાશમાં મિથ્યા મનઃકલ્પિત વૃત્તિઓમાં ભ્રાંતિજ્ઞાનથી સ્ફુરેછે, તે પ્રજ્ઞાનરૂપ બ્રહ્મથી મારૂં શરીરપિંજર, અવિદ્યાજ્ઞાનથી પ્રકટ થયેલું છે તેથી હું અને અવિદ્યાજ્ઞાનવાળું શરીર એ બેહુ શુદ્ધ આત્માના વ્યાપેલા અવિચળ સ્વરૂપમાં, પૃથક્ ભાસતા નથી, તેથી તે તથા હું એકજરૂપ છેયે. એજ તત્ત્વમસ્યાદિક મહાવાકયના જ્ઞાનમાં તલ્લિન થવાથી **અહંબ્રહ્માસ્મિ** એટલે હુંજ કેવળ શુદ્ધચૈતન્ય અનાદિ કારણ **બ્રહ્મ** છું. આવા નિશ્ચયાર્થરૂપ ફળના જ્ઞાનને પ્રાપ્ત થયેલા યોગિપુરૂષને **બ્રહ્મવિદ્** કેહેછે. અને એનુંજ નામ **સત્વાપત્તિ** છે.

**૫ અસંસક્તિનામિકા**—આવા પ્રકારની ભૂમિકાના જ્ઞાનને પ્રાપ્ત થયા છતાં જે પુરૂષ તેના ફળમાં આસક્ત થતો નથી તેને **બ્રહ્મવિદ્વર** કેહેછે. અને એજ સ્થિતિને **અસંસક્તિનામિકા** ગણેછે.

**૬ પદાર્થભાવિની**—પરબ્રહ્મમાં દ્વૈતભાવની કલ્પના નહિ કરતાં પોતાની સર્વ શુભવાસના અદ્વૈતભાવમાંજ સ્થિર કરે તેનું નામ **પદાર્થભાવિની** કેહેવાયછે.

**૭ તુર્યગા**—પોતાના સર્વત્ર વ્યાપેલા આત્માના અખંડ સ્વરૂપમાં હું, તું, મારૂં, તારૂં, વિગેરે દ્વૈત સંકલ્પો થતા નથી, તે છતાં એ સંકલ્પો પૂર્વેના આપણી બુદ્ધિમાં ગુપ્તપણે રહેલા છે તેથી ભિન્ન ભિન્ન

ભેદ જણાયછે. તે ભેદ બુદ્ધિદ્વારા આ નાના પ્રકારના જગત્‌ના આકારે ભાસેછે, એમ દૃઢ સમજી એક શુદ્ધચૈતન્યના અદ્વૈતજ્ઞાનમાં સ્થિર થઈ તલ્લિન થવું. એ ભૂમિકાના જ્ઞાનથી, ચાલનારા પુરૂષોને **બ્રહ્મવિદ્વરિષ્ટ** અથવા **ગુપ્તજ્ઞાનિ** કેહેછે. એ ગુપ્તજ્ઞાનિઓયે, પોતાના **તુર્યાવસ્થા**ના અનુભવિ જ્ઞાન ઉપરથી ગુપ્તવિદ્યાનો શોધ કરેલો છે. એ શોધ સત્યઆત્માને સંપૂર્ણ રીતે જાણ્યાથી થઈ શકેછે.

સત્યઆત્માવિષે **માંડુકઉપનીષદ્**ના ચોથા પ્રકરણુના ૨૨૫ મા મંત્રમાં એવું કહ્યું છે જે—

**अलब्धावरणाः सर्वे धर्माः प्रकृतिनिर्म्मलाः ।**
**आदौ बद्धास्तथा मुक्तावुद्धयन्त इति निश्चयः ॥**

**ભાવાર્થ**—સર્વે ધર્મ એટલે અવિદ્યાદિક સર્વે આવરણરૂપ બંધનથી આત્મા રહિત છે. તેમજ તે સ્વભાવથી નિર્મળ છે. તેમ આદિવિષે નિત્યબુદ્ધ એટલે જ્ઞાનરૂપ છે તેથી તે મુક્ત છે. એવા આત્માને શી રીતે જાણવો એનો ભાવાર્થ એવો છે જે, **આત્મા** નિત્ય પ્રકાશરૂપ છે. જેમ સૂર્ય સદા પ્રકાશરૂપ છે, તેમ આત્મા નિત્ય અચળરૂપ છે, માટે આત્મા સર્વને જાણવાની શક્તિ ધરાવેછે, તેથી સર્વનો સ્વામી કેહેવાયછે, એટલે બોધરૂપ સ્વભાવવાળો હોવાથી, આપણે જાણી શકીયે છિયે. અર્થાત્ એવા સ્વભાવવાળા આત્માને જાણવાસારૂ ગુપ્તવિદ્યાના જાણનારા મહાજ્ઞાનિપુરૂષોયે, શ્રવણ, મનન, નિદિધ્યાસ, સત્સંગ, સતશાસ્ત્રાધ્યયન યથાર્થ રીતે કરી, જ્યોતિદર્શનમાં નિરંતર નિમગ્ન રહી, સદા સમાધિનિષ્ટ સ્થિતિમાં પોતાની સર્વે મનોવૃત્તિઓને રાખેછે અને એપ્રમાણે કરવાથી સદૈવ પૂર્ણલાભ મળી શકે છે.

તેમાટે ગુપ્તવિદ્યાની અલ્પસૂચના આપ્યાથી **બ્રહ્મજીજ્ઞાસુ**જનોને અતિ મોટો લાભ થઈ, બીજા સાધરણ માનસિકજ્ઞાનવાળા જનો કેવળ સત્ય જાણવાની ઇચ્છા રાખશે તો તેમને પણ, મિથ્યા તર્કો અને પક્ષાપક્ષિનું અસત્ય દૃઢ થયેલું જ્ઞાન નષ્ટ થઈ, **પુરાતન વેદધર્મ**ના સત્યસિદ્ધાન્તો ઉપર પ્રીતિ થઈ, તે જ્ઞાન મેળવવા સ્થિર થશે, તેથી અંતે તેમને વૈરભાવ લય થઈ, સત્યમિત્રપણાના અને **બંધુત્વભાવ**ના સંબંધમાં સર્વે કાર્યોમાં વર્તવાની શુભ ઇચ્છા થશે. તેણેકરી ધર્મ, અર્થ, કામ, અને અંતે મોક્ષની અતિ ઉત્તમ પ્રાપ્તિ થશે.

અશ્વિન શુદ્ધ ૮ રવિવાર, સંવત્ ૧૯૪૩.



# ગુપ્તવિદ્યા.

સુબોધપત્રિકા ઉત્તરાર્ધ નામના ગ્રંથમાં **ગુપ્તવિદ્યા** પ્રાપ્ત કરવાની જીજ્ઞાસા રાખનારા ધર્મજીજ્ઞાસુ અને બ્રહ્મજીજ્ઞાસુજનોને, તે વિદ્યા પ્રાપ્ત કરવાને યોગ્ય થવાનાં સાધનો દર્શાવેલાં છે. તે નિશ્ચયાત્મકબુદ્ધિજ્ઞાન દ્દઢ કર્યા પછી એ અદ્દભુત વિદ્યામાં પ્રવેશ થઈ શકેછે. માટે તે દ્દઢ કર્યાપછી તેમણે આગળ, એ ઈશ્વરીવિદ્યા મેળવવાનો પ્રયત્ન કરવાનો છે. માટે એવા આગ્રહિ જનોસારૂ એ વિદ્યાની અગત્યની અધિક સૂચના આપીયે છઇયે.

એ વિદ્યા, આપણે પાછલા વ્યાખ્યાનમાં જ્ઞાનયોગની જે સપ્ત ભૂમિકા દર્શાવેલી છે, તેના જ્ઞાનઉપરથી પ્રકટ થયેલી છે. માટે એ વિદ્યા મંત્રનીપેઠે ગુપ્ત રાખવાની છે. કેમ જે, તેમ નહિ કરવાથી પરિણામ વિપરીત થાયછે એ આપણે પાછળ વારંવાર દર્શાવેલું છે. એ વિદ્યા **ગુરૂભક્તિ**ની પ્રાપ્તિસારૂ અંતરની સાધનરૂપ છે અને યોગ્ય થયાથી સત્ય યોગેશ્વરની કૃપાને પાત્ર થવાયછે.

એ વિદ્યામાં પ્રથમ આપણાં સ્થૂલશરીરવિષે વ્યાપેલી મનોવૃત્તિના વલણતરફ પ્રથમ લક્ષ આપવાનું છે. આપણા અંતઃકરણમાં જે કલ્પનાનો પ્રવાહ, પાણીના મોજાનીપેઠે નિરંતર હાલ્યા કરેછે, તે પ્રવાહના મોજામાંથી, આપણું મન જે શબ્દો પ્રકટ કરેછે, તેના ત્રણ પ્રકારના અર્થ આપણા જ્ઞાનમાં થાયછે. તેમાં પ્રથમ અલ્પજ્ઞ મનુષ્યો તે શબ્દોનો ઉપયોગ પંચ ઇંદ્રિયોના વિષયોના વલણ ઉપર કરેછે. વિદ્વાન્ મનુષ્યો તે શબ્દના અર્થને તર્કજ્ઞાનમાં મેળવેછે અને ગુપ્તવિદ્યાના જ્ઞાનિપુરૂષો, આત્મા અથવા શુદ્ધચૈતન્ય જ્યોતિઉપર તે શબ્દો લાગુ પાડેછે. ગુપ્તવિદ્યાનો સઘળો આધાર આત્માની જ્યોતિસાથે, સર્વ કલ્પનાથી વાતચિત કરવાના વલણઉપર રહેલો છે; તેથી તર્કોનો અર્થ દેહ અને તત્સંબંધિ વિષયોઉપર નહિ કરતાં, માત્ર શુદ્ધચૈતન્યની જ્યોતિપરત્વે કરવો, એજ એ વિદ્યાનું મુખ્ય વલણ છે. કેમ જે, પ્રત્યેક શબ્દનો અર્થ દેહપરત્વે કર્યાથી, આપણી ચિત્તવૃત્તિમાં, સદા દેહાભિમાનના સર્વ ભાવો પ્રકટ થાયછે, અને તે પ્રકટ થવાથી, આપણામાં અલ્પજ્ઞપણું સ્થાયિ રેહેછે. તેમજ પ્રત્યેક શબ્દોના અર્થ તર્કજ્ઞાનઉપર કરવાથી, આપણી ચિત્તવૃત્તિમાં સ્વર્ગ નરકાદિક લોક અને તેમાં રહેલા દેવ દાનવ 'આદિક પ્રાણિઓના ભાવ, કોઈ સમયે પ્રકટ થાયછે, તેથી આપણામાં વાસનાની વૃદ્ધિ થાયછે. માટે આપણે જો સઘળા શુભ શબ્દોના અર્થ આત્મજ્યોતિવિષે, કરવાનો અભ્યાસ પા-

ડિયે તો, આપણા સર્વ ભાવો એકસરખા ઈશ્વરીશક્તિરૂપ થઈ, આપણને સર્વજ્ઞપણું પ્રાપ્ત કરેછે. કેમકે જેવું જ્ઞાન તેવા ભાવ અને જેવા ભાવ તેવી સ્થિતિ પ્રાપ્ત થાયછે. તેથી ઈશ્વરીભાવે ઈશ્વરરૂપ થવાય, એમા કાંઈ આશ્ચર્ય નથી. આ ઈશ્વરીભાવવાળી, ઈશ્વરીસ્થિતિ, સંપાદન કરનારા **બ્રહ્મજીજ્ઞાસુ,** પોતાની સર્વે ઇન્દ્રિયોને, બાહ્યવસ્તુતરફ જતી અટકાવી, પોતાના મનને કેહેછે જે, આ સર્વે સૃષ્ટિની રચના કરતા, મહા અલૌકિક રચના મારા સ્વતઃના **આત્માની** છે; કેમકે આત્માએ આ સઘળી સૃષ્ટિ એક નિમિષમાત્રમાં પ્રકટ કરેલી છે. આ સૃષ્ટિની સઘળી રચના એકત્ર કરીયે, ત્યારે સર્વે રચના, આત્માના એક રજઃકણની રચનાની બરોબર થાયછે, તેથી કૃપાળુ **આત્મદેવ**ની અનંત રજકણોની રચના આગળ, આ સૃષ્ટિની રચના નહિજેવી થઈ જાયછે. તેમાટે એવા પ્રકારના સત્યજ્ઞાનથી, પોતાની સઘળી વૃત્તિઓને, અટકાવી, હૃદયસ્થાનવિષે, જેવી શુભ કલ્પના ઉત્પન્ન થાય, કે તત્ક્ષણ તે થનારી કલ્પનાને આત્મજ્યોતિમાં મેળવી દેવી, ને ધ્યાન કરી સ્થિર થવું. આ સમયે જ્યોતિની જેવી આકૃતિ દેખાય, તેપ્રમાણેની દૃષ્ટિથી પોતાના જ્ઞાનવિષે સર્વ ભાવો દૃઢ કરવા.

જ્યોતિનો આકાર કાંઈજ નથી માટે પોતાનો **આત્મા** નિરાકારરૂપે માનવો. એ જ્યોતિ બિંદુરૂપે દર્શાવવાથી, આત્માને ચિન્હમાત્ર સમજવો. એ **જ્યોતિ**ના ઉપર કોઈ પણ પ્રકારનું **અંજન** એટલે ડાઘ નથી, તેથી એને શુદ્ધ નિરંજન માનવો. એ **જ્યોતિ**ને કોઈ ભેદી શકતુ નથી માટે, અભેદ જાણવો. એ **જ્યોતિ** અખંડ પ્રકાશિત છે, તેથી આત્માને **સ્વપ્રકાશિત** જાણવો. અને એ જ્યોતિવિષે કાંઈજ દેખાતું નથી માટે, તે જડ કિંવા ચૈતન્ય કાંઈ વસ્તુ નથી, એમ માનવું. એ જ્યોતિ જેવું છે, તેવુંજ દેખાયછે. તેથી નિશ્ચે સમજવું કે, આત્માવિષે કાંઈ પણ પ્રકારની વૃદ્ધિ કિંવા ક્ષય નથી. એ આત્મા ભરેલો નથી. તેમ ખાલી પણ નથી, એના આભાસની અનંત બિંદુઆકૃતિ હોવાનેલીધે, પોતે એક છતાં અનેક કૃતિરૂપે જણાયછે. તેમાં વેદનું માહાવાકય એવું છે જે एकोहंबहुस्यां એટલે હું એક તે બહુરૂપે થાઊં. એ જ્યોતિનાં કિરણો સર્વમાં વ્યાપેલાં છે, તેથી આત્મા સર્વત્ર છે, અને સર્વમાં આપણો આત્મા છે. એવા મહત્વપણાના ઐક્યરૂપ ભાવમાં આપણી સર્વે વૃત્તિઓને નિરંતર સ્થિર રાખવી. એનું નામ **ઇશિતા** સિદ્ધિ મળી કેહેવાયછે.

એ જ્યોતિ અલિપ્ત છે અને **આકાશથી** પણ અત્યંત સૂક્ષ્મ છે.

એના અનેક બિંદુઓ આકાશમાં વ્યાપેલા છે, તેથી આકાશનો એક ગુણુ નિત્યરૂપ શબ્દ કહ્યો છે, અર્થાત્ નિરાકારજ્યોતિ આકાશવિષે, શબ્દાકારમાં પ્રકાશેછે. તેથી આકાશને ઈશ્વરનું સ્થાન ગણ્યું છે. એ જ્યોતિ **અખંડ, અચ્છેદ, અભેદ, અવ્યક્ત, અગોચર, શાંત, અને નિર્વિકાર** છે તે છતાં, એ સૂક્ષ્મ છે તેમજ મહદ્‌પણુ છે. એ જ્યોતિ ઇન્દ્રિયદ્વારાયે શૂન્ય જેવડું છે, અને કોઈ સમયે હૃદય આકાશમાં ધ્યાનદ્વારાયો અનંત કોટિ બ્રહ્માંડ જેવડું દીસેછે. તેથી પરમેશ્વરના આકાર બે માનેલ, છે. એટલે નાનામાં નાનો શૂન્ય જેવડો, અને મોટામાં મોટો આકાશના જેવડો છે. એનું તાત્પર્ય એટલુંજ કે, જેમ સૂર્ય અને તેનું કિરણુ એકરૂપ છે તેમ હું અને તું એકરૂપ છઇયે. ભેદ માત્ર તેની સ્ફુર્ણાથી, માયા અથવા પ્રકૃતિના આવરણુથી અને સત્વ, રજ, અને તમ એ ત્રિગુણાત્મક ગુણોથી જણાયછે. માટે દેહ ઇન્દ્રિયાદિકના ધર્મનો ત્યાગ કરી, જ્યોતિઃસ્વભાવમાં તલ્લીન થનારા પુરૂષો **આત્મારૂપ** છે.

એ આત્મજ્યોતિને પ્રાપ્ત કરવાસારૂ, અનેક પ્રકારની ક્રિયાઓ પૃથક્ પૃથક્ ધર્માધિકારિઓએ દર્શાવેલી છે; તે છતાં તેમાં મુખ્ય ક્રિયા **મનઃશુદ્ધિ, તનશુદ્ધિ અને જ્ઞાનશુદ્ધિએ** ત્રણુ ગણેલી છે. તેમાં પણુ **જ્ઞાનશુદ્ધિ** અધિક અગત્યની માનેલી છે, કેમકે જ્ઞાનશુદ્ધિવાળી ક્રિયાથી, યોગાભ્યાસનું જ્ઞાન સર્વે પક્ષકારિયે શ્રેષ્ઠ દર્શાવેલું છે, તેથી પૂર્ણુજ્ઞાનિયો, યોગજ્ઞાનમાંજ નિમગ્ન રહી એવું કેહેછે જે, આપણે પક્ષોની ભિન્નતા ગ્રહણુ નહિ કરતાં, તેમાં રહેલી પવિત્ર સત્યતા માન્ય રાખી, તેમને કેવળ સત્યજ્ઞાનતરફ લક્ષ આપવાને વલણુ કરવાને પ્રયત્ન કરવું, એ સર્વે ધર્મોના મૂળ મતો એકજ સત્યતા છે. પરંતુ ભિન્ન ભિન્ન ક્રિયા અને આકુંચિત જ્ઞાનથી, ભેદાભેદ પડી પરસ્પર વિરોધ, અને અનેક પક્ષો પડ્યા છે. એની યથાર્થ સત્યતા જાણુવાસારૂ નિષ્પક્ષપાતપણું, સતસંગ, અને સદ્‌ગુરૂકૃપાની અવશ્ય અગત્ય છે. એવિષે શ્રીકૃષ્ણુભગવાને ગીતામાં અર્જુનને કહ્યું છે જે, "હું મારા આત્મસ્વરૂપની જ્યોતિના યોગે સર્વત્ર વ્યાપક થઈ રહ્યો છું, તેને હું યથાર્થ દેખુંછું, પરંતુ, તું તથા બીજા અલ્પજ્ઞ જીવો દેખી શકતા નથી. કેમ જે, પ્રત્યેક મનુષ્યની કૃતિમાં અંતર પડવાથી, અંતઃકરણુ અનેક કર્મનાં વલણુવાળાં હોવાથી, એ જ્યોતિના દર્શનની પ્રાપ્તિ થવા દેતાં નથી." વળી વેદાંતમાં પ્રત્યેક મનુષ્યનાં અંતઃકરણુ ભિન્ન ભિન્ન ભાવનાથી ભિન્ન ભિન્ન થયાં છે એવું કહ્યું છે. તેથી જ્યોતિરૂપ આત્મા સર્વનો એક છતાં તે આત્માની જ્યોતિ, અનેક અંતઃકરણુમાં અનેક પ્રકારે, ભિન્ન ભિન્ન અંતઃકરણુનું ભાવનાપ્રમાણે ભિન્ન ભિન્ન દર્શનો આપેછે. માટે એ જ્યોતિને, સત્ય-

રીતે ઓળખી, સંપૂર્ણ લાભ લેવાની ઇચ્છા રાખનારા આગ્રહિ બ્રહ્મજીજ્ઞાસુપુરૂષોયે, પ્રથમ અનેક પ્રકારના શુભ અને પરોપકારની ક્રિયા કર્મો, સ્વાર્થ રહિત કરી, પોતાનું અંતઃકરણ શુદ્ધ કરવાની અગત્ય છે. કેમ જે પૂર્વે તથા હાલપણ **ઋષિ મહાત્મા** અને **તપસ્વિ** વિગેરે મહાજ્ઞાનિપુરૂષોનિ પ્રથમ વૃત્તિ શુદ્ધ ધર્મ ઉપર ચાલ્યાથી તેમને અલ્પ સમયમાં ગુપ્તવિદ્યાનો લાભ મળેલો છે અને મળતો પણ જાયછે.

આપણે ઉપર કહેલા મહાત્મા જ્ઞાનિઓના સમાગમ કરનારા કેટલાએક આગ્રહિ પુરૂષોયે, ગુપ્તજ્ઞાન અને આત્મજ્ઞાનની કેટલીએક સૂચના નિરંજની, નિર્વાણી અને ગુપ્તલાભી એવા ભજન અને ગ્રંથોદ્વારા દર્શાવેલી છે. તે સધળાનો સારાંશ દેહવિષેની સધળી રચના પ્રકટ કરી ઈશ્વર અથવા આત્માને ઉલટ સુલટ ગુપ્તવિશેષણોમાં બોલાવી **આત્મજ્યોતિનું** વિવેચન કરેલું છે. અને તેમાં અંતઃકરણ ચતુષ્ટય થકી, સર્વ સૃષ્ટિ વ્યવહાર ચાલેછે. માટે આત્મજ્યોતિમાં નિરંતર નિમગ્ન થવાનો બોધ સધળા સત્યજ્ઞાનિ અને મહાત્માઓનો છે.

ઉપર કહેલા ગુપ્તવિશેષણોમાં, એ જ્યોતિના દેખાવ ઉપરથી અને પોતાનાજ્ઞાન પ્રમાણે **પ્રકાશરૂપ, આત્મારૂપ, બ્રહ્મરૂપ, ઈશ્વરરૂપ, શિવરૂપ,** અને **ભગવાન્‌રૂપ,** વિગરે નામો આપેલાં છે. અને એમાંજ સ્થિર થવાથી મોક્ષની પ્રાપ્તિ થાયછે, એવો સધળાનો સિદ્ધાંત છે. માટે જ્ઞાનિ મહાત્માઓ સદા અચિંત્ય સ્થિતિમાં રેહેછે. વળી શ્રુતિ વિગેરેથી પણ, એવો બોધ મળેછે જે, કલ્પના તારેવિષે તો કથનમાત્રજ છે. જ્ઞાનરૂપ દૃષ્ટિથી સર્વ શુભ કલ્પનાને, જ્યોતિના પ્રકાશમાંજ અર્પણ કરતા રહેવાનું છે; અને તેમ કરવાથી, આગળ અનુભવ ઉપરથી જણાશે જે, આ જ્યોતિને, જેવા પ્રકારની રચના સૃષ્ટિમાં પ્રકટ કરવાની હોય, તેવા પ્રકારની કલ્પના, તે જ્ઞાતાપાસે કરાવેછે. અને જ્ઞાતાપાસે જે જે વિચારો કરાવેછે તે તે વિચારોપ્રમાણે રચના રચવાનું, એનામાં પૂર્ણ સામર્થ્ય છે. તેથી એવા જ્ઞાનિ મહાત્માવિષે, સર્વ સૃષ્ટિની આકૃતિઓના, સર્વ કૃત્યો, પ્રકાશ થઈ રહેલાં છે. તે સર્વ કૃત્ય કોઈ સમયે, તે સમર્થ મહાન્‌પુરૂષો ધ્યાનદ્વારા દર્શાવેછે. એજ અભ્યાસને સર્વાર્પણ ભક્તિ કહેલી છે. ગુપ્તજ્ઞાનિઓ એ સ્થિતિને, જાગૃત અખંડ સમાધિ ગણેછે. આ અભ્યાસના યોગે અલ્પપણું જઈ આપણેવિષે ઐશ્વર્ય પ્રાપ્ત થાયછે. સારાંશ એટલોજ કે આ જ્ઞાન દૃઢ કર્યાથી, પ્રાપ્તિ નામની સિદ્ધિ મળી કેહેવાયછે. એટલે ઈશ્વરી આત્મજ્યોતિમાં તલ્લીન થયા પછી, જે જે ઇચ્છા કરવામાં આવે તે સધળાની પ્રાપ્તિ થઈ શકે, એમાં લેશમાત્ર આશ્ચર્ય નથી.

ઉપર કહેલાં શુદ્ધચૈતન્યનાં જ્યોતિના જ્ઞાતાઓ, ગુપ્તવિદ્યાના વિદ્યાર્થિઓને તે સત્યજ્ઞાન, આપવા સારૂ અલ્પશ્રમે ન સમજાય એવા શબ્દો અને વાકયો પુસ્તકોમાં અને ભજન વિગરેમાં, પોતાની કલ્પનાપ્રમાણે કોઈ સમયે કાવ્યના ધોરણ વગર બોલેછે. પણ તે સઘળાંનો સાર એ ગુપ્તજ્યોતિને ઓલખાવવાનો છે. તે ઉપરથી કોઈ સ્થિરચિત્તવાળો બ્રહ્મજીજ્ઞાસુ ધ્યાન કરતાં કરતાં, તેવા શબ્દોના અર્થને મનમાં યથાર્થરીતે સમજી, અંતર દૃષ્ટિયે અવલોકન કરવાથી, તે શબ્દો આત્મજ્યોતિમાં પ્રત્યક્ષ દેખેછે. તેણે કરી, સર્વત્ર એકજ આત્માના વ્યાપકપણાનો ભાવ ઉત્પન્ન થાયછે; અને એજ કારણનેલીધે અનેક પ્રકારના જગતના મનઃકલ્પિત ભાવો પ્રકટ થતા નથી, તેથી અલ્પશ્રમે જીવનમુક્ત અને વિદેહમુક્તપણું પ્રાપ્ત થઈ જાયછે, તેમ થવાથી, બ્રહ્માનંદનું સંપૂર્ણ સુખ અંતઃકરણની વૃત્તિમાં પ્રકાશી નીકળેછે, અને તેના પ્રકાશવાથી, સમદૃષ્ટિભાવ, તેની મનોવૃત્તિમાં અક્ષય સ્થિર થઈ જાયછે. તેવી સ્થિતિ થઈ એટલે, તે વિદ્યાર્થિ દૂરની વસ્તુ પોતાની જ્યોતિમાં સમીપ દેખેછે. તેવા પુરૂષને પ્રકાશ્ય નામની સિદ્ધિ મળી એમ કેહેવાયછે. એનો સ્પષ્ટાર્થ એવો છે જે, પ્રકાશ્ય એટલે પોતાના દૂરભાવને આત્મજ્યોતિમાં સમીપ જોવા.

આવા પ્રકારની સમદૃષ્ટિની સ્થિતિવાળા પુરૂષો કંચન, કામિની અને માટી તેમજ લાભ, અલાભ, સુખ, દુઃખ, પ્રતિષ્ઠા, અપ્રતિષ્ઠા, આધિ વ્યાધિ, હર્ષ, શોક વિગેરેને મનઃકલ્પિત અજ્ઞાનની આકૃતિ સમજેછે. તેથી તેવા પુરૂષો સત્ય અનુભવ ઉપરથી બીજા મુમુક્ષુજનોને એવો બોધ કરેછે કે, પોતાના સ્થૂલદેહમાં રહેલા, આશા, તૃષ્ણા, લોભ, લાલચ, અને ગર્વ વિગેરે વિકારોને નાશ કરવાની અવશ્ય અગત્ય છે, તેથી પોતાના મનને કેહેવું જે, આ દુર્ગુણોને તૃપ્ત કરવામાં ઉલટી અતૃપ્તિ થાયછે, અને મરણપર્યંત અસંખ્ય જાતનાં કષ્ટો સહન કરવાં પડેછે એટલુંજ નહિ, પણ મરણ સમયે એ દુર્ગુણોમાંથી કોઈપણ પોતાનું દુઃખ નિવારણ કરવા સંગિ થતું નથી. પણ વાસના રેહેવાથી, પુનર્જન્મ ધારણ થઈ, તેમાં પણ એ દુર્ગુણો ફરી ઉત્પન્ન થાયછે; તેથી તેવા અધમ અને દુઃખદાયિ દુર્ગુણોની સંગત મારે કરવી નથી; પણ મારે તો સદા તૃપ્તરૂપ શાંતિવાળી સંગત કરવાની છે, એવી રીતે દુર્ગુણોને નષ્ટ કરી, પોતાના ચિત્તની વૃત્તિઓને શાંતિજ્ઞાન આપવું. તેમ કરવાથી યોગ્ય થવાથી આપણને જણાશે કે આપણા આત્મસ્વરૂપનાં અખંડજ્યોતિના પ્રકાશે, આ સૃષ્ટિની સર્વે આકૃતિયો ધારણ કરેલી છે. તેથી જડ અને ચૈતન્ય વિગેરે સર્વત્ર આપણાં આ અખંડ જ્યોતિ

વ્યાપક થયેલી છે. તેથી સઘળી આકૃતિઓ પોતાની જ્યોતિનાં રૂપો છે. માટે સર્વ આકૃતિઓની પાસે મારી જ્યોતિ સઘળા વ્યવહાર કરાવેછે. સારાંશ એટલોજ કે, મારી પ્રબળ થએલી, અંતર્યામી આત્મઇચ્છા પ્રમાણે, સર્વ સૃષ્ટિ ચાલેછે. તેથી સર્વ પ્રજા અને પ્રાણિયો, તમે અને અમે એકરૂપ છૈયે, એમાં આપણો કોઈ શત્રુ અને કોઈ મિત્ર, કોઈ સારો, અને કોઈ નઠારો, કોઈ સુખી અને કોઈ દુ:ખી એવો ભેદ નથી, માટે બીજાનું દેખીતું સુખ અને દુ:ખ વિગેરે જે જણાયછે, તે પોતાનુંજ સમજી શ્રીકૃષ્ણ ભગવાને કહ્યા પ્રમાણે, સઘળાંવિશે **સમભાવથી** વર્તવું. સર્વેનું કલ્યાણ અને શ્રેય થાય એવીજ, અંતઃકરણની દૃઢ ઈચ્છા રાખવી. આ જગતમાં, નીચ સંસારી પ્રાકૃત જનોના પ્રપંચી અને છળભેદના વ્યવહાર પ્રમાણે વર્તવાનું વર્જ કરી તેઓ સાથે ભિન્નપણાની ગણત્રી નહીં ગણવી, કેમજે ભિન્નપણું ગણી, તે પ્રમાણે વર્તશો તો, તમને આ પવિત્ર જ્ઞાન નહીં મળતાં, ઊલટી મિથ્યા **માયા** તમને વળગશે. તેથી તમે પણ અલ્પજ્ઞ થઈ જશો. આ ઉત્તમ જ્ઞાનનો દૃઢ નિશ્ચય કરવાસારૂ, પ્રથમ તમે કેવળ પરોપકારી, સત્યજ્ઞાની, માહાત્મા, અને ભવિષ્યવેત્તાઓ વિગેરે સત્પુરુષોનો સમાગમ કરો અને તેમને નમ્રતાથી પ્રશ્ન કરો કે, આ જગત્ કેમ ઉત્પન્ન થયું, કયાંથી થયું, કોણે ઉત્પન્ન કીધું, ઈશ્વર કયાં છે, સુખ અને દુ:ખનો ભોક્તા કોણ છે. એવા પ્રશ્નોના ઉત્તર ઉપર કહેલા કેવળ પરોપકારી મહાત્માઓ, એવી રીતે આપેછે જે **હે! બ્રહ્મજીજ્ઞાસુ** શિષ્યો, તમે સર્વે ખટપટનો ત્યાગ કરી, એક શુદ્ધ પરમાત્માની સ્તુતિ કરી, **બ્રહ્મત્વ** સંપાદન કરી, ઇન્દ્રિયજન્ય અજ્ઞાન નષ્ટ કરવાસારૂ મનોવિકારના વિષયી ધર્મોથી વિરક્ત થાઓ, એટલે પરમાર્થતત્ત્વરૂપ બ્રહ્મને પ્રાપ્ત થશો. અને એજ પ્રમાણે मुंडको-पनिषदना ત્રીજા ખંડના ૫૮ માં મંત્રમાં કહ્યું છે.

**संप्राप्यैनमृषयो ज्ञानतृप्ताः कृतात्मानो वीतरागा प्रशान्ताः ।**
**ते सर्वगं सर्वतः प्राप्य धीरा युक्तात्मानः सर्वमेवाविशन्ति ॥**

એટલે પરમાત્માના અક્ષય દર્શનવાળા ઋષી અને મહાત્માઓ, આત્માને સમ્યક્ જાણી, તેનાજ જ્ઞાનથી તૃપ્ત રહી, શરીરની વૃદ્ધિનું કારણ જે બાહેરની તૃપ્તિ તેનો ત્યાગ કરી પરમાત્માના સ્વરૂપથી સિદ્ધ થઇ, આત્મરૂપ થયેલા છે, તેથી જીતેન્દ્રિય થયા છે. તે અત્યંત વિવેકી નિત્ય, ચિત્તની એકાગ્રતાવાળા જેમ ઘટમાંનો આકાશ તે ઘટ ફુટવાથી મહાકાશમાં સંમિલન થઇ જાયછે, તેમ તે મહાત્માઓ દેહત્યાગ કર્યા પછી **ચૈતન્યબ્રહ્મ**વિષે સંમિલન થઈ જાયછે. એવી રીતના જ્ઞાનમાં નિમગ્ન

રહેનારા પુરૂષો જીવન્મુક્ત કેહેવાયછે. આવી રીતના જીવન્મુક્તપણાના જ્ઞાનથી, પોતાની આત્મજ્યોતિને જેમ જેમ અધિક જોતો રેહેછે તેમ તેમ પોતાવિષે ઈશ્વરપણું અધિક પ્રગટ થતું જાયછે. આ ગુપ્ત જ્યોતિરૂપ રમણના આનંદથી બ્રહ્મજીજ્ઞાસુ જનો કિંચિત્ પણ કંટાળતા નથી પણ અધિક આવા સત્ય આનંદરૂપ અમૃતનું પાન કરતા રેહેછે. એવી રીતે એ મહાઅલૌકિક અને અદ્દભુત જ્ઞાન છે. એ ગુપ્તવિદ્યાના જ્ઞાનને તેના જ્ઞાતા મહાસમર્થ, યોગેશ્વરો જ્યાં ત્યાં અપાત્રોને પ્રગટ કરતા નથી, કેમજે તેમાં અનેક પ્રકારનાં વિઘ્નો રહ્યાં છે એટલુંજ નહીં પણ અલ્પજ્ઞાની અને દેવભોળા વિષયાસક્ત પુરૂષો એ જ્ઞાનને સત્ય માને નહી. માટે તેવા પુરૂષો અપાત્ર છે, તેથી તેઓ પુનરાવૃત્તિના જન્માંતરોના ફેરામાં ભટકી, કાળાંતરે જ્યારે પાત્ર થશે ત્યારેજ, તેમને એવું સત્યજ્ઞાન સત્ય સમજવાનો સમય આવશે. પરંતુ આ સભાના કેટલા એક આગ્રહી જનોને એ સત્યજ્ઞાન ઉપર શ્રદ્ધા અને ભક્તિ જણાયઇ છે. તેથી આ પ્રસંગે એ સત્યજ્ઞાનની અલ્પ સૂચના આપેલી છે. તેનો ઉપયોગ અયોગ્ય રીતે ગુણજ્ઞ પુરૂષો કરશે નહી એવી આશા છે.

આશ્વિન વદ ૮ રવિવાર સંવત્ ૧૯૪૩.

---

## ગુહ્યજ્ઞાન.

આ **ગુહ્યજ્ઞાન**ની સૂચનાપર બ્રહ્મજીજ્ઞાસુ જનોયે વૃત્તિ સ્થિર રાખી સંપૂર્ણ લક્ષ રાખવાનું છે. એ ગુપ્ત વિદ્યા પ્રાપ્ત કરવાનાં સાધનોમાં એક મુખ્ય સાધન છે. એ જ્ઞાનથી શુદ્ધ આત્મચૈતન્યના સત્ય સ્વરૂપનું જ્ઞાન થાયછે. એટલે એથી આત્માની જ્યોતિના દૃશ્યપણાથી તેનું સ્વરૂપજ્ઞાન મેળવી મુક્તદશા પ્રાપ્ત કરવાનું એ સાધન છે. એમાં આપણી ચિત્તવૃત્તિને એવી દૃઢ કરવી કે સર્વત્ર એક સ્વતંત્ર આત્માજ પરમેશ્વર છે. તે એક આત્મા સર્વવ્યાપક છે. એમ દૃઢ ભાવના કરી બીજી કલ્પનાથી વિરક્ત થઈ પૂર્ણ શાંતિમાં સ્થિત રેહેવું. એ આત્માનું સત્યજ્ઞાન કઠોપનિષદના બીજા અધ્યાયના ૯૮ મા મંત્રમાં કહેલું છે. તે આ પ્રસંગે જણાવ્યાથી શ્રોતાજનને અધિક લાભ થશે.

**एकोवशि सर्वभूतान्तरात्मा एकं रूपं बहुधा यः करोति ।**
**तमात्मस्थं येऽनुपश्यंति धीरास्तेषां सुखं शाश्वतं नेतरेषाम् ॥**

એટલે તે સર્વે ભૂતોનો અંતરાત્મા એક છતાં અનંતરૂપ ધારણ કરનારી શક્તિવાળો છે. અને તેને સર્વ વશ છે તેથી વશિ કેહેવાયછે. તે પોતાની સત્તાથી અચિંત્ય શક્તિવાળો હોવાથી એકરસ થઈ શુદ્ધજ્ઞાન-

રૂપે પોતે નામરૂપ અધિક અશુદ્ધ ઉપાધિઓના ભેદને અનેક પ્રકારથી વશ કરેછે. તે આપણા શરીરના હૃદયાકાશગત બુદ્ધિમાં ચૈતન્ય આકૃતિમાં પ્રગટ થયેલો છે. તે આત્માનો ઉત્તમ વિવેકી પુરૂષ મહાત્મા યોગેશ્વરના ઉપદેશથી, બાહ્ય સઘળી વૃત્તિથી રહિત થઇ, તેનો સાક્ષાત્ અનુભવ કર્યાથી, તેને આત્માનંદરૂપ નિત્ય સુખ પ્રગટેછે. તે સુખ બીજા બાહ્યવૃત્તિવાળા વિષયાશક્ત બુદ્ધિવાન્ છતાં, તેમને પ્રાપ્ત થતું નથી. તેમાટે આત્માનું નિત્ય સુખ અખંડ રાખવા સારૂ ગુપ્તજ્ઞાનમાં એક સર્વ-વ્યાપક જ્યોતિની દૃઢતા કરી તેમાં નિમગ્ન રેહેવાનું દર્શાવેલું છે. કેમ કે આપણો આત્મા જ્યોતિરૂપે સર્વ વસ્તુમાં વ્યાપક હોવાથી, સર્વ વસ્તુની આકૃતિ અથવા રૂપો તેણે ધારણ કરેલાં જણાયછે. માટે કલ્પનાને સ્થિર કરી આત્મજ્યોતિમાં લીન કરવી. એ આત્મા સર્વ વિશ્વની આકૃતિ પ્રગટ કરનારો છે તેમજ અચિંત્યભાવે ઐકયઆકાર ધારણ કરનાર પણ પોતેજ છે. તે એવી રીતે જે નિદ્રાવસ્થામાં જાગ્રત અવસ્થા એક સ્વપ્નવત્ છે, તેથી જાગ્રત એ નિદ્રાવસ્થાની એક ઝળક અથવા સંવેદન છે. તેજ પ્રમાણે જાગ્રત અવસ્થામાં નિદ્રા એક સ્વપ્નવત્ છે. તેથી નિદ્રા એ જાગ્રતની ઝળક અથવા ચમકારો છે. માટે વાસ્તવિક જોતાં જાગ્રત અને સ્વપ્ન એ બંને ચમકારા આત્મજ્યોતિના છે. તેથી એ બંને સ્થિતિમાં ભિન્ન ભિન્ન સ્વરૂપ ધારણ કરી તેનું સુખ અથવા દુઃખ ઉત્પન્ન કરનાર સ્થિરવૃત્તિની આત્મજ્યોતિજ છે. એ ઉપરથી સ્પષ્ટ જણાયછે જે, જ્યારે આત્મા પૂર્ણ સ્થિર છે, ત્યારે એ ચમકારા દર્શાતા નથી. તેવી સ્થિતિમાં **દ્રષ્ટા, દર્શન અને દૃશ્ય, ધ્યાતા-ધ્યાન, અને ધ્યેય, કર્તા, કર્મ અને કારણ, જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય** એ ત્રિપુટીઓનો પણ અભાવ રહેલો હોયછે. કેમજે પોતેજ આત્મસ્વરૂપ જ્યોતિ બનેલો છે. ત્યાં માત્ર નિરાકારપણાને પામેલું કાંઈ શેષરૂપ અદર્શનપણામાં ચમકયા કરેછે. આ ચમકવાપણાને વિષે જોનાર જોવાની વસ્તુ વિગેરે કાંઇજ ન્યારારૂપમાં રેહેતું નથી પણ એકાકારપણાથી સર્વ મળી રેહેછે. માટે તે સ્થાન એક નનામું આત્માજ છે. આ ઉપરથી કોઇને એવી શંકા થાય જે વેદ, ઉપનિષદ, અને વેદાંત વિગેરે સદ્ગ્રંથો ઉપરથી એવું સિદ્ધ થાયછે જે આત્માની સત્યાકૃતિમાં કોઈ પણ જાતની કલ્પના થઇ શકે નહી; કેમ કે વાણીથી ઉચ્ચાર કરેલા શબ્દો વિગેરે આત્મસ્થાનમાં તો વિકારમાત્ર છે. માટે ત્યાં દ્વૈતાભાસ શીરીતે થઈ શકે. એ ઉપરથી સ્વઅનુભવી મહાત્મા જ્ઞાનીયો એવું કેહેછે જે, આત્માની સત્યાકૃતિના સ્થાનમાં તો કાંઇજ નથી. તે છતાં તે સ્થાનમાં શું છે એ કલ્પનાથી સમજી શકાય એવું નથી. કેમ જે ત્યાં કલ્પના નથી,

પરંતુ અનુભવમાં જે કાંઈ આવેછે, તે અનુભવી માત્ર જાણી શકેછે. તોપણ તે વિકારરૂપ વાણીથી સમજવાને પ્રયત્ન કરેછે. તે એવું કેહેછે કે, ત્યાં જે કાંઈ છે તે કાંઈજ નથી, એટલે જે કાંઈ ત્યાં છે તે સર્વ છે. અને કાંઇજ નથી એટલે સઘળાનો અભાવ છે. ભાવાર્થ એવો જે જે કાંઈ નથી તેજ **અદ્વૈતરૂપ** છે. એટલે ત્યાં જગતની સઘળી અનંતાકૃતિયો એકાકારપણાના ભાવમાં સ્થિર છે. વળી એવું કેહેછે કે, જે કાંઈ નથી તે કાંઈ છે. એટલે આ સૃષ્ટિમાં જે વસ્તુ નથી તે ત્યાં છે.

આ ઉપરથી ઉન્નતિ પામેલા **બ્રહ્મજીજ્ઞાસુ** વિદ્યાર્થી સમજી શકશે કે જે સ્થાનમાં કાંઈ નથી ત્યાં સર્વ કાંઈ છે, માટેજ જ્યાં કાંઈ નથી ત્યાંથીજ આ સર્વ ઉત્પન્ન થઈ આવ્યું છે. સારાંશ એટલો કે, **અદ્વૈતરૂપ** સૃષ્ટિ ત્યાં નથી પણ **અદ્વૈતરૂપ બ્રહ્મ** છે. એ ઉપરથી નિશ્ચય થાયછે જે, એકજ વસ્તુ સર્વવ્યાપક છે અને તેજ આ સર્વ આકાર ધારણ કરનારી છે. જે આ સર્વ આકૃતિમય છે તે, તેજ છે. કેમજે તે સર્વ ભ્રાંતિની આકૃતિયો થઇ છે, તેથી **અદ્વૈત** તેજ **દ્વૈત** અને **દ્વૈત** તેજ **અદ્વૈત** છે. એટલે એક આકૃતિરૂપ આત્મા તેજ આ અનંતાકૃતિરૂપ જગત્ છે. જેમ બીજ અને વૃક્ષ એ બંને ગુપ્તજ્ઞાનથી જોતાં એકજ આકૃતિમય છે, એટલે બીજ તેજ વૃક્ષ થયું છે અને વૃક્ષ તેજ બીજ થાયછે. કેમ જે જ્યાંસુધી બીજમાં બીજનું સંવેદન અથવા ગુણ રહ્યો છે ત્યાંસુધી બીજ રહ્યું, પછી તે વૃક્ષ થઈ આવ્યું, અને જ્યાંસુધી વૃક્ષમાં વૃક્ષનો ગુણ અથવા ઝળક રહી છે ત્યાંસુધી વૃક્ષ રહ્યું, પછી તે બીજરૂપે થઈ જાયછે. એનો સત્યસિદ્ધાંત અનુભવી સત્યજ્ઞાની **નરસિંહ મેહેતાજીયે** એક પ્રભાતીયામાં ગાયું છે તે શ્રોતાજનો જાણતા હશે. એ ઉપરથી બીજની એકજ આકૃતિ અને વૃક્ષની અનંતાકૃતિમાં ગુપ્તજ્ઞાનીને અન્તર લાગતો નથી પણ એકજ સમજેછે. તેવી રીતે આત્માની સત્યાકૃતિ તે જગતની અનંતાકૃતિથી ભિન્નરૂપે તે સત્યજ્ઞાની સમજતા નથી પણ અનન્યભાવે સ્થિર સમજેછે. તેથી **શુદ્ધચૈતન્ય આત્મા** એકરસ પ્રાપ્ત કરવાની અવશ્ય અગત્ય છે. તે કઠોપનિષદ્‌ના બીજા અધ્યાયની પ્રથમ વલ્લીના ૮૨ માં મંત્ર ઉપરથી ઉન્નતિ પામેલા બ્રહ્મજીજ્ઞાસુને યથાર્થ સમજાશે. તેમાં એવું કહ્યું છે.

**मनसैवेदमाप्तव्यंनेहना नास्ति किंचन ।**
**मृत्योः समृत्युं गच्छंति यइहनानेव पश्यति ॥**

એટલે મનની દ્રઢ ઐક્યતાના અનુભવથી, આત્મા એકરસ પ્રાપ્ત કરવા યોગ્ય છે. તેમ આત્માજ બ્રહ્મ છે બીજો કોઈ નથી, એવા દ્રઢ

નિશ્ચયથી વર્તનારાને, ભિન્ન ભિન્ન ભાવથી પ્રગટ કરવાવાળી અવિદ્યા નિવર્ત પામેછે. તેમ આ બ્રહ્મવિષે કાંઈ પણ નાનાપ્રકારના ભેદ નથી, એવી દઢતા થવાથી અવિદ્યા નષ્ટ પામેછે. તેમ કોઈ પુરૂષ અવિદ્યાવાળી દોષદૃષ્ટિથી, આ સત્યાકૃતિરૂપ બ્રહ્મનેવિષે નાનારૂપ દ્વૈતભાવ દેખેછે, તે છતાં તે બ્રહ્મમાં અલ્પભેદ કલ્પવાથી મરણથી મરણ પામેછે. હવે ઉપર કહેલી સત્યાકૃતિમાં જે અનંતરૂપ દ્વૈત ભાસેછે તેને સત્યજ્ઞાની કેવી રીતે સમજેછે તે કહીયે. જ્યોતિના અનંત કિર્ણો ચૈતન્યતાની આકૃતિમાં અરસપરસ મળી રહેલા છે તે છતાં તેનેવિષે સંવેદન, ઝળક અથવા મિથ્યા કલ્પનાથી જગતાકૃતિ દર્શાઈ રહી છે. આ દર્શાયલી જગતાકૃતિમાં પેહેલું સંવેદન પાણીના તરંગની પેઠે અનંત કલ્પનાની આકૃતિમાં ભાસ્યા કરેછે. પરંતુ સત્ય જોતાં આ સંવેદન તે સમયે તેના સ્થાનમાં જરા પણ હાલતું નથી, પણ આપણું જ્ઞાન આપણેવિષે અનેક શબ્દોની ઉત્પત્તિ કર્યા કરેછે. તેથી આપણું ઉલટ સુલટ જ્ઞાનજ શબ્દોપત્તિ કર્યા કરેછે, માટે એ ઉલટરૂપ જ્ઞાનઉપર લક્ષ આપવું જોઇયે નહીં. કારણ કે જ્યારે પેહેલું સંવેદન થયું ત્યારે આપણું જ્ઞાન એવી ઉલટ આકૃતિમાં ઉત્પન્ન થઈ આવ્યું, તેથી આ જ્ઞાનવિષે જ્યાંસુધી એવા પ્રકારનું ઉલટપણું સ્થિત રેહેશે, ત્યાંસુધી સંવેદન દર્શાયા કરશે. માટે સંવેદનના પ્રવાહને આપણે જો બંધ કરીયે તો, એ જ્ઞાન સુલટ આકૃતિમાં સ્થિર થાય. ઉલટ જ્ઞાને આપણી કાયામાં મન, બુદ્ધિ, ચિત્ત, તર્ક, અહંકાર અને અંતઃકરણ એ સઘળાંને જ્ઞાન વિગેરે તત્ત્વોની આકૃતિ ધારણ કરવા દીધી, માટે એના સંયોગથી આત્માની જ્યોતિના અનંત કિર્ણોનેવિષે શબ્દોપત્તિ કરવા માંડી, તેથી તે શબ્દોના ચિત્રવિચિત્ર જાતના અંતઃકરણને અનેક ભાવો કલ્પી, તે ભાવનાયે નિશ્ચયાર્થપૂર્વક અસંખ્ય જાતના અર્થો દઢ કીધા અને તે અર્થપ્રમાણે જોતાં અનંત આકૃતિરૂપ જગત્ સત્ય ઠર્યું. તોપણ આત્મા સર્વત્ર એકજ છે અને તેનું સંવેદન તેની જ્યોતિ છે એવું સત્યજ્ઞાની દઢ સમજેછે. તેથી નિશ્ચે સમજવું કે, આપણેવિષે જે કલ્પનારૂપ ઝળક થયા કરેછે તે ઝળક એ વિપર્યય અથવા ઉલટું અજ્ઞાન કરાવ્યા કરેછે તેથી ઉપર કહેલા તત્ત્વોવિષે ભ્રાંતિ દર્શાયછે. એ ભ્રાંતિનું દર્શાવવું હા અને ના એવા બે પ્રકારમાં રહેલું હોયછે તે એવી રીતે કે મારૂં કાર્ય થશે કે નહીં આ સંકલ્પમાં એક વિચાર પ્રગટ થઈ કેહેછે જે થશે અને બીજો વિચાર તરતજ સ્ફૂર્ણમાં દર્શાવેછે કે તે કાર્ય થશે નહીં. ત્યારે એવા દ્વંદ્વ પ્રકારના સંકલ્પોમાં આપણી કલ્પનાનું મૂળ જે વિપર્યયજ્ઞાન (અજ્ઞાન) તે એવા પ્રકારની ભ્રાંતિવાળા આકારમાં ચમકયા કરેછે.

એ ભ્રાંતિરૂપ પ્રવાહ, સત્વ, રજ અને તમ એ ગુણોની આકૃતિમાં રેહેવાથી સ્વર્ગ, મૃત્યુ વિગેરે સ્થાનોમાં અથવા કીટ, પતંગ, તિર્યકાદિ યોનીઓને પ્રાપ્ત કરાવેછે. તે છતાં એ પ્રવાહ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થામાં અખંડ રેહેછે. પણ તુર્યાવસ્થામાં એની ગતિ નથી; તેથી પૂર્ણ જ્ઞાનીયો એ પ્રવાહથી વિરક્ત રેહેવાસારૂ સદા સમાધિનિષ્ઠ થાયછે. કેમકે સમાધિરૂપ તુર્યામાં એનું સંવેદન દર્શાતું નથી, પણ એક અખંડ મુક્તાવસ્થાજ સ્થિર રેહેછે. પરંતુ જો જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ આદિક અવસ્થામાં એ આપણા વિપર્યય જ્ઞાનની ઝળક પ્રગટ નહી થાય તો, આપણે અખંડ, શુદ્ધ, નિર્વિકાર મુક્તાવસ્થામાં રહી શકીયે. માટે જો એ ત્રણે અવસ્થામાં એ અજ્ઞાન ગ્રહણ નહી કરીયે, અને આપણું મન વ્યતિરિક્ત થાય તો, એ અજ્ઞાનના મિથ્યા અર્થો ગ્રહણ કરવામાં નહીં આવે. જ્યાંસુધી એ મિથ્યા અર્થ ગ્રહણ કરવાની ટેવ રહી છે ત્યાંસુધી એ ટેવને જીવદશા, અજ્ઞાન અને ભ્રાંતિ વિગેરે નામો પ્રાપ્ત થાયછે. અને એ જીવદશાના સંબંધથી સ્વપ્નવત્ ભ્રાંતિવાળા આ જગતના પડદાઓ જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિમાં ટકી રેહેછે. માટે સત્યાકૃતિવાળા ગુપ્ત જ્ઞાનીયો કેહેછે જે, સંવેદનના પ્રવાહવાળા કલ્પનાવાળા ભ્રાંતિમય શબ્દોની ઝળકો સાથે સદા અથડાવવાથી મુક્તાવસ્થારૂપ અખંડ પરમશાંતિવાળી મુક્તિ પ્રાપ્ત થતી નથી તો સત્યાકૃતિરૂપની પૂર્ણ પ્રાપ્તિ તો થાયજ ક્યાંથી? માટે સઘળી અવસ્થામાં સત્યાકૃતિરૂપ પૂર્ણ આત્મપદમાં અખંડ સ્થિર રહી, તે અખંડ દર્શાયા કરવું જોઇયે. એવી સ્થિતિનું જ્ઞાન પ્રાપ્ત કરવાસારૂ ત્રણે અવસ્થાના ધર્મનો જ્યારે ત્યાગ કરીશું ત્યારેજ એનો સંપૂર્ણ લાભ મળશે. માટે એવા અદ્ભુત લાભની પ્રાપ્તિસારૂ પ્રથમ આપણી પાસે આત્માદર્શી શબ્દોનું જ્ઞાન હોવું જોઇયે, કે જેથી આપણું અખંડ રમણ આત્માનેવિષે થાય, અને તેથીજ પૂર્ણ આનંદમય મુક્તાવસ્થા પ્રાપ્ત થઈ શકે. તેથી સત્યજ્ઞાનીયો એવું કેહેછે જે, સંધ્યા, તર્પણ, દેવસેવા, પૂજા, ભજનભક્તિ, યોગાભ્યાસ, એકાંતવાસ વિગેરે જગતમાના સર્વે નિયમો પ્રમાણે વર્ત્યા છતાં, જ્યાંસુધી આપણો શ્વાસ આપણી કાયામાં રહેલો છે ત્યાંસુધી જો કલ્પનાના યોગે જગત્સ્વપ્નનો વ્યવહાર આપણી માયીક કલ્પનાઓને સ્વાધીન થઇ ચલાવ્યા કરીયે છઇયે, ત્યાંસુધી ઉપર કહેલા સર્વ નિયમો કરેલા મિથ્યા છે. કેમજે જ્યાંસુધી માયીક કલ્પનાઓ રહેલી છે ત્યાંસુધી ભ્રાંતિનો પડદો મટવાનો નથી. એ પડદો સમાધિમાં મટેછે. એ સત્ય છે પરંતુ જ્ઞાનવિના કેવળ હઠયોગથી સમાધિનો અભ્યાસ અંતે દુઃખકર્તા છે. કેમકે એક પુરૂષ ઉપર કહ્યાપ્રમાણે .માત્ર હઠયોગથી જ્યાં-

સુધી સમાધિનેવિષે દીર્ઘસમય સુધી સ્થિર થયો ત્યાંસુધીજ તે પૂર્ણ શાંતિ અને મોક્ષપદમાં રહ્યો કેહેવાય. સાથી જે તેણે તેટલા સમયસુધી કલ્પનાઓ સ્થિર કરી, જગતવ્યવહાર ન ચલાવ્યો પણ જ્યારે તે સમાધિમાંથી ઉતર્યો ત્યારે તરત જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ વિગેરે પ્રાપ્ત થાયછે. અને તેથી તેના અંતરમાં એ સંવેદનરૂપી પ્રવાહ ચાલુ થાયછે, તેથી તેને બીજા અલ્પજ્ઞાનીની પેઠે દેહધર્મ પ્રાપ્ત થાયછે તેણે કરી અલ્પજ્ઞાની પેઠે તેને અહાર, નિદ્રા, ભયાનુભવ, વિગેરે ઇન્દ્રિયોના વ્યવહારમાં વર્તવું પડેછે; તેથી સમાધિનિષ્ઠ પુરૂષ વ્યાવહારીક જનોપ્રમાણે વર્તે ત્યારે તે પૂર્ણ મુક્ત કહેવાય નહીં પણ પાછો બંધનમાં આવી પડ્યો કેહેવાયછે. માટે મુક્તપણાની સ્થિતિમાં અક્ષય રેહેવાસારૂ આ જગતરૂપી બંધનરૂપ સ્વપ્ન પડદાવિષેની જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ આદિક અવસ્થામાં ગમન કરનારી વિષયના સંવેદનના પ્રવાહવાળી કલ્પના અંતઃકરણમાં ઉત્પન્ન થવી નહી જોઈયે. કેમ જે એના પ્રતિબંધથી દેહાભિમાન વિગેરે ત્રણે અવસ્થાની ખટપટ નષ્ટ થાયછે અને અંતરવિષે પૂર્ણ શાંતિ વર્તેછે. તેમ થવાથી સઘળી કલ્પનાઓ વિરક્તપણામાં સ્થિર થાયછે. ત્યારેજ અખંડ સત્યાકૃતિમય બ્રહ્મરૂપે પોતે પોતાને જોવા માંડેછે. એ સમયે કિંચિત માત્ર પણ કોઇ પ્રકારની કલ્પનાની સ્મૃતિ તેના જ્ઞાનને થતી નથી, તેથી તે મુક્ત થયો કેહેવાયછે. માટે આત્મદર્શી શબ્દોની ઉત્પત્તિ આત્મદર્શનથીજ થઇ શકેછે તોપણ આત્માના બંધનરૂપ સંવેદનની કલ્પનારૂપ પ્રવાહ ત્રણે અવસ્થાઓ તેમ એના સંબંધથી અનાત્મપંચભૂતાત્મક જગત્ સ્વપ્નમય સમષ્ટિ અને તેનેવિષે પ્રગટ થએલાં અનંતકોટી બ્રહ્માંડ અને તેની સર્વે સ્થાવર, જંગમાદિક વસ્તુઓ, અને તેમાં ઉત્પન્ન થએલા ચરાચર પ્રાણીમાત્રોના આકારો, તેમજ તે આકારોથી થતાં ભિન્ન ભિન્ન કાર્યો વિગેરે અસંખ્યાકૃતિઓમાં વ્યાપેલો છે. એનો સારાંશ એટલો કે સર્વે આકૃતિઓને ધારણ કરનાર એ પ્રવાહરૂપ બંધનકારી કલ્પનાનો મિથ્યા સ્વપ્નભાસ છે, તેથી શ્રુતિમાં કહ્યું છે કે આ સર્વે અજ્ઞાનથી પ્રગટ થયું છે, તે છતાં એ અજ્ઞાનરૂપ બંધનકારી સ્વપ્નભાસમાં કલ્પનાના જ્ઞાનઉપર આધાર રાખી, એના દર્શાવેલા નિયમો પ્રમાણે ચાલવા દેવાથી, એ કલ્પનાના આયુષ્યની વૃદ્ધિ થાયછે. માટે મુક્તાવસ્થામાં સ્થિત થનારા જ્ઞાનીને, એ સ્વપ્નભાસનો ક્ષય કરવાની અવશ્ય અગત્ય છે. પરંતુ એનો ક્ષય આ જગતસ્વપ્નામાં ચાલતા શબ્દવિલાસી અને વિષયઉત્તેજક કર્મ અને નિયમોથી થતો નથી. એનો ક્ષય તો આત્મદર્શી શબ્દોના જ્ઞાનવાળા ભાવોથીજ થઈ શકેછે. કેમ જે એવા શબ્દો મુક્તરૂપ ઈશ્વર અને બંધનરૂપ જગત એ બંનેના

આકૃતિરૂપ પૃથક્કરણને યથાર્થ સમજાવી શકેછે. તે એવી રીતે કે જેમ વૃક્ષની અનેક આકૃતિઓનું મૂળ એક બીજ છે તેમ આ સર્વે બંધનરૂપ સ્વપ્નમય જગતની અનેક આકૃતિઓનું મૂળ એક આત્મા છે. ત્યારે શંકા થાયછે જે આત્મા કેવો છે. એનો ઉત્તર એવો જે, "તે અનેકનો એક છે એટલે અનેક આકૃતિઓની એક આકૃતિમય છે." તેથી સિદ્ધ થાયછે જે અનેક આકૃતિમાં એક આત્મા રહેલો છે. એ સર્વે એક આત્માના સંવેદન અથવા ઝળકથી પ્રગટ થયું છે. જેમ બીજના સંવેદનથી વૃક્ષ થાયછે તેજ પ્રમાણે આત્મા અને જગતની કૃતિ છે. ત્યારે તો શંકા થાય જે અનંત આકૃતિરૂપ જગતમાં આત્મા કયાં રહ્યો છે? ત્યારે સમજવું જે, જેમ વૃક્ષોમાં બીજ રહ્યું છે તે પ્રમાણે જગતાકૃતિમાં આત્મા અનેકરૂપે રહ્યો છે તેથી સિદ્ધ થાયછે જે જગતની સઘળી આકૃતિઓ એક આત્માની છે. હવે જગત અને આત્મા એ બંનેની સત્યાકૃતિનું જ્ઞાન દર્શાવનારા **અનેક** અને **એક** તથા **એક** અને અનેક એવા શબ્દો છે. તે એવી રીતે કે, એક એવા શબ્દની સંજ્ઞાથી ઈશ્વરને ઓળખવો એજ કારણથી આ જગતમાં એકજ ઈશ્વર છે એવું કેહેવાયછે. હવે અનેક શબ્દ આ જગતરૂપે કેહેવાયછે. કેમજે આ જગતની એક વસ્તુ જણાતી નથી પણ અનેક રૂપે જણાયછે. એ ઉપરથી સ્પષ્ટ જણાયછે જે, **એક** એટલે આત્મા અને **અનેક** એટલે જગત અને એજ નિયમ વૃક્ષ અને બીજના સંબંધમાં રહેલો છે. તે એવી રીતે કે એક તે બીજ અને અનેક તે **વૃક્ષ**. એજ કારણથી વૃક્ષ એ બીજની ગુહ્ય આકૃતિ છે તેવીજ રીતે જગત એક આત્માની ગુહ્ય આકૃતિ છે. એજ પ્રમાણે સત્ય આત્મજ્ઞાની ભક્ત **નરસિંહ મેહેતા**જીએ "વૃક્ષમાં બીજ છે અને બીજમાં વૃક્ષ છે." એવી રીતે જગત અને આત્માનું ઐક્યપણું પોતાના ભજનમાં સ્પષ્ટ દર્શાવેલું છે છતાં હાલના ભોળા ભાવિક જનો તેનો સત્ય ગુહ્યાર્થ સમજી શકતા નથી. સારાંશ એટલોજ કે, એકમાંથી અનેક થયા અને અનેક એકમાં રહ્યા. એટલે એક તે આત્મા અને અનેક તે જગત. હવે એ બંનેની ભિન્ન સ્થિતિ રેહેવાનું કારણ એવું જે, આત્મા બીજની પેઠે કેવળ શાંત અને અખંડ છે. જગત વૃક્ષની પેઠે આત્મરૂપ બીજના સંવેદનના પ્રવાહથી બંધનરૂપ ભિન્નતાને પામ્યું પણ તે સ્વપ્નવત્ અને નાશવંત છે. માટે સ્વપ્નવત્ નાશવંતનો લય કરવાની આત્મદર્શિ જ્ઞાનીઓને અવશ્ય અગત્ય છે. તેમાટે એકથી અનેક એ શબ્દનો ઉચ્ચાર થતાં આપણી અન્તરની ભાવના આત્મપદને યથાર્થ જોઇને સ્થિર થઇ જાય, તે એવી રીતે જે, એક શબ્દથી આપણી અંતર્યામી જ્ઞાનદૃષ્ટિ આત્મસ્થાનમાં જઈ ત્યાં

સ્થિર થઇ આત્માનું યથાર્થ દર્શન થાય. તેથી એક એવા નિશ્ચયાર્થવાળા શબ્દથી નિશ્ચય કરવું જે, આ જગતમાં મુખ્ય રૂપ એકજ છે. એવામાં તે સ્થાને રહી બીજો અનેક એવો શબ્દ ઉત્પન્ન થવાથી જ્ઞાનદૃષ્ટિયે આ જગતનો પડદો આવ્યાથી, તેણે આ જગતના અનેક આકારોને યથાર્થ જોયા, તેથી આપણી કલ્પનાની જ્ઞાનદૃષ્ટિયે જગત જેવડું મોટું સ્વરૂપ ધારણ કર્યું તેથી એનું નામ **મહિમા** નામનીસિદ્ધિ પ્રાપ્ત કરી એવું કહી શકાય. કેમ જે નાનાનું મોટું સ્વરૂપ કરવું એજ મહિમાનામની સિદ્ધિ કેહેવાયછે. માટે એક એવા શબ્દથી આત્મારૂપી અતિશૂક્ષ્મ શાંતિરૂપ નિદ્રામાં પડવું અને અનેક એવા શબ્દથી આ સ્વપ્નરૂપ જગતના ભાસમાં પડ્યા છતાં, પાછા એ ભાસરૂપી બંધનકારી સ્વપ્નામાંથી મુક્ત થવાસારૂ આત્મરૂપી નિદ્રાવસ્થામાં આવવું જોઇયે, અને તેથી બંધનકારી ભાસરૂપ જગતસ્વપ્ન અદર્શ થઈ ગએલું જણાય, અને તેથી મુક્તાકારિ આત્માનો સાક્ષાત્કાર થાય. તે એવી રીતે જે આ જગતની અનેક આકૃતિયો જે બાહારથી જણાયછે તે મિથ્યા, અસત્ય, અને ક્ષણભંગુર માયા છે; પણ તેમાં વ્યાપક રહેલો એક આત્મા અખંડ અને અવિનાશી છે, તેથી અનેકમાં એક કેહેતાંજ આપણી જ્ઞાનદૃષ્ટિ આભાસરૂપી સૃષ્ટિ સ્વપ્નની કલ્પના તજી એક એવા નિર્વિકાર આત્માનેવિષે લીન થઇ જાય. એ સ્થિતિના ભાવમાં નિમગ્ન થવું, એને **અણિમા** સિદ્ધિ કહી શકાય. કેમજે વિશાળનું સૂક્ષ્મ થવું એ **અણિમા** સિદ્ધિ કેહેવાયછે. સારાંશ એટલો કે આપણી જ્ઞાનદૃષ્ટિ એક એવા આત્માના પૂર્ણ અસ્તિત્વનેવિષે લીન થઇ રહી, તેથી આત્માનો સાક્ષાત્કાર થયો, એનું નામજ **અદ્વૈતમુક્તિ** કેહેવાયછે. તેથી કેટલાએક સત્યજ્ઞાયો ભાષામાં શબ્દજ્ઞાનથી એવું કેહેછે જે **"શબ્દકુંચી શબ્દતાળા, શબ્દે શબ્દથી થયા ઉજાળા"** એમાં રહેલો ગુહ્યાર્થ કેવળ સત્યજ્ઞાનીજ સમજી શકેછે. તે એવો કે આપણે ઉપર કહેલા શબ્દોમાંથી એક એવો શબ્દ બોલવાથી સર્વત્ર એક આત્મા છે એવું જ્ઞાન થયું, તે સમયે જ્ઞાનદૃષ્ટિમાં અનેક આકૃતિવાળું આ સ્વપ્ન જગત આવ્યું નહી, તેથી એ શબ્દ કુંચીરૂપ ઠર્યો. તેવીજ રીતે અનેક શબ્દ તાળારૂપ ઠરેછે. કેમ કે અનેક એ શબ્દનો ઉચ્ચાર કરતાંજ આપણી જ્ઞાનદૃષ્ટિથી આત્માનું દર્શન નષ્ટ થયું. સાથી જે અનેક શબ્દનાં ઉચ્ચારથી જ્ઞાનદૃષ્ટિ આ જગતના અનેક આકારો જોવા લાગી, તેથી આત્મારૂપી પરમશાંતિનો ત્યાગ થયો, ત્યારે આત્મદર્શનના સ્થાને તાળું દેવાયું. એ તાળું આપણે ઉપર કહેલા એક આત્મરૂપી કુંચિનો જ્ઞાનદૃષ્ટિથી ઉપયોગ કરી, જોયું જે એ અનેક દેખીતારૂપો મિથ્યા છે. પણ તેમાં રહેલો એક

આત્માજ સત્ય છે. એમ પાછું જ્ઞાન થવાથી અનેક આકૃતિવાળું જગતરૂપી તાળું ઊઘડી, આત્મજ્યોતિરૂપ અજવાળું પ્રકટ થયું. અને આત્માની સત્યમૂર્ત્તિ જણાઈ આવી, તેથી એને મૂર્ત્તિનામની સિદ્ધિ પ્રાપ્ત થઇ ગણાયછે. મૂર્ત્તિ એટલે જેનું જેવું સત્યસ્વરૂપ હોય તેવા સ્વરૂપમાં તદ્રૂપ થવું. સારાંશ કે જેવા શબ્દ તેવા ભાવમાં લીન થવાથી, જે સ્વરૂપ જણાય તે મૂર્ત્તિ કેહેવાયછે. એ ઉપરથી એક શબ્દથી આત્મારૂપ થવાયછે અને અનેક શબ્દથી જગતરૂપ થવાયછે. એથી સ્પષ્ટ જણાયછે જે, સર્વ જાતના જ્ઞાનનો પ્રકાશ કરનાર શબ્દોજ છે. એવી રીતે સત્યાકૃતિમાં લીન થવાના શબ્દો મહાત્મા અને ગુપ્તજ્ઞાનીયો તેના પાત્ર થએલા વિદ્યાર્થિઓને શિખવેછે. તેથી તેમની ભાવના મુક્તાવસ્થાવાળી સ્થિતિમાં અખંડ રેહેછે.

**નિશ્ચયાત્મક**બુદ્ધિ ચૈતન્યજ્ઞાનની ઉન્નતિ પામેલા બ્રહ્મજીજ્ઞાસુ વિદ્યાર્થિને ગુહ્યજ્ઞાન સમજવાનો ઉપદેશ માત્ર ગુહ્યજ્ઞાનવાળા શબ્દો ઉપરથી થઇ શકેછે અને તે શબ્દોનાં સત્ય અર્થોઉપરથી સઘળી સમષ્ટિ અને વ્યષ્ટિમાં ગુપ્ત રહેલા આત્મજ્યોતિમાં તદાત્મપણું કરવાનો અભ્યાસ સંસ્કારી જન કરવા માંડેછે, એટલે તેને અતિ અદ્દ્ભુત અને અલૌકિક આત્માની ચમત્કૃતિઓ જણાઈ, અંતે પરમાનંદની પ્રાપ્તિ થવાથી તેમાંજ તે અહોનિશ નિમગ્ન રેહેછે. માટે એવા ગુપ્ત પ્રકારનાં અનેક શબ્દોમાંથી થોડા આ પ્રસંગે જણાવ્યાથી આગ્રહિ વિદ્યાર્થિને અવશ્ય અધિક લાભ થઇ શકશે.

તે શબ્દોમાં **અલ્પમાં કલ્પ** અને **કલ્પમાં અલ્પ** તેમજ **દૃષ્ટિમાં સૃષ્ટિ** અને **સૃષ્ટિમાં દૃષ્ટિ** વિગેરે ઘણા શબ્દો છે, તે છતાં આ પ્રસંગે એજ શબ્દોનો ગુહ્યાર્થ પ્રકટ કરવાથી, વિદ્યાર્થિને કાંઈક લાભ થઇ શકશે, અને તેથી બીજા એવા પ્રકારના શબ્દો, પોતાની મેળે શોધી કાડવાને શક્તિમાન થશે. હવે અતિ સૂક્ષ્મ એવા અણુ કરતાં પણ અતિ સૂક્ષ્મરૂપ આત્મામાં, પ્રથમ અતિ અલ્પ એવું જે ગુપ્ત સંવેદન અથવા ઝળક ઉત્પન્ન થયું અને તેજ આગળ વિસ્તિર્ણ પામી આ કલ્પરૂપ સ્વપ્નવત્ અતિ મોટું જગત્ ઉત્પન્ન થયેલું કલ્પનાથી જણાયછે માટે **અલ્પમાં કલ્પ** કેહેવાયછે. તેમજ કલ્પરૂપ મોટાં સ્વપ્નજગત્માં, અતિ સૂક્ષ્મ અલ્પ જેવા આત્મામાં સંવેદન થઈ, એક મધ્યબિંદુમાં આવ્યાથી, કલ્પરૂપ સ્વપ્નજગત્ પ્રકટ થઇ આવેછે; તેથી કલ્પથી સ્વપ્નજગત્માં સર્વત્ર અલ્પરૂપી 'આત્મા વ્યાપી રેહેલો છે. વાસ્તે કલ્પમાં અલ્પ કેહેવાયછે. હવે દૃષ્ટિમાં સૃષ્ટિ એવી રીતે રેહેલી છે જે, એક શુદ્ધચૈતન્યરૂપ જ્યોતિનાં મધ્યબિંદુમાંજ, દૃષ્ટિ એટલે કલ્પના સ્થિર થવાથી,

તેમાંથી જે સંવેદન અથવા ઝળક નિકળેછે, તેના યોગે આ સઘળી દૃશ્યરૂપ સ્વપ્નવત્ સૃષ્ટિ, જે પ્રમાણે નિંદ્રાવસ્થાને પામેલો પુરૂષ સ્વપ્નાવસ્થામાં જોયછે, તે પ્રમાણે ધ્યાનનિષ્ઠ પુરૂષ સૃષ્ટિ ઉત્પન્ન થએલી એક સ્થાને બેઠેલો જોયછે. માટે દૃષ્ટિમાં સૃષ્ટિ રહેલી કેહેવાયછે. હવે આ જગતરૂપ સૃષ્ટિનું મૂળ નિત્યરૂપ દૃષ્ટિ છે, તેથી સૃષ્ટિ અને તેમાં રહેલા પદાર્થો જેમાં ઉપલો ધ્યાનનિષ્ઠ દૃષ્ટિ કરેછે, એટલે તેની દૃષ્ટિયે બીજી કાંઇ વસ્તુ નહિ જણાતાં, માત્ર એક આત્મરૂપ દૃષ્ટિજ માત્ર રેહેછે, વાસ્તે સૃષ્ટિમાં દૃષ્ટિ માહાપુરૂષોયે કહી છે. આ ઊપરથી નિષ્પક્ષપાતિ આગ્રહિ જનને સ્પષ્ટ જણાશે જે, આત્માનેવિષે આ બંધનકારિ સ્વપ્નવત્ અસત્ય જગત્ જ્ઞાન, સદા નષ્ટ થવાસારૂ આત્મારૂપી પરમશાંતિની કલ્પનામાં અખંડ નિમગ્ન રેહેવાની અવશ્ય અગત્ય છે, અને તેથીજ નિરંતરની મુક્તાવસ્થા પ્રાપ્ત થઇ શકેછે. એવિષે આત્મારૂપી મુક્તાવસ્થાના સંપૂર્ણ અનુભવી એવા ત્રિકાળદર્શી મહાત્માઓ એવું કેહેછે જે, આત્મરૂપી નિરંતરનું શાંત પદ પ્રાપ્ત થવાનું સંસારિ જનોને અતિ કઠણ છે. એ આપણે અનુભવ ઉપરથી સ્પષ્ટ જણાયછે, કેમ જે હાલમાં સઘળા મતપંથોમાં આગ્રહિ અને શ્રદ્ધાવાળા ઉત્તમ ભક્તજનમાં ગણાયેલા પુરૂષો, આ જગત્પડદામાં રહી અનેક પ્રકારનાં ભજન, કીર્ત્તન, નામસ્મરણ, અને એકાંતિક ભક્તિ કરી આપણે ઉપર કહેલી સંપૂર્ણ મુક્તાવસ્થાની શાંતિમાં રેહેવાનો પ્રયત્ન કરેછે. તે છતાં તેમને તેવી સ્થિતિ પ્રાપ્ત થઈ શકતી નથી. કેમ જે તેમના અંતઃકરણમાં તેમણે એવો નિશ્ચય કરેલો છે જે આપણે આપણા ઇષ્ટ દેવનું નામસ્મરણ, પૂજા, માળા, અને નિત્ય નિયમ પ્રમાણે દર્શન વિગેરે કરવાથી, કૃપાળુ દેવ આપણા પાપની ક્ષમા કરી આપણું કષ્ટ નિવારણ કરી **મુક્તિ** આપશે. એવા નિશ્ચયથી ભાવિક ભોળા ભક્ત માળા, પૂજા અને દેવદર્શન વિગેરે નિત્ય નિયમિત શુભ કર્મો કરવા જાયછે. તેટલામાં તે ભોળો ભાવિક છતાં પોતાની મનઃકલ્પિત ઇન્દ્રિયોને સ્વાધિન છે, તેથી તે સમયે તતક્ષણ મન ઈન્દ્રિયોના વિષયસુખની કલ્પના અને વ્યાવહારિક ખટપટના વિચારમાં તે ભોળો ભક્ત લુબ્ધ થાયછે, તેથી તે માત્ર પોતાનાં અવયવોદ્વારા શુભ ભક્તિનાં કર્મો કરતો છતાં તેના અંતઃકરણમાં અનેક પ્રકારની ધડામોડ થયાજ કરેછે; તેથી તેનાં ઇન્દ્રિયદ્વારા કરેલા શુભ કર્મો અંતે નિર્થક જાયછે એટલુંજ નહી પણ એવી રીતે મનોવૃત્તિ સ્વાધિન નહી રેહેવાથી વ્યવહારનાં આરંભેલાં કાર્યમાં સંપૂર્ણ ચિત્તવૃત્તિ શાંત નહી રહેથી અને તેમાં બીજી અનેક કલ્પનાઓ ઉત્પન્ન થવાથી તેનું કાર્ય જેવી રીતે નિર્વિઘ્નપણે થવું જોઇયે,

તેવી રીતે થઈ શકતું નથી. વળી તેમાં, કામ, ક્રોધ, મોહ, મદ, વિગેરે અંતરશત્રુપર પોતાની સત્તા નહિ બેસવાથી અને અનેક પ્રકારનાં વિઘ્નો આવવાથી અને ઉત્તરોત્તર અલ્પજ્ઞ થવાથી નિર્માલ્ય થતો જાયછે. એ કારણને લીધે એવા નિર્માલ્ય પુરૂષથી, આ લોક અને પરલોકમાં ઉત્તમ પુરૂષાર્થો થઇ શકતા નથી. તેથી સઘળા કાર્યોમાં પરતંત્ર અને દાસત્વપણું કરવું પડેછે એ સઘળાના જાણવામાં છે. તેથી એવિષે અધિક કહેવાની અગત્ય નથી. વળી એવીજ રીતે બીજા વિષયાસક્ત જનો, જે મન અને ઇન્દ્રિયોના વિષયોને તથા કામક્રોધાદિક અંતરશત્રુને કેવળ સ્વાધીન છે અને જેને કોઇ પણ પ્રકારની ભક્તિ અથવા ઉપાસના નથી, તેમનાં ત્હૃદયમાંથી નિરંતર વિષયભોગનીજ સ્ફુર્ણા ઉત્પન્ન થયા કરેછે તેથી મન સદા તર્કવિતર્ક કર્યા કરેછે. તેમનું મન દિવસમાં એક ક્ષણવાર પણ વિષયિ કલ્પના કર્યાવિના રેહેતું નથી. તેવા પુરૂષ ભણેલા અને ઉત્તમ માનસિક જ્ઞાનવાળા છતાં, તેમની વૃત્તિ કાંઇ મહત્વનાં કાર્યો કરવામાં જેવી જોઇયે તેવી રીતે દીર્ઘસમય સુધી સ્થિર રહી શકતી નથી. તેમનાથી ઉત્તમ રીતે સ્થિરમનવાળાનીપેઠે પરોપકારનાં અને બીજાં ઉત્તમ કાર્યો યથાયોગ્ય સંપૂર્ણ રીતે થઈ શકતાં નથી. માટે તેપણ અલ્પજ્ઞ મનુષ્યની પેઠે ઇન્દ્રિયવિષયમાં આસક્ત થઈ કેવળ સ્વાર્થિ થવાથી તન, મન, અને ધન વિગેરેથી નિર્બળ થતા જાયછે અને અંતે અલ્પજ્ઞપણું પ્રાપ્ત થવાથી દાસત્વપણામાંજ આનંદ પામી કાળક્રમણ કરી પોતાનું આયુષ્ય પૂર્ણ કરેછે.

હવે આ ઉપરથી ઉન્નતિ પામેલા બ્રહ્મજીજ્ઞાસુ વિદ્યાર્થિને શંકા થાય જે ઉપર કહેલા ભાવિક ભક્તો અને માનસિક જ્ઞાનની ઉન્નતિ પામેલા વિદ્વાનમાં ગણાયેલા જનોને એવી રીતનું અજ્ઞાન અને મિથ્યા ભ્રાંતિ કયારથી ઉત્પન્ન થઇ અને એનું મૂળ કારણ શું એનો વિચાર આ પ્રસંગે કરીયે.

આપણે પાછળ વારંવાર કહી ગયા છિએ જે, કેવળ શુદ્ધચૈતન્ય, નિર્લેપ, નિઃશંક, અચિંત્ય, આવરણરહિત છે તે છતાં એના ચિદાભાસમાં કલ્પના, માયા, અથવા પ્રકૃતિ એક રસ જેમ બીજમાં વૃક્ષ છે તે પ્રમાણે રહેલી છે. એ શાંત ચિદાભાસમાંથી સમયપરત્વે પ્રથમ કલ્પનાનું સંવેદન અથવા ઝળક ઉત્પન્ન થવાથી સત્વ, રજ, અને તમ અથવા જ્ઞાતા, જ્ઞાન, અને જ્ઞેય એ ત્રિગુણાત્મકની સ્ફુર્ણા થવા માંડી, તેથી શબ્દબ્રહ્મમાંથી પંચમહાભૂતની તનમાત્રા આગળ સ્ફુર્ણાને પામી કેવળ શાંતરૂપ ચિદાભાસનો પ્રકાશ આગળ કાલાંતરે ઝાંખો થવા માંડ્યો. જેપ્રમાણે દીપનો પ્રકાશ તેનાં મૂળસ્થાન પાસે સંપૂર્ણ

રીતે પ્રકાશિત છતાં તેજ આગળ જેમ અંતરે જતો જાયછે તેમ ઝાંખો થતાં થતાં અંતે અંધકારજ દેખાયછે તેપ્રમાણે નિર્વિકાર ચૈતન્યના ચિદાભાસમાંથી ત્રિગુણાત્મકની સ્ફુર્ણા પ્રકટ થયા પછી આગળ દ્વૈતભાવ ઉત્પન્ન થયો. એજ દ્વૈતભાવ અજ્ઞાનરૂપ, માયારૂપ, અને પ્રકૃતિરૂપ છે. કેમજે આપણે સાધારણ ન્યાયની રીતે જોતાં, સ્પષ્ટ જણાયછે જે જ્યાંસુધી એકજ વસ્તુ છે ત્યાંસુધી કાંઈ અજ્ઞાનરૂપી વિકાર હોતો નથી પણ દ્વૈતભાવ પ્રકટ થવાથી હુંરૂપી અજ્ઞાન પ્રાપ્ત થયું. પછી તેમાંથી મારૂં થયું અને તેમાંથી બીજા અનેક સંકલ્પો ઉત્પન્ન થઈ, તેમાંથી તું અને તારૂં એની ઉત્પત્તિ થઈ. એથીજ આગળ હું, મારૂં, તારૂં વિગેરે કલ્પિત સ્ફુર્ણાઓ અનેક ઉત્પન્ન થવા માંડી. તેથી આગળ ભેદાભેદની દૃષ્ટિ થવાથી, કપટ, છળ, ભેદ, અને સ્વાર્થ વિગેરે દુર્ગુણો ઉત્પન્ન થવાથી શાંતિ અને પરમ આનંદનો લય થવા માંડયો, તેથી જ્ઞાન અને સત્ય વિવેક નષ્ટ થવાથી અલ્પપણું પ્રાપ્ત થવા માંડયું. એ સઘળી પોતાની કલ્પનાનીજ ઘટ જાળમાં ગુંથાયાને લીધે, નિર્વિકાર શુદ્ધચૈતન્યનો પ્રકાશ જણાતો બંધ થયો. જે પ્રમાણે સ્વતઃ સૂર્યના કિરણો જળનાં વાદળાં ઉત્પન્ન કરેછે તેજ વાદળાં આગળ સૂર્યની આસપાસ અને તેના ઉપર ઘેરો ઘાલી આવરણ અથવા આચ્છાદન કરવાથી સૂર્યનો પ્રકાશ અંધક જેવો ઝાંખો થઇ જાયછે તદ્વત્ સઘળા પશુપક્ષી અને મનુષ્યાદિક પ્રાણિયો પોતાની અનંત પ્રકારની કલ્પનાનું આવરણ પોતાની મેળે કરી લઈ જીવરૂપ બની દ્વૈતભાવ પ્રકટ કરેછે. એ દ્વૈતભાવથી, કુટુંબકલેશ, ન્યાત જાતકલેશ, રાજ કલેશ અને ધર્મકલેશ ઉત્પન્ન કરી, ઐકયતા અને આત્મસ્નેહનો ભંગ કરી, કોઈ સમયે લાખો નિરપરાધિ પ્રાણિઓનો સંહાર કરાવેછે. માટે દ્વૈતભાવજ સઘળા અજ્ઞાન અથવા માયા ઉત્પન્ન કરનારૂં મૂળ છે. માટે સનાતન ધર્મમાંનો પ્રથમ **અહિંસા પરમોધર્મઃ** એ સત્યરૂપ છે. એજ સિદ્ધાંત મહાત્મા, યોગેશ્વરનો તેમજ શ્રીકૃષ્ણભગવાનનો પણ છે જે સઘળા પ્રાણીમાત્રમાં **ભ્રાતૃભાવ** રાખી કોઇનો દ્રોહ નહિ કરતાં **સમભાવે** વર્ત્તવાથી, અને એકજ આત્મા સર્વત્રવ્યાપી છે, એવો અદ્વૈતસિદ્ધાંત દૃઢ કરી, તેપ્રમાણે વર્ત્તવાથી, અજ્ઞાન અથવા માયાનું આવરણ નષ્ટ થઇ, શુદ્ધચૈતન્યનો પૂર્ણ પ્રકાશ દર્શાવવાથી, પોતે આત્મરૂપ થઇ પોતાની ઈચ્છાપ્રમાણે સર્વે શુભ કાર્યો એની મેળે થવા માંડશે. કેમ જે પોતે આત્મરૂપ થવાથી સર્વ શક્તિવાન્ સર્વજ્ઞ ઈશ્વરરૂપ પોતે થાયછે. એટલે ત્યાં કોઈ પ્રકારની ન્યૂનતા રેહેતી નથી તેથી ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચારેની યથાયોગ્ય પ્રાપ્તિ થઈ શકેછે.

એમ છતાં ઉન્નતિ પામેલા બ્રહ્મજીજ્ઞાસુ જનોને સ્પષ્ટ જણાશે જે **અદ્વૈત** પરમાર્થરૂપ છે. અને નાનારૂપ જે દ્વૈત છે તે અદ્વૈતનું ભેદ અથવા કાર્ય છે. તેથી અદ્વૈતરૂપ આત્મા દ્વૈતભાવે કરી સત્યજ્ઞાની પુરૂષોને વિરોધને પમાડતો નથી એવું માંડુક ઉપનિષદનાં ત્રીજા પ્રકરણના ૯૭ માં મંત્રમાં દર્શાવેલું છે.

**अद्वैतं परमार्थो हि द्वैतं तद्भेद उच्यते ।**
**तेषांमुभयथाद्वैतं तेनायं न विरुद्ध्यते ॥**

એટલે અદ્વૈત પરમાર્થરૂપ છે અને નાનાતત્ત્વરૂપ દ્વૈત અદ્વૈતનાં ભેદરૂપ કાર્ય છે. કેમકે અનુભવ અને શ્રુતિ વિગેરેથી પણ સિદ્ધ થાયછે જે, સમાધિમાં, મૂર્ચ્છાવસ્થામાં, ધ્યાનમાં, અને સુષુપ્તિ વિગેરેની સ્થિતિમાં દ્વૈતના અભાવથી ચિત્તની સ્ફુર્ણાનો અભાવ રહેલો છે. એનો સારાંશ એટલોજ કે દ્વૈતતા નષ્ટ થવાથી અદ્વૈત માત્ર રેહેછે. તેથી અદ્વૈતનું કાર્ય દ્વૈત છે પણ કારણ નથી. માટે કારણરૂપ અદ્વૈતજ સત્ય છે. દ્વૈતવાદિઓનાં વ્યવહારથીજ, દ્વૈતની દૃષ્ટિ રેહેછે માટે તે ભ્રાંતિરૂપ દૃષ્ટિ કેહેવાયછે. અને અભ્રાંતિરૂપવાળાને તો નિરંતર અદ્વૈતનીજ દૃષ્ટિ રેહેછે. એ છતાં અદ્વૈત અને દ્વૈત એ કાંઈ પૃથક્ નથી, કેમજે એ બેઉ કલ્પનારૂપ છે. તેથી અદ્વૈતના અભાવથી દ્વૈત પ્રકટ થાયછે અને દ્વૈતના અભાવથી અદ્વૈત પ્રકટ થઇ આવેછે. પરંતુ દ્વૈતજ્ઞાનના અનુભવથી અનેક પ્રકારના અસત્ય વિરોધ અને ક્લેશ વિગેરે ઉત્પન્ન થાયછે એટલુંજ નહિ પણ નિશ્ચયાત્મક બુદ્ધિજ્ઞાનવાળા, તત્ત્વદર્શી અને સ્વઅનુભવી યોગેશ્વરો, એ જ્ઞાન આકુંચિત અને અલ્પ સમજેછે. કેમજે અદ્વૈતવાદિઓનો મૂળ સિદ્ધાંત એવો છે જે, જીવ શુભ કર્મો કરી અનન્યભાવે ઈશ્વરની ભક્તિ કરવાથી ઈશ્વરની પૂર્ણ પ્રીતિને પાત્ર થાયછે, અથવા ઈશ્વરતુલ્ય થાયછે તે છતાં, તેનામાં ઈશ્વરી સામર્થ્ય આવતું નથી. પણ જીવ દિવ્યરૂપ આકારે ઈશ્વરના તેજોમય ધામમાં ઈશ્વરની તેજોમય મૂર્ત્તિનું નામસ્મરણ કરતો દુઃખરહિત થઈ અચળપદને પ્રાપ્ત થાયછે. એ સિદ્ધાંતવિષે નિષ્પક્ષપાતિ તત્ત્વજ્ઞાની અને રાજયોગસંપન્ન યોગેશ્વર એવું કેહેજે જે, કોઈ પણ જાતનું, નામ, રૂપ, અને ગુણવાળું સ્વરૂપ માયા અથવા પ્રકૃતિ શિવાય ઉત્પન્ન થઈ શકતું નથી. કેમજે નામ, રૂપ, અને ગુણ એ માત્ર કલ્પનાનું પરિણામ છે. વળી તત્ત્વદ્રષ્ટા કેહેછે જે પ્રથમ તેજમાંથી રૂપ ઉત્પન્ન થાયછે પણ રૂપમાંથી તેજની ઉત્પત્તિ થઈ શકતી નથી, માટે રૂપ અથવા કોઇ પણ પ્રકારનો આકાર પોતે કારણ નથી પણ કાર્ય છે, અને કાર્ય સર્વ ષટ્શાસ્ત્રનાં સિદ્ધાંતપ્રમાણે

મિથ્યા અને અસત્ય છે. માટે ઈશ્વરનું કોઈ પણ પ્રકારનું રૂપ કલ્પવાથી અસત્યપણાનો મહાદોષ આવેછે. વળી વેદ, ઉપનિષદ, અરણ્યક વિગેરે ગ્રંથોમાં સર્વનું મૂળકારણ **ઈશ્વરરૂપ બ્રહ્મને** સત્ય, અને નામ, રૂપ, ગુણરહિત, અચિંત્ય, નિરાકાર, અને નિર્ગુણ વિગેરેથી સ્પષ્ટ દર્શાવેલું છે. તેમાં કોઈ પ્રકારે માયિક રૂપનો નિષેધ કરી દિવ્યરૂપનું પણ ગ્રહણ કરેલું જણાતું નથી. કેમજે તેમાં તો કોઇ પણ પ્રકારના ગુણ અને રૂપનું દૃશ્યપણું શું એટલે તે માયિક અથવા પ્રકૃતિનુંજ કાર્ય ગણેલું છે. વળી ઉપર કહેલા વેદ વિગેરે ગ્રંથોમાં અને કેટલાએક પુરાણોમાં પણ કોઇ પ્રકારે કર્મકાંડ અથવા ભક્તિથી કૈવલ્યમોક્ષની પ્રાપ્તિ કહી નથી. કૈવલ્યમોક્ષની પ્રાપ્તિ તો માત્ર સંપૂર્ણ સત્ય **આત્મજ્ઞાન**થીજ થાયછે એવું કહ્યું છે. માટે દ્વૈતપણાના ભાવથી અલ્પજ્ઞપણું પ્રાપ્ત થઇ જીવને નિરંતર નિર્માલ્ય સમજેછે. તે છતાં એ સિદ્ધાંતનાં મૂળપુરૂષોનો તો શુભજ હેતુ હતો, કેમ જે મધ્યકાળમાં આપણી **આર્ય પ્રજા** કેવળ અલ્પજ્ઞ, અને નિર્માલ્ય, પામર અને વિષયી થએલી તેમને જણાઈ, તેથી કેવળ જ્ઞાનરૂપ અદ્વૈતજ્ઞાનને પાત્ર કરવાસારૂ, તેમને રૂચે એવી રીતે સુલભ, ભક્ષ્યભોજનાદિકની દ્વૈતભક્તિમાં આસ્તા બેસાડી સંસ્કારી કરવા માંડયા એ કાંઇ તે મહાપુરૂષોનો થોડો ઉપકાર નથી.

પરંતુ હાલનાં સમયમાં નિશ્ચયાત્મક બુદ્ધિજ્ઞાનની ઉન્નત્તિ પામેલા **બ્રહ્મજીજ્ઞાસુ** અને ધર્મજીજ્ઞાસુ જનોને નિષ્પક્ષપાત રીતે પરીક્ષા કર્યા પછી એક અદ્વૈતઆત્માજ સત્ય જણાયો હોય તો તેમણે જીવપણાનો ભાવ નષ્ટ કરવાનો છે. કેમજે જીવ કાંઇ વસ્તુ નથી. તેપણ માયાની પેઠે અસત્ય અને મિથ્યા છે. તે અનંત કાળની કલ્પનાની સ્ફુર્ણાનું શુદ્ધ આત્મા ઉપર વેષ્ટન અથવા પડદો છે. તેથી તેનો સત્યપ્રકાશ નહિ જણાવવાથી અને મિથ્યાભ્રાંતિથી, પોતાને નિર્માલ્ય અને અલ્પ સમજી બીજો કલ્પનાથી ઇશ્વર માન્ય કરેલો છે. તેમાટે સત્ય માત્ર એક **નિરંજન, નિરાકાર, શાંત** અને **સચ્ચિદાનંદસ્વરૂપ આત્માજ** પોતે છે. હવે **સચ્ચિદાનંદ**નો સ્પષ્ટાર્થ એવો છે જે, **સત્** એટલે પોતે **નિર્વિકાર આત્મા** અને **ચિત્** એટલે **સ્વતઃસિદ્ધ સ્વયંજ્યોતિ.** હવે એ નિર્વિકાર આત્મા પોતે પ્રકાશમાન જણાયો તેથી તે પોતે **ચિત્રૂપ સત્** થયો અને ચિત્ પોતે પ્રકાશી રેહેવાથી, તે સત્રૂપ આત્મા થયું. **એવી રીતે સત્** અને **ચિત્** એકરસ અદ્વૈતપણાના ભાવને પ્રાપ્ત થવાથી સઘળા દુઃખનો લય થયો તેથી સંપૂર્ણ એકરસ આનંદરૂપજ **અદ્વૈત માત્ર રહ્યું.** એવી રીતે અનિત્ય, જડ, દુઃખનો નાશ એટલે પોતાના **સત્યતત્ત્વસ્મરણથી'** બીજા સઘળાનું વિસ્મરણ કરી નાખવું એ

તત્ત્વસ્મરણ તેજ **સચ્ચિદાનંદ** કેહેવાયછે. એવી સ્થિતિને જે વિદ્યાર્થિ પ્રાપ્ત થવા માંડેછે તેને સર્વજ્ઞપણું, સર્વશક્તિમાનપણું અને સર્વવ્યાપક વિગેરે અદ્ભુત ગુણો વગર ઇચ્છાયે પ્રાપ્ત થાયછે. એ શક્તિમાં મુખ્ય શક્તિ, **પરા, આદિ, ઇચ્છા, ક્રિયા** અને **જ્ઞાન** એ પાંચ મુખ્ય છે. તે ઉપરથી બીજી અનેક શક્તિઓની સ્ફુર્ણા થઈ આવેછે. એ બ્રહ્મની શક્તિ અનંત અને અપાર છે. તે છતાં **શક્તિ** અને **બ્રહ્મ** એ બે કોઈ ભિન્ન વસ્તુ નથી. જેપ્રમાણે કોઇ બાજીગર ઇન્દ્રજાલથી અનેક પ્રકારની અદ્ભુત વસ્તુઓ ઉત્પન્ન કરેછે તે શક્તિ બાજીગરથી ભિન્ન વસ્તુ નથી પણ તેમાંજ સમાયેલી છે, તદ્વત્ **શક્તિ** અને **બ્રહ્મ** પૃથક્ નથી પણ એકજરૂપ છે. તેથી પોતાનાં **સચ્ચિદાનંદ**નું ચિચ્ચદ, વનસ્પતિ અને જીવપ્રાણી સર્વમાં વ્યાપી રહ્યાથી, તેનું પોષણ અને વૃદ્ધિ થઇ તે યોગ્ય ફળને પ્રાપ્ત કરેછે. તેવી રીતે દૃઢ આગ્રહી પુરૂષ પોતાની સર્વ કલ્પનાઓને આત્મજ્યોતિના મધ્યબિંદુમાં એકત્ર કરવાથી તેમાંથી મહાઅદ્ભુત સંવેદન અથવા ઝળક ઘણે પ્રસંગે એની મેળે નિકળી આવ્યાથી, મહાઅદ્ભુત ચમત્કારી કાર્યો થાયછે. તેમાં ઘણે પ્રસંગે **વાયુસ્તંભન, જળસ્તંભન,** અને **તેજસ્તંભન** પણ થઇ શકેછે, એટલે વાયુનું ચલન, જળનું પ્રવાહિપણું અને તેજની ઉષ્ણતા એ સઘળાં પોતપોતાનાં કાર્યો કરતાં બંધ થઇ જાયછે. એવી રીતે અનેક મહા અદ્ભુત કાર્યો કરવાની શક્તિ પ્રાપ્ત થયા છતાં પોતાને કોઇ પણ આશ્ચર્ય નહીં થતાં, પોતે અંતરદૃષ્ટિમાં લીન થઈ સદા **બ્રહ્માનંદ**માંજ રેહેવાની ઇચ્છા રાખેછે. એ સઘળું અંતનું પરિણામ છતાં, પ્રથમ વિદ્યાર્થિયે આપણે પાછળ જણાવ્યાપ્રમાણે બહિર્મુખ વૃત્તિથી નિવૃત્તિ પામી અલ્પ સમયસુધી પણ પોતાની **આત્મજ્યોતિ**માં સર્વ કલ્પનાનો લય કરવાનો પ્રયત્ન કરશે તો તેને પ્રયત્નના પ્રમાણમાં નિશ્ચય લાભ થશે.

કાર્તિક શુદ્ધ ૭ રવિવાર, સંવત્ ૧૯૪૪.



# અંતર્ભાવદર્શન.

**નિશ્ચયાર્થ** બુદ્ધિજ્ઞાનની ઉન્નત્તિ પામેલા **બ્રહ્મજીજ્ઞાસુ** જનોએ અને **ગુપ્તવિદ્યાના** વિદ્યાર્થિઓએ પાછળ કહેલા **આત્મજ્ઞાનની** પરિપૂર્ણ દઢતા કર્યા પછી, પોતાની સઘળી અંતર્ભાવની વૃત્તિયોનો આત્મજ્યોતિના મધ્યબિંદુમાં સંગ્રહ કર્યાથી, જે મહાઅલૌકિક અને અદ્ભુત અંતરદર્શન થાયછે, તેની સૂચના આ પ્રસંગે આપ્યાથી એ વિદ્યાનો પ્રત્યક્ષ અનુભવ કેવીરીતનો થઈ શકેછે તે તેમના જાણવામાં આવશે.

આ એક ગુપ્ત અથવા ગુહ્ય વિદ્યાનું પ્રથમ અંગ છે. એમાં દઢરૂપ અખંડ ચૈતન્ય પોતાનાં પૂર્ણ નિરાકારી અદ્વૈતરૂપમાં સ્થિર થાયછે. એમાં આગ્રહી વિદ્યાર્થિના અવિભાજ્ય સ્થિર આનંદમાંથી જે સંવેદન અથવા ઝળકરૂપી ચમકારો ફેલાયછે તે પોતાની સામા રમણ કરવા માંડેછે. તેના રમણમાં ભાવાભાવી મનઃકલ્પિત અજ્ઞાન પૃથક્ નહિ રેહેતાં, આત્મજ્યોતિની સાથે ઐક્યરૂપમાં રેહેલું છે, તેથી અજ્ઞાનકૃતિ સર્વે તેને અસત્ય જણાયછે. એ અસત્યરૂપ અજ્ઞાનમાં અંતઃકરણની વૃત્તિયો આ જગદાકારમાં કલ્પનાનાં નિશ્ચયાર્થ પ્રમાણે વ્યવહાર ચલાવેછે તેથી આપણી ભાવના અનેક રૂપાંતરોને પ્રાપ્ત થાયછે. તેમાં ગુપ્તવિદ્યાના વિદ્યાર્થિને સત્વ, રજ, અને તમ એ ત્રિગુણાત્મક ગુણોની સ્ફુર્ણા રેહેવાથી, કેવી રીતના આત્મજ્યોતિમાં ચમકારા થાયછે તેની સૂચના આ પ્રસંગે આપીયે.

ચિદ્રૂપ જ્યોતિની સૂક્ષ્મ આકૃતિ પોતેજ, ઐક્યતાથી થયેલી છે, તેથી ૐકારરૂપ ચિદ્પદ તેના આત્માયે તે સમયે ધારણ કરેલું છે અને ત્યાંથી આત્મજ્યોતિ અનંતરૂપભાવથી પ્રકાશવા લાગ્યો. તેમાં પ્રથમ અલ્પ વિરાટ એટલે શરીરપિંજર, અને મહાવિરાટ એટલે પંચમહાભૂતથી ઉત્પન્ન થયેલા અનંત કોટી બ્રહ્માંડ અને તેમાં વસનારા અસંખ્ય જાતના પ્રાણીયો વિગેરેનાં સમૂહ, એ સઘળાનો આકાર આત્મજ્યોતિયે ધારણ કર્યો. એ બંને વિરાટમાં હું ૐકારરૂપે વ્યાપક થવાથી, મેં એ વિરાટનો વ્યવહાર ચલાવવા સારૂ સ્ફુર્ણભાવે કલ્પનારૂપ પ્રકટ કર્યું, એવું તે વિદ્યાર્થિને જણાયું, તેથી આગળ દેહબંધારણ થયેલું દર્શાયું. એ દેહમાં તેણે અનંત ભાવાભાવવાળા પ્રકાશો ફેલાવ્યા તેથી તેઓએ પોતાનાં અનંત સ્વરૂપો ધારણ કરી, કલ્પના સાથે એકરૂપ થઈ, પંચપ્રાણ, દેહચતુષ્ટય, ચાર વાચા અને દશે ઈન્દ્રિયો વિગેરેમાં વાસો કર્યો. પોતાની સ્વતંત્ર ઇચ્છાશક્તિથી પોતાના પ્રકાશનાર જ્યોતિરૂપ ચમકારાને સર્વે સ્થાને વિસ્તીર્ણ કર્યા તેથી ભિન્નભિન્ન આકારો જણા-

વવા માંડ્યા. એ કારણથી પોતાવિષે દ્વૈતભાવ લાવી, વ્યવહાર ચલાવ્યો, તે છતાં તે વિદ્યાર્થિને આત્માનું સત્યજ્ઞાન દઢ થયેલું છે તેથી એવી અનંત આકૃતિ તેને બંધન નહીં થતાં તરત એવો આત્મજ્યોતિનો ચમકારો થયો કે તે એકાકી શબ્દધ્વનિ સર્વત્ર ગાજી નિકળી, તેથી વિદ્યાર્થિ અનેક આકૃતિની દ્વૈતભાવનામાં ભુલો પડયો હતો, ત્યાંથી મૂળ આત્મજ્યોતિનાં મધ્યબિંદુમાં પાછો સ્થિર થયો, માટે એનેવિષે લોહચુંબકના જેવો ગુણ જણાયો. સઘળા શબ્દો આત્મયોગીનું જ્ઞાન આપતા થયા, તેના યોગે એવું જણાયું કે, નિરાકાર પરમાત્મા પોતે સર્વત્ર અવિચલપણામાં સ્થિર છે અને સર્વ સૃષ્ટિ અંતરઆત્માની જ્યોતિની કલ્પિત સ્ફુર્ણાવાળા સંકલ્પે ધારણ કરેલી છે. અલ્પવિરાટ અને માહાવિરાટ એ બંને જગત સ્ફુર્ણાના ચમકારારૂપી ભાવાભાવોયે દર્શાવેલું છે. તેમાટે ચિત્તવૃત્તિનું લક્ષણ યથાર્થ રીતે સત્ય નિયમપ્રમાણે જ્યારે આત્માના અવિચલ પદમાં સ્થિર થયું ત્યારે પોતાની ભ્રાંતિ નષ્ટ થયેલી જણાઈ. તેથી ઉપલા વિદ્યાર્થિને દઢ નિશ્ચય થયો જે, હું પોતેજ એક અંતર્યામી **સૂત્રાત્મા** નિરાકારપણાના આચ્છાદનથી **અદ્વૈત**ભાવે, સર્વત્ર સૂત્ર આકાશ જેવા, અસ્તિત્વમાં વ્યાપેલો છું, તેમાં મારા શિવાય બીજી કાંઈ વસ્તુ દર્શાતી નથી, માટે મનઃકલ્પિત શુભ, અશુભ ભાવો મને લેપન થતા નથી, કેમ કે હું પોતે અલિપ્તપણે રહ્યો છું.

આવી રીતનું જ્યારે મારા અંતઃકરણમાં દઢ થયું ત્યારે હું મારા નિરાકારિ તુર્યપદમાં સ્થિર થઈ રહ્યો. તે પ્રસંગે મારૂં અલ્પપણું નષ્ટ થઈ, સર્વજ્ઞપણાનું જ્યોતિવાળું જ્ઞાન ઉદય થયું. તેથી મને નિશ્ચય થયો જે, આ સર્વ રચનાની કૃતિયો પોતેજ, કલ્પિત સ્ફુર્ણાભાવે રચી છે, તેથી કલ્પનાનો કર્ત્તા પણ હું કેહેવાયો એવું સત્યજ્ઞાન, તે વિદ્યાર્થિને જણાયું. એવિષે પુરાણો વિગેરેમાં એવું કહેલું છે, જે માયા ઈશ્વરની ઇચ્છાશક્તિ છે. તેમ સાંખ્યમાં પુરૂષ, પ્રકૃતિ, માયા, બ્રહ્મ, સ્ત્રી, પુરૂષ, વૃક્ષ, બીજ વગેરે નામોથી જે કહ્યું છે, તે સઘળાનો સત્યહેતુ આત્માની કલ્પિત સ્ફુર્ણાથીજ સર્વ પ્રકારે થયું છે એવુંજ કેહેવાનો છે. તેથી આપણી કૃતિ એકજ સ્વરૂપના આચ્છાદનથી થયેલી છે, માટે શુભ, અશુભ, સત્ય અને અસત્ય વિગેરેનો દોષ કોઇને દેવાનો નથી. કેમજે શુદ્ધ આત્મામાં શુભ, અશુભ કૃતિની ગણુતી છેજ નહીં. પણ શુભ, અશુભ નિશ્ચયાર્થની પ્રકટ કરનારી સ્ફુર્ણાથી ઉત્પન્ન થયેલી બુદ્ધિજ છે. માટે મારી બુદ્ધિ શુભ હોય તો હું સર્વત્ર શુભ દેખું અને મારી બુદ્ધિ અશુભ હોય તો હું અશુભં દેખું.એ બુદ્ધિ મારા ભાવનું

સ્ફુર્ણું છે. જ્યારે હું એ સર્વેનો સંબંધ ત્યાગ કરૂં, ત્યારે હું મારા મૂળ સ્વરૂપમાં લીન થાઊં, ત્યારે એ સર્વે ચમકારાઓ પોતે પોતાની મેળે સમી જાયછે. આવા પ્રકારની કૃતિની બાંધણી મારી છે. એવું ગુપ્ત-વિદ્યાનો વિદ્યાર્થિ સમજેછે. એ સઘળા કલ્પનાના ખેલ સમજેછે, માટે એ ખેલોથી ગુપ્તવિદ્યાનો જ્ઞાની, શુભ, અશુભ, માન, અપમાન વિગેરે કાંઈજ ગણતો નથી. તે એવું સમજેછે જે મારી પોતાની છાયાને કોઇ માન, અપમાન, આપતો નથી, તેને કાંઇ સુખદુઃખ જ-ણાતું, નથી સર્વ **સમાનજ** સમજેછે. તેથી તે કોઇને પ્રશંસા અથવા દોષ દેતો નથી. જેટલી આપણે કલ્પના કરીયે તેટલી આપણી ભાવના પલટાતી રેહેછે અને તેથી અગણિત ભાવના અને કલ્પનાઓ ઉ-ત્પન્ન થયા કરેછે તેથી આપણી હૃદયની ભાવના પોતાની કલ્પનાઅ-નુસાર, સુખદુઃખ નિરંતર પ્રકટ કર્યાં કરેછે, તેથી ચિત્ત સદા અવ્ય-વસ્થિત રહેછે અને શાંતિ થતી નથી. શાંતિવિના સુખ પ્રકટ થઈ તે સુખનો અનુભવ લઈ શકાતો નથી. તે માટે એવી અસ્થિર વૃ-ત્તિનો ત્યાગ કરી મિથ્યા જગતના વ્યવહારથી વૃત્તિને ચલિત થવા નહિ દેતાં તેને નિરંતર શાંતિમાં રાખી, જેવી સંસારિ સ્થિતિ પ્રાપ્ત થાય, તેમાં સંતોષ માની સદા આનંદમાં રેહેવું; એજ સુખદાયિ કૃત્ય છે. આવા પ્રકારની ગણત્રી **આત્મા** અને જગતના સંબંધમાં ગુપ્ત-જ્ઞાનના અનુભવવાળા મહાત્માઓએ ગણેલી છે. માટે અંતરની ભા-વનાની સર્વે કલ્પનાઓ નષ્ટ કરવાથી, ચલિત વૃત્તિને આપણે પામતા નથી. કેમકે ભાવના જેવા પ્રકારની હોય, તેવા પ્રકારની સ્થિતિ આપણને ભાવના પ્રાપ્ત કરેછે. જેવી સ્થિતિ થઈ હોય તેપ્રમાણે આ-પણને સુખ અને દુઃખ પ્રાપ્ત થતાં જાયછે. અને તેને અનુસાર ભિન્ન ભિન્ન નિશ્ચયાર્થ દૃઢ થતા જાયછે. હવે ભાવનાની કૃતિ કેવા પ્રકારની થાયછે તેની સૂચના આપીયે.

આપણને સાધારણ અનુભવ ઉપરથી સ્પષ્ટ જણાયછે જે, સત્ય, અસત્યનો નિશ્ચય આપણે આપણી ભાવનાથી કરી, તેપ્રમાણે આપણે સર્વે કૃતિયો કરીએ છઇએ. આપણા કુટુંબમાં પિતાજી આપણને પુત્ર-ભાવે જુવેછે, તેજ પ્રમાણે ભગિની અને ભ્રાતુ પોતાની દૃઢ થયેલી ભાવનાપ્રમાણે બંધુભાવે જુવેછે. સ્ત્રીનો સઘળો આકાર માતુ અને ભગિની પ્રમાણે છતાં તે આપણને સ્વામિભાવે જુવેછે. અને તેથીજ કામાગ્નિ ઉત્પન્ન થઈ તે પ્રમાણે કૃતિ કરેછે. શત્રુ, શત્રુભાવે જોઈ તે-પ્રમાણે વર્તેછે. ગુરૂ શિષ્યભાવે, મિત્ર, સ્નેહિભાવે જુવેછે. ભિક્ષુકો દાતારભાવે અને રાજા પ્રજાભાવે જોઈ તેપ્રમાણે વર્તણુક કરેછે. એવી

રીતે પ્રત્યેક મનુષ્યો ભિન્ન ભિન્ન ભાવે જોઈ તે દૃઢિત થયેલા ભાવ પ્રમાણે પોતપોતાનો વ્યવહાર આ જગતમાં ચલાવ્યા કરેછે. એજ સિદ્ધાંતપ્રમાણે ભાગવતમાં **શ્રીકૃષ્ણભગવાનને**, ભિન્ન ભિન્ન મનુષ્યોયે, ભિન્ન ભિન્ન ભાવનાથી જોયા, તેથી તેમની કૃતિ અને વર્તણુક તે ભાવનાપ્રમાણે ભિન્ન ભિન્ન જણાઈ એ કેહેવું સત્ય છે. તે એવી રીતે જે, જ્યારે શ્રીકૃષ્ણ ભગવાન કંસને મારવા ગયા, તે સમયે કંસને તથા તેના કેટલાએક અનુચરોને, પોતાની ભાવના શત્રુરૂપ દૃઢ થવાથી, શ્રીકૃષ્ણની આકૃતિ વિકરાળ અને ભયંકર જણાઈ અને તેમની વર્તણુક પણ તેજ પ્રકારે થઈ. તેજ પ્રમાણે વૃંદાવનનેવિષે શરદ રાત્રિની પૂર્ણિમાને દિવસે શ્રીકૃષ્ણની મધુર વાંસળીના સ્વરથી ગોપીઓયે તેનેવિષે કામભાવના દૃઢ કરવાથી લોકમર્યાદાનો તથા પોતાના સ્વામિનો ત્યાગ કરી, રાત્રિને સમયે વસ્ત્ર અલંકારાદિકનું ભાન નહીં રેહેતાં વૃંદાવનમાં ગઈ, તેમાં પ્રત્યેક ગોપિની, એવી ભાવના દૃઢ થયેલી હતી જે, આ સમયે શ્રીકૃષ્ણ જે અમારા સ્વામી છે માટે તે અમારી કામના પૂર્ણ કરશે એવો દૃઢ નિશ્ચય થવાથી, બીજી કાંઈ પણ કલ્પના અથવા ભાવના તેમના મનોવિષે રહી નહીં, તેથી તે પ્રત્યેક ગોપીને એકજ શ્રીકૃષ્ણનું પૃથક્ પૃથક્ રૂપ જણાઈ, તે પોતાની સાથે રાસક્રીડા કરેછે એવું જણાયું અને તેમ થવાથી કામાગ્નિ પ્રદીપ્ત થયો, તેથી જેપ્રમાણે નિદ્રાવસ્થામાં, પ્રાપ્ત થયેલા સ્ત્રીપુરૂષો બીજા કલ્પનાના રૂપો પ્રકટ કરી, કામભાવનાની કૃતિ પૂર્ણ કરેછે, તેજપ્રમાણે, ગોપીઓએ પોતાની કામભાવના પરીપૂર્ણ કરી એવું તેમને જણાયું. પણ વાસ્તવિક રીતે શ્રીકૃષ્ણ ભગવાને સ્ત્રીસંગ કરેલો નથી, તેને તો **ભાગવતમાં** બાળબ્રહ્મચારી કહ્યા છે. તેના દૃષ્ટાંતો ભાગવતમાં છે, તે શ્રોતા જનના જાણવામાં હશે, તેથી આ પ્રસંગે તેવિષે અધિક કેહેવાની અગત્ય નથી. આ ઉપરથી ઉન્નતિ પામેલા **બ્રહ્મજીજ્ઞાસુ** જનોને તો સ્પષ્ટ જણાશેજ કે આપણી ભાવના આ સૃષ્ટિના ભિન્ન ભિન્ન પ્રાણિઓની વર્તણુકવિષે ભિન્ન ભિન્ન સંકલ્પ દૃઢ કરેછે. તે દૃઢિત સંકલ્પ, જેવા નિશ્ચયાર્થવાળો હોય, તેવા આકાર ઉત્પન્ન થઈ તેપ્રમાણે વર્તણુક કરતો જણાયછે. જો કદાપિ પિશાચાદિકની દૃઢ ભાવના થઈ તો, પિશાચ તત્ક્ષણ પ્રકટ થાયછે. અને મહાદેવની કલ્પનાવાળાને મહાદેવનું સ્વરૂપ જટાવાળું જણાયછે. મોરમુકટ પિતાંબરવાળા ભગવાનની ભાવનાવાળા ભક્તજનને, તે ભાવના દૃઢ થયેલી હોય તો તેને તેવું સ્વરૂપ જણાયછે. ખુદાની દૃઢ ભાવનાવાળાને, ખુદાનું રૂપ દાઢીવાળું મુસલમાનરૂપે જણાંયછે. એજપ્રમાણે ભિન્ન ભિન્ન

દૃઢ થયેલી ભાવનાવાળા, ભક્તજનોને તેવા સ્વરૂપો સ્થૂલ દેહથી સ્વપ્ન અને જાગૃત અવસ્થામાં જણાયછે એટલુંજ નહિ પણ મરણપર્યંત જો તે ભાવના દૃઢ નિશ્ચયવાળી હોય તો, મરણ પછી તેનો સૂક્ષ્મ દેહ ભાવનાનું સ્વરૂપ ધારણ કરી પોતપોતાના ઈશ્વરને, તેવા રૂપે દેખી તેમાં આનંદ પામેછે. કેમજે તેને માત્ર ઈશ્વરની આકૃતિવાળી ભાવના દૃઢ થયેલી હોયછે. તેથી તેને તેવુંજ, સ્વરૂપ જણાયછે અને એવા ભક્તોયે તેનેજ મુક્તિ અથવા મોક્ષ માનેલો છે. એજ કારણને લીધે સઘળાનાં શાસ્ત્રોમાં મોક્ષની સ્થિતિ ભિન્ન ભિન્ન ગણેલી છે. વળી વેદ અને પુરાણો વિગરેમાં એ ભાવના, કલ્પના, અથવા મન એનેજ લક્ષ ચોરાસી યોની પ્રાપ્ત કરાવનારૂં કહ્યું છે. એ ઉપરથી જોતાં આપણી ભાવનાજ, કર્તા અને ભોક્તારૂપ છે.

એ ભાવના એક જીવને અનેકરૂપે દેખાયછે અને અનેક જીવોને એકરૂપે દેખાયછે. એ નિયમ ઉપર કહેલી સૂચના ઉપરથી ઉન્નતિ પામેલા **બ્રહ્મજીજ્ઞાસુ** જનોને યથાર્થ સમજી શકાશે. માટે નિશ્ચય સમજવું જે આપણી ભાવનાની આકૃતિ સઘળા પ્રાણિયોની ભાવનાની આકૃતિ છે, તેમજ સઘળા ભિન્ન ભિન્ન પ્રાણિયો, જે આપણને જણાયછે તે આપણીજ દૃઢ થયેલી ભાવનાની કલ્પના છે.

આ સત્યજ્ઞાન ઉપરથી સઘળાં સતશાસ્ત્રોનો એકજ સત્ય સિદ્ધાંત છે કે, જેવી ભાવના અથવા વાસના રેહેછે તેવાજ પ્રકારના જન્મ પ્રાપ્ત થાયછે. માટે ભાવના નષ્ટ કરવાસારૂ ભિન્ન ભિન્ન પ્રકૃતિના અધિકારિયોસારૂ અનેક ક્રિયા, કર્મ, અને જ્ઞાનના નિયમો દર્શાવેલા છે. એ ઉપરથી અનુભવી મહાજ્ઞાની યોગેશ્વરો એવું કેહેછે જે, જે પૂર્ણ અનુભવી તત્ત્વજ્ઞાની, જેણે પોતાની ભાવના પોતાને સ્વાધિનમાં રાખેલી છે તેને વ્યાધિના નિવારણસારૂ ઔષધની પણ અગત્ય રેહેતી નથી, કેમકે વ્યાધિની ઉત્પત્તિ પોતાની સ્થિતિ, કરણી અને ભક્ષપાન વગેરે પદાર્થો ઉપર રહેલી છે. એ સઘળાનો મુખ્ય આધાર મનુષ્યના જ્ઞાનઉપરજ રહેલો હોયછે. તેથી સત્યજ્ઞાનના યોગે પ્રસંગોપાત નિયમો બદલવાથી, વ્યાધિ તે પોતાની મેળે નષ્ટ પામેછે. તેમાં સાધારણ નિયમ એવો હોયછે જે, ખાટું ખાનાર મનુષ્યની પિત્તપ્રકૃતિ હોયછે. નિરંતર મિષ્ટ ભોજન ખાનારની પ્રકૃતિ કફવાળી હોયછે. અને થંડું લુખું અને પ્રવાહિ પદાર્થ ખાનારની પ્રકૃતિ વાયુવાળી હોયછે. તેથી પ્રત્યેક મનુષ્ય જે જે વ્યવહાર કરેછે, તે સર્વ પદાર્થોમાં પંચભૂતના પંચ સ્વાદ વ્યાપેલા છે. તે એવી રીતે જે, પૃથ્વીતત્ત્વના અંશથી ખારાસ રહેલી છે. વાયુ તત્ત્વના અંશથી ખટાશ ઉત્પન્ન થાયછે, જળતત્ત્વથી મીઠાશ પ્રકટેછે. અગ્નિતત્ત્વથી તીખાશ આવેછે,

અને આકાશતત્ત્વથી કડવાશ ઉત્પન્ન થઈ છે. તે છતાં જે પદાર્થ જે ભૂતનો હોય, તેવો તેનામાં ગુણ રહેલો છે. જેમ મીઠામાં પૃથ્વીતત્ત્વના અધિક પરમાણુઓ હોવાથી તે ખારૂં લાગેછે; આંબલી, લિંબુ વગેરે પદાર્થોમાં વાયુતત્ત્વના અધિક પરમાણું હોવાથી ખટાશ લાગેછે. ગોળ, સાકર, વગેરે મિષ્ટ પદાર્થો, જળતત્ત્વના છે તેથી તેમાં મીઠાશ છે. મરચાં, મરી, લવિંગ વગેરે પદાર્થોમાં અગ્નિતત્ત્વનો અંશ અધિક હોયછે, અને લીમડો કડુ તથા, નાય વગેરેમાં આકાશતત્ત્વ પ્રધાનપણે રહેલું છે તેથી કડવાશ લાગેછે. એનો સારાંશ એટલોજ કે પ્રત્યેક પદાર્થોમાં ન્યૂન અધિક પૃથક્ પૃથક્ ભૂતોના સૂક્ષ્મ પરમાણુઓ હોવાને લીધે તેનેવિષે તે ભૂતની પ્રબળતા અથવા ગુણં વિશેષપણે પ્રકટ થાયછે.

હવે આ સૃષ્ટિમાં આપણા સ્થૂલ શરીરમાં, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, અંતઃકરણ, અને જ્ઞાન વગેરે જે રહેલાં છે તેમાં, મન પૃથિવતત્ત્વના અંશ તો સ્વાભાવિક રીતે અધિક સંગ્રહ કરેછે. બુદ્ધિ વાયુભૂતના અંશનો સંગ્રહ કરેછે. ચિત્ત અને તર્ક વગેરે જળભૂતનો સંગ્રહ અધિક કરેછે. અહંકાર અગ્નિભૂતનો સંગ્રહ કરેછે. અંતઃકરણ આકાશતત્ત્વનો અને જે શુદ્ધ સત્યજ્ઞાન છે તે **શુદ્ધચૈતન્ય આત્મજ્યોતિ**ના અંશનો સ્વાભાવિક અધિક રીતે સંગ્રહ કરેછે. તે માટે સત્યજ્ઞાનની ઉન્નતિ કરવાની ઈચ્છા રાખનારા, **બ્રહ્મજીજ્ઞાસુ** વિદ્યાર્થિયોને, પંચતત્ત્વના સમાંતર અંશવાળા પદાર્થોનો આહાર કરવાની અવશ્ય અગત્ય છે. કેમ જે તેમ કરવાથી, મન, બુદ્ધિ વગેરે એક સરખા નિયમિત ધોરણ ઉપર ચાલેછે. નિયમિત ધોરણ અક્ષય રાખવાસારૂ ગુપ્તવિદ્યાના વિદ્યાર્થિ તથા યોગીયો કંદમૂળ, ભાજી અને ફળફળાદિક, નિર્વિકારિ વસ્તુનો આહાર કરેછે. અને તેથીજ યોગિયોની ભાવના નિરંતર આત્મા જેવી પ્રકાશમાન અને નિરોગિપણું પણ સદા રેહેછે. પરંતુ સંસારી પંચવિષયથી તૃષ્ણાવાળા, એ નિયમ પ્રમાણે નહિ ચાલવાથી, વિકારિ પદાર્થોનું ભોજન પાન વગેરે કરેછે અને તેમાં જે જે તત્ત્વનું પરિબળ વિશેષ હોય તે તે તત્ત્વની પ્રબળતાપ્રમાણે ભાવના પ્રકટેછે અને તે ભાવનાપ્રમાણેની સ્થિતિ થવાથી વ્યાધિ વગેરેની ઉત્પત્તિ થાયછે. તેનો સાધારણ નિયમ ઘણું કરી એવો હોયછે જે, પિત્તની ઉત્પત્તિ ખાટા અને ખારા પદાર્થો અધિક ઉપયોગ કર્યાથી પ્રકટેછે. હવે ખાટો અને ખારો ભાગ વિશેષે કરી પૃથ્વિ અને વાયુ તત્ત્વનો છે. તેથી પિત્તપ્રકૃતિવાળાને વિસ્ફોટક, રક્તપિત્ત, કોહોડ અને જળંધર વગેરે વ્યાધિયો પ્રકટ થાયછે. એવી પ્રકૃતિના મનુષ્યે ખાટું, ખારૂં નહીં ખાતાં, આકાશ અને જળતત્ત્વના પદાર્થોનો આહાર

કરવો એટલે તેણે મિષ્ટ અને પ્રવાહિ ઘી, મધ, તેમજ લીમડો, કાચકી વગેરે વસ્તુનો ઉપયોગ કરવો. અને રાત્રદિવસ તેણે તત્ત્વરૂપ પોષાક પેહેરવા જોઇયે. એટલે જળતત્ત્વનો રંગ શ્વેત છે માટે શ્વેત વસ્ત્ર, શ્વેત સ્થાન રાખી ઘણું કરી આકાશ તરફ દૃષ્ટિ નિરંતર રાખવી. તથા લીલી વસ્તુ જોવાનો અભ્યાસ રાખવો. એ ક્રમથી જળ અને અકાશતત્ત્વની વૃદ્ધિ થઈ વ્યાધિ નષ્ટ થવા માંડેછે. હવે વાયુપ્રકૃતિવાળાયે, અગ્નિતત્ત્વનું સેવન કરવું. તેમાં આદું, હીંગ, સુંઠ, મરી, અને પીપર, એવા પદાર્થો ભક્ષમાં વિશેષ લેવા. અગ્નિતત્ત્વનો વર્ણ રક્ત છે તેથી, રક્ત વસ્ત્ર, રક્ત સ્થાન, અને રક્ત પદાર્થો જોવાથી વ્યાધિથી મુક્ત થઈ શકેછે. કફ પ્રકૃતિમાં, પૃથ્વિ અને અગ્નિ એવા બે તત્ત્વોનો વિશેષ ભાગ, તથા વાયુનો અલ્પ ભાગ મિશ્રિત હોયછે, તે કફવાળાયે, મધ, ઘી, દુધ, સાકર, લીમડો, કાચકી, વગેરે જળ, અને આકાશ તત્ત્વના પદાર્થોનું સેવન કરવું જોઇયે. રાતદિવસ રક્તવસ્ત્ર અને કાળા રંગના સ્થાનમાં નિવાસ કરવો. જળમાં સ્નાન કરવાનો વિશેષ નિયમ રાખવો. એ સઘળાનો સારાંશ એટલોજ છે કે, જે પદાર્થથી વ્યાધિ ઉત્પન્ન થયો હોય તે પદાર્થને વર્જ કરી બીજા પદાર્થનું સેવન કરવું. એ સિવાય જેવા પદાર્થોનો ઉપયોગ કર્યો હોય, તેવા પદાર્થના ગુણની ભિન્ન ભિન્ન કલ્પનાની અસર સાધારણ મનુષ્યમાં થાયછે. એટલે પિત્તપ્રકૃતિવાળાની ભાવના, ભૂત, પિશાચાદિકના વિચાર વૃદ્ધિ કરેછે. કફ પ્રકૃતિવાળાની ભાવનાને ઝાડ, પાહાડ, વગેરે જડ વર્ગના ભાવો અધિક પ્રકટ થાયછે. એ ઉપરથી શાસ્ત્રોમાં, સત્વ, રજ, અને તમ એ ત્રણ ગુણમાં અવિદ્યા ગણેલી છે. તેમાં કફ રજોગુણી ગણ્યો, વાયુને સત્વ ગુણની આકૃતિ ગણી અને પિત્તપ્રકૃતિને તમોગુણનું સ્વરૂપ ગણ્યું. એ ગુણોની ઉત્પત્તિ પંચભૂતના તત્ત્વોમાંથી પ્રકટી છે, માટે પ્રકટ થનારી ભાવના ભિન્ન ભિન્ન તત્ત્વોનાં સ્થાનોને દર્શાવે એમાં કાંઈ આશ્ચર્ય નથી. વાસ્તે ભાવના અવશ્ય નષ્ટ કરવી જોઇયે અને તેમ કરવાથી **શુદ્ધઆત્મજ્યોતિ**નું અખંડ સ્વરૂપ પ્રકાશમાન થઇ આવેછે. અને તેથી અંતે તેને જન્મમરણ પ્રાપ્ત થતું નથી. વળી તેવી સ્થિતિ થઇ, એટલે પંચતત્ત્વના ભિન્ન ભિન્ન ગુણોની અસર, તેના શરીર, મન, વગેરેને લાગી શકતી નથી, એ કારણ માટે વ્યાવહારિક ઉત્તમ જ્ઞાની, **બ્રહ્મજીજ્ઞાસુ** અને **ધર્મજીજ્ઞાસુ** જનો, જો ઉપર કહ્યાપ્રમાણે નિર્વિકાર કંદ, મૂળ, મેવા, ફળ, ભાજી, પાલા, અને દુધ તથા નિર્મળ જળ એનુંજ ભક્ષ અને પાન કરવાનો અભ્યાસ રાખશે તો વૃત્તિ વિશેષ નિર્મળ રહી, તેને આધિ, વ્યાધિ અને ઉપાધિનું બંધન વિશેષ થશે નહીં.

તેથી સત્યજ્ઞાનની ઉન્નતિ કરવનાં સાધનોમાં, તેને ઉત્તરોત્તર પ્રીતિની વૃદ્ધિ થશે. માટે ગુપ્તવિદ્યાના વિદ્યાર્થિઓયે તો, અવિદ્યાકૃત અજ્ઞાનને નષ્ટ કરવાસારૂ કલ્પનાકૃતિના નિયમનું દોહન કરી, કૈવલ્યમોક્ષનું સત્યજ્ઞાન પ્રાપ્ત કરવાનું છે. વળી કલ્પનાકૃતિના નિયમો જાણવામાં જેમ જેમ આવતા જાયછે, તેમ તેમ આપણા હૃદયગત કલ્પનાની રચના કેવા પ્રકારની અને કેવા નિયમવાળી છે તે દર્શાઈ આવેછે.

કાર્તિક શુદ્ધ ૧૪ રવિવાર સંવત્ ૧૯૪૪.

---

## કલ્પનાકૃતિ અને વૃત્તિ.

**કલ્પના** એ વિચારની સ્ફુર્ણા છે. તેની કૃતિ કેવા પ્રકારે ઉત્પન્ન થાયછે તેનો વિચાર આ પ્રસંગે કરીયે. આપણા સ્થૂલ શરીરના અંતઃકરણમાંથી, જે સ્ફુર્ણા થાયછે, તેનો પ્રવાહ શરીરમાં રહેલા પંચભૂતના પાંચે તત્ત્વના સ્થાનમાં આવેછે, એ આવનાર પ્રવાહને, બહિરના પંચભૂતના સૂક્ષ્મ તત્ત્વોનું દબાણ થાયછે, તે છતાં એ પંચભૂત એક સરખાં સૂક્ષ્માકારે મળી રહેલાં છે. તે એવી રીતે કે, પૃથ્વીતત્ત્વ પૃથ્વી સાથે એકરૂપ છે. વાયુ વાયુતત્ત્વની સાથે ઐકયતાથી વ્યાપેલું છે. તેજનું સ્વરૂપ તેજ સાથે મળી રેહેછે. અને સૂક્ષ્મ આકાશ મહાકાશની સાથે સંબંધ રાખેછે. તેથી આપણી સ્ફુર્ણાના પ્રવાહવાળી કલ્પનાનો સંબંધ જગતના સઘળા પ્રાણિમાત્રની કલ્પના સાથે પરસ્પરના આકર્ષણથી જોડાયલો છે. તેનો પ્રકાર એવો છે કે, આપણી સ્ફુર્ણાવી દઢવૃત્તિવાળી કલ્પનાની અવિદ્યારૂપ શાખાઓ **મન, બુદ્ધિ, ચિત્ત, તર્ક, અહુંકાર, અંતઃકરણ** અને **જાણવાપણું** એ તત્ત્વોરૂપે રહેલી છે. એજ નિયમપ્રમાણે એ તત્ત્વો સર્વ પ્રાણિમાત્રોની અનેક કાયાઓમાં, એકજ સરખા પ્રમાણમાં રહેલાં છે. એજ તત્ત્વો, આપણી દઢવૃત્તિને અનુસાર જગતનો ચાલતો વ્યવહાર જણાવી શકેછે. તેના પ્રકાર અનેક છે. તે એવી રીતે જે, બીજાની કાયામાં કદાપિ એ તત્ત્વો તેની ભિન્ન કલ્પનાને લીધે આપણી કલ્પનાની સાથે સમાનપણે વર્તતાં નહી હોય, તો પણ આપણી દઢ થયેલી વૃત્તિને લીધે, આપણી વૃત્તિ પ્રમાણે ઘણે પ્રસંગે વર્તતાં જણાયછે. અને દઢ થયેલી વૃત્તિના યોગે, બીજાની કાયાનાં તત્ત્વોને આપણી ઈચ્છા પ્રમાણે પણ વર્તાવી શકેછે. પરંતુ સાધારણ રીતે એમાં અંતર પડવાનું કારણ એ છે જે, ભિન્ન ભિન્ન મનુષ્યો ભિન્ન ભિન્ન કલ્પના કરેછે. તે એવી. રીતે જે, કોઇ મનન

કરવાઉપર ઘણો સમય કાઢેછે. કોઇનો સ્વભાવ બુદ્ધિતત્ત્વની કલ્પના ઉપર હોયછે. કોઇનો ચિત્તતત્ત્વના વિચાર કરવા ઉપર હોયછે. કોઈ તર્કે વિતર્કે ઉપર ચાલેછે. કોઈ અહંકારતત્ત્વઉપરજ લક્ષ આવેછે. કોઇ અંતઃકરણની લીલામાં આનંદ પામેછે. કોઈ જ્ઞાનમાંજ નિમગ્ન રેહેછે. એજ કારણને લીધે સાધારણ પ્રત્યેક મનુષ્યના સ્વભાવ અને ગુણકર્મમાં અંતર પડી રહ્યો છે. તેથીજ પ્રત્યેકનાં બુદ્ધિજ્ઞાન ભિન્ન ભિન્ન સમજની વલણમાં થઈ પડયાં છે. એવોજ દૃઢ નિશ્ચય મરણ-પર્યંત કર્યાથી પુનરપિ જન્મમરણને પ્રાપ્ત થાયછે.

આપ્રમાણે ભિન્ન ભિન્ન પૃથક્કરણને લીધે, ઉપર જણાવ્યાપ્ર-માણે ભિન્નતા પ્રકટ થાયછે, તે છતાં એ સઘળાનું મૂળ સ્ફુર્ણાના મધ્યબિંદુમાં પ્રથમ સ્થિર હોયછે. તેમાંથી **મન, બુદ્ધિ, ચિત્ત** વિગેરેની ભિન્ન ભિન્ન સ્ફુર્ણાઓ ઉત્પન્ન થાયછે. એ સર્વે તત્ત્વો સ્ફુર્ણાનાં પ્રવા-હનેવિષે એક સરખા તંતુઓની પેઠે પ્રત્યેક ક્ષણે ચલન થઈ રહ્યાં છે. એ ચલનના યોગે કોઈ સમયે આપણા મનની વૃત્તિ તર્ક કરવાઉપર લાગેછે. કોઈ પ્રસંગે જ્ઞાનના તંતુને જુવેછે અને કોઇ સમયે ચિત્તમાં લિન થઇ રેહેછે. તેમાં જે સમયે આપણે જ્ઞાનની કલ્પના કરવા માંડી તે સમયે બીજો મનુષ્ય તર્કનાં તંતુને તપાસવા બેઠો. એ કારણને લીધે આપણે સત્યજ્ઞાનથી જાણીતા થયા અને બીજો મનુષ્ય તર્કથી જાણતો થયો, પણ તે બંને મનુષ્યો બીજા તંતુથી અજ્ઞાન રેહેછે. એથી પ્રત્યેકનું જ્ઞાન ઉલટું અને આકુંચિત રેહેછે. પરંતુ ગુહ્યવિદ્યાના જ્ઞાતા-ઓએ આ અંતર્યામી કૃતિનું પૂર્ણ જ્ઞાન મેળવવાસારૂ મહાઅદ્ભુત નિયમો બાંધેલા હોયછે. તેથી સર્વ તંતુઓનું કેવા પ્રકારનું ચલન વલણ થાયછે તેનું જ્ઞાન તતક્ષણ સમજી જાયછે, અને તેથીજ તે બહુશ્રુત થાયછે. એ તંતુઓનું જ્ઞાન મેળવવાસારૂ તેઓ પોતાની કાયા અને ચિત્તવૃત્તિને એક નિયમઉપર ગોઠવી પોતાના અંતઃકરણમાં અંત-ર્યામી સ્ફુર્ણાના કલ્પનાવાળા તંતુઓને મનોમન પોતાના સ્વકલ્પિત જ્ઞાનથી જોયા કરેછે. તે સમયે એ તંતુઓવિષે જે કલ્પનાનો પ્રવાહ સ્ફુર્ણાને માર્ગે ચાલેછે, તે કલ્પનાનો પ્રવાહ જગતમાં જે જે ફેરફારો કરેછે તેનું જ્ઞાન એ તંતુઓના ચલન ઉપરથી જણાઇ આવેછે. એમ છતાં જ્યાંસુધી આપણે એ અદ્ભુત નિયમને સમજી શકીયે નહિ ત્યાંસુધી આપણા મનમાં ભ્રાંતિનો પડદો રેહેછે. માટે એ નિયમ જા-ણ્યાથી સર્વજ્ઞપણું પ્રાપ્ત થાયછે.

આપણે રાત્રીના શાંત સમયે અથવા દિવસની નિવૃત્તિના સમયે એકાંત સ્થાનમાં આપણી સઘળી ભટકતી ચિત્તવૃત્તિઓને સ્થિર કરી

**આત્મજ્યોતિના** ધ્યાનમાં સંપૂર્ણ રીતે લગાડીયે, તે પ્રસંગે આપણી કાયાનેવિષે અલ્પ સુસ્વરમાં સૂક્ષ્મ ધ્વનીવાળાં વાજીંત્રના નાદો કોઈ સમયે સંભળાયછે. પરંતુ તે અતિ અલ્પ ભણકારા થતા આપણા મનને ગણાયછે. તેથી તે કર્ણઇન્દ્રિયથી શ્રવણ થતા નથી, પણ આપણી તીવ્ર જ્ઞાનદૃષ્ટિથી એવું સમજાયછે કે આ કાંઈ ધ્વનીરૂપ વિચિત્ર અદર્શકૃતિ થઇ છે. એ કૃતિ પંચભૂતના ભિન્ન ભિન્ન તત્ત્વોના મધ્યભાગમાં વ્યાપક થયેલી કલ્પનાની રમણીયતા છે; માટે એ રમણને જાણવું એ એક મહદ્ **ઉપાસના** છે. પરંતુ પ્રથમ ઉપાસકને એવી સ્થિતિના સમયે, મન, બુદ્ધિ, અને અહંકાર વિગેરેથી બીજી અનેક જાતની વ્યાવહારિક કલ્પના પ્રકટ થઈ આવેછે તેથી તેના શુભ કાર્યમાં વિઘ્ન નડે છે. એવિષે એવો સત્યનિયમ છે જે, જ્યારે આપણી બાહ્ય અને અંતર ઇન્દ્રિયો સંપૂર્ણ સ્વાધીન કરીયે ત્યારે મન, બુદ્ધિ, અને અહંકાર વિગેરે તત્ત્વોમાં કેવા પ્રકારની કલ્પના પ્રકટ થાયછે તેને શાંતિથી લક્ષમાં રાખી તે કલ્પનાને **આત્માની જ્યોતિ**માં અર્પણ કરવી. તેથી જે જે વિચારો, જે જે તત્ત્વોમાંથી ઉત્પન્ન થાયછે, તેને હૃદયમાં સમજી યોગીયો સંપૂર્ણ સંતોષ પામેછે અને એનું નામ **નિવૃત્તિધ્યાન** કેહેવાય છે. આ નિવૃત્તધ્યાનમાં અધિક સમયસુધી સ્થિતિ થવાથી, બીજી સઘળી વૃત્તિઓને તે યોગી આત્મભાવે સર્વત્ર વ્યાપેલી જુવેછે. તે પ્રસંગે જગતના સઘળા ફેરફારો સ્વાભાવિક રીતે તેના ધ્યાનમાં આવી જાયછે. માટે તેવા સમયે, નીચ કલ્પનાની ભાવના કરે તો નીચ ફળની પ્રાપ્તિ થાય અને ઉંચ કલ્પનાની ભાવના ઉંચ ફળને આપેછે. કેમ જે આત્મજ્યોતિ કલ્પવૃક્ષરૂપ છે. એનો સારાંશ એવો જે, જેવા વિચાર, જેવું જ્ઞાન, જેવી કૃતિ, જેવી દૃઢતા, જેવો નિશ્ચયાર્થ, તેવાં ફળ પ્રત્યેકનું અંતઃકરણ વૃત્તિદ્વારા આપેછે; એવો ગુપ્તજ્ઞાનનો સિદ્ધાંત છે. પ્રત્યેક મનુષ્યોને સાંભળવા, જોવા વિગેરેની જે જે પ્રેરણાઓના ગુપ્ત ભાવો પ્રત્યેક સમયે ન્યારી ન્યારી અંતર્કલ્પનામાં મનોમન દર્શાયા કરેછે, તે સર્વે ભાવોમાં જેના ઉપર આપણો અખંડ સુખનો સંપૂર્ણ આધાર રહેલો હોયછે એવા ઉત્કૃષ્ટ સુખકારી ભાવોમાં નિશ્ચયાર્થ દૃઢ કરી, તે નિશ્ચયાર્થના પ્રમાણમાં, પોતાના સર્વે સંકલ્પોને અખંડ ચલાવવા, તેનું નામ **શ્રુતદૃષ્ટશક્તિ** કેહેવાયછે. એજ નિયમપ્રમાણે પ્રત્યેક મનુષ્યે પોતાની બાલ્યાવસ્થાથી, કેવા પ્રકારની કૃતિ રાખવી, કેવા પ્રકારની વિદ્યા અને જ્ઞાન પ્રાપ્ત કરવું, કેવા પ્રકારના સુખમાં આનંદ પામવો અને કેવા પ્રકારના ધંધાથી પોતાનું પોષણ કરવું,· એવી અનેક કલ્પનાના દૃઢ નિશ્ચયાર્થો પોતાના અંતઃરકણના ગુપ્તજ્ઞાનમાં દૃઢ કરી, તેને અનુ-

સાર જેમ જેમ વર્તવા માંડેછે, તેમ તેમ તેને તેવોજ સંગ, અને તેવાજ મિત્રમંડળના સમાગમો વિગેરે પ્રાપ્ત થતા જાયછે, અને એજ માર્ગમાં ઘણા મનુષ્યો પોતાના આયુષ્યનો અંત લાવેછે; માટે એને **સ્વકૃત સૃષ્ટિ** રચી એમ કેહેવાયછે, કેમ જે તે પોતાની કલ્પનાથીજ રચેલી છે.

આવા પ્રકારની સ્વકૃત સૃષ્ટિમાં ફલોદયનેસારૂ પ્રત્યેક મનુષ્ય મનોમન નિત્યનિયમ બાંધેછે. તેમાં પરોપકારબુદ્ધિનો **ધર્મજીજ્ઞાસુ** પુરૂષ એવો નિયમ બાંધેછે જે, પ્રાતઃકાળમાં સ્નાન, સંધ્યા, દેવાર્ચન વિગેરે કરી એકાગ્રતાથી અનુકૂળ સમયસુધી **આત્મજયોતિ**માં ધ્યાન-નિષ્ઠ થવું. પછી ભોજનાદિક કરી પોતાના શુભ રોજગાર ધંધાના કાર્યનેસારૂ જવું;' તેમાં કોઈ પણ પ્રકારે કપટ અને છળભેદ નહિ કરતાં, જેમ બની શકે તેમ સ્વાર્થની સાથે પરોપકારનાં કાર્યો પોતાથી, મન, કર્મ, અને વચનથી બની શકે તે કરવાની દૃઢવૃત્તિ રાખેછે. એવી રીતે જો અંતસુધી, તેમાં અનેક પ્રકારનાં સુખદુઃખ પ્રાપ્ત થતાં જાય, તોપણ એક દૃઢતાથી વર્તે તો, તેને ન મળવાનું સુખ હોય, તે પણ પ્રાપ્ત થઈ શકે; અને તે દેહપર્યંત અખંડ રેહે એટલુંજ નહિ, પણ જનસમૂહની સત્યપ્રીતિ તેના ઉપર થઈ, તેને પ્રાણ સમાન ગણી તેની મર્યાદા કોઈ લોપે નહિ. પરંતુ એવા દૃઢનિશ્ચયાર્થના નિયમમાં કાંઈ પણ ભુલ પડે તો, ઉપલા સુખમાં વિઘ્ન નડતાં જાય. કેમ જે પ્રથમ આપણે જે કલ્પના ઉત્પન્ન કરી, તેમાં અનેક પ્રકારની શુભ કૃતિ અને વર્તણુંક વિગેરે કરવાનું વચન ગુપ્તવૃત્તિમાં આપ્યું એટલે તેવાજ પ્રકારની ઇચ્છાસૃષ્ટિ રચાઈ, પછી આપણેજ તે રચેલી સૃષ્ટિના નિયમ-પ્રમાણે નહિ ચાલીએ તો, આપણી સૃષ્ટિ પણ વિરૂદ્ધ ચાલી, તેની શિક્ષા પોતાનેજ પોતાના અંતઃકરણમાંથી ફળીભૂત થઈ બીજા દ્વારા કરાવેછે.

આવા પ્રકારની સ્વાભાવિક કલ્પનાની મોહજાળ ઉપર મોહિત થઈ, આ સૃષ્ટિમાં પ્રત્યેક મનુષ્યો પોતે નિયમો ગુપ્ત વૃત્તિમાં પ્રથમ દૃઢ બાંધે છે, તે છતાં તે નિયમ પ્રમાણે અંતસુધી દૃઢતા રાખી પોતે વર્તતા નથી માટેજ અનેક પ્રકારનાં કષ્ટ સહન કરી દુઃખ ભોગવવાની શિક્ષા પોતાને થાયછે. અને કોઈ સમયે પોતાનો અને પોતાની સૃષ્ટિનો નાશ પણ થાયછે. એઉપરથી ગુપ્તવિદ્યાના જ્ઞાનીયો પોતાના અંતઃકરણમાં એવી દૃઢતા સ્વાભાવિક પ્રકટ કરેછે કે, આપણે અંત-સુધી **સત્ય** કૃત્ય કરી,. બની શકે તેટલાં શુભકલ્પનાથી પરમાર્થનાં કાર્યો કરવાં, એકાંત નિવાસ રાખવો, નિરંતર સત્યધર્મની વૃદ્ધિ કરવી,

તેમાં કોઈ સમયે ભોજન નાહ મળે તો વનસ્પતિ વગેરે જે અનાયાસે પ્રાપ્ત થાય તેથી તૃપ્ત રેહેવું. એવા દૃઢનિશ્ચયાર્થવાળા સુકૃતમાં આયુષ્ય પૂર્ણ કરવું. એવી રીતે વર્તી પોતાની વૃત્તિને જીતવાથી મહદ્પદનું મહાન્ ઐશ્વર્ય પ્રાપ્ત થાયછે. તે માટે જેટલું દેહકષ્ટ, જેટલા પરિશ્રમ, જેવી દૃઢ થયેલી શ્રદ્ધા અને જેવો નિશ્ચયાર્થ તેવાં ફળ નિશ્ચય પ્રાપ્ત થાયછે.

આ ગુપ્ત **વૃત્તિમારણ** કૃત્યથી વૃત્તિયો શી રીતે પ્રકટ થાયછે તે કહીયે. આપણે અત્યંત ક્ષુધા લાગવાથી અંતર ચિત્તવૃત્તિનો ગુપ્ત ભાવ રહેલો હોયછે, તેથી જો આપણે ભોજન કર્યું નહિ અને દૃઢતાથી, અંતર્જ્યોતિના ધ્યાનમાં નિમગ્ન રહ્યા, તો ભોજન કરવાના ભાવવાળી વૃત્તિયો ઘણા માણુસોના અંતઃકરણમાં વાસો કરી તે માંણુસો પાસે આપણને ઘણો આગ્રહ કરાવી ભોજન કરાવેછે, અને જો કદાપી સામા મનુષ્યનો આગ્રહ છતાં ભોજન નહિ કર્યું તો નિદ્રાવસ્થામાં તેની સ્ફુર્ણા થઈ ભાવતાં ભોજન કરેલાં જણાયછે. એજ નિયમપ્રમાણે મરણકાળરૂપી **આત્મનિદ્રા**માં જ્યારે આપણે પડીશું ત્યારે જેમ બીજમાંથી વૃક્ષ પ્રકટ થાયછે, તેમ આપણી વાસનાનું બીજ ઉત્પન્ન થઈ વૃક્ષ થઇ આવેછે, એટલે વાસનારૂપી ભાવે સૃષ્ટિભાવવાળી વૃત્તિયો પ્રકટ થઇ આવેછે, તેણે કરી વાસનાની દૃઢતાને અનુસાર બીજો જન્મ ધારણ કરવો પડેછે. અને ત્યાં આપણી સર્વે ગુપ્ત વૃત્તિઓ પૂર્વ જન્મની પેઠે વ્યવહાર કરવા માંડેછે. એઉપરથી સ્પષ્ટ જણાયછેજે, આ સૃષ્ટિમાં જે **જ્ઞાની, અજ્ઞાની, દેવી, દેવતા,** વિગેરે જે પદો પ્રાપ્ત થાયછે, તે માતા, પિતા, ગુરૂ, ઈશ્વર, વિગેરે મહાન્ પુરૂષોની કૃપાથી એવા પદો પ્રાપ્ત થતાં નથી, પણ તે પોતાની વાસના અનુસાર સત્યનિયમપ્રમાણે વર્ત્યાથી પ્રાપ્ત થાયછે. એજ નિયમપ્રમાણે અતિ પ્રાચીન કાળના, તેમજ હાલના મહાત્મા યોગેશ્વરો અર્વાચીન કાળની પેઠે વારંવાર ઠામ ઠામ સ્થૂલ દેહે જઈ બોધ કરતા નથી પણ એકાંતવાસમાં સ્થિર થઈ દેહકષ્ટ કરી **આત્મપદ**ને અંતઃકરણની શુભ કલ્પનાનેવિષે સંમીલન કરી, મનોમનજ્ઞાનનો બોધ **આત્મજ્યોતિ**માં કરેછે. આ ગુપ્ત આત્મબોધનો પ્રવાહ તે મહાપુરૂષોની પ્રબળ થયેલી ઇચ્છાશક્તિના યોગે, આ સૃષ્ટિના સમભાવવાળાં સંસ્કારી મનુષ્યોનાં અંતઃકરણનેવિષે કલ્પનારૂપે પ્રવેશ કરેછે. તેથી તે મનુષ્યો ઉપર કહેલા મહા પુરૂષોની પ્રેરણાનાં વચનોઉપર વિશ્વાસ લાવી, તેની ઇચ્છાપૂર્વક નિયમો બાંધી તે નિયમોને ઈશ્વરતુલ્ય ગણી તેની ભાવનાપ્રમાણે વર્તે છે. એઉપરથી સ્પષ્ટ જણાશે જે, શુભકાર્યોસારૂ વૃત્તિનો નિરોધ કરવા-

થી સર્વનાં અંતઃકરણની શુદ્ધિ થઈ આવેછે; અને તેઓનું વલણ આપણા તરફ વળેછે. માટે **આત્માને** બોધ આપવાથી સંસ્કારી જનોના જ્ઞાનની શુદ્ધિ થઈ આવેછે. તેમજ સર્વેનું શુભ થવાની ઇચ્છા દૃઢ કરવાથી, આપણું પણ શુભ થઈ તે આપણું ભરણપોષણ કરેછે. અને ઇન્દ્રિયજીત થવાથી બીજાના સ્નેહનું આકર્ષણ થાયછે. તેથી આપણી ગુપ્ત વૃત્તિપ્રમાણે આપણાં સર્વે કાર્યો, બીજા પુરૂષો શુદ્ધ અંતઃકરણથી કરેછે. પરંતુ સંસારીવર્ગમાં સાધારણ નિયમ એવો હોયછે જે, જેવી કલ્પના પ્રકટ થઈ એટલે તતક્ષણ દેહાભિમાનથી તે કાર્ય કરવા મંડી પડેછે. પણ તેમાં બીજી અનેક કલ્પનાઓ અજ્ઞાનનેલીધે ઉત્પન્ન થાયછે તેનું તેને ભાન નથી અથવા તેના ઉપર તેની સત્તા નથી, તેથી તેનાં ધારેલાં કાર્યોમાં અનેક પ્રકારનાં વિઘ્નો આવી, તે કાર્ય પરિપૂર્ણ રીતે નિરંતર થતાં નથી. પરંતુ ગુહ્યજ્ઞાનના જ્ઞાતાઓ પ્રથમ પોતાના સંવેદનના પ્રવાહને મિથ્યા ગણી, પોતાના સત્યરૂપ **આત્માને** સમીપ જાણી જે જે માયિક વિચારો પ્રકટ થાયછે તેને ધિક્કારી કાઢી, એમ કહેછે જે, આ સર્વે જુઠું ઇન્દ્રિયોની તૃષ્ણાનું તોફાન છે. એમ કહી **આત્મપદ**માં શાંતપણાથી પોતાની સઘળી ગુપ્ત વૃત્તિઓને ચોંટાડી દેછે. અને એવી કલ્પના કરેછે જે, હું તો તારા અંતર્યામી પ્રવાહની ધારાના મૂળમાં સંતોષ પામી સ્થિર થયો છું. માટે મારાં જે સઘળાં દેહીક કાર્યો છે, તે જ્યારે તારી સંપૂર્ણ પ્રેરણા થશે, ત્યારેજ યથાર્થ થઈ શકશે. તે છતાં હું જો દેહાભિમાનથી, તારાથી વિરક્ત થઈ અથડાયા કરૂં તો, તેથી કાંઈ લાભ થવાનો નથી. કેમકે મારી ચિત્તવૃત્તિ હાલમાં તારીસાથે હૃદયમાં સ્થિર થઈ, સર્વ ગુપ્ત વૃત્તિઓને તારા પ્રવાહમાં ઐક્ય કરી વાત કરેછે, તેને બાહેર કાઢી આ સ્થૂળ દેહથી, કોઈ પણ કાર્ય કરવા જતાં માર્ગમાં આ વિશ્વની સ્થાવર જંગમરૂપ અનેક આકૃતિઓને જોવી ને તેનાસંબંધી અનેક કલ્પનાઓ ઉત્પન્ન કરવી, અને ત્યાં ગયા એટલે ભિન્ન ભિન્ન વૃત્તિનાં મનુષ્યો સાથે, તેઓના કલ્પિત ભાવોને અનુસાર ઇન્દ્રિયવિષયોની વાતચિત કરવા કરતાં, અહીં મને પૂર્ણ આત્મસુખના પરમાનંદની અલૌકિક સુખદાઈક કૃતિનાં દર્શનમાં લિન રેહેવા દ્યો તો ઘણું સારૂં. આવા આત્મિક ભાવના જ્ઞાને કરીને માયિક કલ્પનાના ભાવને શાંતિ પમાડેછે. તેણે કરી એવા સત્યજ્ઞાની પુરૂષોનાં સર્વે કાર્યો એક સ્થાને બેઠાં નિર્વિઘ્નપણે આપોઆપ કોઈ મધ્યસ્થદ્વારા થયા કરેછે. આ ઉપરથી સ્પષ્ટ જણાયછે જે, કલ્પનાથી ઉત્પન્ન થયેલા શબ્દોના દ્વિ અર્થ થાયછે. જે પુરૂષ **દેહાભિમાની** છે તે એ શબ્દોના અર્થ દેહઉપર લાગુ પાડેછે, અને જે

**આત્મજ્ઞાની** છે તે **આત્મા** ઉપર લાગુ પાડી તેપ્રમાણે વર્તે છે. **પરંતુ** દેહાભિમાની પુરૂષને આત્મજ્ઞાનના અર્થનું ભાન નથી, તેથી એપ્રમાણે વર્તનારા પુરૂષને આળસુ ગણી હશી કાઢે એમાં કાંઈ આશ્ચર્ય નથી. વળી **આત્મજ્ઞાની** એવું કેહેછે જે, સર્વત્ર એકજ **આત્મા** સર્વવ્યાપક છે. તેમાં કાર્ય કરનાર અને કરાવનાર ભિન્ન નથી, વાસ્તે જે છે તેને, સર્વત્ર સમાનજ છે, તેથી તેણે સર્વ બંદોબસ્ત કરી મુકેલો છે. તેનો સમય આવશે એટલે એની મેળે સ્વાભાવિક રીતે કાર્ય કરનાર પ્રકટ થશે. આવા આત્મિકજ્ઞાનમાં, પોતાની કલ્પનાને એકત્ર કરવાથી, ગુપ્ત કાર્ય કરવાની પ્રેરણા **આત્મજ્યોતિમાંથી** નિકળી તે બીજા સમભાવવાળા સંસ્કારી પુરૂષમાં પ્રવેશ કરી તે સંસ્કારી પુરૂષદ્વારા કાર્ય કરી આપેછે. આઉપરથી **બ્રહ્મજીજ્ઞાસુ**જનને સ્પષ્ટ જણાશે જે, આપણી કલ્પનાને દેહાભિમાની જ્ઞાનના ભાવમાં સોંપવાથી, યથાર્થ ફલોદયને આવતી નથી, પણ જ્યારે તે કલ્પના આત્મજ્યોતિને સોંપીયે છઇયે, ત્યારે તે યથાર્થ ફલોદય પ્રાપ્ત કરેછે. કારણ કે આ જગત્ આત્મરૂપ હોવાથી એનેવિષે સઘળાં કાર્યો થઈ રહ્યાં છે. તેથી જ્યારે આપણે વૃત્તિ કરીયે ત્યારે તે કૃત્ય થયેલું જણાય છે. કિંવા આત્મપદ એટલું તો સમીપ છે કે એનેવિષે દૃઢ એકચિત્તે કલ્પના મિશ્ર કરી એટલે તતક્ષણ ફળશ્રુતિને આપેછે. કિંવા કલ્પનાને આત્મજ્યોતિમાં મિશ્ર કરવાથી, તે કાર્યનો આકાર ધારણ કરી તે પ્રકટ થાયછે. કિંવા આપણી મિથ્યા કલ્પના અમૃતરૂપ આત્માને સ્વાધીન કરવાથી, તે કલ્પના સજીવન થઈ આપણી સનમુખ પ્રકટ થાયછે. એથી એવું સિદ્ધ થાયછે જે, આ દર્શનરચનાનો નિયમ ગમે તેવો હોય **પરંતુ** આત્માને સત્ય રીતે જાણતાં અથવા જોતાં, કિંવા સર્વ કલ્પનાના ગુપ્ત ભાવોને તેને અર્પણ કર્યાથી, તે સઘળા ગુપ્ત ભાવો અણધાર્યા અદ્ભુત ચમત્કારો પ્રકટ કરી દર્શાવેછે.

આ ઉપરથી સાંપ્રતકાળના વિદ્વાનમાં ગણાયલા પુરૂષો એવું કેહેશે કે જ્યારે આત્માની જ્યોતિને સર્વાર્પણ કર્યાથી સઘળી ભાવનાઓ વગર પ્રયાસે ફળીભૂત થાયછે, તો આપણે પણ એવી પદ્ધતિ પાડીયે. પરંતુ એવાં કૃત્યો કેવળ વિષયાસક્ત અને પોતાની પંચ ઇન્દ્રિઓને સ્વાધીન એવા પુરૂષોથી કદાપી થઈ શકતાં નથી. કેમકે કલ્પનાના ભાવઉપર ઇન્દ્રિયોને માર્ગે દેહ અથડાઇને, જે લાભ મન મેળવેછે તે માર્ગ વિષયની અપરિમિત તૃષ્ણાવાળા જનોસારૂ, ઘણોજ સરળ છે. માટે એ પ્રયત્ન આકુંચિત જ્ઞાનની મર્યાદાવાળી પ્રજાઓ કરેછે. પરંતુ ઇન્દ્રિયોનું દમન કરી, તેની સઘળી ગુપ્ત **તૃષ્ણા** અથવા **ભાવનાને** વર્જ્ય

કરી, તેઓને આ જગતના સર્વે માર્ગોઉપર જતી અટકાવી, નિવૃત્તિ સ્થિતિમાં અખંડ રાખવી, એ સાધારણ વૃત્તિવાળાનું કાર્ય નથી તે છતાં અંતઃકરણની સઘળી ગુપ્તવૃત્તિની ગતીને એકસરખી આત્મજ્યોતિમાં એકત્ર કરવી એ પ્રથમ અતિ કઠણ લાગેછે. એ અલ્પપ્રયાસથી થઈ શકતું નથી. એને સારૂ તો પ્રથમ આપણું અંતઃકરણ સ્વચ્છ અને નિર્મળ કરવું પડેછે. પછી જ્યારે તેમાં મલીન કલ્પના ઉત્પન્ન થતી નથી, પણ સત્યજ્ઞાનની ધારા અખંડ **આત્મજ્યોતિ**માં રાત્રદિવસ મચી રેહેછે. એવા પ્રકારના સંપૂર્ણ અનુભવ થકી સર્વજ્ઞ દૃષ્ટિ ઉત્પન્ન થઈ આવેછે. ત્યારેજ સર્વ જાતનાં કૃત્યો પોતાની ઇચ્છાપૂર્વક થયા કરેછે. કેમકે **આત્માનો** સંવેદનિક જે સ્ફુર્ણ પ્રવાહ ચાલેછે, તે ચાલેલા પ્રવાહની ગતીઉપર કલ્પનાશક્તિનું રમણ છે. અને એજ રમણમાં સર્વ સૃષ્ટિ સમાઈ રહી છે. તેમ સર્વે પ્રાણીમાત્રોનાં જોઇતાં કૃત્યો પણ એજ કલ્પના કરી રહેલાં છે. તેમાં વળી આપણે જોઈતાં કૃત્યો એણેજ કરી મુકેલાં છે, તે છતાં એ કરી મુકેલાં કૃત્યનું આપણે જ્ઞાન નથી તેથી આપણે પોતાના મનમાં અસંતોષ માની તેના ઉપર વિશ્વાસ નહિ લાવતાં, ફાંફાં મારીયે છિયે. અને એજ અંતરનેલીધે પોતાના અથવા બીજાના ભવિષ્યનું જ્ઞાન થઈ શકતું નથી. અને તેથી માયિક પ્રપંચમાં ભટકયા કરીયે છઇયે. પરંતુ એ ભટકવાનું વર્જ્ય કરી સર્વે કલ્પનાને **આત્મજ્યોતિના** સ્વરૂપમાં સ્થિર કરીયે તો, આપણી સઘળી ગુપ્તવૃત્તિઓ આપણાં સર્વે કાર્યો તૈયાર કરી, તે આપણી ઇન્દ્રિયોને પ્રત્યક્ષ દેખાય. આજ ભેદથી **અલ્પજ્ઞ** અને **સર્વજ્ઞ** એવા જ્ઞાનદૃષ્ટિના બે ભેદ પડ્યા છે. આપણા સંસારી વર્ગની માયિક પ્રજા પોતાની સર્વે ઇન્દ્રિયોને નિયમિત રાખી નિવૃત્તિજ્ઞાનઉપર સ્થિર કરતી નથી તેથી તેમના જોવામાં આવા અદ્ભુત ગુપ્તજ્ઞાનના ચમત્કારો આવતા નથી, કેમકે એ પ્રજા તો ક્ષણક્ષણમાં જેમ જેમ અનેક પ્રકારના મનોમનકલ્પિત્ત બુદ્બુદાઓની ચિત્રવિચિત્રતાવાળી કલ્પના ઉત્પન્ન કર્યા કરેછે, તેમ તેમ તેમના મનમાં સંકલ્પોની અનેક ભ્રાંતિયો પ્રકટ થવાથી તેમની સઘળી વૃત્તિયો અંતે મહાકષ્ટ આપનારી થઈ પડેછે. અને તેથી તેની ભ્રાંતિના ગુપ્તભાવો આ સ્થાવરજંગમરૂપ અનેક યોનિયોમાં ભટકાવેછે. માટે નિવૃત્તરૂપ શાંત જ્ઞાન કેટલું શ્રેષ્ઠ છે એ ઉન્નતિ પામેલા અનુભવીજ યથાર્થરીતે જાણી શકેછે.

અનુભવી ગુપ્ત વિદ્યાના જ્ઞાતા જાણેછે જે, સ્થૂળ દેહનો સ્ફુર્ણ પ્રવાહ સંવેદનમાર્ગે ઇન્દ્રિયદ્વારા આ બાહેરના દૃશ્યરૂપ પંચભૂતવાળા જગત પદાર્થના અનેક આકારોની રચનાને કલ્પનારૂપે દર્શાવેછે, તેથી

મનોમનજ્ઞાનમાં કલ્પનાવાળી જાળની વૃદ્ધિ થાયછે. માટે એનો ક્ષય કરવાસારૂ પ્રથમ બાહ્ય અને અંતર એ બેઊ સ્થૂળ દેહની ઇન્દ્રિઓને સ્થિર રાખવાની અવશ્ય અગત્ય છે. એ કાર્યસારૂ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ, એ પંચ બાહ્ય અને અંતર ઇન્દ્રિયોને રોકી તેને નિયમમાં રાખવાથી દૃશ્ય અને અદૃશ્ય પદાર્થોવિષેની કલ્પનાઓ પ્રકટ થતી અટકે છે, એટલે એ પંચ વિષયના ગુણાનુંસાર કલ્પના થવી બંધ પડેછે. એવીજ રીતે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, અને મત્સરાદિક દુર્ગુણોથી મનને અટકાવવાની પણ અગત્ય છે. એમ દૃઢતા થવાથી, મનોમન કલ્પના હૃદયમાં પ્રકટેછે, માટે એને મનોમનસાક્ષી એવું પ્રસિદ્ધ નામ આપેલું છે. કેમકે આપણી સઘળી ઇન્દ્રિયોને સ્વાધિન રાખવાથી દૃશ્ય જગતનો વ્યવહાર મન બંધ પાડેછે. તે છતાં એ વ્યવહાર બંધ પડ્યાની પૂર્વે મનની સ્ફુર્ણાના યોગે આ જગતની સ્થાવર જંગમ, તેમજ સૂક્ષ્મ વિરાટાદિક સર્વે પદાર્થોની આકૃતિયો, જે ઉત્પન્ન થયેલી છે, તેનેવિષે આપણે એવો દૃઢ નિશ્ચય કરેલો છે જે, એ સર્વે આકૃતિયો આપણી વૃત્તિયે ધારણ કરેલી છે. અને એ સર્વે દૃશ્યરૂપ આકારોવિષે આપણી જ્ઞાનની દૃઢતાવાળી ભાવના ફરી વળી છે, તેથીજ એ સર્વે આકારો, આપણી દૃઢિત ભાવના અનુસાર નિરંતર આપણી સાથે વર્તતા જણાયછે, પણ આકાર સ્વતઃ કાંઈજ કરી શકતા નથી. સાધારણ નિયમપ્રમાણે જેમ, આપણી મા, પુત્રની વહુ, બહેન, દીકરી, અને સ્ત્રી વિગેરેની કાયાના અવયવોમાં કાંઈજ ભેદ નથી એક સરખાજ છે. તે છતાં પણ આપણે આપણી માતુપાસે જવાથી વિકારરહિત શુભભાવ પ્રકટ થાયછે. તેવીજ રીતે બહેન અને દીકરી વિગેરેના પ્રસંગથી નિર્મળ વૃત્તિથી નિર્મળ સ્નેહ ઊત્પન્ન થાયછે. પરંતુ જ્યારે સ્ત્રીપાસે જઇયે ત્યારે મનનું વલણ કામાતુર થાયછે, તેવીજ રીતે સાધારણ નિયમપ્રમાણે સ્ત્રીવર્ગ પણ પુરૂષોને તેવા ભિન્ન ભિન્ન ભાવથી જુવેછે. હવે જો કદાપિ આકાર અને રૂપમાંજ એવો ગુણ હોય તો, એ સઘળાંનો આકાર જ્યારે એકસરખો છે ત્યારે મનનું વલણ પણ એકજ સરખું રેહેવું જોઇયે. પરંતુ તેમ નહિ થતાં, ભિન્ન ભિન્ન ભાવો મનનેવિષે શા કારણથી પ્રકટ થયા? એ ઉપરથી સ્પષ્ટ જણાયછે જે એ સર્વ આકારો આપણા ચિત્તની વૃત્તિના છે, તેથી આપણી ભાવના ભિન્ન ભિન્ન વલણ ઉપર થવાથી મન એ આકારોમાં ભિન્ન ભિન્ન ભાવે વ્યવહાર કરેછે. એવું શ્રુતિમાં પણ કહ્યું છે.

**भार्या स्नुषा ननांदा च याता मातेत्यनेकधा ।**
**प्रतियोगि धिया पोषिदू भिद्यते न स्वरूपतः ॥**

એટલે સ્ત્રી, પુત્ર, વહુ, નણંદ, દેરાણી અને માતા વિગેરે અનેક પ્રકારની એક સ્ત્રીજાત છે તે છતાં, પ્રત્યેકનેવિષે બુદ્ધિથી ભેદ પમાય છે. એનું તાત્પર્ય એ જે, સ્ત્રીવર્ગ તેમજ પુરૂષમાં, જે મનના ભિન્ન ભિન્ન ગુપ્ત ભાવો રહેલા છે તે ચિત્તની વૃત્તિના કારણથી રહેલા છે. માટે આ દશ્યરૂપ સઘળા આકારોની વર્તણુક અને તેમાં માનેલા ગુણોને અનુસાર આપણી કલ્પના પ્રકટ થયા કરેછે. આપણા સ્થૂળશરીરમાં કલ્પના, અનેક વૃત્તિઓના આકારે ઊભી રહેલી છે, માટે તે વૃત્તિમાં આપણે જેવી જેવી વાસના ઉત્પન્ન કરીયે, તેવી ભાવનાને અનુસાર ઉપલી વૃત્તિયો ફરેછે. આ નિયમપ્રમાણે પ્રત્યેક મનુષ્ય આપણી સાથે, ભિન્ન ભિન્ન વલણઉપર ચાલતા જણાયછે. તે છતાં એ વલણ આપણી ભાવનાઉપર આધાર રાખેછે, તે એવી રીતે કે આપણી વૃત્તિયોમાં જ્યારે એકસરખી ભાવના રાખીયે, ત્યારે ઉપલા સર્વ આકારો આપણને ભિન્ન ભિન્ન વલણઉપર દેખાય નહિ. એથી સિદ્ધ થાયછે જે આ જગતની અનેક આકૃતિયો આપણી કલ્પનાને અનુસાર વ્યવહાર ચલાવતી દર્શાયછે. આ ઉપરથી સાધારણ બુદ્ધિના મનુષ્યને શંકા થાય જે, આપણી કલ્પનાને અનુસાર આપણે જે ગુપ્ત વિચાર કીધો, તેપ્રમાણે બીજા શા કારણથી વર્તે છે અને તેને આપણી ભાવનાના વિચારોની સૂચના કોણ આપેછે? એનો ઊત્તર એવો છે જે, આપણી ભાવનાની સૂચના આપનાર આપણી અંતર્યામી સ્ફુર્ણાનાં દ્દઢ થયેલા મન, બુદ્ધિ, ચિત્ત અને તર્ક વિગેરે તત્ત્વો છે. કિંવા આપણા એ ગુપ્ત તત્ત્વો, સામી આકૃતિમાં એવી રીતે વર્તતા જણાયછે. સારાંશ એટલોજ કે આપણી સ્ફુર્ણાની અંતર્યામી કલ્પના અનેક વૃત્તિયોમાં ફર્યા કરેછે. એજ કારણમાટે સ્ફુર્ણ સ્વરૂપને વેદમાં **પ્રજ્ઞાનબ્રહ્મ** કહ્યો છે. એજ પ્રજ્ઞાનની આ સર્વ વિશ્વાકૃતિ છે. આ ઉપરથી નિશ્ચય થાયછે કે, જે આકારનેસારૂ આપણી સ્ફુર્ણા જેવો જેનો ભાવ જેનો સ્નેહ દર્શાવે, તેવોજ ભાવ તે આકાર આપણે સારૂ પણ દેખાડેછે. માટે જો કદાપિ કોઈ પણ મનુષ્યને સારૂ આપણા મનમાં સારો કિંવા માઠો ગુપ્તભાવ દ્દઢ થાય, તેમજ કોઇને સારૂ મનમાં કપટ અને છળભેદ કરવાની વૃત્તિ દ્દઢ થાય તો તે મનુષ્યના મનમાં પણ આપણેવિષે તેવાજ સમાન ભાવ પ્રકટ થઈ આવેછે. માટે પવિત્ર ભાવે પવિત્ર દર્શાય અને અપવિત્ર ભાવે અપવિત્ર દેખાય એ સત્ય નિયમ છે. માટે એટલું નિશ્ચય લક્ષમાં રાખવાનું છે કે, જે મનુષ્યને કિંવા પ્રાણીને, આપણે અતિ દ્દઢ કરેલા જેવા સ્નેહથી, જેવા ભાવથી, જેવા જ્ઞાનમાં, જેવી રીતભાતમાં અને જેવા વ્યવહારમાં ચાહીયે તેવાજ ભાવમાં, તે

મનુષ્ય અથવા પ્રાણી આપણુને સઘળા વ્યવહારમાં અને સ્નેહમાં ચાહાતો જણાશે. આવી રીતનું ગુપ્તજ્ઞાન વિરક્તપણાની સ્થિતિથી અખંડ જણાયછે. માટે માહાત્મા જ્ઞાનીયો પોતાની સઘળી ચિત્તવૃત્તિયોને નિવૃત્તભાવમાં આકર્ષણ કરી, અંતરના ભાવાભાવને ઇન્દ્રિયોના માર્ગે દોડાવતા નથી. કેમકે તેથી મનવિષે હર્ષ અને શોક ઉત્પન્ન થાયછે. તેથી મહાત્મા અને સત્યજ્ઞાનીયો વૃત્તિયોનેવિષે ભાવોની કલ્પના કરતા નથી, પણ તે વૃત્તિયોના વ્યવહારને જાણેછે, તેથી ઉપરના ભાવોની પરીક્ષા યથાર્થ રીતે તે મહાપુરૂષો કરી શકેછે. તેથી વિરક્તપણામાં રહીને જોતાં, મન, બુદ્ધિ, ચિત્ત, તર્ક, અહંકાર, અંતઃકરણ અને જ્ઞાન એઓનાં કર્તવ્યકર્મઉપર પોતાની સર્વે વૃત્તિયો જણાયછે. તેમાં કોઇને સારૂ આપણા મનમાં એવા વિચાર થાય જે, તેનું મન, કાંઈ શ્રેષ્ઠ કેળવાયું નથી, તેની બુદ્ધિ મલીન છે, ચિત્ત સ્થિર નથી, વિચાર મધ્યમ છે, જ્ઞાન કોમળ નથી વિગેરે પ્રકારની પરીક્ષા આપણાથી મનોમન કલ્પિત જ્ઞાનના ગુપ્ત ભાવથી કરી શકાયછે. કિંવા બીજા આપણા તત્ત્વની પરીક્ષા એવી રીતે કરી શકેછે અને તેવું પરસ્પર જણાયછે. એ સઘળાનો સારાંશ એટલોજ કે આપણા દૃઢ થયેલા નિશ્ચયાર્થપ્રમાણે બીજાના પણ નિશ્ચયાર્થ થઈ શકેછે એ સત્ય છે.

કાર્તિક વદ ૧૩ રવિવાર સંવત્ ૧૯૪૪.

---

## અંતર આભાસ.

અંતર આભાસવિષે માંડુક્ય ઉપનિષદ્‌ના દ્વિત્ય પ્રકરણના ૧૬ મા મંત્રમાં એવું કહ્યું છે.—

**अव्यक्तो रावयेऽन्तस्तु स्फुटा एव च ये बहिः ।**
**कल्पिता एवते सर्वे विशेषस्त्विन्द्रियान्तरे ॥**

એટલે મનનેવિષે મનની વાસનાથી પ્રકટ થયેલા સર્વે ભાસો અપ્રત્યક્ષ અને કલ્પિત છે. જો કદાપિ તે બાહ્યઇન્દ્રિયોને પ્રત્યક્ષ જેવા દર્શાયછે તોપણ તે સત્યરૂપ નથી. કેમકે સ્વપ્નામાં પણ એવી રીતે અનેક વસ્તુઓ ઇન્દ્રિયોને પ્રત્યક્ષ દેખાયછે, તે છતાં તે અસત્ય છે. તે સર્વે પદાર્થોનું જ્ઞાન મનની ભાવનાસાથે મળેલું રહેછે. માટે જેમ સ્વપ્નામાં પદાર્થો સદા કલ્પિત છે તેમજ જાગ્રતમાં છે. વળી આ કલ્પિત કલ્પના તથા મન, બુદ્ધિ, ચિત્ત, તર્ક, અહંકાર, અંતઃકરણ અને જ્ઞાન એ સઘળું જાતી સ્વભાવે જડમય છે પણ ચૈતન્યરૂપ નથી. કેમ

જે જડપદાર્થોમાં અમુક જાતના ગુણો રહેલા છે; તે ગુણોના યોગે તે કાર્યો કરી શકેછે. તેવી રીતે મનનો સ્વભાવ સંકલ્પ વિકલ્પ કરવાનો છે. બુદ્ધિનો સ્વભાવ નિશ્ચયાર્થધર્મવાળો છે. ચિત્તનો સ્વભાવ ચિંતન કરવાનો અને ગંભીર છે. તર્કનો સ્વભાવ તીવ્રતાવાળો છે. અહંકારનો સ્વભાવ અહમ્ અને મમવાળો છે. તેમ અંતઃકરણનો સ્વભાવ શુદ્ધ અને પવિત્ર છે. જ્ઞાનનો સ્વભાવ નિર્વિકાર અને ન્યાયી છે. હવે જો એ તત્ત્વો ચૈતન્યરૂપ હોય તો મન કોઈ સમયે પોતાનો સ્વભાવ ત્યાગ કરી બુદ્ધિસ્વભાવને ગ્રહણ કરે. તેમ બુદ્ધિનો સ્વભાવ મનના ધર્મને ગ્રહણ કરે. એ પ્રમાણે સઘળા તત્ત્વોએ કરવું જોઇયે. પરંતુ જ્યારે એપ્રમાણે થઈ શકતું નથી ત્યારે તે ચૈતન્યમાં ગણાય નહિ. એ તો પોતાના સ્વભાવઉપરજ સ્થિર રહેલાં છે અને તેઓને ગતિ આપનાર ચૈતન્યનો આભાસ છે; માટે એ તત્ત્વોને તત્ત્વજ્ઞાનીઓએ જડ માનેલાં છે. તે છતાં એઓનેવિષે આત્માનો શુદ્ધ ચૈતન્યવાળો ભાસ જે ફરી વળેલો છે, તેથી તે ચૈતન્યરૂપ જણાયછે. માટે મન, બુદ્ધિ, અને કલ્પના વિગેરે જડવર્ગ ચૈતન્યરૂપ ભાસેછે. સારાંશ કે એ ભાવરૂપી સૂર્યનાં કિરણો ચૈતન્યમય જ્યોતિ આકારે આપણી કાયાનાં તત્ત્વોમાં સર્વત્ર વ્યાપી રહેલાં છે. એ વ્યાપક થયેલાં કિરણો આપણા હૃદયમાં વૃત્તિરૂપે પંચપ્રાણુના યોગે આકર્ષણ થઈ સ્થિર રહ્યાં છે, તે ઇન્દ્રિયદ્વારા તથા શ્વાસોચ્છ્વાસથી બાહેરના જગતમાં પ્રાણીમાત્રોની આકૃતિમાં ઉત્પન્ન થાયછે. પછી તે આકૃતિયોનેવિષે આપણી અંતર્વૃત્તિમાં આત્માનો ચૈતન્યભાવ સ્નેહથી જે ગુપ્ત વ્યવહાર ચલાવેછે તેની અલ્પ સૂચના આ પ્રસંગે કરીયે.

આપણને અનુભવથી કોઈ સમયે એવું જણાયછે જે, કોઈ અજાણ્યા મનુષ્ય આપણને સ્નેહપૂર્વક સન્માન આપી સત્યપ્રેમ રાખેછે, અને બીજા કેટલા એક પુરૂષો આપણે તેમનું કાંઈ અનહિત નહિં કર્યા છતાં આપણી સાથે દ્વેષભાવ રાખી કપટ અને છળથી વર્તે છે. એનું સત્યકારણ તત્ત્વદર્શી એવું કેહેછે જે, આપણા અંતઃકરણમાં શુભ અને અશુભ ભિન્ન ભિન્ન ભાવની કલ્પનાઓમાંથી નિશ્ચયાર્થપૂર્વક જે કલ્પના દૃઢ થઈ હોય અને તે આત્માજ્યોતિના મધ્યબિંદુમાં સ્થિર થઈ હોય અને જેવી આપણે કર્તવ્યકર્મ અને રીતભાતની રેહેણી રાખેલી હોય, તે અંતર્ભાવમાં સૂર્યનાં કિરણોની પેઠે અંતઃકરણની ગુપ્તરૂપ અનેક વૃત્તિયોમાં સ્થિર થયેલી છે. તેમાંથી આપણી પવિત્ર વૃત્તિ, ઉપલા કાંઈક સંસ્કારી અંતઃકરણના પુરૂષમાં પ્રવેશ કર્યાથી તે આપણી સાથે સ્નેહ દર્શાવી સત્યપ્રેમ રાખેછે. આપણી જે અપવિત્ર અને અન્યાયી

વૃત્તિ અંતઃકરણમાં સ્થિત થયેલી હતી, તે તેવા કષ્ટ પુરૂષમાં પ્રવેશ કર્યાથી, તેણે આપણી સાથે દ્વેષ અને છળભેદથી વર્તવા માંડયું. સારાંશ એટલોજ કે આપણી વૃત્તિ સમયાનુસાર અનેક આકારોમાં પ્રકટ કરી તે આપણી અનંત ભિન્ન ભિન્ન ભાવનાનુસાર અનંત ભિન્ન ભિન્ન કર્મ કરવા માંડેછે તેમાં ઘણે પ્રસંગે શત્રુ તે મિત્ર થાયછે અને મિત્ર તે શત્રુ થાયછે. તેવીજ રીતે પારકા તે પોતિકા થાયછે અને પોતિકા તે પારકા જેવી વર્તણુક કરેછે. એવા પ્રકારમાં આપણા અંતર્યામી આત્મારૂપી સૂર્યનાં કિરણો વૃત્તિરૂપે આ જગતમાં અનેક આકોરામાં અનેક ભાવાભાવથી ઝળક્યાં કરેછે. એના ઝળકવાનો ઘણો આધાર આપણા બુદ્ધિજ્ઞાન અને કાંઇક દેહકષ્ટઉપર રહેલો હોયછે. પણ જેમ જેમ કલ્પનાથી આપણે પોતાનાં બુદ્ધિજ્ઞાનાદિક સાધનોમાં અંતર પાડતા જઇયે, તેમ તેમ એ ઝળકનારા સ્વરૂપમાં અંતર પડતો જાયછે, તેથી ગુપ્તવિદ્યાના જ્ઞાનીયો એવું કેહેછે જે, કલ્પનાના યોગે વૃત્તિમાં ગુપ્ત રીતે અનેક જાતના અંતર્ભાવમાં જેમ જેમ ફેરફાર થતા જાયછે તેમ તેમ તેઓ આ સૃષ્ટિમાં આપણી ઇન્દ્રિયોને પ્રત્યક્ષ દેખાતા જાયછે. એ વ્યવહાર કંટાળારૂપ છે માટે સર્વ વૃત્તિઓના કલ્પિત પ્રવાહઉપર લક્ષરાખવું જોઇયે નહિ. પણ આત્માજ્યોતિના સ્વરૂપમાં સઘળી વૃત્તિઓને લિન કરી દેવી અને તેમ કર્યાથી ઈશ્વરરૂપ થવાયછે. તેવી સ્થિતિ થઈ એટલે કલ્પનાતું દુઃખ નડતું નથી. એટલે જ્યારે આપણી જાગૃત અવસ્થામાં ચિતવૃત્તિમાંથી જરા પણ કલ્પનાની ઉત્પત્તિ આપણા અંતઃકરણમાં થતી નથી અને સર્વ વૃત્તિના ભાવાભાવો આત્માનેવિષે નિદ્રાભાવે લિન રાખીયે ત્યાં નિર્વિકલ્પસમાધિના પૂર્ણ દેખાવ જેવું આપણું મન સ્થિર થઈ સાક્ષાત્કાર થાયછે. આ પ્રસંગે આપણી નેત્રદૃષ્ટિની સમક્ષ આત્માની અખંડ પ્રકાશિત જ્યોતિ સૂર્યના જેવી આકૃતિમાં દેખાયા કરેછે. ત્યારે અંતઃકરણની સ્ફુર્ણામાં સ્વાભાવિક રીતે બ્રહ્મભાવનો ઉદય થાયછે. તે પ્રસંગે સઘળી વૃત્તિઓમાં નિશ્ચય થાયછે કે, આ સર્વ અંતર્વૃત્તિઓનું જે ચલનવળન થાયછે તે આત્માના સ્વભાવપૂર્વક થાયછે. એમાં આત્માનો જેવો ભાવ થાય, તેવાં આપણા આત્માએ રૂપો ધારણ કરેલાં જણાયછે તેથી એમ સમજાયછે જે, આ સૃષ્ટિની ચરાચર સૂક્ષ્મ વિરાટાકૃતિ આત્માની વૃત્તિનાં સ્વરૂપો છે. તેથી એક આત્મા અનેક ભાવે અનેક આકારોને જુવેછે. આ ભાવો ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ, એવા ત્રણ પ્રકારના છે. તેમાં દેહાભિમાની ભાવે સર્વ જગત્ જેવો કનિષ્ઠ પ્રકાર દેખાયછે. એટલે પોતાના પિતાને પિતાભાવે નમેછે. માટે

જેનો જેવો સંબંધ હોય તે ભાવે વર્તેછે. બીજા પ્રકારમાં તર્કભાવે જોઈએ તો એટલે આ વિદ્વાન છે તેથી હું એને નમુંછું. એટલે જેનામાં જેવી શક્તિ હોય તે ભાવે વર્તેછે. એ મધ્યમ પ્રકાર છે. ઉત્તમ પ્રકારમાં એમ સમજવાનું કે આ આકૃતિમાં મારો ચૈતન્યરૂપ શુદ્ધઆત્મા વ્યાપક છે, તેથી હું તે આત્માને નમુંછું. એટલે સર્વમાં સર્વત્ર આત્માની સાથે વ્યવહાર ચલાવવો એ ઉત્તમ પ્રકાર છે. આ ઉપરથી સ્પષ્ટ જણાશે જે, મિત્ર, શત્રુ, માતા પિતા, ગુરૂ, બંધુ, રાજા, પ્રજા, વિગેરે સર્વે પ્રાણીયો અનેકભાવે રહેલાં છે. તેથી જેનો જેવો ભાવ હોય તેવો ભાવ આપણા હૃદયમાં આપણે પ્રકટ કરવો નહિ પણ એક બ્રહ્મભાવજ પ્રકટ કરવો, તેથી સામાનો અશુભભાવ આપણા શુભભાવને કષ્ટ આપી શકશે નહિ. પણ આપણા બ્રહ્મભાવથી આપણે તેઓને સાક્ષાત્ ઈશ્વરરૂપ દર્શાઈશું. એવી રીતના બ્રહ્મભાવથી આ ગુપ્તભાસનું જ્ઞાન મહાન ફળને આપેછે, તેથી વાણીના અનેક શબ્દોના અર્થજ્ઞાનના સઘળા ભાવો પોતાના આત્માઉપર લાગુ કરવા. એવી રીતે આપણે પોતાની સર્વે વૃત્તિઓને બ્રહ્મભાવમાં લિન કર્યાથી, એકસરખી રીતે નિરાકાર દૃષ્ટિયે સર્વ સૃષ્ટિ આપણે દેખાયછે અને તેમાં આપણા આત્માની જ્યોતિવાળા સ્વભાવનું જ્ઞાન ઉદય થઈ આવેછે. તેણે કરી આપણી અંતર્વૃત્તિના યોગે તે જ્ઞાન આ જગતના અનેક આકારોમાં તેઓના હૃદયમાં ઉત્પન્ન થતી કલ્પનાવાળી સ્ફુર્ણાનેવિષે સ્ફુરવા માંડેછે ત્યારે તેઓની અંતર્વૃત્તિઓ તેઓના હૃદયમાં નિશ્ચય કરેછે કે, આ પુરૂષ સાક્ષાત્ ઈશ્વરરૂપ છે. કેમકે ઈશ્વરની સંપૂર્ણ સ્થિતિ એનેવિષે પ્રકટ થઇ છે, તેથી તેઓના સ્ફુર્ણાના સઘળા ભાવોનું ચલનવલન આપણા તરફ ચોંટી જાયછે, તેથી સૃષ્ટિના મૂળતત્ત્વરૂપે તેઓને આપણે ભાસીયે છિયે. એ દૃઢસ્થિતિ આપણા સંકલ્પથીજ પ્રાપ્ત થઇ છે.

આજ નિયમ ઉપરથી સઘળા અવતારી પુરૂષો અને સઘળા ધર્મના મૂળ પુરૂષોયે સૃષ્ટિના સર્વે અનુભવ મેળવી ગુપ્તવિદ્યાના જ્ઞાનથી પોતાની અંતર્વૃત્તિઓને શુદ્ધ નિર્વિકાર કરી દીધી છે, તેથી તેમના આત્મસ્વરૂપનું અંતર્ધ્યાન સૂર્યના જેવું અખંડ જ્યોતિમય પ્રકાશતું જગતની પ્રજાને જણાયું. એજ કારણથી તેમને સાક્ષાત્ ઈશ્વર જેવા માન્યા. તે માટે આવા પ્રકારના શુદ્ધ સ્ફટિકમય ચિત્તવાળા અંતર્ધ્યાનરૂપ જ્ઞાનની સ્ફુર્ણા પ્રગટ થવાથી, તેજ પ્રમાણે સર્વે કાર્યો થતાં જાયછે. તેમાં આપણે કહીયે જે તમારો વ્યાધી નષ્ટ થઈ જશે, તે પ્રમાણે વ્યાધી નષ્ટ થાયછે. એવી રીતે આપણી શુભ ઇચ્છાપ્રમાણે સર્વે કાર્યો થઇ શકેછે. 'સારાંશ એવો છે જે, જેવો ભાવ એ અંત-

ધ્યાનરૂપ જ્ઞાનમાં દઢ કરીયે, તેવીજ રીતે આપણી દૃષ્ટિ થઇ જાયછે. માટે જો આપણે માયિકભાવની વૃત્તિ રાખિયે તો તે ભટકતી ચલિત થાયછે. અને આત્મભાવથી ઈશ્વરી દૃષ્ટિ થઈ જાયછે. કેમ જે આત્માના સ્વરૂપમાં સર્વ સમીપ હોવાથી, જેવા સંકલ્પ તેવી રચના થવાને વાર લાગતી નથી. માયાના સ્વરૂપમાં તો સર્વ ઘણે અંતરે જવાથી, સંકલ્પ ફલીભૂત થતાં પુષ્કળ પ્રયાસ પડેછે. એજ કારણ માટે પ્રત્યેક ધર્મમાં પ્રથમ **દેહકષ્ટ, આત્મધ્યાન,** અને **બાહ્ય** અને **અંતર્શુદ્ધિ** કરવાની અગત્ય જણાવેલી છે. કેમકે વૃત્તિઓમાં મનના સઘળા વિકારો જ્યારે શાંત પામી થંડા થાય ત્યારેજ **આત્મજ્યોતિ**નો સાક્ષાત્કાર પ્રકટેછે. માટે એવાં શુભ કૃત્યો કરવા સારૂ એકાંતવાસ, પવિત્રતા, સ્થિર સ્થિતિ, ઇન્દ્રિયોનું દમન અને નિગ્રહ, એ સઘળું સાહ્યભૂત થાયછે. દેહશુદ્ધિ રાખવાથી મન, બુદ્ધિ વિગેરે તંતુઓનું અંતર્યામી પ્રત્યેક સમયે થતું ચલનવલન જાણવાને સુગમ પડેછે. અશુદ્ધતા, અપવિત્રતા વિગેરેથી ઉપલું શુદ્ધજ્ઞાન મેળવવાને જડપણું પ્રાપ્ત થાયછે. તેણે કરી દેહાભિમાની જ્ઞાનના ઇંદ્રિયપ્રીતિવાળા માર્ગનું સુખ સંપાદન કરવાની વૃત્તિ ઉત્પન્ન થઇ, પ્રપંચ અને છળભેદ વિગેરે દુર્ગુણનો સ્વભાવ પડી જાયછે; અને રાત્રદિવસ આશા, તૃષ્ણા વગેરેમાં લીન રહી પોતાની આયુષ્યમર્યાદા પૂર્ણ કરવાની વૃત્તિ રહેછે. એવી ઇચ્છા દઢ થવાથી, કેટલાક પુરૂષો ગાંડા પણ થઈ જાયછે અને કેટલા એક, ધાડ, ચોરી, બંડ અને અનિયમિત વિષયભોગ કરવા મંડી જાયછે. એ સઘળાનું મૂળકારણ અપવિત્રતા, અજ્ઞાન અને અશુદ્ધિ એજ છે. પરંતુ અંતર્વૃત્તિ સ્વાધિનમાં રાખવાથી આત્માનો પ્રકાશ નિરંતર દૃષ્ટિમાં રહેછે; તેથી પ્રથમ• તો ઈશ્વરી શુભસંકલ્પ, વૃત્તિઓનો સંબંધ રાખી મૂળતત્ત્વસાથે જન્મજન્માંતરોનું જ્ઞાન પ્રાપ્ત કરેછે. એ જ્ઞાન ઘણાને અભ્યાસથી જણાઈ આવેછે.

તે એવી રીતે કે સાધારણ સઘળા મનુષ્યોની વૃત્તિયો સંકલ્પરૂપ દૃષ્ટિમાં ભિન્ન ભિન્ન કર્માનુસાર રહેલી છે અને તે કર્મ પ્રમાણે બુદ્ધિ પ્રકટેછે. માટે પવિત્ર કર્મ કરવાથી પૂર્વકર્મનું જ્ઞાન પ્રાપ્ત થવાને સાહ્યભૂત થાયછે. તેથી જન્મજન્માંતરના સર્વ સંકલ્પો અને તેનાથી થયેલાં અનેક કાર્યો પોતાના સ્વયંઆત્મજ્ઞાનથી સ્પષ્ટ જણાઇ આવેછે. વળી પવિત્ર કર્મોથી જડવૃત્તિ ચૈતન્યરૂપ થાયછે ત્યારેજ જ્ઞાનદૃષ્ટિ સંપૂર્ણ પ્રકાશમાન થાયછે. તે સમયે અંતર્વૃત્તિનું સ્વરૂપ શુદ્ધ હોવાથી પૂર્વે થયેલાં સર્વે કર્મોના જ્ઞાનને તે વૃત્તિ ત્દદયમાં ઉત્પન્ન કરેછે ત્યારે તે ભવિષ્યનો જ્ઞાતા થાયછે. માટે ભવિષ્યજ્ઞાની પોતાનાં કર્મોના સઘળા

ભોગવવાના ભોગોનો ત્યાગ કરતો નથી પણ શાંત રહી તે ભોગવી તેનો લય કરેછે કેમકે કદાપિ તે હાલ પોતાના સામર્થ્યવડે જો ભોગનો ત્યાગ કરે તો પણ તે બાકી રહેલા ભોગવવાના ભોગો બીજા જન્માંતરમાં પ્રાપ્ત થયા વગર રેહેતા નથી. કારણ કે પોતાના જ્ઞાનથી જે પોતે સહજ ઉત્પન્ન કરેલા સંકલ્પોને અનુસાર પ્રાપ્ત થનારા ભોગોને પોતેજ ભોગવવા જોઇયે એ સત્ય અખંડ નિયમ છે માટે અંતરના ત્યાગવૈરાગ્ય શિવાય બાહેરના ત્યાગવૈરાગ્ય મિથ્યા છે.

વળી દેહશુદ્ધિનાં કૃત્યોમાં અન્નપાણીના સત્ય નિયમ જાણવાની અગત્ય છે માટે તેની અલ્પ સૂચના કરીયે. સંસારી ભોગીવર્ગના જનો, તીખું, ખારૂં, વગેરે ષડ્રસનું ભક્ષણ કરેછે; તેથી તેમનું મન પ્રવૃત્તિમાર્ગઉપર. ગમન કરેછે. એવી પ્રજાની દૃષ્ટિ ઇન્દ્રિયધર્મવાળી બાહ્ય રહેછે. ગુપ્તવિદ્યાના બ્રહ્મજીજ્ઞાસુ જનો તથા યોગી વગેરે જ્ઞાની પુરૂષો કંદમૂળ, ભાજીપાલા અને ફળફળાદી વગેરે નિર્વિકાર પદાર્થોનું ભોજન કરેછે તેથી તેમનું જ્ઞાન નિવૃત્તિમાર્ગની અંતરદૃષ્ટિઉપર પ્રવર્તે છે. આવા પ્રકારની ઊલટ સુલટ દૃષ્ટિ મર્યાદાની રચના છે તેથી એક બીજાના નિયમને ધિક્કારેછે. એ કારણથી નિવૃત્તિ માર્ગવાળાને અંતરદૃષ્ટિરૂપ આત્માનું મહત્વ તેઓના જ્ઞાનમાં નિરંતર દર્શાયા કરેછે. પ્રવૃત્તિમાર્ગવાળાને બાહ્યદૃષ્ટિરૂપ જગતના મહત્વનું જ્ઞાન પ્રાપ્ત થાયછે. એ અંતર અનાદિ કાળનો છે. તેમાં ભોગીયોની કલ્પના યોગીયો જાણી શકેછે પણ યોગીયોની કલ્પના ભોગીયોને જણાતી નથી. પણ એટલું તો સઘળાને સાધારણ જાણવામાં છે કે જેવા પ્રકારનું અન્ન તેવા પ્રમાણમાં બુદ્ધિજ્ઞાનનો ઉદય થાયછે. તેનો પ્રકાર એવો છે જે, પૃથ્વિતત્ત્વનો સ્વાદ ખારો છે, વાયુનો ખાટો છે, જળનો મિષ્ટ છે, અગ્નિનો તિખો છે અને આકાશતત્ત્વનો સ્વાદ કડવો છે. માટે વિશેષ ખારૂં ખાનારની પ્રકૃતિ ઘણું કરી ઉગ્ર, તુરંગી, અને અતિ ચંચળ રેહેછે. વિશેષ ખાટું ખાનારની પ્રકૃતિ ઠોઠ અને જડત્વભાવવાળી રેહેછે. મિષ્ટ ભોજન કરનારની પ્રકૃતિ કાંઇક દૂરદર્શક, ગંભીર, અને સ્થિર થઇ શકે એવી હોયછે. તિખું ખાનારની પ્રકૃતિ ક્રોધી, અવિચારી, અહંકારી અને ઉદ્વેગ કરનારી થાયછે. કડવું ખાનારની પ્રકૃતિ તેજસ્વી, ત્વરાવાળી, અને સમભાવવાળી રેહેછે. તે માટે નિર્વિકારી ભોજન કરનારાઓની વૃત્તિ ષડ્રસ ભોજન કરનારાની વૃત્તિનીપેઠે ભિન્ન ભિન્ન થતી નથી, પણ એકસરખી સમાનજ રેહેછે. આપણે પૂર્વે કહ્યું છે જે, મન પૃથ્વિતત્ત્વોનો અધિક સંગ્રહ કરેછે. બુદ્ધિ વાયુ તત્ત્વનો. ચિત્ત, વિચાર, અને તર્ક એ જળતત્ત્વનો અધિક સંગ્રહ કરેછે.

અહંકાર અગ્નિતત્ત્વનો સંગ્રહ કરેછે. અંતઃકરણ આકાશતત્ત્વનો અધિક સંગ્રહ કરેછે. એ કારણને લીધે ખારા પદાર્થથી મનનો વેગ વૃદ્ધિ પામેછે. ખાટાથી બુદ્ધિનો વેગ થાયછે, મિષ્ટથી ચિત્ત અને તર્ક વગેરેની વૃદ્ધિ થાયછે. તિખાસથી અહંકારનું પ્રાબલ્ય થાયછે. કડવાસથી અંતઃકરણનો પ્રકાશ અધિક થાયછે. ભિન્ન ભિન્ન આહારોથી પ્રકૃતિનું બંધારણ ન્યારૂં ન્યારૂં થાયછે અને ભિન્ન ભિન્ન પ્રકૃતિથી વિચારોની સ્થિતિ પલટાતી રેહેછે. એ જ્ઞાન દિવ્યપ્રકાશથી જણાયછે. તે છતાં સાધારણ રીતે ભિન્ન ભિન્ન આહારના ક્રમથી આપણા શરીર પ્રકૃતિનું બંધારણ ત્રણ પ્રકારમાં સ્થિત થાયછે. તેમાં જો કફનો ભાગ વૃદ્ધિને પામે તો, મનનું વલણ અલ્પદર્શક, અજ્ઞાનરૂપ અને દુઃખદાયક ભાસેછે. તેમ પિત્ત પ્રકૃતિથી, કલ્પનાનું વલણ કંટાળાભરેલું તાર્તિક ભાસેછે. વાયુથી વિચિત્રતાવાળું અને અત્યંત કલ્પિત દેખાયછે. જ્યારે આપણે સૂક્ષ્મ ભોજન કરીયે છઇયે ત્યારે આપણો સ્વભાવ શાંત, ગંભીર અને કલ્પનાનું પરિબળ ન્યૂન રેહેછે. પણ જ્યારે આપણે અત્યંત ભોજન કરીયે ત્યારે આપણી કલ્પના વાયુના આવાગમનનીપેઠે ભટકતી જણાયછે. સારાંશ કે ભક્ષપાનથી પણ કેટલેએક અંશે કલ્પનામાં ભિન્નતા પડેછે; માટે તેથી આપણી રેહેણી, કરણી, જ્ઞાન, અને વિચારમાં પણ ફેરફાર થાયછે. તેમજ ઇન્દ્રિયોને નિયમમાં રાખવાથી પણ ચિત્રવિચિત્રતા જણાયછે. એ કારણને લીધે બ્રહ્મજીજ્ઞાસુ વિદ્યર્થી, કંદમૂળ, ભાજીપાલા, ફળ, દુધ, દહી, ઘી, અને લિમડાનો રસ, તેમજ ચાહે પીવાની ઇચ્છા થાય તો બિલ્લીના પાત્રાં, આંબાની કુપણ, તુળસીના પાત્રાં, કલાર, અને લજામણી એ પંચપાલાની ચાહ પીવાથી પંચવાયુ સામ્યાવસ્થામાં રહી શકેછે. એવી રીતે નિર્વિકાર વસ્તુનો ઉપયોગ કર્યાથી તેઓની કાયા શુદ્ધ નિરોગી અને હલકી થઈ મન સ્વચ્છ અને કાચ જેવું પારદર્શક થાયછે. તેથી તેની કાયાનાં મન, બુદ્ધિ વગેરે તત્ત્વોનાં ચલનવલનને સમજવાની શક્તિ આવેછે. તે એવી રીતે જે, કોઇ મનુષ્યને એ દૃષ્ટિથી જોયાથી, તેના અંતરના ભાવો તેના ઉપલા તત્ત્વોમાં તેનેવિષે કેવા પ્રકારની રેહેણી, કરણી અને જ્ઞાનનો સંગ્રહ થાયછે, તે સઘળાની છાપ શુદ્ધ કાયાના તત્ત્વોમાં યથાર્થ પડેછે. જેમ આકાશમાં વાદળ થવાથી પાણી તે વાદળામાં સ્પષ્ટ જણાયછે, તેમ બીજા મનુષ્યની કૃતિની છાપ પેલા જ્ઞાનીના અંતઃકરણની સ્ફુર્ણામાં પ્રકટ થઈ સ્ફુરવા માંડેછે. તેથી બીજા મનુષ્યના વિચાર, કરણી અને જ્ઞાન વગેરે તે જ્ઞાની જાણેછે. તેથી તે જ્ઞાની જે કાંઈ વર્તમાન, ભૂત અને ભવિષ્ય કેહેછે તે સત્ય ઠરેછે. એ નિયમપ્રમાણે આપણેવિષે જે સ્ફુર્ણા પ્ર-

કટ થાયછે, તે સ્ફુર્ણા આ બાહ્ય જગતમાં અમુક ભાવવાળી વૃત્તિરૂપે ઉત્પન્ન થાયછે. માટે સ્ફુર્ણાઉપર લક્ષ નહીં આપતાં આત્માની અંતર્યામી **જ્યોતિ**માં જોયા કરવાથી, તે સ્ફુર્ણા, મન, બુદ્ધિ, વગેરે તત્ત્વોમાં સ્ફુરવા માંડેછે અને એ સ્ફુર્ણ પ્રવાહઉપરથી જગતનાં મનુષ્યો કેવાં કેવાં કૃત્યો કરેછે તે યથાર્થ જાણવામાં આવેછે.

હવે આપણે પાછળ કહેલા દિવ્યપ્રકાશની અલ્પસૂચના આ પ્રસંગે આપીયે. દિવ્યપ્રકાશમાં આપણા વિચારોની સ્થિતિનું પલટાવવું એવા નિયમથી થાયછે કે, આપણા આત્માના સંવેદનવાળા સ્ફુર્ણનો જે પ્રવાહ છે, તે એક ચમત્કૃતિયંત્રરૂપે રહેલો છે. તેના મધ્યમાં, મન, બુદ્ધિ, ચિત્ત, તર્ક, અહંકાર, અંતઃકરણ અને જ્ઞાન એરૂપી જે સૂક્ષ્મ તંતુઓ છે, તેને આપણે તત્ત્વ કહીયે છીયે. એ તત્ત્વોમાં આપણી વાસના, વૃત્તિનેવિષે વ્યાપી રહેલી છે. ત્યાં એ તંતુઓ બાહેરના પંચભૂતોની ગતિથી, જે **ગુપ્ત વિદ્યુત** સર્વ વિશ્વમાં અદર્શ સૂક્ષ્માકારે ગતીમાન થયેલી છે, તેનો આઘાત આપણા અંતઃકરણવાળા આકાશમાં થવાથી આપણા અંતરના ઉપર કહેલા તંતુઓ ગતિવાન થાયછે, તેથી આપણેવિષે ક્ષણક્ષણમાં ચિત્રવિચિત્ર જાતની અંતઃકરણમાં સ્ફુર્ણાના પ્રવાહથી, કલ્પના આપણી ભાવનાને અનુસાર ઉત્પન્ન થઈ અનેક કૃત્યો કરાવેછે. એટલે ઉપર કહેલી વિદ્યુતના આઘાતથી જે સ્ફુર્ણા પ્રગટ થઈ, તેનું પ્રથમ જ્ઞાન આપણા અંતર્યામી જ્ઞાનના સંવેદનમાં પહોંચેછે. ત્યાંથી અંતઃકરણના સ્ફુર્ણાવાળા પ્રવાહમાં તે જ્ઞાન પ્રવેશ કરેછે; તે પ્રવેશ થયા પછી કલ્પનાકારે આપણા મનોમયચક્રમાં આવી તેનો ઉદય થાયછે, ત્યારે તે મન કલ્પનાને જાણી, તેને વાણીદ્વારા બીજાને કેહેછે. તેથી તેપ્રમાણે બીજા કૃત્યો કરેછે. પરંતુ વિદ્યુતના આઘાતથી જે જ્ઞાને અંતઃકરણની સ્ફુર્ણામાં પ્રવેશ કર્યો, તે જ્ઞાન ઉપર કહેલા તંતુઓમાં અનેક પ્રકારના દેખાવો દર્શાવેછે. ત્યાર પછી મનને સમજાયછે. આ સમયે કોઈ તંતુ અધિક વેગથી ચલિત થાયછે અને કોઇ તંતુ ન્યૂન વેગથી હાલેછે. અને કોઈ તંતુઓની ગતિ છેક મંદ રેહેછે. આ સૂક્ષ્મ ચલન માત્ર આપણી જ્ઞાનદૃષ્ટિ જાણેછે. તે છતાં એ સર્વે તંતુઓ કેવા પ્રકારનું જ્ઞાન આપેછે તેની સમજ પ્રથમ જ્ઞાનદૃષ્ટિને પડેછે. એ જ્ઞાનદૃષ્ટિને ઓળખવાસારૂ આપણે ઐક્યપણાની વૃત્તિ રાખવી પડેછે. અને તેવી વૃત્તિ થયાથી સર્વે હૃદયની ગુપ્ત સ્ફુર્ણરચના દર્શાઈ આવેછે.

**માર્ગશીર્ષ શુદ્ધ ૫ રવિવાર. સંવત્ ૧૯૪૪.**

---

## ચક્ષુદર્શન.

**ચક્ષુદર્શન**ની સત્ય વિદ્યા સંપૂર્ણ રીતે, ગુપ્તજ્ઞાનના મહાત્માઓજ યથાર્થ રીતે જાણી શકેછે. તેથી એ જ્ઞાનની અલ્પ સૂચના આ પ્રસંગે આપ્યાથી ગુપ્તજ્ઞાનના વિદ્યાર્થિને અવશ્ય લાભ થઈ શકશે.

આ સઘળી **વ્યષ્ટિ** અને **સમષ્ટિ**ના દૃશ્ય અને અદૃશ્ય પદાર્થો અસત્ય અને મિથ્યા છે. તે સઘળી વસ્તુ આત્માનો માયામિશ્રિત આભાસ અથવા કલ્પના જે સર્વત્ર વ્યાપી રહેલો છે તે તેના યોગે દૃશ્યમાન થઈ શકેછે. માટે સર્વે પ્રાણીનાં શરીરપિંજરો મિથ્યાકલ્પનાની દૃઢવૃત્તિથી પ્રગટ થયેલાં છે. એજ નિયમપ્રમાણે મનુષ્ય પ્રાણીનાં શરીરના **પંચકોશ, દેહચતુષ્ટય,** અને **ચારે** અવસ્થામાં **આત્માની જ્યોતિ**ની શાખા ભિન્ન ભિન્ન નિયમપૂર્વક પ્રકાશેછે. મનુષ્યના આ અને અનેક પૂર્વેનાં જન્માંતરની દૃઢ થયેલી માયિક કલ્પનાના અનુભવ ઉપરથી સર્વે દૃશ્ય અને અદૃશ્ય વસ્તુઓ બાહ્ય અને અંતર્ચક્ષુદ્વારા દૃશ્યમાન થાયછે. માટે દૃશ્ય વસ્તુ સ્વતઃ સત્ય નથી. હવે એ મિથ્યા વસ્તુ દૃશ્યમાન કેવી રીતે થાયછે એનો વિચાર કરીયે.

મનુષ્યપ્રાણીની જાગ્રત અવસ્થામાં જ્યારે માયામિશ્રિત આત્માનો આભાસ, પંચ જ્ઞાનેન્દ્રિય અને પંચ કર્મેન્દ્રિયોમાં પ્રવેશ પામી આ બાહ્યસૃષ્ટિના સર્વ પદાર્થોને દર્શાવેછે, અને એજ પ્રકાશ અનંતરૂપે સઘળી સૃષ્ટિના સઘળા પદાર્થોને ધારણ કરી રહેલો છે, તેથી આ બાહ્ય સૃષ્ટિની સઘળી રચનાને સ્વપ્નાવસ્થામાં પણ પ્રગટ કરી દેછે. તેથી અનુભવી મહાત્માઓએ સિદ્ધ કર્યું છે જે, એજ પ્રકાશ સર્વ સૃષ્ટિનું આદિકારણ છે. તે છતાં એમાં જે ભિન્ન ભિન્ન જણાયછે તે મનુષ્યપ્રાણીના આ અને પૂર્વેનાં જન્માંતરોની અવિદ્યાના સંબંધથી દૃશ્ય થયેલી ભિન્ન ભિન્ન કલ્પનાના યોગે એ સ્ફુર્ણા ભિન્ન ભિન્ન કાર્યો કરતી જણાયછે. હવે જે બાહ્યની સર્વે વસ્તુઓ ઇન્દ્રિયદ્વારા દૃશ્યમાન થાયછે તેને ચર્મચક્ષુ કેહેછે. એ સ્થૂળચક્ષુથી માત્ર રૂપેન્દ્રિયના સામર્થ્યથી બાહ્યજગતના સર્વે પદાર્થો દેખાયછે. માટે એ જ્ઞાનને **ચર્મચક્ષુજ્ઞાન** ગણેલું છે. અને એ સ્થૂળચક્ષુ ઇન્દ્રિયની સહાયતાશિવાય બીજી રીતે જે સૃષ્ટિ અને તેના પદાર્થો વગેરે જણાયછે, તેને **દિવ્યચક્ષુ** કેહેછે. એવિષે આપણાં શાસ્ત્ર અને પુરાણોમાં ઘણે પ્રસંગે એવું કહેલું છે જે, સાધારણ પ્રાણીમાત્રને બે **લોચન** અથવા **ચક્ષુ** છે. અને જે મનુષ્યને સરસ્વતિ પ્રસન્ન છે એવા ગુણજ્ઞ પુરૂષ **ત્રિલોચન** કેહેવાયછે. વળી જેમાં **આત્મજ્ઞાન**ની ઉન્નતિ થયેલી છે, એવા તત્ત્વજ્ઞાની પુરૂષોને **સપ્ત-**

**લોચન** કહ્યા છે. પરંતુ **આત્માની જ્યોતિનાં** જ્ઞાન અને સર્વે **બ્રહ્માંડની** રચના જોનારા અને જાણનારા મહાયોગેશ્વરોને **સહસ્રલોચન** અને કોઈ પ્રસંગે **અનંતલોચનવાળા** પણ કહેલા છે. આ બાહ્યજગતદર્શન કરાવનારી દેહ ઇન્દ્રિયની ચર્મચક્ષુનું જ્ઞાન તો સંસારી પુરૂષોયે યથાર્થ દર્શાવેલું છે અને દર્શાવતા પણ જાયછે. પરંતુ **દિવ્યચક્ષુનું** સત્ય દિવ્યજ્ઞાન જણાવનારા નિસ્પૃહી પુરૂષોની હાલમાં ન્યૂનતા છે. તેથી તેની અલ્પસૂચના આ પ્રસંગે કરીયે.

ગુપ્તજ્ઞાનીયોમાં મુખ્ય સંપ્રદાય, અંતઃકરણમાં સ્ફુર્ણાની સર્વ ગતીની પરીક્ષા કરવાનો છે, તેથી તે જ્ઞાનીયો પ્રથમ પોતાના મન, બુદ્ધિ, ચિત્ત, તર્ક, અહંકાર, અંતઃકરણ, અને જ્ઞાન એ સઘળાંનાં તત્ત્વોમાં કઇ કઈ વૃત્તિયો રહેલી છે. તેનો શોધ કરેછે. આ શોધમાં મહાત્માઓ પ્રથમ પોતાની સઘળી બાહ્ય અને અંતર્વૃત્તિઓને આત્માની જ્યોતિમાં આકર્ષણ કરી, પોતાના અંતઃકરણની અનેક વૃત્તિઓના ભિન્ન ભિન્ન ભાવોના સંકલ્પોને નષ્ટ કરી પોતાના શ્વાસોચ્છ્વાસની આવર્જન અને વિસર્જન ગતિનું રૂંધન રાખી સ્થિર ચિત્તવૃત્તિની શાંત અવસ્થામાં નિમગ્ન થાયછે. તેણે કરી તે મહાપુરૂષોને આ જન્મ અને પૂર્વજન્મનું જ્ઞાન, તેની કૃતિ અને વર્તણુક તેમજ બીજા મનુષ્યનું પણ જ્ઞાન, કૃતિ, અને વર્તણુકનો આભાસ યથાર્થ રીતે ઇચ્છા કર્યાથી સ્થૂળ ઇન્દ્રિયની પેઠે દૃશ્યમાન થાયછે. તે કેવી રીતે થાયછે તે એકાગ્રચિત્ત રાખ્યાથી સમજાઇ શકશે.

ઉપર કહેલા સઘળા ગુપ્તજ્ઞાનનો આભાસ પોતાના શ્વાસોચ્છ્વાસનું મૂળ જે **स्वअहं (सोहं)** રૂપી આત્માનું પરાવાચાનેવિષે આત્માના મૂળમાં વ્યાપેલું જે સંવેદન અથવા ઝલક તેનેવિષે અંતઃકરણના અનેક ભાવો વ્યાપેલા છે. તે ભાવોનેવિષે આ બાહ્ય દૃશ્યરૂપ સૃષ્ટિનાં પંચભૂતોના ચલનથી ઘર્ષણના યોગે પ્રગટ થયેલી વિદ્યુત્ કિંવા એ ભૂતોમાં સમભાવે આકર્ષણ કરી રહેલી જે વિદ્યુત તે સઘળા વિશ્વના અનંતકોટી બ્રહ્માંડોને એકજ નિયમથી ચલન કરી સર્વેનો અખંડ વ્યવહાર ગુપ્તપણે નિયમિત પ્રમાણપૂર્વક ચલાવી રહેલી છે. વળી એજ વિદ્યુત્ સ્થૂળશરીરનાં દૃશ્યરૂપ પંચભૂતો સાથે પણ ઐક્યતાથી જોડાઈ રહેલી છે, તેથી જ્યારે અંતઃકરણના ભિન્ન ભિન્ન ભાવોઉપર **આત્મજ્યોતીની** દૃષ્ટિ જાયછે, ત્યારે તે દૃષ્ટિથી જડરૂપ અંતઃકરણ પોતાના જડરૂપ ભાવો સહવર્તમાન ચૈતન્યતાને પ્રાપ્ત થાયછે, તેથી પંચભૂતની વિદ્યુત્માં સઘળા ભાવો ભિન્ન ભિન્ન સ્થાનમાં, ભિન્ન ભિન્ન આકૃતિમાં, ભિન્ન ભિન્ન કર્તવ્યકર્મ, ક્રીયા ક્રીયા પ્રસંગોપાત કઇ કઈ કલ્પનામાં કરેછે, તે સર્વેના ઉદયનો પ્રતિબિંબ

અંતઃકરણમાં પડેછે. ત્યારે તે પ્રતિબિંબ સંવેદનદ્વારા યથાયોગ્ય નિયમપૂર્વક કલ્પનારૂપે, જેવો પૂર્વકાળમાં હતો તેવો દર્શાઈ આવેછે. આઉપરથી ગુપ્તભાસના જ્ઞાતાઓ એને સર્વજ્ઞ આત્માની દૃષ્ટિ કેહેછે, માટે એના-ઉપર સંપૂર્ણ લક્ષ રાખવા થકી, અનંત જન્માંતરોની કૃતિથી યથાસ્થિત જાણીતા થવાયછે. એજ અનુભવ ઉપરથી **વસિષ્ઠઋષિયે શ્રીરામચંદ્રજી** આગળ સઘળા બ્રહ્માંડમાં વસેલા ઘણા પ્રાણીયોના જન્માંતરનું યથા-સ્થિત વર્ણન કરેલું છે. આઉપરથી સ્પષ્ટ જણાયછે જે, આ ગુપ્તભા-સમાં અંતઃકરણના સઘળા ભાવો જ્યારે આત્માની જ્ઞાનદૃષ્ટિથી ચૈતન્ય-તાને પ્રાપ્ત થાયછે ત્યારે સઘળાં કર્મો સ્ફુરી આવેછે. આભાસને મા-યાનો ભાસ કહ્યોછે, તેથી ગુપ્તભાસના જ્ઞાતાઓ યોગેશ્વર, એવા ભાસ-ઉપર લક્ષ આપતા નથી. કેમ જે એમાં લક્ષ આપવાથી અનેક જન્માંતરોના અનેક જાતનાં કર્મો અખંડ દર્શાયાં કરેછે, તેથી સત્ય નિવૃત્તિના આનંદમાં વિક્ષેપ પડેછે. માટે યોગેશ્વરો નિરંતર અખંડ સ્વરૂપના નિર્વાણ અને અનિર્વાચ્ય નિર્વિકલ્પ શાંત સમાધિના પૂર્ણ સુ-ખમાં રેહેછે. એપ્રમાણે વર્ત્તવાથી માયાભાસની ઉપાધી તે મહાપુરૂ-ષોને વિક્ષેપ કરી શકતી નથી. તે છતાં ગુપ્તવિદ્યાના જ્ઞાતાઓ કેટલે એક પ્રસંગે, પોતાની દીવ્યદૃષ્ટિથી આત્મરૂપ થઈ, અદ્વૈત ભાવે સર્વ દૃશ્ય અને અદૃશ્ય બાહ્યાંતર કૃતિને જોયછે, તે પ્રસંગે પોતાવિના બીજો કોઇ પદાર્થ પૃથક્ દૃશ્યમાન હોતો નથી, પણ પોતેજ અસંગ દેખાયછે. એવી રીતે જ્ઞાનરૂપ અવસ્થામાં અવિદ્યાભાસ કાંઈ પણ જણાતો નથી. એ માંડુક્ય ઉપનિષદ્‌ના ચોથા પ્રકરણના મંત્ર ૨૨૩ માં કહ્યું છે.

**अजेष्वजमसंक्रान्तं धर्मेषु ज्ञानमिष्यते ।**
**यतो न क्रमते ज्ञानमसङ्गं तेन कीर्तितम् ॥**

એટલે જેમ સૂર્યનેવિષે ઉષ્ણતા અને પ્રકાશ છે, તેમ અજન્મા, અચળ, ધર્મરૂપ આત્માવિષે અજન્મા અચળ જ્ઞાન અંગીકાર થાયછે. તેથી તે જ્ઞાન બીજા અર્થમાં જતું નથી, માટે તેને આકાશ જેવું અ-સંગ કહ્યું છે. એવી રીતનું જ્ઞાન ગુપ્તજ્ઞાતાને છતાં, તે પોતાની મોક્ષ-રૂપ સ્થિતિમાં રહી, એટલે જે સમયે પોતે સંપૂર્ણ આત્મજ્યોતિમાં લીન થયો હોય તે સમયે પ્રથમ સ્થિતિની દૃઢ ભાવવાળી કલ્પના ઉત્પન્ન થાય, તે ભાવનાપ્રમાણે સૃષ્ટિમાં સઘળા ફેરફારો થઇ શકેછે. તેથી તે સ-મયનો જે ભાવ તેજ ઈશ્વરનો ભાવ અથવા ઈચ્છા છે. તેથી તેવા મહાપુરૂષનાં વચન યથાર્થ રીતે ફળીભૂત થઈ, તેજપ્રમાણે કાર્યો થા-યછે. અને એવાજ ત્રિકાળજ્ઞ ઈશ્વરી પુરૂષના આશિર્વાદ ફળને પ્રાપ્ત કરેછે. એવી રીતે સ્થિર ચિત્તવૃત્તિઓની સ્થિતિઉપર રેહેવાવાળા

મહાત્માઓ જેવા, મન, બુદ્ધિ, વગેરેમાં ભાવો ઉત્પન્ન કરે, તેવા ભાવપ્રમાણે આ બાહ્ય જગતની રચનામાં પ્રત્યક્ષ વ્યવહાર થતો જણાય, કિંવા બાહ્ય જગતની સૂચના જેવા પ્રકારના વ્યવહાર કરવાની હોય, તેવાજ પ્રકારના ભાવો તે ગુપ્તજ્ઞાનીનાં અંતઃકરણમાં પ્રગટ થઇ આવેછે. તેથી એવા સત્યજ્ઞાનીઓને સઘળું જ્ઞાન પ્રથમ થાયછે, અને અલ્પજ્ઞાનીઓને એ જ્ઞાનનો વ્યવહાર જોયા પછી થાયછે. એવા સત્યજ્ઞાનીની દૃષ્ટિ, મન, બુદ્ધિ વગેરેના ભાસોઉપર ઐક્યતાથી વિશેષ રેહેછે; માટે તે પ્રત્યેકના અંતરની વાત જાણી શકેછે. તાત્પર્ય એ છે જે, સ્થિર ચિત્તવૃત્તિની ગતીની કલ્પનાના નિરોધથી અંતઃકરણ, ચાંચલ્યપણાના સ્વભાવને ત્યાગ કરેછે. તેથી પૂર્વેનાં સઘળાં કર્મના ભાસોની સ્મૃતિ આવી તે સર્વેની સ્પષ્ટતાની આકૃતિ અંતઃકરણમાં પ્રતિબિંબરૂપે દૃશ્યમાન થઈ આવેછે તેણે કરી સઘળાં અંતઃકરણનું આકર્ષણ કરી તેમને પોતાના પક્ષમાં આણેછે. તેથી તે આત્મજ્ઞાની જે જે ભવિષ્યની વાત કેહેછે તે સત્ય ઠરેછે. એવી રીતે ગુપ્તભાસના જ્ઞાતાઓ આ સૃષ્ટિમાં ધારેલા ફેરફાર કરી શકેછે. એને **અંતર્દર્શન** નામની સિદ્ધિ કેહેછે. એટલે દુરની દેખાતી કિંવા સંભળાતી વસ્તુને, સમીપ જોવી. એવીજ રીતે પોતાના આત્માની જ્યોતિનેવિષે સર્વે ભાસો પલટાવી બીજાની સઘળી ચિત્તની ગતિયો બંધ કરી, પોતાની સત્વગુણી વૃત્તિપ્રમાણે બીજા માણસને વર્તાવી શકેછે, તેથી એને **પરચિત્તાદિ અભિજ્ઞતા સિદ્ધિ,** એટલે પારકા ચિત્તની વૃત્તિને જાણી પોતાની વૃત્તિપ્રમાણે વર્તાવવું. તેથી જો આપણે સ્થિરવૃત્તિમાં બીજાના દુઃખનો દૃઢ નિશ્ચય કરીયે તો તે પ્રમાણે આપણને દુઃખ પ્રાપ્ત થાયછે. તેથી જે સમયે આપણે પોતાની કલ્પના દર્શાવી તેના તંતુઓનેવિષે ઐક્યભાવે પ્રવેશ કરીયે તે સમયે આપણે જેવા પ્રકારનો નિશ્ચયાર્થ કર્યો હોય તેવા આકારને પામી તે નિશ્ચય કરેલી જગ્યાની ખબર મેળવી શકીયે કિંવા તે તે ખબર આપી શકીયે. તેથી **પરમાણુજન્ય સૂક્ષ્મ** આકૃતિ ધારણ કરવાની શક્તિ આવેછે. આ અભ્યાસથી આપણે સઘળી વિદ્યાનાં ગુપ્ત મૂળતત્ત્વોને યથાર્થ જાણી શકીયે છઇયે. એવી રીતે અંતઃકરણમાં પડેલા પ્રતિબિંબ સ્ફુર્ણના સત્વગુણમાં જ્યારે ચૈતન્યતાનો પ્રતિબિંબ પડેછે ત્યારે સઘળા પ્રાણીમાત્રોના નિશ્ચયાર્થની ખબર પડેછે. અને જ્યારે રજોગુણમાં તે પ્રતિબિંબ પડેછે ત્યારે તેઓનાં સર્વે દૃશ્ય અને અદૃશ્ય કર્તવ્યકર્મ દર્શાઈ આવેછે. એવી રીતે સ્ફુર્ણ પ્રવાહની વૃત્તિમાં આત્માનો ભાસ ગમન કરેછે. આ ગમનરૂપ વૃત્તિ અનેક બ્રહ્માંડોને ક્ષણવારમાં પ્રાપ્ત કરી શકેછે. એ કારણમાટે એ તંતુઓની ચે-

છાથી સર્વે સૃષ્ટિ આપણી કાયામાં રચાઈ જાયછે કિંવા આપણી હૃદયગત સ્ફુર્ણાના ભાવો, અનેકવૃત્તિમાં ઉત્પન્ન થઈ, આપણી દૃઢતાપૂર્વક સર્વ રચના કરી દર્શાવેછે. કિંવા આપણા જ્ઞાનની અનેક વૃત્તિઓ તે વિશ્વની સર્વે વસ્તુના આકાર ધારણ કરી, આપણા મન, બુદ્ધિ વગેરે તંતુઓનાઉપર સ્થિત થયેલા જોવામાં આવેછે. તેથી સ્પષ્ટ જણાયછે જે, **પિંડબ્રહ્માંડમાં મહાબ્રહ્માંડ** દર્શાયછે, તેથી સિદ્ધ થાયછે જે આત્મા એક પ્રથમજ છે. અને તેની સ્ફુર્ણાના ભાવથી **મહાબ્રહ્માંડ** અને **પિંડબ્રહ્માંડ** અથવા **વ્યષ્ટિ** અને **સમષ્ટિ** ઉત્પન્ન થયેલી જણાયછે. એઉપરથી શરીર બ્રહ્માંડ જેવડું છે એવું કેહેવાયછે તે સત્ય છે. એજ કારણનેલીધે દુરનો પદાર્થ આપણી કાયાના સ્ફુર્ણપ્રવાહના જ્ઞાને કરી સમીપ જણાયછે; કેમકે સંવેદનની આ સર્વ વિશ્વ આકૃતિ છે. એ **સંવેદન** અંતર્યામી જ્ઞાને જોતાં આપણેવિષે વ્યાપેલું છે; અને તેજ સંવેદન જેવા જેવા પ્રકારની કૃતિના વ્યવહાર આ જગતમાં ચલાવવાનું કિંવા જેવી રચના ચલાવવાનું હોય, તેવા તેવા પ્રકારની સ્ફુર્ણા આપણા હૃદયમાં પ્રગટ થાયછે. માટે એવા મહાનપુરૂષો નિરંતર ઇન્દ્રિયોના ભાવથી રહિત થઈ, સંવેદનના પ્રવાહઉપર દૃષ્ટિ રાખી વર્તેછે, તેણે કરી તે જે કેહેછે, તેવા પ્રકારનાં કાર્યો થતાં જાયછે. એવીજ રીતે **પંચપ્રાણોના** આકર્ષણને યોગે અંતઃકરણની સ્થિર ગતિમાં ભાસેલી અનેક વૃત્તિઓના અનેક આકારોનેવિષે સ્ફુર્ણાને માર્ગે ગમન કરી તે ભાસેલા આકારોનીપેઠે જાગૃતમાં પોતાની આકૃતિ બીજાને પ્રત્યક્ષ દેખાયછે. કિંવા તે આકૃતિને પોતાની અંતર કલ્પનાપ્રમાણે ચલાવી શકેછે; એટલુંજ નહિં પણ બીજાની આકૃતિસાથે પોતાનું સ્વરૂપ ઐક્ય કરી શકેછે. આવા પ્રકારના મહાનયોગીને **પરકાયાપ્રવેશ** સિદ્ધિવાળા કેહેછે. એથી પારકી કાયામાં પ્રવેશ કરી તેની કલ્પના જાણેછે, અને પોતાની કલ્પનાપ્રમાણે તેને ચલાવી શકેછે. એવી રીતે પવિત્ર પુરૂષના સમાગમથી પવિત્ર થવાયછે. એજ સિદ્ધિના યોગે અથવા ગુપ્ત-ભાસના નિયમથી એકજ પુરૂષ, **કાશી, હિમાલય** વગેરે દુર દેશોના મનુષ્યોની ઇચ્છા કરે તો તે ક્ષણવારમાં ભિન્ન ભિન્ન આકારોમાં ભાસેછે અને તેઓની સાથે અનેક પ્રસંગે વાતચિત પણ કરી શકેછે! એમ છતાં પોતાના સ્થાનમાં તે મહાપુરૂષ **સમાધિમાં** રહેલો જણાયછે. એ શિવાય દુર દેશોમાં કિંવા સ્થાનમાં કેવા પ્રકારનાં કાર્યો થાયછે, તેની ખબર આપણને આપી શકે અને આપણી ખબર બીજાને આપી શકેછે. તેનો પ્રકાર એવો છે કે પોતાના સ્ફુર્ણપ્રવાહમાં સ્ફુર્ણાના ભાવે પ્રવેશ કરી અંતઃકરણની અનેક વૃત્તિયોને જ્યોતિરૂપે અને

વિદ્યુતરૂપે સર્વત્ર વ્યાપેલી જુવેછે, તેથી તે દર્શાયેલી જ્યોતિ, પોતાની જેવી સ્ફુર્ણા હોય, તે સ્ફુર્ણાની સ્મૃતિ આણી, બીજી વૃત્તિઓનેવિષે અતિ સૂક્ષ્મપણાથી સમાઈ જઈ, પોતાનો ભાવ બીજા પુરૂષની સ્ફુર્ણામાં ઉદય કરેછે. એ કારણનેલીધે તે પુરૂષના મનમાં એમ આવેછે જે, આ મહાપુરૂષ મારીસાથે અમુક કાર્ય કરેછે, કિંવા અમુક ખબર કહેછે અથવા અમુક ચમત્કાર દેખાડેછે. સારાંશ એટલો કે જ્યારે આપણી જ્યોતિની દૃઢ સ્ફુર્ણાસાથે બીજી સ્ફુર્ણાનો ભાવ અતિ સૂક્ષ્મપણાથી લીન થઇ ગયો હોય ત્યારે જેવો આપણો ભાવ પ્રગટ કરીયે તેવાં કાર્યો તતક્ષણ થાયછે. આ જ્ઞાનમાં લીન રેહેનારા પુરૂષને **કામરૂપસિદ્ધિ** પ્રાપ્ત થઈ એમ કેહેવાયછે. એટલે પોતાની ઇચ્છાપ્રમાણે વ્યવહાર કરી શકેછે. આ ગુપ્તભાસના અભ્યાસીઓ જ્યારે સ્ફુર્ણભાવે અતિ સૂક્ષ્મરૂપમાં, સ્ફુર્ણરૂપ બનેછે, ત્યારે અનિયમિત અંતરના પદાર્થો તે મહાપુરૂષ લાવી શકેછે. આ અનુભવી જ્ઞાનને નહિ જાણનારા પુરૂષો અસત્ય માને એમાં કાંઇ આશ્ચર્ય નથી. એવા વિષય તૃષ્ણાવાળા પુરૂષોને કષ્ટ સહન કરી, એ વિદ્યા જાણવાની ઇચ્છા નથી તો, કેવળ નિસ્પૃહી એ વિદ્યાના જ્ઞાતાઓને પણ તેવા પુરૂષને એ જ્ઞાન પ્રગટ કરવાની ઇચ્છા રેહેતી નથી; કેમ જે તેમને કાંઇ પણ પ્રકારની તૃષ્ણા નથી એ મનોમન સાક્ષી છે. હવે જ્યારે જેવો સંકલ્પ કરે અને તેવી દૃઢતામાં તેવો આકાર ભાસે, ત્યારે તે જ્ઞાનને **સંકલ્પસિદ્ધિ** કેહેવાયછે. આવા સંકલ્પરૂપ ભાવ પ્રગટ કરનારા મહાનપુરૂષો જેવી સ્ફુર્ણામાં ભાવ પ્રગટ કરે, તેવી ભાવનાએ તેવાજ આકાર ધારણ કરેલા પોતે દેખે કિંવા કરે અને બીજાની સ્ફુર્ણામાં તેપ્રમાણે દર્શાવે. એવા સંકલ્પસિદ્ધિનાં દૃષ્ટાંતો યોગવાસિષ્ઠમાં પણ દર્શાવેલાં છે. એ સ્ફુર્ણાભાવથી વાયુમાં વાયુરૂપ ભાવના કરી વાયુ પ્રગટ થાયછે. વૃષ્ટિના દૃઢ ભાવથી વૃષ્ટિ થાયછે, અને સૂર્યના દૃઢ ભાવથી પ્રકાશરૂપ બની ઉષ્ણતા જણાવેછે. આવા પ્રકારના જ્ઞાનમાં લીન રહેલા યોગેશ્વરને **સ્વછંદમૃત્યુસિદ્ધિ** પ્રાપ્ત થયેલી કેહેવાયછે. કેમ જે એવા પુરૂષો મૃત્યુને પોતાને સ્વાધિન રાખેછે. તેવા પુરૂષને ભક્ષપાનાદિકની પણ અગત્ય રેહેંતી નથી. તેથી તે અજર અને અમર પણ બની શકે, અને પોતે ઇચ્છા રાખે તો સાક્ષાત સૃષ્ટિના આદિકારણ થઇ સર્વના આધારભૂત થઇ રેહેછે. આ સઘળી કૃતિ અંતઃકરણના સ્ફુર્ણપ્રવાહના મૂળમાં એટલે પરા વાચાની સ્થાન ઉપર કર્યા કરેછે. તેથી તેવા પુરૂષમાં સર્વજ્ઞપણાનું જ્ઞાન પ્રગટ થાયછે. એ કારણથી એ ગુપ્તભાસના અંતરદૃષ્ટિરૂપ જ્ઞાનને **અપરાજયસિદ્ધિ** કહેલી છે. એટલે એવા પુરૂષનો

કોઇથી નાશ થઈ શકતો નથી કિંવા તેની ભાવનાની દઢતાને કોઇ પ્રતિબંધ કરી શકતું નથી. સારાંશ એટલોજ કે એવા અભ્યાસથી નવી સૃષ્ટિ પણ સ્વઇચ્છાનુસાર પ્રગટ કરી શકેછે.

હવે એથી ઊલટું આપણા સંસારીવર્ગના અપરિમિત વિષયની તૃષ્ણાવાળા મનુષ્યોમાં સ્ફુર્ણાનેવિષે, જેવા ભાવો પ્રગટ કરે, તેવી વાસનાની આકૃતિ પ્રગટ કરતાં આવડતી નથી તેથી વૈખરીવાચાને માર્ગે પોતાની સર્વે વાસનાના ગુપ્ત અંતઃકરણના ભાવોની દઢતાને વાણીદ્વારા ઇન્દ્રિયોનેમાર્ગે દર્શાવેછે. પરંતુ તેમાં અંતર્યામી અંતઃકરણની વૃત્તિઓનું, ચલનવલન નહિ સમજવાથી પોતાની વાસનાને ઇન્દ્રિયો અનેક મનોકલ્પિત માર્ગો ઉપર લઈ જાયછે, તેણે કરી પોતાની વાસના ફ્લોને આપશે કે નહિ એવા સંશયઉપરથી નિરંતર ખેદયુક્ત થઈ મનોમન કલ્પિત જ્ઞાનનો નિશ્ચય કરેછે. એ કારણથી અનાસ્થાવાળા પુરૂષો મરણપર્યંત હર્ષ અને શોકને પ્રાપ્ત થઇ આકુંચિત અલ્પજ્ઞાની રેહેછે, અને આસ્તિક પણ અલ્પજ્ઞાની, અને ભોળા ભક્તોને અમુક દેવ, દેવી, પીર, પેગંબર, અથવા ભૂત, પ્રેત વગેરે અનેક મનોકલ્પિત ભાવથી તેની ઉપાસના અને મંત્ર, જાપ, વગેરે ભક્તિ કરવાનો સંપ્રદાય પડયો છે. તેથી એ વ્યવહારને ચર્મચક્ષુ અથવા સ્થૂળચક્ષુનું જ્ઞાન કેહેવાયછે. કેમકે એ ઇન્દ્રિયોના મનોકલ્પિત ધર્મનું જ્ઞાન કેહેવાયછે. એ જ્ઞાન પ્રથમ અલ્પવયના અભ્યાસીને અંતઃકરણની શુદ્ધિસારૂ અગત્યનું છે, પરંતુ તેનો અભ્યાસ પડવાથી સંસારીવર્ગની સર્વ પ્રજા રાત્રદિવસ તેમાંજ લીન થવાથી, અનેક પ્રકારની વેહેમની જાળમાં ફ્સી જઈ અનેક પ્રકારનાં દુઃખને પ્રાપ્ત થાયછે. એવા પુરૂષો દેહની કૃતિ, ચેષ્ટા, ચલનવલન, અને વ્યવહાર વગેરેના જે જ્ઞાનથી મનોમનકલ્પિત સ્વયંકલ્પનાનું ધોરણ બાંધી, તેના નિયમઉપર બુદ્ધિજ્ઞાનનો ઉપયોગ રાત્રદિવસ કર્યા કરેછે. તેથી પોતામાં અલ્પજ્ઞતા પ્રાપ્ત થવાને લીધે પોતે પોતાને નીચ બુદ્ધિનો અલ્પ જીવ માનેછે. તેથી હું પાપી, અજ્ઞાન, અલ્પજ્ઞ, અને પામર જીવ છું, મારાથી કાંઇ પણ કાર્ય થઇ શકતું નથી, એક પાંતરૂં પણ બીજા પૃથક્ ઈશ્વરની ઇચ્છા સિવાય હાલી શકતું નથી એવી દઢ કલ્પના કરેછે. તેથી એવા પુરૂષના અંતઃકરણની સર્વે વૃત્તિયો રાત્રદિવસ તેવીજ સ્ફુર્ણપ્રવાહમાં વ્યાપક થઇ જવાને લીધે, જાગૃત અને સ્વપ્નાદિક અવસ્થાઓમાં દેવી, દેવતા, પીર, પેગંબર, ભૂત, પ્રેત, આદિક જેની, દઢતાથી વૃત્તિ થઈ હોય, તે તેવા આકારો ધારણ કરેલા તે ભોળા ભક્તને જણાય તે છતાં આપણા પ્રત્યક્ષ અનુભવપ્રમાણે, એવા ભાવિક જનોમાંથી ઘણા, કામ, ક્રોધ, મોહ, આશા,

તૃષ્ણા અને લોભ વગેરે દુર્ગુણોથી મુક્ત થઇ શકતા નથી, પણ તેની ઉત્તરોત્તર વૃદ્ધિ થતી જણાયછે. તેથી તેમની વૃત્તિ ઇન્દ્રિયોનાજ ધર્મ-કર્મમાં સમાઇ રેહેછે. એ કારણનેલીધે તેવા પુરૂષોને **સત્ય સનાતન ધર્મ,** નીતિ જ્ઞાન, અને પોતાના સત્યસ્વરૂપનું જ્ઞાન મેળવવા ભણી મરણ-પર્યંત લક્ષ જતું નથી, તેથી વ્યવહારમાં કપટ, છળ, ભેદ, અને કાવત્રાં કરી પોતાનું આયુષ્ય પૂર્ણ કરેછે. મલિનવૃત્તિથી, મન અને બુદ્ધિ વગેરે તત્ત્વો જડત્વગુણને પ્રાપ્ત થવાથી તેમને દયા, ક્ષમા, શાંતિ, સત્યમૈત્રી અથવા **ભ્રાતૃભાવ અને વૈરાગ્યાદિક** ઉત્તમ લક્ષણો પ્રાપ્ત થઈ શકતાં નથી. તેથી તેવા પુરૂષો બીજામાં પોતાના કામ, ક્રોધ, લોભ, વગેરે દુર્ગુણો નિરંતર જેયા કરેછે. એવી વૃત્તિના કેટલાક પુરૂષો એવું માનેછે કે આપણા ઇષ્ટદેવની ભક્તિ કરવાથી અને દાન, પુણ્ય, મંત્ર, જપ, ધજા, સેવા વગેરે કરવાથી તે ઇષ્ટદેવ આપણા પાપનું નિવારણ કરી તે આપણાં સર્વે કાર્યો કરી કલ્યાણ કરશે, તેથી મનોકલ્પિત દેવોને મનુષ્યની પેઠે રાજી કરવાના સાધનમાંજ પોતાની નિવૃત્તિનો સમય કાહાડેછે. અને બીજા જનોને તે દેવોના અદ્ભુત ચમત્કારોના દૃષ્ટાંતો દર્શાવી પોતા જેવા કરવાને પ્રયત્ન કરેછે. એવિષે એટલું કહેવાનું અગત્ય છે કે એવી રીતે કોઈ પણ દેવવિષે દૃઢવૃત્તિથી એકાગ્રતા થઈ તો, પોતાના ધારેલાં કાર્યો કોઈ સમયે થઈ, અનેક ચમત્કારો પણ દર્શાયછે. એનું કારણ તે દેવ નથી પરંતુ પોતાની દૃઢ થયેલી વૃત્તિનું સંવેદન **આત્મજ્યોતિ**માં થવાથી તેવાં કાર્યો થાયછે. તેથી સાધારણ કહેવત પણ એવી છે જે, દેવ ફળતા નથી, પણ આસ્તા અથવા આકીન ફળેછે. એ સઘળું છતાં અલ્પબુદ્ધિના ભોળા જનના સમજવામાં એ આવતું નથી. એનું કારણ ચર્મચક્ષુનું ભ્રાંતિજ્ઞાન છે તેથી અસત્ય અને કલ્પિત મિથ્યા જ્ઞાનને સત્ય માનવાથી ઘણા મનુષ્યો ઉત્તરોત્તર વિશેષ બાયલા, બીકણ, વેહેમી, અને મંદબુદ્ધિના થતા જાયછે. એવિષે કાંઈ અધિક આ પ્રસંગે કેહેવાની અગત્ય નથી.

હવે અંતની સૂચના એટલીજ આપવાની છે જે **માનસિક જ્ઞાન**ની ઊન્નતિ થઈ **નિશ્ચયાત્મક બુદ્ધિજ્ઞાન**માં પ્રવેશ થયેલા પુરૂષો સારૂ ષડ્શાસ્ત્રના જ્ઞાતા તથા નિસ્પૃહી, અને કૃપાળુ યોગેશ્વરોયે, ભિન્ન ભિન્ન સિદ્ધાંતો પ્રગટ કરી, પોતાના જ્ઞાનમાંથી નિર્ણયરૂપ **યોગ-જ્ઞાન** સર્વ પ્રજાને આપ્યું છે. એ **યોગજ્ઞાન**ની સત્યતાની પરીક્ષા કરવા સારૂ **વેદાંતરૂપ** નિષ્પક્ષપાત કસોટીના નિયમો પ્રગટ કરેલા છે. તેમાં સ્પષ્ટ-પણે કહેછે જે પોતાનો **આત્માજ** સર્વ સૃષ્ટિનું આદિકારણ છે, અને ઉપાદાનકારણમાં અંતઃકરણમાં વ્યાપેલું અજ્ઞાન છે. આ અજ્ઞાનતાની

જેટલી કલ્પના થાય, તેટલી કલ્પનાને અસંગ **શુદ્ધ ચૈતન્યરૂપ આત્માની જ્યોતિમાં** મિશ્ર કરવાથી અંતઃકરણની અનેક વૃત્તિઓમાં સ્ફુર્ણ-પ્રવાહ, કેવા પ્રકારથી પોતાના સંવેદનમાં વ્યાપક થઇને જન્મથી મ-રણકાળપર્યંતમાં ભવિષ્ય રચના દર્શાયછે તેનું જ્ઞાન થાયછે.

માર્ગશીર્ષ વદ્ય ૪ રવિવાર સંવત્ ૧૯૪૪.

---

## ભવિષ્યજ્ઞાન.

**ભવિષ્યજ્ઞાન** ગુપ્તજ્ઞાનના અનુભવી મહાત્માઓથી પ્રગટ થયેલું છે. એ જ્ઞાન **આત્માની** ચૈતન્યતાના સંવેદનથી પ્રાપ્ત થાયછે. એની અલ્પ સૂચના આ પ્રસંગે કરીયે. આપણાં મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, અંતઃ-કરણ અને જ્ઞાન એ વગેરે તત્ત્વોમાં આપણી સ્ફુર્ણાના કલ્પિત પ્રવા-હની સર્વે કલ્પનાઓ, બાહ્યસૃષ્ટિમાં દૃશ્ય થયેલી અનેક આકૃતિયોવિષે અંતઃકરણમાં અનેક ભાવોથી ચલિત થાયછે, તેમાં આપણી ઇન્દ્રિયદ્વારા જે જે કર્તવ્યકર્મો, અંતઃકરણમાં એ કલ્પનાની સ્ફુર્ણાથી કર્યાં હોય તે સર્વેની સ્મૃતિ આવી તે કેવા ફળોદયને આપશે, તે ઉપલાં તત્ત્વો અંતઃકરણના નિશ્ચયાર્થમાં પ્રથમ કરી દેખાડેછે. જે પ્રમાણે સ્વપ્નાની સૃષ્ટિનું મૂળ આપણી કલ્પના છે, તે પ્રમાણે આ જગત પણ આપણી કલ્પ-નાનું રૂપ છે. તેથી એનેવિષે સર્વે કૃતિયો આપણા અંતઃકરણની વૃત્તિની છે. હવે આપણું સ્થૂળ શરીર જે ધારણા થયેલું છે, તેની વ્યવસ્થા એવી છે જે, એ પૂર્વે અસંગ શુદ્ધ ચૈતન્યરૂપ આત્માના સ્વભાવની સંવેદનની રમ-ણીયતાથી અણુનેવિષે પ્રથમ સૂક્ષ્મ પ્રકટ થયું છે. ત્યાર પછી તેના સંયોગે દૃઢતાવાળા સંકલ્પના સ્ફુર્ણે સ્થૂળ કાયા ઉત્પન્ન કરી દીધી છે. તે દૃઢતાને અનુસાર સુખ દુઃખ, લાભ અલાભ, વગેરેનું વલણ વારં-વાર સેહેજ પ્રાપ્ત થતું જાયછે, તેથી એને દેહપ્રારબ્ધ કહ્યું છે. એ પ્રારબ્ધકર્મની સ્વાભાવિકપણે કલ્પના આપણા અંતઃકરણમાં પ્રકટ થાયછે. આ પ્રકટ થયેલી કલ્પનાનેવિષે મનોમન વિચારના જ્ઞાનથી અનેક પ્રકારની બીજી ભાવના બીજાજ આકારમાં વારંવાર પ્રકટ થયા કરેછે. તેથી પ્રથમ અંતઃકરણમાંથી આપણે પ્રકટ કરેલી કલ્પનાની વિસ્મૃતિ થાયછે. એવી રીતે નવી ભાવના પ્રમાણે કાર્ય નહિં થવાથી, આપણા મનમાં ઉદ્વેગ થઈ સંશય થાયછે જે આપણી ધારેલી કલ્પના પ્રમાણે કાર્ય નહિં થતાં. અણધારેલી કલ્પનાનું કાર્ય થયું. સત્ય જોતાં એ અણધા-રેલી કલ્પનાનું કાર્ય પણ નિવૃત્તનિર્ણયરૂપ જ્ઞાનની અંતઃકરણમાં દૃઢ કલ્પના થવાથી એ કાર્ય થયેલું છે. **નિવૃત્તનિર્ણયરૂપ જ્ઞાન** એટલે

પોતાની સર્વે ઇન્દ્રિયોના ભાવોનો અનુભવ મેળવી અંતઃકરણનું જ્ઞાન મેળવવું. સારાંશ એટલોજ કે, જે કાર્ય થયું છે તે અંતઃકરણની દઢ થયેલી કલ્પનાથીજ છે. પરંતુ પ્રથમ કલ્પનામાં બીજી નવી ભાવનાની ધારણા જે પ્રગટ થઈ તે દઢતા યથાયોગ્ય નહિ થવાથી આપણા મનમાં તે નવી કલ્પનાની વિસ્મૃતી થઈ. તેથી આપણે અણધાર્યો ચમત્કાર માન્યો. આ સૃષ્ટિમાં અખંડ સત્ય નિયમ એવો છે જે, પોતાના અંતઃકરણમાંની દઢ થયેલી વૃત્તિથી સઘળા ફેરફાર થાયછે. એટલે પોતાના વિચારોજ દશ્ય અને અદશ્ય કૃતિયો કરેછે. માટે એવા દશ્ય અદશ્ય ફેરફારની કલ્પના અંતઃકરણમાં સૂક્ષ્મરૂપે વ્યાપેલીજ છે, તે છતાં આપણી દીર્ઘદષ્ટિના જ્ઞાનવિના તે જણાતી નથી. એજ આપણું અજ્ઞાન છે અને એ અજ્ઞાનને લીધે આપણે ઘણે પ્રસંગે પ્રારબ્ધનો દોષ કાહાડીયે છઇયે. પરંતુ એવી રીતે દોષ નહિં કહાડતાં, કલ્પના વિરક્તની સ્થિતિમાં રહેવાથી અંતઃકરણની દઢતામાં વ્યાપક થયેલા સર્વે સંકલ્પો સમજાયછે; અને તેનો લાભ અનાશ્રુતિ એટલે ચિંતવનવિના મળતો જાયછે. એનું નામ ભૂતકાળની પ્રારબ્ધકૃતિ કેહેવાયછે. આ સંવેદન અથવા પ્રારબ્ધ અથવા ઈશ્વર ઈચ્છાયે પ્રકટ થઈ આવેછે, કિંવા આપણા આણુયે પૂર્વ જન્મમાં જે કૃત્યો કરેલાં તે કર્મસંવેદન અથવા વલણ, અણુરૂપે કાયાવિષે ઉદય થઇ આવેછે. એ ઉપરથી સ્પષ્ટ જણાયછે જે, **અનાશ્રુતિ** અદશ્યભાવે જે વલણ અથવા સંવેદન જણાયછે, અને તેથી જે કાર્યો થાયછે તે ઈશ્વર ઈચ્છા અથવા પ્રારબ્ધ કેહેવાયછે. એ બંનેમાં કાંઇજ ભેદ નથી. એ વાસનાથીજ ઉત્પન્ન થયેલું છે માટે પૂર્વજન્મથી પ્રારબ્ધ રચાયું છે એ સત્ય છે, અને એજ ઉપરથી દેહ પ્રારબ્ધ વેદમાં મુખ્ય માનેલું છે. માટે કર્મથી પ્રારબ્ધ અને પ્રારબ્ધથી દેહ બંધાયેલો છે એવું **ન્યાય, વેદાંત** અને **વૈશેષિક** વિગેરે શાસ્ત્રોમાં સત્ય ઠરેલું છે. એ ઉપરથી કર્મ તેજ ઈશ્વર છે એવું સમજવાનું નથી. એવું સમજનારા જનો નાસ્તિક અને કેવળ તાર્તિકજ્ઞાનવાળા કહેવાયછે. હવે પ્રારબ્ધના સંયોગથી સમયાનુસાર જે કલ્પનાની સ્ફુર્ણા થાયછે, તે અણચિંતનવાળી છે, તેમાં સંસારી તૃષ્ણાવાળા જનોના બુદ્ધિ જ્ઞાન વગેરેનું કાંઈ ચાલી શકતું નથી એ સત્ય છે. કેમ જે પ્રાદબ્ધનાયોગે જે કલ્પના પ્રકટ થાય તેને જો આપણે ફેલાવવા દઇયે, અને બુદ્ધિપૂર્વક વિવેકથી તેના પરીણામ જોઇયે નહિ તો, તે કલ્પના આપણા અંઃકરણમાં દઢ થઈ, અનેક વૃત્તિઓમાં ઉપલા સંકલ્પ અનુસાર આપણે અનેક પ્રકારના ભાવાભાવો પ્રકટ કરીયે છઇયે. તેણે કરી એ કલ્પનાકૃત સૃષ્ટિનો સંબંધ ભવિષ્યમાં એકસરખો જોડાઈ જાયછે. માટે

ભવિષ્ય કાળની કૃતિવિષે જેને શ્રેષ્ઠ ફળ પ્રાપ્ત કરવાની જીજ્ઞાશા હોય, તેણે તો પ્રારબ્ધના લાભ સમયે એટલે વર્તમાનકાળમાં સર્વવિષે **સમદૃષ્ટિભાવ** રાખી **આત્મજ્યોતિ**ને સર્વાર્પણ કરવાનો અભ્યાસ રાખવો. તેથી મનોકલ્પિત અજ્ઞાનતાના સંકલ્પો નષ્ટ થતા જશે અને સ્ફુર્ણાના સઘળા સંકલ્પોમાંથી શ્રેષ્ઠ વિચારો પ્રગટ થઇ આવશે. એમ થયા પછી આપણા હૃદયમાં કેવા પ્રકારના નિશ્ચયાર્થો પ્રગટ થાયછે, અને તે પ્રગટ થયેલા નિશ્ચયાર્થોથી આપણાં મન, બુદ્ધિ વિગેરે તત્ત્વોમાં કેવા ભાવો રમણ કરવાની તૈયારીમાં છે, તેના ઉપર લક્ષ રાખી, જેટલા દુષ્ટપણાના વિચારો પ્રગટ થાય, તે સઘળાને **આત્મજ્ઞાન**થી નષ્ટ કરી પોતાની હૃદયગત્ સ્ફુર્ણામાં શુદ્ધ, પવિત્ર, અને સત્યસુખ પ્રાપ્ત કરનારા સંકલ્પોને થવા દેવા. તેણે કરી ભવિષ્યનું બંધારણ મહાઐશ્વર્યકૃતિમાં પ્રગટ થાયછે. એટલે સર્વના ભવિષ્યનો દેખાવ એકજસરખો શુદ્ધદષ્ટિમાં દર્શાયછે માટે એ જ્ઞાનના જ્ઞાતાઓને **ભવિષ્યવેત્તા** કેહેછે.

આપણે જ્યારે **આત્મજ્ઞાન**થી ઉપર કહેલા તત્ત્વોમાં ઉત્પન્ન થતા દુષ્ટ સંકલ્પોને નષ્ટ કરી **આત્મધ્યાન**માં એકાગ્રવૃત્તિ રાખી કલ્પનાથી વિરક્ત થઇયે, ત્યારે પાણીના ઝરાનીપેઠે આત્માના સંવેદનમાંથી સ્વાભાવિકપણે એકાએક સંકલ્પો સ્ફુરેછે. તે સમયે એ સ્ફુર્ણાના સંકલ્પોમાં અનેક ભાવના આપણે થવા દેવી નહિ, પણ તે સંકલ્પો કીયા સ્થાનનેસારૂ કિંવા કઈ વૃત્તિની માટે કેવા પ્રકારની કલ્પના દર્શાવેછે, અથવા તે સંકલ્પો કેવા પ્રકારના લાભ અલાભ આપી શકશે, એ સઘળું દઢ લક્ષમાં રાખવું એતું નામ **ભવિષ્યજ્ઞાન** કેહેવાયછે.

એ ભવિષ્યરૂપ દર્શનવિષે, કેવળ પરોપકારી મહાત્માઓ જ્યારે એકાગ્રવૃત્તિથી આત્મધ્યાનમાં નિમગ્ન હોય, અને પોતાના ચૈતન્યની જ્યોતિમાં નિમગ્નતાથી સંમીલન થયા હોય, ત્યારે અકસ્માત્ કેટલા એકને એવી સ્ફુર્ણા થાયછે કે નિસ્તેજ થયેલા મનુષ્યપ્રાણીની સ્થિતિ ઉત્તમ દશામાં શી રીતે આવી શકે. એવો સ્ફુર્ણદર્શનરૂપે સંકલ્પ જણાયો એટલે એ સંકલ્પના ભાવને આત્માની ચૈતન્યરૂપ જ્યોતિમાં સંમિલન કરી એવી ભાવના કરવી કે **આત્મા સર્વ શક્તિમાન** છે. તેથી તે સર્વના અંતઃકરણમાં એજ ભાવ પ્રકટ કરે તો તેનાં સત્ય અને અચળ સાધનો પ્રકટ થઈ આવે. આવા ભાવથી એ સ્ફુર્ણભાવને **આત્મપદ**માં સંમિલન કીધો એટલે તરત એ ભાવ સ્ફુર્ણની આકૃતિ ધારણ કરી સંસ્કારી મનુષ્યના અંતઃકરણમાં નિશ્ચયાર્થરૂપે વ્યાપી જાયછે, કિંવા તેવા પરોપકારી મહાત્માના હૃદયમાં સ્ફુર્ણ સિદ્ધિરૂપે દઢ થાયછે. અને એ સંકલ્પ અથવા ભાવ એવી પ્રેરણા કરેછે જે, અમુક

સંસ્કારી સત્તાવાળા પુરૂષને મળ્યાથી કાર્યની સિદ્ધિ થવાનો સંભવ છે. પછી એજ સંકલ્પને આત્મચૈતન્યમાં મેળવી દેવાથી, તેજ સંકલ્પ આત્મા જેવા ચૈતન્યના સામર્થ્યને પ્રાપ્ત થાયછે. તેણે કરી એવી સ્ફુર્ણા કોઈ પરદુઃખભંજન પુરૂષના અંતઃકરણમાં એકાએક પ્રગટ થઈ આવી, એટલે તરત તેનાં મન, બુદ્ધિ વગેરે તત્ત્વો ઘણુંજ પ્રસન્ન થઈ ઝળકવા માંડેછે અને મન વ્યાકુળ વ્યાકુળ થઈ રેહેછે, ત્યારે તે મહાપુરૂષના મનોમનભાવથી એવું દર્શાયછે જે, એ કાર્યનો પ્રારંભ નિશ્ચય આપણાથી થઇ શકશે. તેથી તે એવો વિચાર કરેછે જે, આપણે તેવા સંસ્કારી વીરપુરૂષને મળીયે; પરંતુ ત્યાં જતાં સુધી માર્ગમાં સૃષ્ટિની રચના જેટલી દર્શાય, તે સઘળાવિષે સમદૃષ્ટિના પવિત્ર જ્ઞાનમાં અવશ્ય રેહેવું અગત્યનું છે. કેમ જે તેમ કર્યાથી આપણો દેખાવ સર્વેને સાક્ષાત્ ઈશ્વરતુલ્ય જણાશે. કારણ કે, ઈશ્વરી સ્થિતિના જ્ઞાનમાં નિમગ્ન થવાથી સર્વે સંકલ્પો સ્વાભાવિકપણે સર્વે કૃતિ કરેછે. આવા પ્રકારના નિશ્ચયાર્થવાળા ભાવમાં, તે પુરૂષે કોઈ સત્તાધારી સંસ્કારી પુરૂષના નગરમાં જઇ નિવાસ કીધો. ત્યાં કોઈ એકાંતસ્થાનમાં એકાગ્રતાથી નિસ્ફુર્ણદશામાં સ્થિર થયા, એટલે ત્યાં તે નગરપતીને તે મહાત્મા પુરૂષનો સમાગમ થયો. તે ઉપરથી તે મહાપુરૂષના અંતર્યામી આત્માનું સત્ય સામર્થ્ય જણાઇ સાનંદાશ્ચર્ય થયો. પછી તે સંસ્કારી પુરૂષ સાથે એવું સંભાષણ થયું જે, આ સૃષ્ટિબંધનમાં જ્યાંસુધી મનુષ્યને માની લીધેલા સુખદુઃખનો સંપૂર્ણ અનુભવ થયો નથી, ત્યાંસુધી તે મનુષ્ય મોહજાળમાં ફસી મિથ્યા હર્ષશોકને પામેછે. પરંતુ જ્યારે પ્રત્યેક નિયમનો સંપૂર્ણ વિવેકપૂર્વક અનુભવ સંપાદન કરેછે, ત્યારે તેને સર્વે નિયમો કંટાળારૂપ નિસ્વાદ લાગેછે. આ સૃષ્ટિમાં આશારૂપી ડુંગરનો સાર ધુમાડાના બાચકા જેવો છે, માટે નિશ્ચય સમજવું જે, જ્યાંસુધી મનુષ્યને અજ્ઞાન છે, ત્યાંસુધી, તેને સૃષ્ટિનો મિથ્યા મોહ રેહેછે. તેમાટે સત્ય વિવેકી અને જ્ઞાની પુરૂષનું સત્ય પુરૂષાર્થ એજ છે જે પ્રત્યેક કૃત્ય એવાં કરવાં જોઇયે જે પોતાની કીર્તિ અક્ષય રહી, નિર્માલ્ય થયલા પુરૂષોને ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચારેની સિદ્ધિ યથાર્થ રીતે સ્વપરાક્રમથી થઇ શકે. માટે પંચવિષયના હાલ જણાતા મિથ્યા સુખમાં આનંદ નહિં પામતાં ઉપર કહ્યાપ્રમાણે રાજા પ્રજા બેઊને સ્વપરાક્રમથી ચારેની યથાર્થ સિદ્ધિ થઈ શકે એવાં સાધનોનો અચળ પાયો રોપવો. આવા પવિત્ર અનુભવી જ્ઞાન ઉપર તે સંસ્કારી નગરપતિનું લક્ષ સંપૂર્ણ લાગવાથી, તેણે ઊપલા પરોપકારી ઋષિપાસે તેનાં સત્ય સાધનો જાણવાની જીજ્ઞાસા દર્શાવી. તે ઉપરથી સંક્ષેપમાં તે પરોપકારી પુરૂષે સાધન દર્શાવ્યાં તે એવી રીતે. "આપણને

અનુભવ ઉપરથી જણાયછે જે, મુખ્ય **સમભાવ**, અને ધૈર્યની ન્યૂનતાને લીધે મનુષ્યપ્રાણીની **પ્રાપંચિક, સામાજીક, રાજકીય અને ધાર્મિક** એ ચારે સ્થિતિની નિર્બળતા થાયછે. એ પ્રાપ્ત કરવાને, સમાન ભાષા, સમાન પોષાક, અને સમાન ખાનપાન, અને ઉત્તમ સત્તાધારી પુરૂષોની માત્ર દ્રવ્ય સંપાદન કરવાની વિદ્યા અથવા યુક્તિ, એ સઘળું યથાર્થ રીતે સાધનભૂત નથી એવું નિષ્પક્ષપાતી સત્ય વિવેકી પુરૂષોને તો જણાયછે. માટે મનુષ્યપ્રાણીને દીર્ઘ સમયસૂધી સ્વપરાક્રમથી, ઉપર કહેલી ચારે સ્થિતિ ઉત્કૃષ્ટદશામાં લાવવાનું અચળ સાધન માત્ર પૂર્વેના **સનાતન ધર્મ** અને **અધર્મ**નું સંપૂર્ણ જ્ઞાન રાજા અને પ્રજા એ બેઊને થઈ તે-પ્રમાણે યથાર્થ રીતે વર્ત્યાથી નિશ્ચય થઇ શકેછે. એવું પ્રાચીન અને અર્વાચીન પુરૂષોનાં કૃત્યો અને વર્તણુક ઉપરથી સત્ય વિવેકી અને બુદ્ધિવાળા જનોને તો જણાયછે. એમાં પ્રથમ તો કેટલાએક અપરીમિત પંચવિષયનો ત્યાગ કરી ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો પડેછે. પરંતુ અંતે તેથી અચળ અને અવિનાશી સુખ પ્રાપ્ત થાયછે. એટલે એવો સત્ય નિયમ છે કે જેમ પ્રથમ અધિક કષ્ટ, અધિક વિષયભોગનો ત્યાગ, અને ઇન્દ્રિયોનું દમન, તેમ અંતે સુખ પણ અતિ ઉત્તમ પ્રાપ્ત થાયછે. એ પ્રત્યક્ષ પ્રમાણો ઉપરથી સત્ય ઠરેછે. એવી રીતના નિસ્પૃહી પુરૂષના અનુભવી બોધથી, તે સંસ્કારી નગરપતીના મનમાં એ ઉપદેશ સત્ય ઠરી તે પ્રમાણે પોતે પોતાના નગરમાં **સત્ય સનાતન ધર્મ**નો અચળ પાયો સ્થાપન કરવાનો નિશ્ચય કર્યો." એવી નિસ્કુર્ણદશામાં રેહેવાથી શુભકર્મો ફળીભૂત થાયછે. એજ તત્ત્વો અંતર્યામી પવિત્ર ભાવના પ્રમાણે સર્વને વર્તાવેછે. આ નિસ્કુર્ણદશામાં લીન રહેનારા મહાત્માઓને નિરંતર શાંતિ પ્રકટેછે. અને તેઓના અંતઃકરણમાં જે સંકલ્પ થાય તેને લક્ષમાં રાખી તેના ઉપર દૃષ્ટિ રાખેછે. ત્યારે તેજ સંકલ્પ સમયાનુસાર પોતાના અંતરમાં સૂચવ્યાપ્રમાણે સર્વે કૃત્યો કર્યા કરેછે. અને તેમાં જ્યારે સંકલ્પ સંપૂર્ણ ફળીભૂત થવાનો હોય ત્યારે મન, બુદ્ધિ વગેરે તત્ત્વો સમાન રીતે સઘળાં એકજ નિશ્ચય કરે તો નિશ્ચય જાણવું જે એ કૃત્ય થઇ રહ્યું છે. પણ એ તત્ત્વો સઘળાં એકસરખો નિશ્ચય નહિ આપતાં ન્યૂનાધિક આપે, ત્યારે જાણવું જે, સંકલ્પ ફળીભૂત થતાં અવકાશ છે. એટલે પ્રત્યેક સંકલ્પમાં જ્યારે મન, બુદ્ધિ વગેરે તત્ત્વોનો એક સરખોજ નિશ્ચય હોય, અને તે સંકલ્પને **આત્મજ્યોતિ**માં અર્પણ કરી સજીવન કરીયે, ત્યારે આપણા સંકલ્પોવાળો ભાવ ચૈતન્યરૂપ સામર્થ્યને પામી સંપૂર્ણ લાભ આપેછે. એવી રીતે દૃઢતા થઇ એટલે સર્વે જગતના પદાર્થો આપણી હૃદયગત વાસના-

પૂર્વક વ્યવહાર કરેછે. તેમાં આપણી ઇન્દ્રિયોને કરવાનું પણ પ્રયોજન રેહેતું નથી. એવી રીતે ઇશ્વરી સ્થિતિનો અલૌકિક લાભ આપણેવિષે જેમ જેમ પ્રકટ થતો જાયછે, તેમ તેમ આપણે **આદિ, મધ્ય,** અને **અંત**ની રચના સ્પષ્ટપણે આપણા સંકલ્પ આપેછે. અને પોતે જેમ જેમ ધ્યાનમાં લીન રહેછે, તેમ તેમ ષડ્-ચક્રોની ન્યારી ન્યારી જગ્યામાં અંતઃકરણની અનેક વૃત્તિયો અનેક આકારો ધારણ કરી તેને છળવા આવેછે. તે છતાં પૂર્ણપદનો જ્ઞાતા તેના ઉપર લક્ષ નહીં આપતાં આત્મરૂપ નિસ્ફુર્ણદશામાં સ્થિર થાય તો, તે **તુર્યાતીત** થાયછે. અને તે સ્થિતિ છુટવા પછી તેને અલૌકિક રચના, ઇચ્છા હોય તો દૃશ્યમાન થાયછે. અને ધ્યાન સમયે **અખંડ જ્યોતિરૂપ**માં વૃત્તિ લીન કરેછે. તેથી તે વાયુરૂપને આ સૃષ્ટિમાં જેવું થવાનું હોય તે, પ્રથમ જણાયછે. કિંવા પોતે જેવો ભાવ પ્રકટ કરેછે તેવો દેખાવ તતક્ષણ પ્રકટ થાયછે. એવા મહાત્મા ઇશ્વરી ગુપ્ત **સંકલ્પ**પ્રમાણે વર્તી, તે સંકલ્પ જો દુઃખકર્તા જણાય તો તેને પોતાના સત્યજ્ઞાનથી પલટાવી સુખનો દૃઢ સંકલ્પ પ્રકટ કરી શુભ કાર્યો કરી શકેછે. એવું સામર્થ્ય છતાં તેનો ઉપયોગ તે મહાન પુરૂષો વારંવાર કરતા નથી, પણ સંતોષરૂપ સ્થિતિમાં **સમભાવ** જ્ઞાનથી વર્તેછે, તેથી તેવા પુરૂષ જાગૃતસ્થિતિમાં જણાય તો પણ તે સમાધિનિષ્ઠ સ્થિતિમાંજ છે. એવા ત્રિકાળજ્ઞ પુરૂષો સંપૂર્ણ ભવિષ્યને જોઈ **આકાશવાણી**ના જ્ઞાનમાં નિમગ્ન રેહેછે. આકાશવાણીનું જ્ઞાન પ્રાપ્ત થયા પૂર્વે પોતાના આત્માની અખંડ જ્યોતિના **તેજોમય** સ્વરૂપમાં લીન રહી વાસનાનો ક્ષય કરવો પડેછે તેણે કરી સર્વ સૃષ્ટિ અને એક આત્મસ્વરૂપ ભિન્નરૂપે દર્શાતા નથી પણ એકાકાર ભાસેછે, ત્યારે આત્માની અનેક વૃત્તિયો અનેક દેવી, દેવતા, અને મહાત્માઓના આકારમાં પ્રકટ થઈ અનેક ગુપ્ત મંત્રો અને અનેક અદ્દભુત ચમત્કારો તેને શિખવી જાયછે. કિંવા પોતાનું જ્ઞાન અનેક રીતે ત્રિકાળજ્ઞપણાની સૂચના આપેછે. એવા જ્ઞાનીપુરૂષનું અંતઃકરણ એવું તો પ્રકાશિત થાયછે કે તેમાં અનેક ભવિષ્યની કલ્પના સ્વાભાવિક પ્રકટ કરેછે, કિંવા જે પ્રમાણે સૃષ્ટિમાં કાર્ય થવાનું હોય તેવી કલ્પના હૃદયમાં પ્રકટ થઈ આવેછે. એવા જ્ઞાની પુરૂષો આત્મદર્શનના અભ્યાસથી મુક્તદશાને પામેછે. એ મુક્તજ્ઞાનથી એવું સમજાયછે જે, પ્રથમ નિરાકાર, નિરંજન, એક આત્મારૂપી અદ્વૈત સર્વ કૃતિ જાણેછે, તેથી તે સર્વ રચના આત્માનેવિષે દર્શાઇ છે, તેથી તેની અનંત શક્તિ તે આપણા જ્ઞાનની અનેક વૃત્તિયો છે. એ વૃત્તિયો પોતે સ્વાભાવિકપણે અનેક ક્રિયાઓ કરી રહેછે. પરંતુ પંચવિષયની તૃષ્ણારૂપ અવિદ્યા અથવા આ-

વરણને લીધે સાધારણ પુરૂષોને તે દૃશ્યમાન થતું નથી. એ અવિદ્યારૂપી કલ્પના ક્ષણક્ષણે પ્રગટ થાયછે, તેના ઉપર લક્ષ આપવાથી મોટી ન્યૂનતા રેહેછે. માટે **બ્રહ્મજીજ્ઞાસુ** પુરૂષે શાંતિરૂપ આત્મા સાથે પોતાની ચિત્તવૃત્તિ એકત્ર કરી નિરંતર શાંત થઈ રેહેવું. તેમ થવાથી આપણા જ્ઞાનની અનંત શક્તિઓ આપણા સુખને સારૂ દેહપ્રારબ્ધયોગે સર્વત્ર વ્યવહાર કરતી અદર્શભાવે જણાયછે, અને ઇચ્છાવિના સર્વે અગત્યની વસ્તુ આપણને પુરી પાડેછે. એવી રીતે અકર્તાપણું રાખવાનું છે. ત્યારે ઈશ્વરી ઇચ્છા અથવા પોતેજ પ્રારબ્ધરૂપ થઇયે છઇયે. અને તેથી સર્વે પ્રાણીમાત્રોને સમયાનુસાર સર્વે વસ્તુ તેઓના કર્માનુસાર આપણી અકર્તાપણાની ભાવના પુરી પાડેછે. આવી દૃઢતાથી આપણને પૂર્ણાનંદ રેહેછે; અને સર્વે પ્રાણીયો એજ આનંદમાં લીન થયલા આપણને દર્શાયછે. તેણે કરી સર્વે પ્રાણીમાત્રોની ઉત્પત્તિ, સ્થિતિ, અને પ્રલય વગેરે ક્રમ જણાયછે. એ ચાલતા ક્રમમાં તેઓનું જન્મ, મરણ, સુખ, દુ:ખ, લાભ, અલાભ વગેરે સર્વે ઐશ્વર્ય આપણને જણાયછે; એ સઘળું દૈવચક્ષુથી જણાયછે. હવે આપણે **આત્મિક** માર્ગે જવું ઉચિત છે કે માયિક માર્ગે એને વિચાર કરીયે. માયિક માર્ગે જતાં, સુખ, દુ:ખ, આધિ, વ્યાધિ, અને ઉપાધિ છતાં તે નાશવંત છે, તેથી તે શોકકર્તા છે, અને શોકકર્તા છે માટે દુ:ખદાઇ છે માટે એ ફોકટ છે. અને ફોકટ છે તેથી કાંઈ લાભ નથી. તેથી એ અંતે પશ્ચાત્તાપ કરવાનું કારણ છે. હવે **આત્મ**માર્ગે જતાં નમળવાનું તે પ્રાપ્ત થાયછે, અને તેથી ફાંફાં મારવાનું કારણ રેહેતું નથી, અને તેથી પૂર્ણ લાભ છે. જ્યારે પૂર્ણ લાભ છે ત્યારે તેનો ત્યાગ કરવો ઉચિત નથી, કેમ જે તેથી પૂર્ણ આનંદ પ્રાપ્ત થાયછે. અને તેમ થવાથી કોઈ પ્રકારે ન્યૂનતા રેહેતી નથી. અને તેનો નાશ થવાનો નથી, તેથી એ અવિનાશી છે. એ માટે સત્યજ્ઞાની પુરૂષે **આત્મિક** માર્ગે જઈ તેની દૃઢતા કર્યાથી આ સૃષ્ટિમાં પણ અક્ષય કીર્તિ રહી મરણ પછી **આત્મરૂપ પરમાત્માને**વિષે વ્યાપક થઈ અમરપણાને પ્રાપ્ત થવાયછે.

માર્ગશીર્ષ વદ ૧૧ રવિવાર સં. ૧૯૪૪.

# વ્યષ્ટિ અને સમષ્ટિની સૂક્ષ્મશક્તિ અને તેની મનુષ્યપ્રાણીપર સત્તા.

આપણે **રાજયોગ** અનુભવના સંબંધમાં આ પ્રસંગે જે અલ્પ સૂચના આપીયે છઇયે, તે માત્ર ઉન્નતિ પામેલા **બ્રહ્મજીજ્ઞાસુ** જનો યથાર્થ લક્ષ આપશે તો તેમનાથી સમજી શકાશે.

**શિવાગમ** નામનો મહાઅદ્દ્ભુત **રાજયોગ**નો નવ અધ્યાયનો અતિ પ્રાચીન ગ્રંથ છે. એવું કેહેવાયછે કે એ અદ્દ્ભુત ગ્રંથ સંપૂર્ણ કોઈ ઠેકાણે સાંપ્રત કાલમાં જોવામાં આવતો નથી એ પુસ્તક **શિવ** અને **પાર્વતીના** સંવાદરૂપે છે. એમાં **પાર્વતીએ શિવજીને પ્રશ્ન** કર્યો છે જે, "હે પરમ કૃપાળુ સ્વામી! આ **સમષ્ટિ** અને **વ્યષ્ટિની** ઉત્પત્તિ, સ્થિતિ, અને લય એ ત્રણેના સત્યજ્ઞાનનો ઉપદેશ મને કરશો તો હું કૃતાર્થ થઈશ." **શિવજી** કહેછે જે, "હે અર્ધાંગના! એકાગ્ર વૃત્તિથી સાંભળ. આ સઘળી **વ્યષ્ટિ** અને **સમષ્ટિ**નું મૂળકારણ સૂક્ષ્મ અને સ્થૂળ **પંચમહાભૂત** અથવા **તત્ત્વ** છે. એજ તત્ત્વથી એની ઉત્પત્તિ થાયછે, અને એજ તત્ત્વથી એ સ્થિતિમાં રેહેછે, અને અંતે એજ તત્ત્વમાં એ લય અથવા સમાઈ જાયછે. એમાં જે મહાઅદ્દ્ભુત શક્તિ રેહેલી છે તેના યોગે **આવિર્ભાવ** અને **તિરોભાવ**ના નિયમપ્રમાણે એનું લય અને પ્રકટ થવું છે."

સઘળી શક્તિનું જે અતિસૂક્ષ્મ મૂળ છે તે ઈશ્વરી મહાઅદ્દ્ભુત ગુણ અથવા **આત્મા** છે. એમાંથી સૂક્ષ્મ આકાશ અથવા અતિ સૂક્ષ્મ અણુરૂપ વાયુ કરતાં પણ અદૃશ્ય તત્ત્વ ઉત્પન્ન થયું, અને તેમાંથી વાયુતત્ત્વ પ્રકટ થયેલું જણાયલું છે, પછી તેમાંથી તેજ થયું અને તેજમાંથી આપ, અથવા સૂક્ષ્મ પ્રવાહી તત્ત્વ ઉત્પન્ન થયું. પછી અંતે પૃથ્વી અથવા સ્થૂળ ઘટવસ્તુની ઉત્પત્તિ થયેલી જણાયછે. એ પંચમહાભૂતના ભિન્ન ભિન્ન પ્રમાણના સંયોગીકરણથી ભિન્ન ભિન્ન વસ્તુનાં સ્વરૂપો પ્રકટ થયેલાં છે. સઘળી ભિન્ન ભિન્ન વસ્તુમાં મુખ્યત્વે કરી ઉપલાં તત્ત્વોમાંથી, જે એક તત્ત્વ પ્રધાનપણે રહેલું છે તે તત્ત્વ તે વસ્તુની આસપાસના કેટલા એક અવકાશમાં વ્યાપી રહેલું છે. અને તેને જાતે ઓળખાવવાની, દૃશ્યમાન થવાની અને સૂક્ષ્મ સ્પર્શ એ સઘળાની સૂક્ષ્મ શક્તિ છે એટલુંજ નહિ પણ જીવાત્માની સાથે અનેક પ્રકારે સંબંધ કરવાની શક્તિ પણ એમાં રહેલી છે. એટલે એનો સ્પષ્ટાર્થ એવો છે જે, સઘળા પદાર્થો પોતપોતાનું પ્રધાન જે તેજ અથવા સૂક્ષ્મશક્તિનાં કિરણો તે સઘળા પદાર્થોમાં પ્રવર્તાવે છે. હવે પંચતત્ત્વોના વર્ણ-

વિષે શિવજી એવું કેહેછે જે આકાશતત્ત્વને વાસ્તવિક જોતાં કોઈ પણ પ્રકારનો વર્ણ અથવા રંગ નથી. તે છતાં તેમાં કાંઇક અંધક શ્યામવર્ણ પ્રધાનપણે રહેલો ગણાયછે. વાયુનો વર્ણ ભૂરાશ પડતો છે. તેજતત્ત્વનો રક્તવર્ણ છે. પૃથ્વીનો પીળાશ પડતો છે. અને જળનો શ્વેતવર્ણ છે. એમાં પ્રથમ કહેલો જે અંધક શ્યામ તે બાકીનાં બીજાં સઘળાં તત્ત્વોને પૃથક્ જણાવવાને પરાવર્તન પમાડેછે. અને છેલ્લું જે શ્વેતવર્ણ તે સઘળા સૂર્યના પ્રકાશને પરાવર્તન પમાડેછે. હવે એવિના બાકીના ત્રણે વર્ણોની મધ્યે સૂર્યના બિંબનો ભૂરો, રક્ત, અને પીળો એ ત્રણેના મૂળ તાત્ત્વિક વર્ણો રહેલા છે. એ મૂળ અથવા પ્રધાનતત્ત્વોનાં ભિન્ન ભિન્ન પ્રમાણના સંયોગથી બીજાં ગૌણતત્ત્વો ઘણાં ઉત્પન્ન થાયછે. અને તેમાંથી તેના સુનેરી, નીળો અથવા ગળીના જેવા અને જાંબુ અથવા જાંબુડાના જેવો વિગેરે ઘણા વર્ણો અથવા રંગો પ્રકટ થાયછે.

સઘળા જડ અને ચૈતન્ય પદાર્થોની સૂક્ષ્મ જ્યોતિમાંથી જે વર્ણો નિકળે છે તે યોગીયો જોઇ શકેછે. એવી રીતે નિર્મળ અંતઃકરણના જે મનુષ્યને સ્વાભાવિક રીતે વર્ણો દેખાયછે, તેને પૂર્ણ સંસ્કારી કેહેછે. અને બીજા મનુષ્યને પૂર્ણ આગ્રહથી એ વર્ણો જણાઈ શકેછે.

જેપ્રમાણે સઘળી સૃષ્ટિ, ઉપર કહેલા પંચમહાભૂતોની બનેલી છે તેપ્રમાણે મનુષ્યપ્રાણીનાં શરીર પણ એ પંચમહાભૂતના બંધારણનાં છે. એ પંચમહાભૂતો મનુષ્યપ્રાણીઉપર વારાફરતી નિયમપ્રમાણે ભિન્ન ભિન્ન સમયે સત્તા કરેછે. એ પંચમહાભૂતોની શક્તિની સામ્યાવસ્થાથી મનુષ્યની પૂર્ણ આરોગ્યતા રહી શકેછે અને તે વર્ણ અથવા રંગઉપરથી જણાયછે. ભિન્ન ભિન્ન સમયના રંગો યોગીયો પોતાની ચક્ષુઇન્દ્રિય બંધ કર્યાથી જોઈ શકેછે, અથવા અવકાશમાં એકાગ્ર દૃષ્ટિ રાખવાથી તેમને જણાઈ શકેછે. વળી બીજી રીતે મનુષ્યના શ્વાસોચ્છ્વાસથી પણ જણાઈ શકાયછે. પ્રત્યેક સ્વર અથવા શ્વાસ એક પછી એક $\frac{૬૦}{૩૧}$ કલાકના અંતરે બદલાયછે. તેટલા સમયમાં સ્વર પાંચ સ્થાનમાં પ્રવેશ કરેછે. એક સમયે સ્વર નાભિસ્થાનપાસે નાસીકાથી આશરે સોળ આંગળને અંતરે ચાલેછે. બીજે સમયે ઉરૂ અથવા હૃદયને છેડે નાસીકાથી બાર આંગળને અંતરે ચાલેછે. ત્રીજે સમયે નાસીકાથી આઠ આંગળને અંતરે ઉરૂના મધ્યભાગમાં ચાલતો જણાયછે. ચોથા સમયે, નાસીકાથી આસરે ચાર આંગળને અંતરે હડપચી આગળ ચાલતો જણાયછે અને પાંચમે સમયે ઉપલા હોઠ આગળજ અટકેછે. તે સમયે નાસીકાદ્વારા ચાલતો સ્વર કવચિત્ લાગી શકેછે. આવી

રીતની મનુષ્યપ્રાણીની પાંચ પ્રકારની સ્થિતિનો સંબંધ યથાર્થ રીતે જળ, પૃથ્વી, વાયુ, તેજ અને આકાશ એના પાંચ પ્રકારના રંગ અ-થવા શક્તિની સાથે છે. એટલે શ્વેત, પીળો, ભૂરો, રક્ત અને શ્યામ એ પંચરંગની શક્તિની સાથે રહેલો છે, તે એવી રીતે—**પૃથ્વીતત્ત્વ**નો રંગ પીળો છે, તેથી તેનો સ્વાભાવિક ગુણ અલ્પ ઉષ્ણતાવાળો છે, માટે તે સુખ ભોગવવાને આગ્રહ અને પ્રીતિ ઉત્પન્ન કરેછે. તે મુખ્યત્વે કરી, સ્નાયુ, નસો અથવા સ્નાયુમાં ચાલતો રસ, ત્વચા, અને કેશ એ સઘળાનું પોષણ કરેછે. **તેજતત્ત્વ**નો વર્ણ રક્ત છે. તેનો સ્વાભાવિક ગુણ ઉષ્ણતા પ્રકટ કરવાનો છે. તેથી તે ક્ષુધા, તૃષા, નિદ્રા વિગેરે પ્ર-દીપ્ત કરી ગાલની ત્વચાને રક્તવર્ણની કરેછે. **જલતત્ત્વ**નો રંગ શ્વેત છે. તેનો સ્વભાવ શીતળતાનો છે. તે વીર્ય, રક્ત, ચરબી, મૂત્ર અને થુંક વિગેરેને યોગ્ય રીતે પૂર્ણ કરી પોતાનું કાર્ય કરવાને શક્તિ આ-પેછે. **વાયુતત્ત્વ**નો ગુણ સાધારણ શીતળતાનો છે. તેથી તે, સંકોચન, ગતિ અને તિવ્રપણું ઉત્પન્ન કરેછે. **આકાશતત્ત્વ**માં બીજાં સઘળાં ત-ત્ત્વોના ગુણો સ્વાભાવિક રીતે રહેલા છે. હવે એ તત્ત્વોનાં મનુષ્યપ્રા-ણીમાં સ્વાભાવિક મુખ્ય કયાં સ્થાન છે તે **શિવજી પાર્વતી**પ્રત્યે કહેછે.

તેજતત્ત્વનું મુખ્ય સ્થાન ખભામાં છે. વાયુનું નાભિમાં છે. આ-પતત્ત્વનું ઘુંટણમાં છે. પૃથ્વીનું પગની પાટલી વિગેરેમાં છે અને આ-કાશતત્ત્વ ઘણું કરી મસ્તકવિષે રહેછે. એ આકાશતત્ત્વ મનુષ્યની સઘળી શક્તિનું મૂળ છે. તેના મુખ્ય ગુણ **રાગ** એટલે કાંઈ પણ ઉપયોગી જણા-યલી વસ્તુની ગ્રહણ કરવાની ઇચ્છા. **દ્વેષ** એટલે કોઈ પણ અયોગ્ય જ-ણાયલી વસ્તુનો તિરસ્કાર. એ સિવાય **લજ્જા, ભય** અને **વિસ્મૃતિ** એવા પાંચ ગુણો છે. જે સમયે બીજાં તત્ત્વો પ્રધાનપણે વર્ત્તતાં હોય, તે સમયે આકાશતત્ત્વ ભિન્ન ભિન્ન વર્ણો ધારણ કરેછે. એટલે જે સમયે મનુ-ષ્યને અતિ ભય ઉત્પન્ન થાયછે, તે સમયે વાયુતત્ત્વ પ્રધાનપણે જો વર્ત્તે તો તેથી મનુષ્ય કાંઈ પણ વિચાર કર્યા સિવાય, જે સ્થાનમાં હોય ત્યાંથી નાશી જાયછે. અને જો ભયના સમયે પૃથ્વીતત્ત્વ હોય તો ભય છતાં ત્યાંજ સ્થિર થઈ રહેછે. વળી જે સમયે સ્નેહ ઉત્પન્ન થાય તે સ-મયે, તેજતત્ત્વ પ્રધાનપણે હોય તો, તે સ્નેહ યોગ્ય અથવા અયોગ્ય જે હોય તે, અતિ આતુરતાવાળો અને પોતાની સત્તામાં નહિ રહે એવો પ્રકટ થાયછે. તેથી તેનું કાર્ય થયાવિના શાંતિ થતી નથી. અને જો સ્નેહના સમયે પૃથ્વીતત્ત્વ હોય તો તે સ્નેહ નિર્મળ વિવેકયુક્ત અને તે સ્નેહની વૃદ્ધિ કરે એવો થાયછે.

એ ઉપરથી મનુષ્યનું મસ્તક સઘળી શક્તિઓને કર્મેન્દ્રિયદ્વારા

જણાવનારૂં પ્રથમ સ્થાન છે. આ શક્તિસંગ્રહના ભિન્ન ભિન્ન ખંડ અથવા વિભાગમાં ભિન્ન ભિન્ન ગુણો રહેલાં છે, માટે એ મસ્તકના અંતર ખંડની રચના કેવી રીતની છે અને તેમાં વર્ણ અને તેના ગુણો કેવી રીતનાં રહેલાં છે તે આ નીચેની આકૃતિઉપરથી **બ્રહ્મજીજ્ઞાસુને** સ્પષ્ટ સમજાશે.




આ આકૃતિમાં अ અને म ની જમણી અને ડાબી બાજુ જે છે તે મનુષ્યપ્રાણીના શીરની જમણી અને ડાબી બાજુ સમજવી. એ બેઊ બાજુઓમાં જે સ્વરોનું આવાગમન કરનારી શક્તિ રહેલી છે તેનું મૂળ છે, અને શ્વાસોચ્છ્વાસના આવાગમનને લીધે તેમાં તત્ત્વોના ફેરફાર થયા કરેછે. એવિષે વિશ્રામોપનિષદ્‌માં એવું કહ્યું છે જે, પ્રથમ ઉપર કહેલી આકૃતિના પૂર્વખંડમાં તેજોમય શ્વેતવર્ણ પ્રધાનપણે રેહેછે. એનો પ્રતિષ્ઠા, ઉદારતા, ધીર્યતા વગેરેનો ગુણ છે. ૨ **અગ્નેય**ખંડમાં રક્ત વર્ણ છે, એનો ગુણ નિદ્રા, જડત્વપણું અને, દુષ્ટવૃત્તિ છે. ૩ **દક્ષિણ**ખંડમાં શ્યામ વર્ણ છે માટે તેથી ક્રોધ, ઉદાસીનપણું અને અશુભ વાંસના પ્રકટ થાયછે. ૪ **નૈર્ઋત્ય**ખંડમાં ભૂરો વર્ણ છે, તેથી એ સ્થાન દ્વેષ અને કપટનું કેહેવાયછે. ૫ **પશ્ચિમ**ખંડમાં શ્યામ શ્વેત વર્ણ એટલે કાંઇક કાળાશવાળો રંગ રેહેછે, તેથી એ પંચ વિષયની તૃષ્ણા, હાસ્યવિનોદ વિગેરે ગુણો ઉત્પન્ન થવાનું સ્થાન છે. ૬ **વાવ્ય**ખંડમાં ગળીના જેવો રંગ છે તેથી એ સ્થાન ચિંતા, અસંતોષ અને વિરૂદ્ધતાનું કેહેવાયછે. ૭ **ઉત્તર**ખંડમાં પીળો વર્ણ છે તેથી એ સ્થાન વિષયભોગ, પ્રીતિ, અને તર્કની તૃષ્ણાનું કેહેવાયછે. ૮ **ઈશાન્ય**ખંડમાં શ્વેત વર્ણ રેહેછે. એ વર્ણ પૂર્વમાં રહેલા વર્ણ કરતાં અધિક શીતળ છે, તેથી એ સ્થાનમાંથી **દયા, ક્ષમા, શુભ વિચાર** અને **ધર્મ,** વિગેરેની ઇચ્છા ઉત્પન્ન થાયછે. હવે નવમું જે **મધ્યસ્થાન** તેનો વર્ણ **સુનેરી** છે તેથી એ સ્થાનમાંથી **જ્ઞાન,** બુદ્ધિ અને **આત્મજ્યોતિ**નો પ્રકાશ પ્રકટ થઈ આવેછે.

જ્યારે ઉપર કહેલા વર્ણોનાં તત્ત્વો પોતાની સમાન સ્થિતિમાંથી ચલિત થઈ બીજા ખંડમાં જાયછે અને તે તત્ત્વ અધિક બળવાન થઈ સામ્યાવસ્થાનો ભંગ કરેછે ત્યારે વ્યાધી ઉત્પન્ન થાયછે.

સ્વર અથવા શ્વાસો વારાફરતી આવાગમન કરેછે. તેમાં જમણી બાજુના સ્વરને **સૂર્યસ્વર** કેહેછે એટલુંજ નહિં પણ એને શિવ અથવા પુરૂષતત્ત્વ પણ કેહેછે. એનો વર્ણ શુદ્ધ રક્ત છે તેથી એ સ્વર ઉષ્ણ છે. માટે મનુષ્યની જમણી બાજુ ડાબી બાજુ કરતાં કાંઇક અધિક ઉષ્ણ કેહેવાયછે. મનુષ્યની ડાબી બાજુના સ્વરને ચંદ્રસ્વર અથવા નાડી કેહેછે. તે બીજી બાજુ કરતાં અધિક શીતળ કેહેવાયછે. એને **વામા** અથવા **શક્તિ** પણ કેહેછે. એ સ્રીતત્ત્વ કેહેવાયછે. એનો વર્ણ શ્વેત છે.

એઉપરથી સ્પષ્ટ થાયછે જે જમણી બાજુ પુરૂષાકૃતિની છે અને તે અધિક તેજસ્વી અને ઉષ્ણ છે. અને ડાબી બાજુ સ્રિષાકૃતિની છે અને તે, જમણી બાજુ કરતાં અધિક શીતળ છે.

આ બેઉ બાજુમાં અથવા સ્વરોમાં પંચતત્ત્વોનું આવાગમન થયા કરેછે; પરંતુ જ્યારે એ સ્વરો પોતપોતાના નિયમોનો ત્યાગ કરી અયોગ્ય રીતે આવાગમન કરે ત્યારે અનેક પ્રકારના વ્યાધિ ઉત્પન્ન થાયછે.

હવે આપણે એ સ્વરોનો સમય અને કાળની અલ્પ સૂચના આપીયે. જ્યાંસુધી સંપૂર્ણ આરોગ્યતા હોયછે ત્યાંસુધી એ સ્વરો ચંદ્રની ગતિ પ્રમાણે બદલાયછે. તે એવી–રીતે ચંદ્ર પોતાની માસિક પ્રદક્ષિણા બે પક્ષોમાં પૂર્ણ કરેછે. તેમાં પ્રથમ પક્ષ શુકલપક્ષ કેહેવાયછે અને બીજો પક્ષ કૃષ્ણપક્ષ કેહેવાયછે. એ બેઉ પક્ષમાં ચદ્ર બારે રાશીમાં એક વખત પ્રદક્ષિણા કરી રેહેછે. તે એક રાશીમાં ૬૦ તાસ રેહેછે. જ્યારે ચંદ્ર મેષ રાશીમાં આવેછે, ત્યારે, સ્વર જમણી નાસીકામાં આવેછે. અને એપ્રમાણે ફરી એકી રાશીમાં તે સ્વર પાછો આવેછે. અને જ્યારે ચંદ્ર બેકીની રાશીમાં આવેછે, ત્યારે સ્વર ડાબી નાસીકામાં ચાલેછે.

પ્રત્યેક રાશીમાં સ્વર એકત્રીસ વખત બદલાયછે. એ ઉપરથી પ્રત્યેક નાડીમાં એ સ્વર ઉપર કહ્યાપ્રમાણે $\frac{૬૦}{૩૧}$ તાસસુધી રેહેછે એટલે ૧ તાસ ૫૬ મીનીટ અને ૭·૧૪ શેકંડસુધી રેહેછે.

હવે જ્યારે કૃષ્ણપક્ષમાં સૂર્ય અથવા ચંદ્રનાડી ચાલતી હોય તે સૂર્યના ઉદય સમયે ત્રણ દિવસસુધી તે સ્વર એકજ નાડીમાં ચાલેછે. એ પ્રમાણે રાત્રદિવસ મળી ૨૪ તાસમાં $\frac{૨૪\times૩૧}{૬૦}=\frac{૬૨}{૫}=૧૨\frac{૨}{૫}$ વખત તે સ્વર બદલાયછે. એ ઉપરથી કૃષ્ણપક્ષના પ્રતીપદાને દિવસે જે

નાડીમાં જે સ્વર હોય તેજ નાડીમાં તેજ સ્વર પાછો ૧૩ મે દિવસે ચાલેછે. ત્યાર પછી રાશી બદલાયછે તેની સાથે સ્વર પણ બદલાયછે તે નીચેપ્રમાણેઃ—

૧ શુકલપક્ષમાં એ સ્વર કેવી રીતે ચાલેછે તે કેહેછે. શુક્લ-પક્ષના ૧–૨–૩ એ દિવસે ચંદ્રનાડી સૂર્યના ઉદય સમયે ચાલેછે. પછી ૪–૫–૬ એ દિવસે સૂર્યના ઉદય સમયે સૂર્યનાડી ચાલેછે. ત્યાર પછી ૭–૮–૯ ને દિવસે સૂર્યના ઉદય સમયે ચંદ્રનાડી ચાલેછે. પછી ૧૦–૧૧–૧૨ ને દિવસે સૂર્યનાડી સૂર્યના ઉદય સમયે ચાલેછે અને ૧૩–૧૪–૧૫ એ દિવસે સૂર્યના ઉદય સમયે ચંદ્રનાડી ચાલેછે.

૨ હવે કૃષ્ણપક્ષમાં નાડી કેવી રીતે ચાલેછે તે કેહેછે. કૃષ્ણ-પક્ષના ૧–૨–૩ ને દિવસે સૂર્યના ઉદય સમયે સૂર્યનાડી ચાલેછે. ૪–૫–૬ ને દિવસે સૂર્યના ઉદય સમયે ચંદ્રનાડી ચાલેછે. ૭–૮–૯ એ દિવસે સૂર્યનાડી સૂર્યના ઉદય સમયે ચાલેછે. ૧૦–૧૧–૧૨ ને દિવસે સૂર્યના ઉદય સમયે ચંદ્રનાડી ચાલેછે. અને ૧૩–૧૪ અને અમાવાસ્યા એ ત્રણ દિવસે સૂર્યના ઉદય સમયે સૂર્યનાડી ચાલેછે.

એપ્રમાણે જો સ્વર નિરંતર ચાલ્યાં કરે તો શ્વાસના સંબંધમાં પૂર્ણ આરોગ્યતા રેહેછે. પરંતુ કોઈ સમયે કેટલા એક કારણનેલીધે સ્વરનો ફેરફાર કરવાની અગત્ય પડેછે. એટલે જ્યારે ચંદ્રનાડી પોતાના નિયમિત સમયે નિયમિત સ્થાનમાં ચાલવાને બદલે વિરૂદ્ધ સ્થાનમાં ચાલવાથી વ્યાધી જણાય તો તે સમયે તે સ્થાનમાં સૂર્યનાડી ચલાવવાથી વ્યાધીની નિવૃત્તિ થાયછે. અને જો સૂર્યનાડી ચાલવાથી વ્યાધી જણાય તો, તે સમયે તે સ્થાનમાં ચંદ્રનાડી ચલાવવાથી આરોગ્યતા રેહેછે. એવી રીતે વિવેકી **બ્રહ્મજીજ્ઞાસુ** જને પોતાના સ્વરો અથવા શ્વાસનો નાસીકાના એક છિદ્રમાંથી બીજા છિદ્રમાં ફેરફાર કરવો.

ઉપરની સૂચના ઉપરથી નિશ્ચય થાયછે જે, જ્યાંસુધી પૂર્ણ આરોગ્યતા છે, ત્યાંસુધી સ્વર નિયમિત કાળે નિયમિત સ્થાનમાં બદલાયછે. પ્રત્યેક સ્વરો અથવા શ્વાસ મનુષ્યપ્રાણીના શરીરમાં કેટલાંએક અગત્યનાં કાર્યો કરેછે. તે એવી રીતે–સૂર્યસ્વર પેટમાં ખટાશવાળા રસને પાચન કરેછે અને ચંદ્રસ્વરથી આતરડામાં રહેલા તુરા રસને પાચન કરેછે. તેમાટે અન્ન સંપૂર્ણ રીતે પાચન થવાસારૂ આપણી જે સમયે સૂર્યનાડી ચાલતી હોય તે સમયે ભોજન કરવું જોઇએ. આપણે ભોજનના પદાર્થો યથાર્થ રીતે ચાખી અડધા તાસસુધી ક્ષુધા કરતાં કાંઈક ન્યૂન ભોજન કરવું. પછી બાકીના આસરે દોહોડ તાસસુધી તે અન્નને યથાર્થ રીતે પાચન થવા દેવું, કેમ જે ત્યાંસુધી સૂર્ય-

નાડી ચાલેછે ત્યાર પછી જે ભોજન કાંઈક પાચન થવાનું બાકી રહેલું હોય તે આંતરડામાં આસરે બે તાસ રેહેવાથી સઘળું અન્ન સંપૂર્ણ પાચન થઈ ચરબીના રસને પણ પીગળાવી નાંખેછે. એ ઉપરથી એવું સિદ્ધ થાયછે જે, ચંદ્રનાડી દુધને યથાર્થ રીતે પાચન કરી શકેછે, કેમ જે તેમાં ચરબીનો અંશ અધિક હોયછે. એ સઘળું ભોજન કર્યા પછી સાડાત્રણ તાસમાં યથાર્થ રીતે થઈ શકેછે. અને ત્યાર પછી પાચન નહિં થયેલું અન્ન તે કુચા અથવા મળ મોટાં આંતડામાં થઈ ગુદાદ્વારા નિકળી જાયછે. એ સઘળું સૂર્યનાડીના પ્રારંભમાં થવા માંડેછે. એપ્રમાણે સાધારણ પાચન જોવાનો નિયમ છે.

એ શિવાય ઉપર કહેલાં પંચતત્ત્વો મનુષ્યપ્રાણીના શરીરઉપર અતિ સૂક્ષ્મ ક્રિયા કેવી રીતે કરેછે તેની અલ્પ સૂચના આપીયે. સૂર્યસ્વરના યોગે પેટની સામાન્ય ઉષ્ણતાથી એવી ક્રિયા થાયછે જે, તેના યોગે ભોજનનો જે રસ તવાઈ શરીરના જે ભાગને યોગ્ય તત્ત્વ જોઇએ, તે તત્ત્વ તે રસનું તત્ત્વ કરી શકેછે. વાયુતત્ત્વ ભોજનની મુખ્યત્વે કરી ખટાશના ઉપર અસર કરેછે. અગ્નિતત્ત્વ જે પદાર્થે સ્વાદને ઉષ્ણ લાગેછે તેના ઉપર સત્તા કરી શકેછે. પૃથ્વીતત્ત્વો મિષ્ટ અથવા ગળ્યા પદાર્થઉપર અસર કરેછે. આપ તુરા પદાર્થ ઉપર અને આકાશ કડવા પદાર્થ ઉપર સત્તા કરી શકેછે. આ પંચતત્ત્વ, પંચ વર્ણની સાથે સંબંધ રાખેછે. આ તત્ત્વોમાંથી જે તત્ત્વ જે સમયે પ્રધાનપણે ચાલતું હોય તે સમયે તેવા પદાર્થ ઉપર સ્વાભાવિક રૂચી થાયછે. માટે તે રૂચીના પદાર્થો તે સમયે ખાવાથી તે યથાર્થ રીતે પાચન થાયછે. એટલે જે સમયે પૃથ્વીતત્ત્વ ચાલતું હોય તે સમયે મિષ્ટ પદાર્થ ખાવાથી તે યથાર્થ પાચન થાયછે. અને તેથી હાડ, સ્નાયુઓ, ત્વચા, અને કેશ વિગેરેનું પોષણ થાયછે. વળી તેથી આપણને આનંદ, કાર્ય કરવાને આગ્રહ અને સુખ પ્રાપ્ત થાયછે. વાયુતત્ત્વ જે ભૂરા રંગનું છે તે ખટાશને પીગલાવી રસ કરેછે. તેથી ચંચળતા ઉત્પન્ન થાયછે. ગતિ અથવા ચલનની ઇચ્છા ઉત્પન્ન કરેછે. અને સંકોચન તથા પ્રસરણ કરેછે. આપતત્ત્વ ઘણું કરી ધાતુપુષ્ટ ભોજનને યથાર્થ પાચન કરી શકેછે. અને મૂત્ર, થુંક, વીર્ય, રક્ત અને બીજાં અન્ન વિગેરેનો રસ કરી તેને ઉત્તમ સ્થિતિમાં રાખેછે. અગ્નિતત્ત્વ મુખ્યત્વે કરી જે ભોજનનો શરીરમાં રસ થઈને ક્ષુધા, તૃષા, અને નિદ્રા પ્રકટ કરે તેવા અન્નને પાચન કરેછે. એજપ્રમાણે આકાશતત્ત્વ પણ પોતાનું કાર્ય યથાર્થ રીતે કરેછે. એવી રીતે ભિન્ન તત્ત્વો અને શ્વાસ અન્નનો રસ કરી તેને મનુષ્યપ્રાણીના શરીરના ભિન્ન ભિન્ન ભાગોમાં લઈ જઈ તેનું પોષણ

કરેછે. અને એ નિયમમાં અંતર પડવાથી વ્યાધિ ઉત્પન્ન થાયછે.

જો આપણી ચંદ્રનાડી ચાલતી હોય, તે સમયે ભોજન કરીયે અને પાણી અને દુધ સૂર્યસ્વરના સમયે પીયે, તો તે યથાર્થ રીતે પાચન થઈ શકતું નથી. તેથી પાચન થવાનાં સ્થાન વીકારવાળાં થાયછે. તેથી શરીરને યોગ્ય પોષણ મળતું નથી. અને અંતે અશક્તપણું થવા માંડેછે. નાહિં પાચન થયેલું અન્ન સડી જાયછે, અને પાચન થવાની નળીમાં ચોંટી રેહેવાથી મરડો, અતિસાર, કૃમીયા અને અજીર્ણ વિકાર વિગેરે ઘણી વ્યાધિયો ઉત્પન્ન થાયછે. એ સઘળું તત્ત્વના નિયમિત સ્થાનમાંથી તે તત્ત્વના ચલીત થવાથી થાયછે.

જે સમયે સૂર્યસ્વર ચાલતો હોય તે સમયે જો આપણને ક્ષુધા લાગે તો જાણવું જે, આપણી સ્વાભાવિક આરોગ્યતા છે. ઉપર કહેલાં પાંચ તત્ત્વો જ્યારે યથાર્થ રીતે પોતપોતાના સ્થાનમાં ચાલતાં હોય ત્યારે જે તત્ત્વને જે પોષણની વસ્તુની અગત્ય હોય, તેની ઇચ્છા તે તત્ત્વ ઉત્પન્ન કરેછે. જો કદાપિ એવી રીતે યોગ્ય ક્ષુધાની ઇચ્છા ઉત્પન્ન નહિં થાય તો કોઈ પણ પેટના ભાગમાં ન્યૂનતા છે એમ સમજવું. એવી રીતે, તત્ત્વજ્ઞાની યોગીયો બીજાના મનમાં જે કલ્પના ઉત્પન્ન થઈ હોય તે જાણી શકેછે.

જે સમયે ચંદ્રસ્વર ચાલતો હોય તે સમયે જો આપણને કાંઈ પણ જડ ભોજનનો પદાર્થ ખાવાની તૃષ્ણા થાય તો જાણવું જે કાંઈ પણ વ્યાધિની ઉત્પત્તિ થવા માંડી છે. એ સમયની તૃષ્ણા પૂર્ણ કરવી નહિ. કેમ જે એવી તૃષ્ણા શરીરના કોઈ પણ ભાગમાં વિકાર થવાથી ઉત્પન્ન થાયછે, માટે જ્યાંસુધી એવી સ્થિતિ રેહે ત્યાંસુધી ભોજન કરવું નહિ. એમ વર્ત્યાથી વ્યાધિનું નિવારણ થાયછે. આવી સ્થિતિમાં યોગ્ય સમયે વિકારવાળા સ્થાનને યોગ્ય કરી સામ્યાવસ્થા રાખે એવું સૂક્ષ્મ ભોજન કરવું. વળી એવે સમયે જળમાં તે વ્યાધિને યોગ્ય રંગ મેળવી તેનું પાન કરવું ઉચિત છે. એવી સ્થિતિના સમયે હલકા ભોજનની સાથે મરી, તજ, આદું અથવા સુંઠ વિગેરે જે ઉપયોગી વસ્તુ મળી શકે તેનો ઉપયોગ કરવો યોગ્ય છે. હવે કોઈ સમયે અગત્ય હોય તો સ્વરનો પણ ફેરફાર કરી જોવો. તેથી સામ્યાવસ્થા થાયછે.

આપણે ઉપર કહ્યાપ્રમાણે પાચન કરવાનાં સ્થાન એક પેટ અને બીજું આંતરડામાં રસ રેહેવાની નળી એવાં બે છે. તેમાં પેટમાં અન્ન પાચન થવાસારૂ સૂર્યસ્વરની અગત્ય છે. અને નળીના રસને પાચન થવાસારૂ ચંદ્રસ્વરની અગત્ય છે. જ્યારે અન્ન પાચન થયેલું નહિં જણાય ત્યારે જાણવું જે સ્વરો ઉલટા ચાલેછે. તેથી અંતે થોડો

ઘણો ભયંકર અજીર્ણવિકાર ઉત્પન્ન થાયછે. એની શાંતિ કરવાસારૂ તે વ્યાધીવાળા મનુષ્યે પોતાની જમણી બાજુયે આસરે આઠ વખત શ્વાસ ચાલે ત્યાંસુધી પડી રેહેવું. પછી સોળ શ્વાસ ચાલે ત્યાંસુધી ચતા સુઇ રેહેવું. અને પછી ડાબી બાજુ દાબીને પડી રેહેવું એટલે જમણી નાસીકામાં શ્વાસ ચાલવા માંડશે. એટલું તો અવશ્ય લક્ષમાં રાખવાનું છે જે ભોજન કર્યાપછી આસરે દોહોડ તાસસુધી જમણી નાસીકામાંથી શ્વાસ ચાલતો રેહેવો જોઇયે. એ નિયમપ્રમાણે સ્વર ચાલતો નહિ હોય તો એનેસારૂ આપણે ડાબીબાજુ દાબીને પડી રેહેવું અથવા તે બાજુયે તકીયો મૂકી પાસું ફેરવી બેસવું. ત્યારપછી ચંદ્રસ્વર ચાલવા દેવો અથવા નહિ ચાલે તો તેને ઉપલા નિયમપ્રમાણે જમણીબાજુ દાબી રાખીને સ્વરને ચલાવવો. જો કદાપી અન્ન પાચન થતા સમયે કાંઈક મધુરૂં કોઇ પેટના ભાગમાં દુખતું હોય તો, ઉપરપ્રમાણે ક્રિયા કરી, જળમાં જે તત્ત્વની અગત્ય હોય તે તત્ત્વનો રંગ મીશ્ર કરી તે જળ થોડું થોડું અવકાશે પીતાં જવું. જો ઝીભ અને શુક સુકાતું હોય તો નિર્મળ જળ થોડું થોડું પીવાથી લાભ છે. ભોજન કર્યાપછી જો નિદ્રા આવે અથવા જડપણું પ્રાપ્ત થઇ બેચેન અને સ્મૃતિ જવા માંડે તો, જળને ભૂરા રંગનું કરી અથવા અતિ શીતળ કરી ખભા અને ઘુઠણ ઠંડા કરવા.

જ્યારે છાતીમાં દાઝ બળેછે તે પેટના ઊંડા ખાડામાંથી ઉભરાતા નિકળવાથી થાયછે. તે કોઇ સમયે છાતીના હાડકામાં પણ લાગેછે, એનું કારણ આપણે ભોજન કરેલા અન્નમાંનો જે ખટાશનો ભાગ તે યથાર્થ રીતે પાચન નહિ થવાથી થાયછે. જ્યારે વાયુતત્ત્વ યથાર્થ રીતે ચાલતું નથી ત્યારે ખટાશની વસ્તુ યથાર્થ રીતે પાચન થઇ શકતી નથી. કોઇ સમયે વાયુ અત્યંત ચાલવાથી તે બીજાં સઘળાં તત્ત્વોને વિક્ષેપ કરી મલીન કરેછે. તેણે કરી વ્યાધિ પ્રકટ થાયછે, અને તેથી પેટમાં પિત્તની વૃદ્ધિ થાયછે. એવી સ્થિતિમાં ખટાશ વર્જ્ય કરી પૃથ્વીતત્ત્વની વૃદ્ધિ કરવી. તેવી સ્થિતિમાં જ્યારે વાયુતત્ત્વ ચાલવા માંડે ત્યારે પીળા રંગનું પાણી કરી તેનો ઉપયોગ કરવો. સ્વર અધિક ચાલવા દેવો. તેણે કરી પૃથ્વીતત્ત્વ ઉત્પન્ન થશે. વળી થોડા નિર્મળ પાણીમાં થોડી સાકર નાંખી તે પાણી થોડું થોડું ઔષધપ્રમાણે પીવું.

હવે જ્યારે ઊલટી થતી હોય અથવા ખાલી ઉછાળા આવતા હોય ત્યારે, ચંદ્રનાડી ચાલતી રાખી શ્વાસ અધિક લઇ પૃથ્વીતત્ત્વ અથવા આપતત્ત્વ પ્રકટ કરવું. વળી જમણા હાથને કોણીની ઉપરથી વસ્ત્રથી બાંધવો, અને જમણા પગની જાંગને પણ તેની ઘુંટીની ઉપ-

રથી વસ્ત્રથી બાંધી રાખવી. એ શિવાય પગનાં તળીયાં ઘસીને પૃથ્વીતત્ત્વ પ્રકટ કરવું.

જ્યારે મરડો વગેરે અથવા તેના જેવા વ્યાધિ થાય ત્યારે ચંદ્રનાડી ચાલવા દેવી. તેથી કેટલોએક લાભ થાયછે.

હવે આ પ્રસંગે અંતની સૂચના કરવાની અગત્ય એટલીજ છે જે, આ વ્યાખ્યાન મુખ્યત્વે કરી યોગવિદ્યાના **બ્રહ્મજીજ્ઞાસુ** વિદ્યાર્થીને અતિ ઉપયોગી છે. માટે તેમણે એનું શ્રવણ, પઠણ, મનન અને નિદિધ્યાસ લક્ષપૂર્વક કરી એનો પાઠ નિરંતર કરવાનો અભ્યાસ રાખી તેપ્રમાણે વર્ત્તવાથી યથાર્થ લાભ થઈ શકશે.
પૌષ શુદ્ધ ૪ રવિવાર સંવત્ ૧૯૪૪.

---

# આત્મકૃતિ.

## જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુર્યા અવસ્થા.

આ પ્રસંગે **આત્માની** કૃતિની અલ્પ સૂચના આપ્યાથી **બ્રહ્મજીજ્ઞાસુ** વિદ્યાર્થીને વિશેષ લાભ થઇ શકશે.

**આધિભૌતિક** અથવા રસાયનશાસ્ત્ર ઉપરથી સિદ્ધ થયેલું છે જે, શબ્દબ્રહ્મમાંથી સત્ત્વ, રજ અને તમ એ ત્રિગુણાત્મક માયાની સ્ફુર્ણા થઈ. તેમાંથી સત્ત્વગુણમાંથી મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર અને અંતઃકરણ એ પ્રકટ થયાં, અને રજોગુણમાંથી શબ્દ, સ્પર્શ, રસ, રૂપ અને ગંધની ઉત્પત્તિ થઈ. તમોગુણમાંથી પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પંચમહાભૂતો પ્રકટ થયાં. એ પંચમહાભૂતોનાં અસંખ્ય સૂક્ષ્મ તત્ત્વો પરસ્પર ઐક્યતાથી, સ્નેહાકર્ષણના યોગે મળી રહેલાં છે. અને એના સંયોગ અને પૃથક્કરણરૂપ ક્રમથી સ્વાભાવિક ધર્મથી અનંત કોટી બ્રહ્માંડો અને અસંખ્ય જીવાત્માઓની ઉત્પત્તિ સ્થિતિ અને લય થયાં કરેછે. આ સિદ્ધાંત પુરૂષ છાયાના સંબંધથી ઐક્યરૂપ નિર્ણય થયેલો છે. એને મનુષ્યધર્મના જ્ઞાનની શક્તિ જાણી શકતી નથી. એવા અચંચળ નિરાકારી તત્ત્વના સંયોગી ઉલટ ક્રમમાં આ સર્વ ઉત્પન્ન થયેલું જણાયછે. એવિષે અધ્યાત્મશાસ્ત્રમાં એવું કહ્યું છે જે, એ ભ્રાંતિરૂપ અવિદ્યાની ઉત્પત્તિને લીધે તે અવિદ્યા પોતેજ ચૈતન્યજ્યોતિમય દર્શાઇ. એ જ્યોતિના પ્રસરણથી ઉપર કહેલાં પંચભૂતો પ્રકટ થઇ આવ્યાં; એ પંચભૂતનો દેખાવજ જ્યોતિરૂપ છે એવું દર્શાયું અથવા પંચભૂતોમાં એ જ્યોતિ એકરસ વ્યાપી રહેલી જણા-

થલી છે. તે છતાં એ જ્ઞાન, અનુભવ શિવાય પરીપક્વ થઇ શકતું નથી. અનુભવી જ્ઞાનીને તો સ્પષ્ટ જણાયછે જે, એ જ્યોતિ આપણા સ્થૂળ શરીરમાં સ્વર અથવા શ્વાસમાં પ્રકટ થઇ. તે પ્રત્યેક ભૂતમાં વ્યાપી તેણે ભૂતના પૃથક્ પૃથક્ દેહ ઉત્પન્ન કરેલ છે. અને અંતે પોતે સર્વ દેહના સંબંધરૂપ ધર્મથી અગોચર રહેલી જણાયછે. આ સિદ્ધાંતને પૂર્વના અને આધુનિક નાસ્તિકો સત્ય નહિ માનતાં એવું કેહેછે જે, શ્વાસોરૂપ સંવેદન કૃતિમય જે ચૈતન્ય આપણા સ્થૂળ શરીરમાં વ્યાપી રહેલું છે, તે કાંઇ કાયાથી પૃથક્ નથી, કેમ જે જ્યારે કાયાનાં તત્ત્વો છુટાં પડેછે, ત્યારે એ ચૈતન્ય, તે તત્ત્વોમાં સ્થિર થાયછે અને જ્યારે સંયોગ થાયછે ત્યારે ઉત્પન્ન થઈ આવેછે. તેથી તે દેહનેજ આત્મા સમજેછે. એવા અલ્પજ્ઞાનના તર્કો ઉપરથી અનેક પક્ષો ઉત્પન્ન થયા છે; પરંતુ નિષ્પક્ષપાતિ સત્ય શોધક જ્ઞાનીઓને એવી શંકા થાયછે જે, દેહની ઉત્પત્તિ કેવા પ્રકારથી થઈ, કોણે કીધી અને કાયાની સર્વે કૃતિનું જાણનાર તત્ત્વ કાંઇ છે કે નહિ? આ પ્રશ્નોના ઉત્તરમાં આધુનિક અલ્પ જ્ઞાની વિદ્વાનો એવું કેહેછે જે, આ સૃષ્ટિના સર્વ નિયમોના જ્ઞાન વિગેરેનું મૂળ એક મનોમય ચક્ર અથવા મગજ છે, અને એ મગજની સર્વ શક્તિયો રહેલી છે. એ શક્તિના સંયોગથી અનેક જાતની વિદ્યાના શોધો આપણે કરી શકીયે છઇયે. પરંતુ એવિષે આપણા ન્યાય, વેદાન્ત, વૈશેષિક, પાંતજળ અને મીમાંસાશાસ્ત્ર એ સઘળાં એકજ સિદ્ધાંતથી એવું કહેછે જે, આપણી જ્ઞાનશક્તિ અથવા મગજની સર્વે કૃતિનાં સામર્થ્ય શિવાય એક અદૃશ્ય મહા અદ્ભુત તેને ચલાવનારી મહાશક્તિ રહેલી છે. એ અદર્શ મહાશક્તિને જણાવવાસારૂ એવો સિદ્ધાંત દર્શાવેલો છે કે સર્વનો જે દ્રષ્ટા છે તે દૃશ્ય અને દર્શનથી ભિન્ન છે. કેમ જે દર્શન અને દૃશ્ય એ બેહુ જડરૂપ છે; અને દ્રષ્ટા માત્ર ચૈતન્યમય છે. અને પંચમહાભૂતની સૃષ્ટિની સર્વે કૃતિયો જડરૂપ છે, તેથી એ કર્મમય ગણાયછે. આ કર્મ સ્વભાવે જડ છે, વાસ્તે કદાપી આપણે પોતાના મનોમયચક્રની શક્તિનું સામર્થ્ય માન્ય કરીયે, તોપણ મનોમય ચક્ર જાતે જડ છે; કેમ જે એની ઉત્પત્તિ પંચભૂતોનાં તત્ત્વોથીજ થયેલી છે. હવે જ્યારે માનસિક ચક્ર, પંચભૂતોથી ઉત્પન્ન થયું છે, ત્યારે એનેવિષે રહેલી જે સર્વ શક્તિયો, તે પણ તત્ત્વસંબંધવાળીજ છે. આ ઉપરથી દીર્ઘદૃષ્ટિથી અવલોકન કર્યાથી નિશ્ચય થાયછે કે, માનસિક ચક્રની સ્વતઃ શક્તિ નથી પણ તે તત્ત્વોની છે, અને તત્ત્વો સ્વભાવે જડ છે, માટે એની સર્વેશક્તિયો પણ જડજ થવી જોઇયે. એ કારણને લીધે આપણામાં જે ચૈતન્ય રહેલું છે તે એ સઘળાથી ભિન્ન છે એ માન્ય

કરવુંજ જોઇયે. વળી સાધારણ સ્થૂળ બુદ્ધિના પ્રાકૃતજનો પણ એવું માનેછે જે મનુષ્યનું જીવતર શ્વાસોઉપર રહેલું છે. તે શ્વાસ અદર્શ થવાથી એવું કહેવાયછે જે, એનું ચૈતન્ય જતું રહ્યું. આ ઉપરથી પણ શરીરથી ચૈતન્ય ભિન્ન છે એવું સ્પષ્ટ થાયછે. સાંખ્યશાસ્ત્રમાં એક પ્રસંગે એવું દર્શાવેલું છે જે સ્થૂળ દેહમાં, ગુદા, **નાભી**, **હ્રદય**, **કંઠ**, **તાળુ** અને **બ્રહ્મરંધ્ર** એ ષટ્ચક્રોમાં જ્યારે શ્વાસો વ્યાપક થાયછે, ત્યારે આપણામાં **જાગ્રત**, **સ્વપ્ન**, **સુષુપ્તિ**, અને **તુર્યા** એ ચારે અવસ્થાના ક્રમો એની ગતિપૂર્વક દર્શાયછે, તે એવી રીતે કે શ્વાસો શરીરના બાહેરના પોલાણમાં બાર આંગળપર્યંતના અવકાશમાં ગમન કરેછે. તે છતાં એ શ્વાસો ઉપર કહેલા પ્રત્યેક ચક્રોમાં પ્રવેશ કરી **બ્રહ્મરંધ્ર**પર્યંત ઘુમેછે ત્યારે ભિન્ન ભિન્ન અવસ્થાનું જ્ઞાન પ્રકટ કરી સર્વે વિદ્યાઓના સારતત્ત્વને સમજાવેછે. તે સમયે આપણું ચૈતન્ય બ્રહ્મરંધ્રના મધ્યમાં કિંવા તેની આસપાસ સર્વત્ર નિરાકાર અસ્તિત્વના રૂપમાં વ્યાપી રહેલું હોયછે.

આ વ્યાપી રહેલું ચૈતન્ય અવિભાજ્યપણાના ભાવથી સર્વત્ર આચ્છાદન કરી વ્યાપી રહેલું છે. તે છતાં તે નિર્વિકાર શુદ્ધ ચૈતન્યનો પ્રતિબિંબ અવિદ્યારૂપ છાયામાં પડવાથી નાનારૂપ અનંત અંતઃકરણો પ્રકટ થઇ આવેછે; પણ પોતે દ્રષ્ટારૂપે સર્વનો જ્ઞાતા, **દૃશ્ય** અને **દર્શન**થી ભિન્ન પ્રકાશ્યા કરેછે. આ પ્રકાશ અસંગ ચૈતન્યનો પ્રતિબિંબ અવિદ્યામાં પડયો કે તતક્ષણ હું કોણ એવો પ્રશ્ન, પેલા પડેલા પ્રતિબિંબરૂપ ભાસમાં ઉત્પન્ન થયો; એટલે અનાત્મક પંચભૂતાત્મક સંકલ્પકૃતિરૂપ સૃષ્ટિ પ્રકટ થઈ આવી. તે છતાં એ પ્રકટ થયેલી સૃષ્ટિ અને હું કોણ? એ પ્રશ્નરૂપી સંકલ્પરૂપ અનાત્મ ચૈતન્યે ઉત્પન્ન કરેલું છે. એ સંકલ્પરૂપી સૃષ્ટિનો ભાવજ આ સૃષ્ટિને દર્શાવેછે. એ ભાવ આપણી કાયામાં શ્વાસરૂપે પ્રકટ થયોછે. એવો ભાવ શુદ્ધ અસંગ ચૈતન્યરૂપ દ્રષ્ટાનેવિષે મિથ્યા છે, છતાં એ મિથ્યારૂપ ભાવ દેહાદિક અનાત્મક વસ્તુ સાથે સ્વઇચ્છાનુસાર વર્ત્તે છે, તોપણ એ ભાવનો જ્ઞાતા અથવા દ્રષ્ટા જે **શુદ્ધ ચૈતન્યરૂપ** નિર્વિકાર **આત્મા** છે, તે એનાથી ભિન્ન છે. કેમકે જે જાણનાર તે જાણવાની વસ્તુથી ન્યારો છે. એ સિદ્ધાંતપ્રમાણે જે **આત્મા** છે તે અનાત્મરૂપ કલ્પનાકૃતિથી ભિન્ન છે, તેથી માહા જ્ઞાનીઓથી એવું કહેવાયલું છે જે જેને જાણેછે તે તેનાથી ન્યારો છે. આ પ્રમાણથી જોતાં જણાય છે કે, દૃશ્ય અને દર્શન એ બેઉથી **દ્રષ્ટા સર્વત્ર ભિન્નજ** છે. જેમ દીપક એક સ્થાનના સર્વે પદાર્થોમાં વ્યાપક છતાં તે સર્વે પદાર્થોથી ન્યારો છે, તેમ **આત્મા** શરીરના સર્વે વિભાગોમાં વ્યાપક છતાં તેનાથી ભિન્ન છે. દીપકની

જ્યોતિ અનંત કિરણોના આકારથી સર્વત્ર વ્યાપી રહેલી છે તેમ **આત્માની જ્યોતિ** અનંત કિરણોથી સર્વત્ર વ્યાપી રહેલી છે. જે પ્રમાણે એક સ્થાનમાં, આકાશ, તેજ, જળ, પૃથ્વી અને વાયુ આદિક ભૂતો સૂક્ષ્માકારથી અદર્શરૂપે એકબીજાવિષે વ્યાપી રહેલાં છે અને તેઓના વ્યાપકપણામાં દીપકની જ્યોતિ પણ એક સરખા પ્રમાણમાં મળી રહેલી છે, તેવીજ રીતે શરીરનાં પંચમહાભૂતમાં **આત્મ**રૂપી દીપકની જ્યોતિ એક સરખા પ્રમાણમાં સ્થિર થયેલી છે. પરંતુ જે પ્રમાણે એક સ્થાનમાં રહેલા દીપકની જ્યોતિ તેનેવિષે વ્યાપેલાં પંચમહાભૂતોથી ભિન્ન રહી વ્યવહાર કરેછે, તેપ્રમાણે **આત્મ**રૂપી દીપક શરીરના પંચભૂતોથી ન્યારો રહી વ્યવહાર કરેછે. એમ છતાં જેમ તે દીપકનું મુખ્ય કિરણ તે દિપકના મધ્યબિંદુમાં રહી, બીજાં કિરણોને સર્વત્ર ફેલાવી તે કિરણોની શક્તિ સર્વે સ્થાનમાં ગમન કરી શકેછે, તેમ **આત્મસ્વરૂપ**ના મધ્યબિંદુમાં રહેલું જે મુખ્ય કિરણ, તે કિરણની સહાયતાથી સ્થૂળ, સૂક્ષ્મ, કારણ, અને મહાકારણાદિ દેહો પ્રકટ કરેછે. આ દેહો પ્રત્યેક ભૂતના સંયોગથી ઉત્પન્ન થયેલા છે. તથપિ કાયારૂપી સ્થાનનાં જે પંચભૂતો છે તે પ્રત્યેક ભૂત એક બીજાથી તેના બંધારણમાં ભિન્નતાથી રહેલું છે, તેથી એ પંચભૂતરૂપી આવરણ અથવા પડદા કેહેવાયછે. અને એ પડદાઓના પ્રત્યેક પડદામાં **આત્મ**રૂપી દીપક પોતાની જ્યોતિથી પ્રકાશમાન રહેલો છે. એ ઉપરથી વેદાંતશાસ્ત્રમાં ગુપ્તપણે સર્વત્ર એકજ બ્રહ્મ વ્યાપક છે એવું વારંવાર કહેલું છે. અને તેજ એક અદ્ભુત વસ્તુનો જે પ્રતિબિંબ તે આ અનાત્મક પંચભૂતાત્મક સૃષ્ટિ છે. આ અનાત્મક પંચભૂતાત્મક કાયારૂપી સ્થાનમાં પંચભૂતના પાંચ પડદાઓ અથવા આવરણ છે. તેમાં પ્રથમ આકાશનો પડદો, બીજો અગ્નિનો, ત્રીજો જળનો, ચોથો વાયુનો, અને પાંચમો પડદો પૃથ્વીતત્ત્વનો છે, તેથી **આત્મ**રૂપી દીપક પ્રથમ પડદામાં પ્રકાશેછે તે છતાં ઉપર કહેલા સઘળા પડદાઓ, ઉઘાડા રેહેવાથી **આત્મ**રૂપી દીપકની જ્યોતિ સર્વત્ર વ્યાપક થઈ યથાર્થ વ્યવહાર ચલાવેછે. તેણે કરી ત્રણ અવસ્થા, દેહ ચતુષ્ટય, અને પંચકોશ એ સઘળું ઉત્પન્ન થઈ આવેછે તે છતાં એ અદ્ભુત દીપક પોતે સઘળાથી ભિન્ન રહી એનો સાક્ષી થઈ કૂટસ્થ રૂપે રહ્યો છે. એનો સારાંશ એટલોજ કે એમ ત્રણે દેહ, પંચકોશ વિગેરે જડ વર્ગના વ્યવહારનો પોતે જ્ઞાતા થઈ એના વ્યવહારના સંબંધથી નિરંતર અસંગ રહેલો તેથી, એને **કૂટસ્થ** કહ્યો છે. આ **કૂટસ્થ**રૂપ જે દૃષ્ટાંત તે ઉપર કહેલા જડવર્ગરૂપી દશ્ય પદાર્થોથી ન્યારો છે. કેમકે એ

દ્રષ્ટા ચૈતન્ય છે અને પેલો વર્ગ જડ છે. આજ ઉપરથી સાંખ્યશાસ્ત્રમાં એ **અનાત્મ** પંચભૂતાત્મક જડ વર્ગને **પ્રકૃતિ** કહી છે, અને કૂટસ્થરૂપ અખંડ ચૈતન્યને **આત્મા** કહ્યો છે. પરંતુ મતપક્ષથી એવું કેહેછે જે **આત્મા** પ્રકૃતિના સંયોગથી સૃષ્ટિ રચી શકેછે પણ તે સ્વતંત્ર રીતે રચી શકતો નથી. હવે પાતંજલશાસ્ત્રમાં પ્રકૃતિની સ્વતંત્ર સત્તા નથી એવું કહ્યું છે. અને સઘળી સૃષ્ટિ **આત્માનીજ** સત્તાથી રચાયછે એમ કહ્યું છે. ન્યાયમાં એ જડ વર્ગને **નિત્ય** અને **અનિત્યરૂપ** પરમાણુજન્ય સૃષ્ટિ કહી. માયાના સામર્થ્યથી **કૂટસ્થ ચૈતન્ય** સઘળી સૃષ્ટિ રચેછે એવું કહ્યું છે. વૈશેષિકશાસ્ત્રમાં એ જડવર્ગને દ્રવ્યરૂપ અથવા પ્રાવાહીરૂપ માન્યું છતાં એના અંતરગુણોની શક્તિરૂપે એ **કૂટસ્થ ચૈતન્ય** ગુણીરૂપે રહ્યો છે. મીમાંસામાં એ જડ વર્ગને કર્મરૂપ ગણી કર્મને અનાદિ કહ્યું છે અને વેદાન્તશાસ્ત્રમાં એ જડવર્ગને અવિદ્યાકૃત કેહેછે. અને કૂટસ્થને શુદ્ધચૈતન્યનો આભાસ પડી જ્યારે એ અવિદ્યાકૃત ઉપર પરાવર્તન પામ્યો ત્યારે તેમાં અનાત્મક પંચભૂતાત્મક સૃષ્ટિ પ્રકટ થઈ આવી. સત્ય જોતાં એ ષડ્શાસ્ત્રોવાળાઓએ જડ અને ચૈતન્ય વિશેષ નિરાકરણ કરવા પ્રયત્ન કરેલું છે. એ સઘળાના શ્રવણથી ઉન્નતિ પામેલા **બ્રહ્મજીજ્ઞાસુ** જનોને તો ઘણો લાભ છે. પરંતુ અલ્પબુદ્ધિવાળાને એથી ગુંચવણ પડેછે એ સત્ય છે. ઉન્નતિ પામેલા સત્ય જ્ઞાનીને તો એવો સત્ય સિદ્ધાંત થાયછે જે વાસ્તવિક જોતાં જડ અને ચૈતન્ય કાંઈ બે ભિન્ન વસ્તુ નથી પણ કલ્પનાથી દ્વિભેદ જણાયો, તે છતાં જે ચૈતન્ય છે તેજ જડ વર્ગપાસે સર્વે કૃતિયો કરાવેછે અને પોતે તો સદા નિર્વિકારરૂપે અસંગ રહેલું છે. પરંતુ સાંપ્રત કાળના તત્ત્વજ્ઞાની વિદ્વાનો એવું કેહેછે જે બે પદાર્થના ઘર્ષણથી જેમ વિદ્યુત્ પ્રકટ થાયછે, તેમ તત્ત્વોના સંયોગથી ચૈતન્ય ઉત્પન્ન થઈ આવેછે. એ દીર્ઘદૃષ્ટિથી જોતાં સત્ય ઠરતું નથી. કેમકે, ચૈતન્ય પોતે સર્વે દેહાકૃતિમાં વ્યાપ્ત થઈ સર્વે કૃતિયો કરાવેછે, તે છતાં તે દૃશ્ય થતું નથી. તેથી ચૈતન્ય અસંગ અને અભિન્ન છે, માટે અનાત્મક દેહાદિક સૃષ્ટિના સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ આદિક જે દેહ તે ચૈતન્ય નથી. કેમકે આપણું સ્થૂળ દેહ જોતાં તે પંચિકૃતભૂતોનું કાર્ય છે. અને તેમાં આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી એ તત્ત્વો રહેલાં છે. આ સર્વે ભૂતોના મિશ્રણથી સ્થૂળ દેહની ઉત્પત્તિ થઈ, અને તેજ તત્ત્વોથી ક્ષુધા, તૃષા, આળસ, નિદ્રા વિગેરે ઉત્પન્ન થયું. આકાશતત્ત્વથી કામ, ક્રોધ, લોભ, મોહ, ભય વિગેરેની ઉત્પત્તિ થાયછે, તે છતાં સત્ય વિવેકથી તેનો શુભ ઉપયોગ થઈ શકેછે. વાયુતત્ત્વથી, ચલન, ધાવન, પ્રસારણ, અને સંકોચન થાયછે.

જળતત્ત્વથી, રેત, મૂત્ર, સ્વેદ, લાળ અને રક્ત અને પૃથ્વીતત્ત્વથી અસ્થિ, માંસ, ત્વચા, નાડી અને રોમ એવા વિભાગો મળી સ્થૂળદેહ ઉત્પન્ન થાયછે. તે છતાં એની ઉત્પત્તિ મુખ્યત્વે કરી અન્નથી થાયછે, અને તે અન્નથીજ ટકી શકેછે. માટે દેહ અન્નનો વિકાર હોવાથી તે **અન્નમયકોશ** કેહેવાયછે. તેમજ એ સ્થૂળ દેહમાં जायते, अस्ति, वर्द्धते, विपरिणमते, अपक्षीयते, विनश्यति; એવા ષડ્‌વિકારો રહેલા છે. તે છતાં એ વીર્ય, અસ્થિ, નાડી, રજ, માંસ, મજ્જા, ત્વચા એવા સપ્ત ધાતુઓનો થયેલો છે. તેમ એમાં અનેક રોગોનું આવરણ અને અસત્ય હોવાથી એ અસંખ્ય દુઃખનું સ્થાન સ્થૂળશરીર છે. તેથી તું પોતે એ જડ ગણાયલી વસ્તુને જાણવાવાળો ન્યારો છે. તું પોતે સ્થૂળશરીર નથી, પણ તું તો એનો જાણનાર, જોનાર સાક્ષીરૂપે રહેલો છે. જેમ ઘટનો જોનાર ઘટથી ભિન્ન અને સાક્ષીરૂપે રહેલો છે, તેમ દેહનો દ્રષ્ટા ચૈતન્યપુરૂષ દેહથી ભિન્ન અને સાક્ષીરૂપે રહેલો છે, તેથી **આત્મા** દેહથી જુદો છે. માટે દેહને **આત્મા** માન્યાથી કૃતહાની અને અકૃતાભ્યાગમનો મોટો દોષ પ્રાપ્ત થાયછે. વળી એજપ્રમાણે કર્મકાંડમાં પણ **આત્મા** દેહથી ભિન્ન કહ્યો છે. તેથી તું પંચભૂત નથી તેમ નામ, વર્ણ, આશ્રમ, ત્રિલિંગ, અને મનુષ્યાદિ સ્થૂળદેહના પંચભૂતાત્મક પંચ ધર્મ નથી. કેમકે એમાં નામધર્મ તો કલ્પિત છે, અને વર્ણધર્મ વંશપરંપરા અધ્યાસરૂપ છે. અને આશ્રમધર્મમાં તો માત્ર માનવાપણું રહેલું છે; અને ત્રિલિંગ મનુષ્યાદિ જાતીના સ્થૂળદેહોનો ધર્મ છે. તે છતાં વેદમાં જે વર્ણાશ્રમાદિક ધર્મોનું કથન કરેલું છે તે તો જ્ઞાનાધિકારીને સંસ્કાર થવાસારૂ છે. માટે એ સર્વેનો જાણનાર અને જોનાર એ સર્વેના ધર્મથી રહિત ભિન્ન છે. વાસ્તે તું સ્થૂળદેહ નથી, તેમજ જાગ્રતાદિક અવસ્થારૂપ પણ તું નથી.

પૌષ શુદ્ધ ૧૧ રવિવાર સંવત ૧૯૪૪.

---

## જાગ્રત અને સ્વપ્નાવસ્થા.

આપણે ઉપર સ્થૂળદેહમાં પંચભૂતના પાંચ પડદા અથવા આવરણ કહ્યાં છે. એમાંથી પાંચમો પડદો પૃથ્વીભૂતનો છે. એમાં જ્યારે **આત્મારૂપી જ્યોતિ** એ પડદામાં વ્યાપક થઈ આ સઘળી બાહેરની સ્રષ્ટિની વસ્તુનો પ્રકાશ પ્રસરણ પમાડેછે ત્યારે એ પ્રકાશરૂપ જ્યોતિ મનનો આકાર ધારણ કરી પંચતન્માત્રાના સંયોગથી એ મન વિશ્વરૂ-

પતું અભિમાન ધરી નેત્રદ્વારાયે વ્યાપી ઈશ્વર, ચિત્ત, શબ્દાદિક વિષયોના સ્થૂળ ભોગ ભોગવેછે. એનું નામ **જાગ્રત** અવસ્થા છે. એ અવસ્થામાં મન દ્દઢિત થયેલી વાસનાને અનુસાર પોતે સંકલ્પ વિકલ્પ ઉત્પન્ન કરેછે. તે છતાં સર્વે ગુણ, કર્મ, સ્વભાવ વિગેરે જે મૂળ સૂક્ષ્મદેહના સ્વભાવ સાથે મળી એકરસ થયેલા છે, તેમાંથી ઉત્પન્ન થવાથી તેપ્રમાણે વર્ત્તેછે. એ અવયવોરૂપી છિદ્રોને માર્ગે એ પ્રકાશ આ બાહેરના બ્રહ્માંડને જોયછે, તેથી આ બાહેરના બ્રહ્માંડનો આકાર જે દર્શાયછે, તે આપણા આકાશરૂપી પડદામાં વ્યાપેલો **આત્મરૂપી** દીપકનો દેખાવ છે. એ **આત્મરૂપી** દીપક આપણને અવિદ્યાના સંબંધથી જગત્ જેવડો દેખાયછે, તે છતાં એ સત્યજ્ઞાન નષ્ટ થવાથી આપણા મનઉપર દ્વૈતભાવ દ્દઢ થાયછે. એવા નિશ્ચયથી આપણું મન પોતાને સર્વેથી પૃથક્ સમજેછે. તેણે કરી આપણી નાસીકા, ચક્ષુ અને હસ્ત વિગેરે ઇન્દ્રિયોના ધર્મને આધીન થઈ ચિત્રવિચિત્રપણાના અજ્ઞાનવાળા વલણ ઉપર મન ભુલું પડયું છે. એ ભુલવણીમાં નાંખનાર આપણા પંચપ્રાણ છે. કેમકે પંચપ્રાણની ભિન્ન ભિન્ન ક્રિયાઓ ઉપરથી મનની સ્થિતિમાં ફેર પડવા માંડેછે, તેથી મનની ભિન્ન ભિન્ન સ્થિતિ થઈ જાયછે. એવી રીતે ભિન્ન ભિન્ન સ્થિતિ થવાથી ચિત્રવિચિત્રપણાનું જ્ઞાન ઉત્પન્ન થઈ અનેક પ્રકારની કલ્પનાના વિચારો ઉત્પન્ન થાયછે. હવે પંચપ્રાણો એકજ વાયુની કૃતિ છતાં એનાં ક્રિયાકર્મો ન્યારાં હોવાથી એના ભિન્ન ભિન્ન નીયમો પડયા છે; એટલે એ વાયુની વલનક્રિયાથી એનું નામ **વ્યાન** પડયું. પાણી અને અન્નાદિકનું પૃથક્કરણ કરવાની ક્રિયાથી એજ વાયુનું નામ ઉદાન પડયું. શ્વાસોચ્છ્વાસના આવાગમનની ક્રીયાથી પ્રાણવાયુ કેહેવાયછે, અન્નને ઉત્સર્ગ અથવા રસ કરવાથી **અપાન** કહ્યો છે. અને શરીરના સર્વે ભાગોને નિયમિત રાખવાની ક્રિયા કરવાથી એજ વાયુને **સમાન**વાયુ કેહેછે. તે છતાં એ વાયુમાં **નાગ, કૃકલ, દેવદત્ત, ધનંજય,** ઉદ્ગાર, **નિમિષ, છિંક, જંભણ** વિગેરે દશ જાતના વિકારો રહેલા છે, પરંતુ પ્રક્રિયાના અર્થમાં એને પંચપ્રાણથી ભિન્ન ગણવાના નથી તે છતાં એને પંચમુખ કેહેછે.

એ પંચમુખની ભૂલવણીમાં મનને ચિત્રવિચિત્રપણું દર્શાવવા લાગ્યું. તેમાં ચક્ષુસંયોગે આ જગતનો દેખાવ વિસ્તીર્ણ જણાયો, અને એનેવિષે સમાયલા પંચભૂતોના સ્થાવરજંગમ, સૂક્ષ્મવિરાટાદિક આકારોની કૃતિયો જોઈ, તેમજ શ્રવણ ઇન્દ્રિયોથી સૂક્ષ્મ અને મહત્ ધ્વનીઓનું જ્ઞાન થયું. એવી રીતે સઘળાં કર્મેન્દ્રિયોના ભિન્ન ભિન્ન ગુણોના સંયોગથી પોતાની કલ્પનાની અનેક વૃત્તિયો સૂર્ય, ચંદ્ર, અને તારા

વિગેરે અનેક સૂક્ષ્મવિરાટાદિક આકારોમાં દેખાઇ છે. અને તેને ભ્રાંતિજ્ઞાને કરી પોતાની કાયામાં સ્થિર થયેલી જોઇ. આ ભ્રાંતિરૂપ કાયાનું પોષણ અન્ન અને ફળફળાદિક વિગેરે વનસ્પતિથી મન કરવા લાગ્યું તેથી એ મન ભ્રાંતિરૂપ કલ્પનાના અનેક ભાવાભાવોને શબ્દોચ્ચારથી દર્શાવવા લાગ્યું. તે પ્રસંગે દેહધર્મ ચાલુ થયા. તેમ થવાથી એ ભ્રાંતિ આહાર, નિદ્રા, ભય, મૈથુન અને પ્રીતિ વિગેરે દેહધર્મમાં નિમગ્ન થઈ ઇન્દ્રિયોને તૃપ્ત કરવાસારૂ ખાવું, પીવું, ભણવું, શીત, ઉષ્ણ વિગેરે ઉપાધી સહન કરી તે કલ્પનાના જ્ઞાનથી ઇન્દ્રિયજન્ય સુખ પ્રાપ્ત કરવામાં શ્રેષ્ઠ થઈ ધન, પ્રતિષ્ઠા, કીર્તિ વિગેરે અનેક પ્રકારનાં કર્તવ્યકર્મ કરી સગાસંબંધી, સ્ત્રીપુત્ર વિગેરેનેવિષે સ્નેહ બંધાવવા માંડ્યો. એવી રીતે પોતાના મિથ્યા કલ્પિત દેહાભિમાની જ્ઞાનમાં રાત્રદિવસ નિમગ્ન થવા માંડ્યું. એ નિમગ્ન અથવા આસક્તીવાળા ભ્રાંતિજ્ઞાનના વ્યવહારકાળને જાગ્રત અવસ્થા કહી છે. એ જાગ્રત અવસ્થાને ઘણા જ્ઞાનીયોએ જીવદશાની સંજ્ઞા આપીછે. આવી દશામાં **મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર** એ **અંતઃકરણચતુષ્ટય** તથા **શ્રોત્ર, ત્વક, ચક્ષુ, રસના, ઘ્રાણ** એ પંચ **જ્ઞાનેન્દ્રિય** અને **પાણી, વાક, પાદ, ઉપસ્થ, પાયુ** અથવા મળ વિસર્જન થવાની ઇન્દ્રિય એ પંચ **કર્મેન્દ્રિય** એ ચૌદ શિવાય પૂર્વે કહેલા પંચપ્રાણ મળી ઓગણીસ તત્ત્વ છે, તેમાંથી ઉપર કહેલાં ચૌદ તત્ત્વની સાથે ભ્રાંતિવ્યવહાર રાખેછે. એ ચૌદ તત્ત્વોના સંયોગથી મનુષ્યપ્રાણીનું મન અલ્પજ્ઞતાને પ્રાપ્ત થાયછે. તેથી **દેહરૂપ** થઈ દેહાભિમાની જ્ઞાનમાં સ્થિર થઈ રેહેછે. તેમ થવાથી **દેહનેજ આત્મા** માની લેછે. એવી સ્થિતિ થઈ એટલે દેહને કષ્ટ અથવા વ્યાધિ થવાથી આત્માને કષ્ટ અથવા વ્યાધિ થયો એમ મનાયછે. વળી શરીરને **ક્ષુધા, તૃષા, શીત,** ઉષ્ણ વિગેરે ઉપાધિ નડવાથી પોતાને નડી એમ નિશ્ચય થાયછે. એઉપરથી શરીર તેજ **આત્મા** એવી દૃઢ ગ્રંથી પડી જાયછે. આવી રીતના સ્થૂળદૃષ્ટિના જ્ઞાનથી નાસ્તિકો અને હાલના કેટલાએક તર્કજ્ઞાનીઓ **આત્માને** નહિ માનતાં દેહનેજ **આત્મા** માનેછે અને તેણે કરી તેમને નિરંતર હર્ષ અને શોક વિગેરે અનેક પ્રકારે દુઃખ અને કષ્ટ પ્રાપ્ત થયાં કરેછે. આવી રીતના જીવદશાના જ્ઞાનથી શરીરને સુખ આપવાસારૂ આત્માના આભાસના સંયોગે ઉપર કહેલાં ચૌદ તત્ત્વોના સંયોગીકરણથી અનેક પ્રકારની વિદ્યા અને કળાકૌશલ્યો કલ્પનાના યોગે ઉત્પન્ન કરી દેહાભિમાની મનોકલ્પિત વ્યવહાર ચલાવ્યો, પરંતુ આગળ તેમાં અનેક પ્રકારના અનુભવ મેળવી તથા બુદ્ધિજ્ઞાનના યોગે એવી શંકા ઉત્પન્ન થવા માંડી છે. ઉપર કહેલો સઘળો

વ્યવહાર ક્યાંથી ચાલેછે અને એનું મૂળ શું છે એના શોધમાં પ્રથમ ઉત્તમ પણ **માનસિક જ્ઞાનરૂપી** અવિદ્યાની સંગતથી **આત્માના** આભાસે અનેક પ્રકારના સંપ્રદાય અને મતપંથના નીતિ, ધર્મ વિગરેના અનેક ગ્રંથો સૃષ્ટિનેવિષે પ્રકટ થવા માંડ્યા. તેથી કાંઈક શાંતિ અને અલ્પ સંસ્કાર પણ આગ્રહી અને **ધર્મજીજ્ઞાસુ** જનોને થવા માંડ્યો પરંતુ જે કેવળ સત્ય જ્ઞાન છે તેનો પત્તો તે સંસ્કારી જનોને લાગ્યો નહિ, તેથી ઘણા ભોળા ભક્તજનોયે એવો દઢ નિશ્ચય કીધો જે, આત્માનો ઉત્પન્નકર્તા કોઈ પૃથક્ ઈશ્વર **સાકારરૂપે** છે. એવું વિપર્યયજ્ઞાન ભ્રાંતિયે આપ્યું, તેથી અનેક પ્રકારના ક્રિયા, કર્મ અને ભક્તિ વિગરે માર્ગોથી તે ઈશ્વરને ખોળવા માંડ્યો. તેણે કરી આગ્રહપૂર્વક તેના અંતરની જે દઢતાવાળી દઢિત ભાવના તેની વાસનાને અનુસાર દેવી, દેવતા, પીર, પેગંબર, રામ, કૃષ્ણ, આદિકનાં મનોકલ્પિત રૂપો પોતાની વાસનાયે ધારણ કરી દઢભાવનાવાળા આગ્રહી ભક્તોને દર્શન આપવા માંડ્યા, તેથી પોતાનો **આત્મા** અલ્પજ્ઞ છે, એવું તે ભોળા ભક્તને નિઃસંશય સિદ્ધ થયું. **આત્માનો** ઉત્પન્નકર્તા કોઇ મહાસમર્થ ન્યારો ઈશ્વર આકાશમાં કોઈ સ્થાને છે, એવો દઢ નિશ્ચય થયો. આવી રીતના વિપર્યયજ્ઞાનના દર્શનથી મનોકલ્પિત મિથ્યા ભુલવણીયે આચ્છાદન કીધું, તેથી ઇન્દ્રિયપ્રતીતિરૂપ દૃશ્યજ્ઞાન સત્ય મનાયું છે. પરંતુ જેને **નિશ્ચયાત્મક બુદ્ધિચૈતન્યની** યોગ્ય ઉન્નતિ થઈ છે, તેને એ જ્ઞાન કેવળ સત્ય નહિ મનાયાથી તેણે કોઈ કેવળ પરોપકારી સદ્‌ગુરૂ મહાત્માને શરણે જઈ, તેની સત્ય આજ્ઞાપ્રમાણે વર્ત્યાથી દઢ નિશ્ચય થયો જે દેહ **આત્મા** નથી એટલુંજ નહિ પણ **આત્માજ** સાક્ષાત્ ઈશ્વર છે. એનો ઉત્પન્નકર્તા કોઈ ન્યારો ઈશ્વર નથી; પરંતુ આત્માને યથાર્થ ઓળખવાસારૂ શતશાસ્ત્રનું અધ્યયન કરી સત્યગુરૂ ઉપર શ્રદ્ધા રાખી **આત્માની** જ્યોતિને જાણે અને તેને યથાર્થ રીતે જાણ્યા પછી, પોતાનું જ્ઞાન અને મનની સ્થિતિ આત્મા જેવી નિર્વિકાર રાખે, તો મનોકલ્પિત આ સંસારના અજ્ઞાનરૂપ બંધનથી છુટે. એજ માટે સૃષ્ટિના પ્રત્યેક મતપંથોમાં પણ એવું કહ્યું છે જે, **તું પોતાને ઓળખ** અને **તું ક્યાંથી આવ્યો, ક્યાં જવાનો, શું કરવા આવ્યો, તારૂં સત્યસ્વરૂપ કીયું છે, જન્મ અગાઉ ક્યાં હતો,** અને **મરણપછી ક્યાં જશે,** એ સર્વેનું સત્યજ્ઞાન **આત્માનો** સાક્ષાત્કાર થવાથી મળી શકેછે. કેમકે જે જેને જાણેછે, તે તેનાથી ભિન્ન છે. એ ઉપરથી આપણે આ બાહેરના આકાશથી તે સ્થૂળદેહપર્યંતમાં સ્થિર થયેલા સઘળા નામ, રૂપ, પ્રપંચવાળા ભિન્ન ભાવિક જગતના આકારોનું સત્યજ્ઞાન મેળવ્યા પછી એવું

જણાયછે જે, આપણે એઓનેવિષે નથી, પણ એ સર્વથી આપણે ભિન્ન છઇયે, તે છતાં એ સર્વ વસ્તુને આપણે સ્થૂળદેહથી વિરક્ત થયેલા સ્થાનમાં જોઇ શકીયે છઇયે, માટે સ્થૂળદેહ અને જાગ્રત અવસ્થા આપણે નથી; કેમકે એ સર્વે જડવર્ગ છે, અને આપણે તો **શુદ્ધચૈતન્યરૂપ** સાક્ષી, એ સર્વે જડવર્ગોનાં કર્તવ્યકર્મના જાણનારા છઇયે; માટે **જાણનાર** જાણવાની વસ્તુથી ભિન્ન છે. તેથી આપણે એનાથી ભિન્ન છઇયે. જ્યારે આપણે ભિન્ન છઇયે ત્યારે કયાં છઇયે એનું સત્યજ્ઞાન એવું થાયછે જે જ્યાં આપણ છઇયે ત્યાં કોઈ બીજો પદાર્થ નથી, કેમ જે જ્યાં એકજ છે ત્યાં બીજી કાંઇ વસ્તુ છે એવું સંભવતું નથી. એ સત્ય ન્યાયથી એવું જણાયછે જે, જ્યાં આ જગતની સર્વે **અનાત્મ પંચભૂતાત્મક** સૃષ્ટિનો અભાવ છે, એટલે એ સર્વે વસ્તુ જ્યાં નથી, ત્યાં જે અલૌકિક સ્થાન છે, ત્યાં આપણે છઇયે. એવી રીતે પાછળ કહેલા ઓગણીસ રૂપભોગનો જાણનાર દ્રષ્ટા સાક્ષીમય **આત્મા** જે સઘળાથી ન્યારો છે, તે તારૂં સત્ય રૂપ છે, માટે તું જાગ્રત અવસ્થા તેમજ સ્થૂળ અને સૂક્ષ્મ દેહ પણ નથી.

સૂક્ષ્મ દેહ અપંચીકૃત ભૂતોનું કાર્ય છે, તેમજ તે અનિત્ય હોવાથી દુઃખરૂપ છે અને તું તો નિત્યરૂપ હોવાથી સુખરૂપ છે; તેથી એ તારૂં પોતાનું સ્વરૂપ નથી. આ અપંચીકૃત તત્ત્વમાં **પંચપ્રાણ, પંચજ્ઞાનેન્દ્રિય, પંચકર્મેન્દ્રિય, મન** અને **બુદ્ધિ** મળી સત્તર તત્ત્વ છે. એમાં **શ્રોત્ર** અને વાક એ બેઉ **આકાશતત્ત્વથી** ઉત્પન્ન થયાં છે. એનો ગુણ શબ્દ છે, તેથી સાંભળવાની અને બોલવા વિગેરેની ક્રિયા થઇ શકેછે. **ત્વચા** અને **હસ્ત** એ **વાયુથી** ઉત્પન્ન થયાં છે, **ચક્ષુ** અને **પાદ** એ **તેજથી** પ્રકટ થયાં છે; **જીવ્હા** અને **ઉપસ્થ** એ **જળથી** અને **ઘ્રાણ** અને **પાયુ** અથવા **ગુદા** એ **પૃથ્વીતત્ત્વથી** પ્રગટ થયાં છે. એવી રીતે પ્રત્યેક ભૂતના સત્વગુણથી પ્રત્યેક **જ્ઞાનેન્દ્રિય** ઉત્પન્ન થઇ છે. તેમજ **પંચભૂતોના** સમૂહમાંથી પંચપ્રાણ પ્રગટ થયા છે. એવી રીતે સત્તર તત્ત્વનું સૂક્ષ્મદેહ થયું છે. એને યથાર્થ જાણ્યાથી પોતાના સ્વરૂપધર્મથી એ વિલક્ષણ જણાયછે. તેથી પોતે દ્રષ્ટા એનાથી ભિન્ન છે. માટે સૂક્ષ્મ દેહ પણ પોતે નથી; કારણ કે એ દેહનો સ્વભાવ, પ્રકૃતિ, ગુણ, દોષ અને વિકાર વિગેરે ધર્મો તારામાં નથી, અર્થાત્ જે ષડ્ ઊર્મિ છે તે દેહ, પ્રાણ અને મનના ધર્મવાળી છે, અને જે પંચક્લેશો રહેલા છે તે મનના ધર્મરૂપ અવિદ્યાકૃતવાળા કેહેવાયલા છે. એવિષે શ્રુતિમાં છે કે, **रागद्वेषो मनोधर्मं न मनस्ते कदाचन ॥** એટલે રાગ, દ્વેષ અથવા શુભાશુભ ક્રિયાના કર્ત્તા અને સુખદુઃખના ભોક્તા મન, બુદ્ધિના

ધર્મો છે, તેથી એ ધર્મ તારા નથી. કેમકે તું તો પોતે **આત્મા નિ-ર્વિકારી** છે. માટે સૂક્ષ્મ દેહથી પ્રથમ ઉત્પન્ન થયો જે સ્થૂળ દેહરૂપ **અન્નમયકોશ** અને પંચપ્રાણરૂપ **પ્રાણમયકોશ**, અને જે **પંચકર્મેન્દ્રિયરૂપ** મન તે **મનોમયકોશ** કહેવાયછે. માટે એ ત્રણે કોશમાંથી તું કાંઇક નથી, કારણ કે એ સર્વે જડ છે, અને તું તો નિર્વિકારરૂપ ચૈતન્ય છે. વળી એ ત્રણે કોશ તારા સ્વરૂપના ધર્મથી વિપર્યય સ્વભાવવાળા છે, તેથી એ સર્વે **અનાત્મરૂપ** મિથ્યા હોવાથી તું એનાથી ભિન્ન છે. તેમજ એ સૂક્ષ્મ દેહની સાથે સંબંધ રાખનારી જે સ્વપ્નાવસ્થા તે પણ તું નથી.

હવે આપણે સ્વપ્નાવસ્થાવિષે વિચાર કરીયે. આપણે પાછળ કહેલો કાયાનો જે પાંચમો પડદો સ્થૂળ દેહ અને જાગ્રત અવસ્થા એ બેઉની સ્થિતિ બંધ પડયા પછી કાયાનો ચોથો પડદો જે વાયુભૂતનો છે તેમાં **આત્મરૂપી** દીપકના પ્રકાશો વ્યવહાર કરેછે. તેમાં પ્રથમ **આત્મજયોતિ** નીલા અથવા ભૂરા રંગમાં પ્રગટ થાયછે. આ પ્રસંગે ઉપલા દીપકના સર્વે પ્રકાશો ઝીણા ઝીણા તેજના સૂક્ષ્મ તનખા જેવા પ્રકાશ અને અંધકારના સ્વરૂપમિશ્રિત, શૂન્યાકૃતિવાળા શ્યામવર્ણના અનંત પરમાણુરૂપે આવર્જન અને વિસર્જન કર્યા કરેછે. આવા પ્રકાશના યોગે આપણેવિષે આશા, તૃષ્ણા, લોભ, મન, બુદ્ધિ, ચિત્ત, અને સંકલ્પવિકલ્પ એ સઘળા ભિન્ન ભિન્ન આકારો ધારણ કરી લેઈ અનેક પ્રકારની કલ્પનાવાળી વાસનાને અનુસાર અવિદ્યાની અનેક વૃત્તિયોનેવિષે સત્ય, અસત્ય, કપટ અને છળભેદ વિગેરે કરવા માંડેછે. આવા પ્રકારના કર્તવ્યકર્મથી પોતાનેવિષે **અહંભાવ** ધરી પોતાની દૃઢતાપ્રમાણે અનેક પ્રકારનાં કર્તવ્યકર્મ કરવા હિંમત રાખેછે. અને તેથીજ અજ્ઞાનતાનું આવરણ થઈ જાયછે. એ અજ્ઞાનતાના સંબંધથી વિપર્યયજ્ઞાન ચાલુ થાયછે, અને તેથી આગળ અલ્પજ્ઞપણું દૃઢ થઇ જાયછે અને અલ્પજ્ઞપણાની સ્થિતિ થવાથી હું મોહોટો વિદ્વાન, ચતુર, તેમજ હું મૂર્ખ, અલ્પ અને નિર્માલ્ય એવા અનેક પ્રકારના વિલક્ષણ સ્વભાવ થઇ જાયછે. તેથી એવા પુરૂષ નિરંતર પોતાની કલ્પના **આત્માની** અનેક વૃત્તિયોમાં ભાવાભાવ કલ્પ્યા કરેછે, તેણે કરી કાયાનેવિષે દૃઢિત ભાવથી કલ્પનાયે કલ્પેલી જે અનેક પ્રકારની વાસના તેને અનુસાર ભાવના પ્રમાણે તે વૃત્તિયો ચલિત થાયછે. આ ચિત્તરૂપ ભાવનાવાળા કર્તવ્યકર્મના પ્રમાણપૂર્વક આ સૃષ્ટિના અનેક આકારો વર્તેછે, તેથી જગતના અનેક આકારો જે વ્યાવહારિક કૃતિ કરેછે તે સર્વે કૃતિ આપણી દૃઢિત દૃઢતાને અનુસાર થાયછે. આ દૃઢિતરૂપ વાસનાંના સ્થાનને

**સૂક્ષ્મ** અથવા **લિંગદેહ** કેહેછે. એનાસંબંધથી મનુષ્યપ્રાણીને દેહાભિમાન વળગ્યું છે. તે છતાં એ દેહાભિમાનની મિથ્યા કલ્પના પ્રમાણે ફળ પ્રાપ્ત નહિ થવાથી કેટલાએક ભોળા ભક્તના અલ્પજ્ઞ મનકલ્પનાના કલ્પિત દેવોની ભક્તિ અને ઉપાસના કરવા તત્પર થઈ જાયછે. તે છતાં પોતાનું અંતઃકરણ શુદ્ધ હોતું નથી, તેથી આવા પ્રકારની અજ્ઞાનતાથી હું અને મારૂં એવો **દ્વૈતભાસ** પ્રગટ થયો. તેથી ચાલતી કેહેવતપ્રમાણે **"બગડે બે"** એટલે બે ઉત્પન્ન થવાથી સઘળું બગડયું. એટલે હું અને તું ભિન્ન સમજવાથી મારૂં અને તારૂં થયું અને તેથી અનેક પ્રકારનાં કપટ અને છળભેદ કરવાની વૃત્તિ વૃદ્ધિ પામતી ગઈ. એવી રીતે કેવળ **દ્વૈતભાવ** સત્ય મનાયો. આવો દ્વૈતભાવ સત્ય જણાયાથી અલ્પજ્ઞ જીવરૂપ પોતાને માન્યો. આવા પ્રકારનું જીવપણું પ્રાપ્ત થવાથી પોતાની કલ્પનાપ્રમાણે જ્યારે કાંઇ કાર્ય નહિ થાય ત્યારે પોતાને પાપી, અલ્પજ્ઞ, મૂર્ખ, ગરીબ અને પામર વિગેરે જેવો પોતાને માનવા લાગ્યો. એજ અલ્પજ્ઞરૂપ અજ્ઞાનાવરણની દઢિત વાસનાથી પોતાને અનેક યોનીયોમાં જન્મ પામેલો સમજેછે. આવા અજ્ઞાનથી જન્મમરણની દશાને પ્રાપ્ત થઈ તેમાં વાસનાપ્રમાણે જેમ જેમ અનેક પ્રકારનાં કર્તવ્યકર્મની સ્મૃતિ આવતી જાયછે, તેમ તેમ કલ્પનાની ઉત્પત્તિ થઇ તેની વૃદ્ધિ થતી જાયછે, અને તે વૃત્તિપ્રમાણે તેવા વ્યવહારો કરી દર્શાવેછે.

સ્વપ્નાવસ્થાના પડદામાં જ્યારે **આત્મારૂપી** દીપકની **જ્યોતિનાં** કિરણો અનેક પ્રકાશોના આકારે પ્રસરણ પામેછે, ત્યારે એ પ્રકાશો બુદ્ધિરૂપનો આકાર ધારણ કરેછે. એ સ્થાને તૈજસાભિમાની કંઠસ્થાનમાં રહી મનોમય આપણે પાછળ કહેલા ઓગણીસ સુખથી મનરચિત ભોગને ભોગવેછે. સારાંશ એટલોજ કે નહિ કેહેવાય એવી મનોકલ્પિત સૃષ્ટિ રચી તેના ભોગનો ઉપયોગ કરેછે. આવી ભોગરૂપી મનોકલ્પિત અવસ્થાને જ્ઞાની પુરૂષોયે **સ્વપ્નાવસ્થા** કહી છે.

એ **સ્વપ્નાવસ્થામાં** કેટલેક પ્રસંગે સૂર્ય, વાઘ, મનુષ્ય, દેવ, દેવી, પેગંબર, રાત્રીનો દીવસ અને દીવસની રાત્રી વિગેરે આકારો અને ભાવનાપ્રમાણે અદ્‌ભુત રચના ઉત્પન્ન થયેલી જણાયછે. અને ઘણે પ્રસંગે પોતાનાં રૂપો પણ બદલાયલાં તે અવસ્થામાં જણાયછે. સારાંશ એટલોજ કે, સ્વપ્નાવસ્થામાં જે વ્યવહારો ચાલતા જણાયછે તે સઘળા આપણી દઢિત વાસનાની કલ્પનાને અનુસાર છે. એ રચના ચલાવનાર બીજો કોઇ નથી પણ **આત્માનું સંવેદન** માયામાં પડવાથી એવી અદ્‌ભુત નવી સૃષ્ટિ ઉત્પન્ન થયેલી જણાયછે. તે છતાં **આત્મા** નિઃસંગ

છે. પોતે કોઈ વ્યવહાર કરતો નથી. પોતે તો કાયાના આકાશવાળા પડદામાં રહેલો છે. એ આત્માના સંવેદન અથવા પ્રકાશના સ્વરૂપને મહાજ્ઞાનીયો કલ્પનાનું સ્થાન કેહેછે. એ સ્થાનને સ્થૂળદેહદ્વારા દ્વૈતભાવથી જોઇયે તો જગત્ જેવડું જણાયછે, અને તેમાં આપણી અનેક વૃત્તિયો જે રહેલી છે તે સર્વે આ બાહેરના બ્રહ્માંડમાં સ્થાવરજંગમ પંચમહાભૂતથી પ્રકટ થયેલા અનેક આકારોયે દેખાયછે. તે છતાં એ સર્વે વૃત્તિયોના ચલનવલનનું આપણી ભાવનાનું કાર્ય છે. તે એવા પ્રકારથી કે, જો આપણી ભાવના એ વૃત્તિયોવિષે દેવરૂપ થાય તો તે વૃત્તિયો દેવનો આકાર ધારણ કરી આપણને દર્શાયછે. કદાપિ આપણી ભાવના એ વૃત્તિયોવિષે દૈત્યરૂપ થાય તો તે વૃત્તિયોના આકાર આપણે દૈત્યરૂપે જોઇયે. આવા પ્રકારના વ્યવહાર ચાલતા સમયે આપણી સ્થિતિ અર્ધ જાગૃત અને અર્ધ નિન્દ્રાઅવસ્થામાં રહેલી હોયછે. આવી સમાંતર અવસ્થાના સમયે આપણી વાસનામાં આ જગતની કૃતિનેવિષે આશા, તૃષ્ણા વિગેરે જે પૂર્વે રહેલી હોયછે, તે સર્વે મનોમનકલ્પિત દૃઢ ઇચ્છા સાથે સ્વઇચ્છાનુસાર બીજો સંસાર આ જગતની રચનાને મળતી બીજી રચના આપણેજ ઉત્પન્ન કરીયે છૈયે. આવા પ્રસંગે આપણી કાયાના પંચપ્રાણો, દશે ઇન્દ્રિયો અને અંતઃકરણપંચક એ સર્વે સ્થૂળદેહદ્વારા જગતસ્થિતિમાં સ્થિર થયેલાં જણાયછે. એજ આપણી **સ્વપ્નાવસ્થા** કેહેવાયછે. સત્ય જોતાં તો આપણો **આત્મા** એ **સ્વપ્નાવસ્થાના** મનોકલ્પિત ધર્મોથી રહિત છે; કેમકે જે જેને જાણેછે તે જાણનાર જાણવાના સ્થાનમાં નથી, માટે તું કાંઇ **જાગ્રત** અને **સ્વપ્ન** એ બેઊ સ્વરૂપમાંનું કાંઈ નથી. એનેવિષે શ્રુતિમાં કહ્યુંછે જે **सर्वेति वेद्यं न च तस्यास्ति वेत्ता ॥** એટલે તું તો એનો દ્રષ્ટા, સાક્ષી, **ચૈતન્યરૂપ નિર્વિકાર** છે. તેમ છતાં તું કારણદેહ પણ નથી.

**કારણદેહ** કેવળ અજ્ઞાનરૂપ છે અને તું પોતે **આત્મા** તો નિરંતર જ્ઞાનરૂપ છે. માટે તારેવિષે ત્રણે કાળે એ અજ્ઞાનાવરણ રહેલુંજ નથી. તેથી તું કારણદેહ કેહેવાય નહિ. પરંતુ તું તો એ કારણદેહના અજ્ઞાનાવરણનો જાણનાર અને જોનાર દ્રષ્ટારૂપે રહેલો છે, એ શ્રુતિમાં કહ્યુંછે. **नान्योस्ति द्रष्टेति ॥** એટલે તારાવિના બીજો કોઇ દ્રષ્ટા નથી, અને દ્રષ્ટાની દૃષ્ટિ નિત્યરૂપ છે, માટે તારી દૃષ્ટિ અનિત્ય કેહેવાય નહિ. તેજપ્રમાણે **ત્રણે દેહ, ત્રણે અવસ્થા** અને **પંચકોશ** એ પણ નિત્ય નથી, માટે તું નિત્યરૂપ દ્રષ્ટા એ સઘળાથી વિરક્ત છે. એવિષે એક આર્યા છે. **अन्नप्राणमनोमय विज्ञानंदपंचकोशानाम् । एकैकांतरभाजां भजति विवेकाप्रकाशतामात्मा ॥** એટલે **અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞા-**

**નમય અને આનંદમય** એ **પંચકોશ**નાં નામ છે. એમાંથી અન્નમયમાં, પ્રાણમય રહેલો છે, પ્રાણમયમાં મનોમય સ્થિર છે, મનોમયમાં વિજ્ઞાનમય સમાયલો છે, અને વિજ્ઞાનમયકોશમાં આનંદમયકોશનો પ્રવેશ છે. એ આનંદમય **બ્રહ્મ** પૂજ્ય છે. એવી રીતે સર્વે કોશો પ્રત્યેક પ્રત્યેકવિષે રહેલા છે. હવે જે અન્નમય છે તે સ્થૂળ દેહ છે. પંચપ્રાણ, એ પ્રાણમયકોશ કેહેવાયછે. પંચકર્મેન્દ્રિય મનોમય કેહેવાયછે, પંચજ્ઞાનેન્દ્રિય વિજ્ઞાનમય કેહેવાયછે. અને એ વિજ્ઞાનમયમાં જે સુષુપ્તિગત સુખરૂપ પ્રતિબિંબ છે, તેનું નામ આનંદમયકોશ કેહેવાયછે. એ આનંદ **આત્મા**નો છે, તે છતાં એ અજ્ઞાનથી આવરણને પામેલો છે. વળી એ પ્રત્યેક કોશમાં ભિન્ન ભિન્ન પ્રકારનો સ્વાભાવિક અભ્યાસ રહેલો છે. **અન્નમય**માં સ્વાભાવિકપણે વર્ણાશ્રમરૂપ અથવા દેશાભિમાનરૂપ અભ્યાસ રહેલો છે. **પ્રાણમય**માં ક્રિયારૂપ અભ્યાસ છે, **વિજ્ઞાનમય**માં ભોક્તાપણાનો અભ્યાસ છે અને **આનંદમય**માં સુખ ભોગવવાનો સ્વાભાવિક અભ્યાસ રહેલો હોયછે. એ **પંચાધ્યાસ આત્મા**વિષે તો કલ્પિત આવરણમય છે; અને એ પંચઆવરણરૂપ અધ્યાસ અનિત્ય, જડ અને વિકારી છે. પરંતુ તું તો એ સર્વેનો **દ્રષ્ટા, અસંગ, કૂટસ્થ, નિત્યમુક્ત** અને **જ્ઞાનસ્વરૂપ** છે, માટે તારેવિષે એ દેહ, પંચકોશ અને સુષુપ્તિઅવસ્થા વિગેરે કાંઇ નથી. પણ તું તો એ સર્વેનો પ્રકાશ કરનાર કારણરૂપ સાક્ષી છે; કેમકે **સુષુપ્તિરૂપ** અવસ્થા પણ કેવળ અજ્ઞાનરૂપ છે.

પોષ વદ ૨ રવિવાર સંવત્ ૧૯૪૪.

---

## સુષુપ્તિ અને તુર્યાવસ્થા.

સ્થૂળદેહમાંનો ચોથો પડદો બંધ કરીયે એટલે પાછળ કહેલાં સ્થૂળ અને સૂક્ષ્મ શરીમાં થતી કૃતિ બંધ પડવાથી, **આત્મારૂપી** દીપકનો પ્રકાશ કાયામાંહેનો ત્રીજો પડદો જે જળભૂતનો છે તેને કારણદેહ કેહેછે, તેમાં પ્રકાશવા માંડેછે. એ પ્રકાશ શ્વેત રંગમાં પ્રકટ થાયછે. આ સ્થાનમાં એ દીપકનો પ્રકાશ નાના નાના તેજોમય તારાઓના જેવા સૂક્ષ્માકારે સર્વે દિશામાં દૈદીપ્યમાન થયા કરેછે, તેમાટે એ પ્રકાશ અનંત વૃત્તિયોના સ્વરૂપમાં પરિપક્વ દૃઢતાથી એકત્ર થઈ રહેલો હોયછે. એજ કારણથી તેની પ્રેરણાથી જેવી આપણી પ્રથમ કલ્પનાઓ ઉત્પન્ન થયેલી હોયં તેવા પ્રકારથી ઉપલી વૃત્તિના આકારો સૂક્ષ્મ-

દેહમાં થઈ આપણને સ્થૂળદેહમાં ભાસેછે. આવી રીતનું કલ્પનાનું ચલનવલન, આપણી ઇચ્છાશક્તિના આધારે દઢ થતું જાયછે. જેવા પ્રકારનું દઢિતપણું થતું જાયછે, તેવા રૂપમાં ઉપલી વૃત્તિયો પ્રકટ થઈ, સુખ, દુઃખ, હર્ષ, શોક, લાભ, અને હાનિ વિગેરે આ જગતમાં તે વૃત્તિ આપતી જણાય છે. આવી રીતનું બંધારણ થવાથી આપણી કલ્પના અંતઃકરણપંચકમાં જ્યારે પ્રકટ થઈ રેહેછે, ત્યારે કલ્પનાની ઉત્પત્તિ થવાની સાથેજ આપણને મન, બુદ્ધિ, અહંકાર અને તર્ક વિગેરે દર્શાઈ આવેછે. એ તત્ત્વો આપણી દઢતાને અનુસાર ચિત્રવિચિત્ર જ્ઞાન આપતાં જણાયછે. એ ચિત્રવિચિત્ર જ્ઞાનપ્રમાણે આ જગતનો દેખાવ સમજાતો જાયછે. આ મૂળતત્ત્વથી સૃષ્ટિના સર્વે પ્રાણીયોયે અસત્ય જગતનો સત્ય નિશ્ચય કરેલો છે. પરંતુ જ્યારે તેમને સત્યજ્ઞાન પ્રાપ્ત થાયછે, ત્યારે એવું સમજેછે જે, આ સર્વે વિપર્યય દેખાવ **આત્મા**ની અવિદ્યા સાથે અહંકારના સંયોગથી, આપણી જે કલ્પના ઉત્પન્ન થાયછે તે ઉત્પન્ન થનારી કલ્પનાની સાથે અવિદ્યાની સર્વે વૃત્તિયોનું ઐક્યતાનું બંધારણ થવાથી, આપણી મિથ્યા કલ્પનાને અનુસાર તે સઘળું દેખાયા કરેછે. પણ આપણે જ્યારે કલ્પના ઉત્પન્ન કરતા નથી, અથવા અવિદ્યાની સર્વે વૃત્તિઓના વ્યવહાર ઉપર લક્ષ આપતા નથી ત્યારે આ સઘળો જગતવ્યવહાર બંધ પડેલો જણાયછે. અને તે સમયનો દેખાવ કેવળ **આત્મા** જેવો નિર્વિકાર અને શાંત દેખાયછે.

એ મૂળતત્ત્વ ઉપરથી વેદાંતમાં **અહં બ્રહ્માસ્મિ** એટલે હું **બ્રહ્મ** છું એવું થઈ જાયછે. અને એને પાતંજલમાં નિર્વિકાર, અસંગ, **કૂટસ્થ ચૈતન્ય** કહ્યું છે. સાંખ્યમાં એને પ્રકૃતિ કહી છે. ન્યાયમાં નિરાકાર ઈશ્વર કહ્યો. વૈશેષિકમાં એ દેખાવને ગુણી માન્યો, અને મીમાંસામાં એને કર્મ ગણ્યું છે. એવી રીતે સર્વે સતશાસ્ત્રોના સિદ્ધાંતોમાં નામમાત્રનો અંતર પાડી ભિન્ન ભિન્ન પક્ષો તેમણે દર્શાવ્યા છે, તે છતાં એ સર્વેમાં પરમપદની સ્થિતિસારૂ કલ્પના નહિ કરવી; પણ શાંતિમાં રેહેવું અથવા ઉપલી અવિદ્યાનો નાશ કરવો એવું કહ્યું છે. તેનેસારૂ અનેક પ્રકારનાં, કર્મ, ધર્મ, ક્રિયા અને આચરણ પાળવાસારૂ એકાન્ત વાસનો યોગાભ્યાસ કહ્યો છે. તોપણ વેદ, વેદાંત વિગેરે સતશાસ્ત્રનો સાર એટલોજ કે આપણું, અંતર્યામી ચૈતન્ય સર્વે દૃશ્ય અને અદૃશ્ય સૃષ્ટિનું મૂળ કારણ છે. તેથી હું **બ્રહ્મ** છું એવું વાક્ય વેદમાં પ્રકટ થયું છે. સારાંશ એટલોજ કે આપણી કલ્પનારૂપી જે માયા છે તેજ આ બાહેરની સૃષ્ટિ છે. માટે જેવી દ્રઢ કલ્પના કરીયે તેવો

વ્યવહાર ચાલતો જણાય, એ સર્વે વ્યવહાર ચલાવનાર આપણું **ચિત્ત** છે તેથી એવું કહ્યું છે જે, **चलं चित्तं भवेत् शक्तिः स्थिरं चित्तं भवेत् शिवः** એટલે ચલિત ચિત્તે શક્તિ અથવા માયા થવાયછે અને સ્થિર ચિત્તે **શિવ** એટલે કલ્યાણરૂપ **આત્મા** થવાયછે. આવી સુષુપ્તિરૂપ અવસ્થા જળભૂતના પડદામાં સ્થિર થયેલી છે. આ સ્થાને આત્મપ્રકાશની જ્યોતિનો દેખાવ નાના નાના તારાઓની આકૃતિમાં દેખાયછે, તોપણ તે જ્યોતિના સમસ્ત સ્વરૂપનો ભાસ ધૂમ્રના જેવો વાદળરૂપે, કોઈ સમયે ધોળા ગોદડીયા જેવો અને કોઈ સમયે આકાશ અને અંધકારના મિશ્રિત ભાગ જેવો જણાયછે, અને કોઈ સમયે ઘેરા જાંબુરંગના વર્ણથી સર્વ પ્રકાશ સર્વ દિશામાં વિદ્યુત જેવો આવર્જન અને વિસર્જન કરતો ઝબુકારારૂપે દૃશ્યમાન થાયછે. એવે સમયે આપણી કાયામાં લોહી ઉલટું ફરેછે અને શ્વાસનું જ્ઞાન રેહેતું નથી, તે છતાં દઢીત વાસનાને અનુસાર પ્રકાશ, અંધકાર વિગેરે જણાયછે. એ સ્થાને આપણી પુર્વની વાસના અનેક વૃત્તિઓમાં આકાશની પેઠે સલંગસૂત્ર સર્વેનેવિષે **અનાત્મચૈતન્ય** સ્વરૂપથી મળી રહેલી જણાયછે, તેણે કરી પ્રજ્ઞાભિમાની હ્રદયસ્થાનમાં સ્થિર થઈને, અવિદ્યાવૃત્તિના મુખથી, અજ્ઞાનાવરણમાં રહી આત્માના આનંદથી વ્યતિરિક્ત થયા પછી અજ્ઞાનતાના ભોગ ભોગવેછે. તે પ્રસંગે **જાગ્રત્** અને **સ્વપ્ન** એ બેઉથી ભિન્ન રૂપમાં રેહેવાથી આપણને તેનું જ્ઞાન રહી શકતું નથી. એ **સુષુપ્તિ** અવસ્થા છે. એને પ્રલયભાવના, મૃત્યુસ્થિતિ અથવા કેવળ અજ્ઞાનનો ભાસ એવાં નામો પણ આપેલાં છે. તે છતાં તું જે આત્મા તે તો એ ત્રણે અવસ્થાનો પ્રકાશ કરનાર એ ત્રણેથી ભિન્ન રહેલો છે. અને તું તો **નિર્વિકાર, શુદ્ધ, અસંગ, ચૈતન્યરૂપ બ્રહ્મ** છે. વળી તું સ્થૂળ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણદેહરૂપ નથી; કેમકે મહાકારણદેહ પ્રધાનપણે અગ્નિતત્ત્વથી થયેલો છે, અને એમાં કલ્પનાનું મૂળ છે, તેથી ત્યાંથી કલ્પનાની સ્ફુર્ણા ઉત્પન્ન થાયછે. એ સ્ફુર્ણા પ્રથમ ૐકારથી વૃદ્ધિ પામી તે ષડ્ચક્રોમાં શ્વાસના ગમનથી પોતાની આકૃતિ પલટી શકેછે. આ સ્ફુર્ણા અહંકાર સાથે મળી અવિદ્યા જ્ઞાનથી અહંકારને જીવરૂપ કરી નાંખેછે. તેથી આપણે જીવ અથવા આત્માનો જે પ્રતિબિંબ અવિદ્યામાં પડ્યો તે પ્રતિબિંબરૂપ આભાસ અથવા અહંકાર પોતાના મિથ્યા કલ્પિત જ્ઞાનમાં રહી, મનોમન કલ્પના પ્રકટ કરેછે. તેમાં શરીરમાં રહેલું જે અંતર્યામી ચૈતન્ય તે કલ્પનાના પ્રમાણમાં આવાગમનપણાને પ્રાપ્ત થાયછે. તે સમયે અપાનવાયુ મળમૂત્રાદિકનું પૃથક્કરણ કરેછે અને પ્રાણવાયુ ઉપરથી

જડત્વોના ભાગને દબાવેછે, તેથી મળત્યાગકૃતિ યથાર્થ રીતે થાયછે. હવે જ્યારે સ્ફુર્ણાના મૂળમાં ચિત્તચૈતન્યનો પ્રતિબિંબ જે જીવ તે ઈશ્વરપણાને પ્રાપ્ત થાયછે ત્યારે આકાશ, અગ્નિ, જળ, વાયુ અને પૃથ્વી આદિકની સર્વે કળાઓ પ્રકાશમાન થાયછે. તેમાં સત્વ, રજ અને તમ એ ત્રણે ગુણોના એકત્રપણાથી, અવિદ્યા પોતાનું સ્વરૂપ પલટી નાંખેછે, અને પોતે વિદ્યારૂપ થાયછે, ત્યારે વિદ્યામય ચૈતન્ય જ્યોતિરૂપ ભાસેછે અને ઉપરની સર્વે કૃતિ **સ્વપ્નવત્** દર્શાયછે; તેથી **આત્મા** ત્રણે અવસ્થાનો સાક્ષીરૂપ કેહેવાયછે. એપ્રમાણે સર્વે ધર્મ, કર્મ અને વિકાર રહિત જે કેવળ **કૂટસ્થ, અસંગ, શુદ્ધ, બુદ્ધ, નિત્યમુક્ત, સત્, ચિદ્દ,** અને **આનંદસ્વરૂપ** તું છે. તે ત્વંપદનું શોધન કહેવાયછે. આ ત્વંપદ જીવવાચક છે. અહિં જીવનું વાચક લક્ષણ કહી સાક્ષી આત્માથી ભિન્ન દેખાડયો છે. એપ્રમાણે તત્પદનું શોધન કરી ઈશ્વરનું વાચક લક્ષણ કહીયે. ઈશ્વરવાચકમાં વિરાટ, હિરણ્યગર્ભ અને અવ્યાકૃત, એ ત્રણ ઈશ્વરના દેહ છે. ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય એ ત્રણ તેની અવસ્થા છે. અને શબળબ્રહ્મ જે નામકારણબ્રહ્મથી આદિ છે તે ઈશ્વરનો કોશ છે. હવે એ સઘળાથી ભિન્ન જે વિશ્વનો સાક્ષી છે તે **સત્, ચિદ્દ, આનંદરૂપ** છે અને તે ઈશ્વરનો લક્ષરૂપ છે. એવી રીતે કાર્યકારણઉપાધીના ભેદથી, જીવ-ઈશ્વરનો ભેદ ગણાયછે. પરંતુ વસ્તુથી લેશ માત્ર ભેદ નથી એવું છાંદોગ્ય ઉપનિષદ્માં ઉદ્દાલકે શ્વેતકેતુને કહ્યું છે—

**श्रुतिः—कार्योपाधिर्भवेज्जीवः कारणोपाधिरीश्वरः ।**
**कार्यकारणतां हित्वा, पूर्णबोधोवशिष्यते ॥**

એવી રીતે કાર્યઉપાધીથી જીવ થવાયછે અને કારણઉપાધીથી ઈશ્વર થવાયછે. એવો કાર્યકારણનો પૂર્ણ બોધ કરેલો છે. તે છતાં એ બેઊ અંતે ભિન્ન નથી આવી રીતના દ્રઢ નિશ્ચયરૂપ જ્ઞાનાવસ્થાનું નામ **તુર્યાવસ્થા** કેહેવાયછે. એ તુર્યાવસ્થાની કાંઈક વિશેષ સૂચના આ પ્રસંગે આપ્યાથી વિશેષ લાભ થઈ શકશે.

હવે સ્થૂળદેહનો ત્રીજો પડદો અથવા આવરણ બંધ કરવાથી આત્મારૂપી દીપકના સર્વે પ્રકાશો બીજા પડદામાં યથાર્થ પડેછે. એ પડદો તુર્યાવસ્થાનો કેહેવાયછે. એમાં જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ વિગેરે અવસ્થાઓ મિથ્યા દર્શાયછે. એવિષે શ્રુતિમાં કહ્યું છે જે—

**जाग्रत्स्वप्नसुषुप्त्यादि यत्प्रकाशेत् प्रपंच्यते ।**
**तद्ब्रह्माहमिति ज्ञात्वा सर्वबंधैः प्रमुच्यते ॥**

એટલે **જાગ્રત્**, **સ્વપ્ન** અને **સુષુપ્તિ** વિગેરે અવસ્થાઓ જે પ્રકાશેછે તે અવસ્થારૂપ સ્થિતિમાં હું **બ્રહ્મ** છું, એવું અપરોક્ષ અથવા પ્રકટ જ્ઞાન થવાથી સર્વે બંધનથી છુટેછે. આ સ્થાને પ્રકાશનારી જ્યોતિ એ સઘળી અવસ્થાઓને પ્રકાશિત કરેછે. આ જ્યોતિ, રક્તવર્ણની હોયછે. એ **તુર્યાવસ્થામાં** ઉપર કહેલી ત્રણે અવસ્થાની વિશ્રાંતિ કરેછે, અને જ્યોતિ એ સ્થાનમાં જ્યારે જુદિજ કૃતિ કરવા માંડેછે, ત્યારે એનેવિષે સુખ, દુઃખ, જડ, ચૈતન્ય, સત્, અસત્ વિગેરે કાંઈ દર્શાતું નથી, તથાપિ એ જ્યોતિનો દેખાવ વિદ્યારૂપ હોયછે. તે સમયે એનો ભાસ સુવર્ણ અને રૂપાના જેવા કાંઈક ચટાપટાથી વિંટળાયલો છતાં એ જ્યોતિનો આકાર પાણીના કુઆરાના જેવો હોયછે અને તેમાંથી અતિ સૂક્ષ્મ અસંખ્ય તેજનાં ટીપાંઓ ઝગઝગતાં એક ઉપર એક અગ્નિની ચીણગારીની પેઠે સર્વે દિશાઓમાં ઉડતાં અથવા દિપકના જેવાં અનેક મોગરાના આકારમાં ઉપર કહેલા જ્યોતિરૂપ કુઆરાથી નીકળી તેની આસપાસ ઉડીને પુનરપિ તે જ્યોતિમાં સમાઈ જતાં અને છુટાં પડતાં દેખાયછે. એજ મોગરાઓ સર્વે બ્રહ્માંડોના અનેક આકારોની આકૃતિમાં વ્યાપી સૃષ્ટિકૃત્ય કરેછે.

આ સ્થાનમાં આપણી અવિદ્યાની કૃતિસંબંધી કાંઈક જુદા પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત થાયછે. આ જ્ઞાનમાં અતિસૂક્ષ્મ બીજરૂપે જીવ, શિવ, પ્રકાશ, અંધકાર, હું, તું, ધર્મ, કર્મ, વર્તમાન, ભૂત અને ભવિષ્ય વિગરેના કાલનું જ્ઞાન પ્રાપ્ત થાયછે. એ જ્ઞાન આપણી પ્રથમ અવિદ્યાની કલ્પનાશક્તિની સ્ફુર્ણાની કાંઈક ગ્રંથિ અથવા ગાંઠ પડેલી હોયછે તેમાં રહેલું હોયછે. આ ગ્રંથિ અથવા બીજ અવિદ્યાના મૂળમાં જડચૈતન્યના મિશ્રિતપણાથી થયેલું હોયછે. તેથી એજ ગ્રંથિ આપણને જાગ્રતાદિ અવસ્થાઓમાં જડ, ચૈતન્ય વિગેરે દ્વંદ્વ પ્રકારની શૈલી એકજ જ્યોતિના સ્વરૂપમાં દર્શાવેછે. અને એનાજ સ્વભાવથી આપણેવિષે ઉત્પન્ન થતિ કલ્પના, હા, ના, સત્ય, અસત્ય એવા ઉલટસુલટ ભાવાભાવથી દ્વંદ્વ પ્રકારથી પ્રત્યેક ક્ષણે ઉત્પન્ન થયાં કરેછે. આ ગ્રંથિના સંયોગથી અવિદ્યાનો દેખાવ આ જગતમાં દ્વંદ્વ આકારે પ્રતીત થાયછે, અને એનેવિષે અવિદ્યા સ્થિર થવાથી અહંકાર પ્રકટ થાયછે. એ અહંકાર સર્વે પ્રકારના શબ્દાદિની ઉત્પત્તિ કર્યા કરેછે, માટે અવિદ્યારૂપી સ્ફુર્ણા દ્વંદ્વાકારે સ્ફુર્યા કરેછે. એજ કારણથી ન્યાય, મીમાંસા અને વૈશેષિક વિગેરે શાસ્ત્રોમાં એવું કહ્યુંછે જે, કાયાનેવિષે સ્ફુર્ણારૂપે સ્ફુરનારો જે કોઇક **સંકેત** છે તે સંકેત કાંઇક ઈશ્વરી છે અથવા તો તેજ ઈશ્વર છે. એ સ્ફુર્ણાનો પ્રવાહ અખંડ રાખનાર સંચિતકર્મ છે,

અથવા ઇશ્વરની કળા છે. એવિષે વેદાંતશાસ્ત્રમાં કેહેછે જે એ સ્ફુર્ણારૂપમાં સ્ફુરનાર જે પ્રેરણારૂપ વસ્તુ છે તેને **પ્રજ્ઞાનબ્રહ્મ** કહ્યો છે. તેથી સત્ય જોતાં એ પ્રજ્ઞાનનીજ કૃતિ છે. આજ કારણથી **પ્રજ્ઞાનરૂપ બ્રહ્મ** હું છું એવા અપરોક્ષજ્ઞાનમાં દૃષ્ટિ રાખવાથી વિદ્યારૂપ અથવા **આત્મારૂપ** થવાયછે. અને એ દ્રષ્ટાના ત્યાગથી અને અવિદ્યારૂપ સ્ફુર્ણાના સ્ફુરવાથી અનેક કલ્પનાની ઉત્પત્તિ થયા કરેછે, ત્યારે અવિદ્યાની અનેક વૃત્તિઓ આ સૃષ્ટિમાં અસંખ્ય આકારે પ્રકટ થયેલી ભાસેછે. તેમાં પ્રથમ ઉત્પન્ન થયેલી કલ્પનાના સર્વે ભાવાભાવો ભ્રમણ કરેછે. આ મૂળતત્ત્વથી આપણી કલ્પના આપણને અનેક વૃત્તિના આકારે અહોનિશ જણાયા કરેછે, તેથી આ સ્થૂળદેહવાળી સૃષ્ટિમાં અનેક આકારો આપણી વૃત્તિએજ ધારણ કરેલા કેહેવાયછે. હવે વિદ્યારૂપ સ્થિતિમાં અવિદ્યાનો ત્યાગ થવાથી જીવ અને ઇશ્વરનો ભેદ દર્શાતો નથી; તેમજ સ્વજાતીય, વિજાતીય અને સ્વગત એનો ભેદ રેહેતો નથી. એમાં બ્રાહ્મણ અને બ્રાહ્મણ સ્વજાતીય છે, તથા બ્રાહ્મણ અને શૂદ્ર વિજાતીય છે. તેમ વૃક્ષ અને વૃક્ષ સ્વજાતીય તથા પાષાણ અને વૃક્ષ વિજાતીય. તેમજ હસ્તપાદાદિક જે અંગ તે સ્વગત કેહેવાયછે. તેમજ શાખા, પત્ર, ફળ, ફૂલ જે છે તે વૃક્ષમાંજ સ્વગત ભેદરૂપ છે. આની રીતના ત્રણે પ્રકારના ભેદો **બ્રહ્મ**માં નથી; કેમકે **બ્રહ્મ** જેવું બીજું કાંઇજ નથી, તેથી તે સ્વજાતીય નથી, તેમ અંતે **બ્રહ્મ**થી વિજાતીય પણ કાંઈ નથી. તેમજ **બ્રહ્મ**માં હસ્તપાદાદિક અંગ પણ નથી, તેથી સ્વગત ભેદરહિત **બ્રહ્મ** છે. અર્થાત્ **આત્માવિષે જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ** અને **તુર્યા** વિગેરે અવસ્થાઓના ભેદ નથી. માટે એ ભેદો, અવિદ્યાકૃત હોવાથી મિથ્યા છે.

આ વિદ્યામય તુર્યરૂપ **બ્રહ્મ**નાં છે, એ બ્રહ્મમય તુર્ય પ્રણવરૂપ અક્ષર**બ્રહ્મ** કેહેવાયછે. એમાં પ્રણવરૂપ જે **ૐકાર** તેના ચાર પાદ છે. એ પાદોને અભેદભાવે ચિંતન કરી લય કરવા. તેમાં હું બ્રહ્મ છું એવી ઐક્યરૂપ વૃત્તિમાં સ્થિર થઇ રેહેવું. તેથી અવિદ્યાકૃતિનો ક્ષય થાયછે. ત્યાં શ્રુતિ છે ૐ**कारं पादतो ज्ञात्वा न किंचिदपि चिंतयेत् । तस्य न भयं क्वचिदिति ॥** એટલે ૐકારના નામપ્રણવમાં **અકાર**, **ઉકાર**, **મકાર** અને અર્ધમાત્રા એવા ચાર પાદ છે. **સોજ્ઞાત્વા** એટલે એપ્રમાણે **આત્મા** અને **બ્રહ્મ** એના પણ ચાર પાદ છે. તેને અભેદરૂપ જાણી તેનેવિષે અનુકૂળવૃત્તિનું અનુસંધાન કરવું. એમાં બીજું કાંઇ પણ ચિંતન કિંચિત્માત્ર પણ કરવું નહિ. એવા પુરૂષને કોઈ પણ પ્રકારનો કિંચિત્માત્ર પણ ભય થતો નથી; માટે **ૐકાર**, **આત્મા**, અને **બ્રહ્મ** એ ત્રણેના પાદોને એકત્ર જાણી તે પાદનો ક્રમમાં લય ચિંતન કરીને જો

**શુદ્ધબ્રહ્મ**ની **અહંપ**ણાના ભાવે ઉપાસના કરે તો, તે અંતે પરમદને પામેછે. આ પદોનો લય કરવાની અલ્પ સૂચના આપીયે. હવે પ્રથમ **અકાર, ઉકાર, મકાર** અને **અર્ધમાત્રા** એ ચારે પાદ ૐકારના છે. તેમજ **વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ** અને **ત્વંપદ**નો લક્ષરૂપ જે **જીવ** એ ચાર પાદ **આત્મા**ના છે. વિરાટ, હિરણ્યગર્ભ, ઈશ્વર અને તત્પદનો જે લક્ષ્યરૂપ ઈશ્વરસાક્ષી એ ચાર પાદ બ્રહ્મના છે. તેમાં પ્રથમ જે વિરાટ એટલે સમષ્ટિ સ્થૂળઉપાધિસહિત, જે ચૈતન્યરૂપ છે તે **બ્રહ્મ**નું પ્રથમ પાદ છે. એજ **આત્મા**નું પ્રથમ પાદ છતાં વ્યષ્ટિ સ્થૂળઉપાધિના અભિમાનીને વિશ્વરૂપથી અભેદ જાણી તેમાં લય કરવું. એ વિરાટનાં શાસ્ત્રમાં સાત અંગ કહ્યાં છે. તેમાં પ્રથમ સત્યલોક તેની મુર્દ્ધની છે, સૂર્ય તેનું નેત્ર છે, વાયુ તેનો પ્રાણ, વેદ તેનો શ્વાસ, આકાશ જેનું ધડ, સપ્તસિંધુ તેનું જળાશય છે, અગ્નિ મુખ, સપ્ત પાતાળ તેના પાદ છે, એ સપ્ત અંગ વિરાટનાં કહ્યાં છે. આ વિરાટ વિશ્વરૂપ થવાથી વિશ્વનાં સપ્ત અંગ કેહેવાયછે. એજપ્રમાણે ચાર અંતઃકરણ, પંચપ્રાણ અને દશે ઈન્દ્રિયો મળી ઓગણીશ વિરાટનાં મુખ કહ્યાં છે. એ વિરાટનો વિશ્વમાં લય કરવો. કેમકે, વિરાટ અને વિશ્વની સમષ્ટિ, વ્યષ્ટિ એ બેઉ જડ ઉપાધિવાળી હોવાથી એકરૂપ છે. તેમજ હિરણ્યગર્ભ અને તૈજસને પણ એક જાણી લય કરવો. કેમકે હિરણ્યગર્ભની સમષ્ટિ સૂક્ષ્મ ઉપાધિવાળી હોવાથી તે **બ્રહ્મ**નો બીજો પાદ છે. તેમ તૈજસવ્યષ્ટિ સૂક્ષ્મ ઉપાધિવાળી હોવાથી તે **આત્મા**નો બીજો પાદ છે, માટે તેમાં લય કરવો. વળી અવ્યાકૃતરૂપ જે ઈશ્વર, તે કારણઉપાધિવાળો **બ્રહ્મ**નો ત્રીજો પાદ છે, તે છતાં વ્યષ્ટિ અજ્ઞાનરૂપ જે બુદ્ધિ તેને ઉપાધિમાં લય કરવો, એ ઈશ્વરસાક્ષી જે **બ્રહ્મ** તેનો ચોથો પાદ છે. અને તેમાં જીવસાક્ષી ઈશ્વરસાક્ષીસહિત એકરૂપથી રહેલા હોવાથી, એ બન્નેની ઐક્યતા થાયછે. એવી રીતે **બ્રહ્મપાદ**નો ઐક્યતારૂપ લય **આત્મા** સાથે થાયછે. તેપ્રમાણે આત્માના ચારે પાદનો લય ૐકારના ચારે પાદમાં થાયછે. તે એવી રીતે-જાગ્રત્ અભિમાની જે વિરાટરૂપ વિશ્વ તેમાં **ૐકાર**ના **અકાર**ને અભેદ જાણી લય કરવો. તેમ **સ્વપ્ન**ના અભિમાની જે હિરણ્યગર્ભ તૈજસ તેને **ૐકાર**નો જે બીજો પાદ **ઉકાર** તેમાં અભેદ જાણી લય કરવો, તેવી રીતે **સુષુપ્તિ** અભિમાની ઈશ્વરરૂપ પ્રાજ્ઞનો ૐકારનો જે ત્રીજો પાદ **મકાર** છે તેમાં લય કરવો. એવી રીતે **બ્રહ્મ** ને આત્માનો પેહેલો પાદ સમષ્ટિવ્યષ્ટિરૂપ અંગ, મુખ, અને ત્રિપુટીરૂપ ઉપાધી, એ સઘળાંનો ૐકારના પ્રથમ પાદમાં લય કરવો. તેજપ્રમાણે બ્રહ્મ, જે કે આત્માનો બીજો પાદ હિરણ્યગર્ભરૂપ

તેજસ તેને ઉપાધિસહિત એજ ૐકારના ઉકારરૂપ બીજા પાદમાં લય કરવો. તેજપ્રમાણે ૐકારને ત્રીજો પાદ **મકાર** તેમાં લય કરવો. એમ કર્યા પછી એ સર્વે લયરૂપ કૃતિ અને **બ્રહ્મ**નો ચોથો પાદ જે વિશ્વસાક્ષી, અને **આત્મા**નો ચોથો પાદ **જીવ**સાક્ષી અને ૐ**કાર**નો ચોથો પાદ અર્ધમાત્રારૂપ **તુર્યપદ**, એ સઘળાંને એક રૂપ જાણી એકત્ર કરવાં. પછી એ એકત્ર કરેલાં **બ્રહ્મ, આત્મા** અને ૐ**કાર**ના **ત્રણે** પાદો, એ સર્વેનું મૂળ જે ચૈતન્ય અથવા ચોથો પાદ તેમાં લય કરવાથી જ્યારે એ લય કરેલું ચૈતન્ય ઐકયરૂપથી એકત્ર થાયછે, ત્યારે **વિદ્યારૂપ તુર્ય** પ્રકાશેછે. આ સમયે એક **અખંડ, નિરાકાર, નિરંજન,** એવું જે અચંચળ તત્ત્વ તે પોતાના કોઇજ નહિ એવા અસ્તિત્વ આકારમાં ભાસેછે. આવા ભાસના સમયે આપણે કેવળ આકાશના પડદામાં એટલે અવિચળ સ્થાનમાં રહેલા છઇયે.

જ્યારે આપણે આકાશના પડદામાં સ્થિત થયેલા હોઇયે, તે સમયે અગ્નિરૂપ પડદો બંધ થયેલો જણાયછે. તે પ્રસંગે **આત્મરૂપી દીપકની જ્યોતિ**ના પ્રકાશવિષે પંચમહાભૂતો દર્શાયછે. કેમકે એ **જ્યોતિ** પંચમહાભૂતવિષે વ્યાપી રહેલી હોયછે, અથવા એ **જ્યોતિ**નું સ્વરૂપ પંચમહાભૂતમય થઈ રહેલું હોયછે, તેથી તે **પંચમહાભૂત જ્યોતિમય** જણાયછે. તે છતાં જ્યારે એ જ્યોતિ સર્વે સ્થાનોમાં ગમન કરતી નથી, પણ પોતાના સ્થાનમાં સ્થિર હોયછે, ત્યારે આપણે દેહાતીત દેખાઇયે છઇયે. તે પ્રસંગે કાયારૂપી બ્રહ્માંડમાં સર્વત્ર એકજ જ્યોતિ વ્યાપેલી જણાયછે, અને પંચભૂત વિગેરે કાયા અથવા જગત્ એમાનું કાંઈજ દેખાતું નથી. આ ઉપરથી વેદાન્તમાં સર્વત્ર **એકજ જ્યોતિ** વ્યાપી રહેલી છે એવું કહેલું છે, તે અનુભવીને સત્ય જણાયછે. આ સતરૂપ જ્યોતિ **બ્રહ્મ** છે. તેમાં કાયા અને સૃષ્ટિ એમાંનું કોઈજ દેખાતું નથી. માટે એ બંને મિથ્યા છે. જ્યારે એ મિથ્યા છે, ત્યારે એ કેવળ અવિદ્યારૂપ છે, કેમ જે અવિદ્યા એટલે જે સત્ય વિદ્યા નહિ તે અથવા કાંઈ નહિ એવી જે વિદ્યા તે અવિદ્યા છે. અર્થાત્ સૃષ્ટિ અસત્ય અને મિથ્યા છે. અને સત્ય **એક બ્રહ્મ**જ છે. એઉપરથી **सत्यं ब्रह्म जगत् मिथ्या** એ જે મહાસમર્થ **શંકરસ્વામીયે** કહ્યુંછે તે સત્ય છે. એ શિવાય સઘળાં ષડ્શાસ્ત્રને પણ અંતે સિદ્ધાંત એવોજ છે. એવું નિષ્પક્ષપાતી સત્ય જ્ઞાનીને જણાયછે. માટે ઉન્નતિ પામેલા **બ્રહ્મજીજ્ઞાસુ** કોઇ પણ રીતે પક્ષાપક્ષી કરતા નથી. અને ઘણું કરી સઘળા વિદ્વાનો સર્વમાં સારરૂપ શિરોમણી જે **વેદાંતશાસ્ત્ર** તેને અનુસરી ચાલેછે. તેથી આ સર્વત્ર એકજ **જ્યોતિ**ના દેખાવને જે વેદની **શ્રુતિ** નમન કરેછે.

તે સુરત સનાતન ધર્મસભા તરફથી પ્રસિદ્ધ થયેલા **રાજઋષિ** ગ્રંથમાં દર્શાવેલું છે. તે એવી જે **यो देवोऽग्नौयोऽप्सु यो विश्वं भुवनमाविवेश । य ओषधीषु यो वनस्पतिषु तस्मै देवाय नमो नमः ॥** એટલે જે દેવ અગ્નિવિષે, જળમાં અને આ વિશ્વમાં વ્યાપક છે, તે છતાં તે દેવ ઔષધી અને વનસ્પતિ વિગેરેમાં પણ વ્યાપક છે, તે દેવને વારંવાર **નમસ્કાર** કરૂંછું. એવી મહા અદ્ભુત **બ્રહ્મરૂપ જ્યોતિ** છે. આ સ્થિર જ્યોતિ જ્યારે ચલિત થાયછે, ત્યારે આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી એ પંચભૂતોવાળો દેહ પ્રગટ થઈ આવેછે. જ્યારે તે સ્થિર હોયછે, ત્યારે એ પંચભૂતવાળો દેહ પ્રગટ થતો નથી પણ એકજ **અજ, અમૃતરૂપ, કૂટસ્થ, આત્મા** શેષ રેહેછે. આનો સાક્ષાત્કાર થવાસારૂ. યોગાત્માઓ સર્વે ઇન્દ્રિયોનો નિગ્રહ કરી કલ્પનારહિત થઇ અથવા પોતાના શ્વાસને કાયામાં સ્થિર કરી અથવા આકર્ષણ કરી આકાશભૂતમાં સ્થિર રેહેછે તે સમયે તેને કાયાનું જ્ઞાન રેહેતું નથી. આવી સ્થિતિને **ભૂમાની** સ્થિતિ અથવા સમાધિ કેહેછે. પૌષ વદ ૧૦ રવિવાર, સંવત્ ૧૯૪૪.

---

## ભૂમાદર્શન.

ભૂમાનાં દર્શન થવાને સમયે આપણો સ્થૂળ દેહ કાષ્ઠવત્ પડી રહેલો જણાયછે. અને આપણો શ્વાસ, ગુદા, નાભિ, હૃદય, કંઠ **અને** તાળુ એ ચક્રોનો સંબંધ છોડી છેક છઠું ચક્ર જે **બ્રહ્મરંધ્ર** તેમાં સ્થિર થાયછે. તે સમયે આપણી કાયાનું સર્વે ચૈતન્ય એકત્ર થઈ **બ્રહ્મરંધ્ર**માં સ્થિર થયેલું જણાયછે. અને આપણો શ્વાસ સ્થૂળ દેહવાળા જગતમાં ભ્રમણની પેઠે બાહેર ચાલતો જણાતો નથી; પણ કાયામાંજ ગમન કર્યા કરેછે. તેથી જગતના લોકો તેને મરણ પામેલો જાણેછે. આવી શ્વાસની ઉલટ ગતિને **સંયમ**પ્રાપ્તિ કહી છે. આ સમયે કાંઈજ દેખાતું નથી, પરંતુ અતિ અંધકારમય વિચિત્ર ચમત્કૃતિના અલૌકિક અને આશ્ચર્યકારક સ્થાનમાં આપણે ગયેલા જણાઈયે છૈયે. આવા ભાસના પ્રારંભમાં **આત્મારૂ**પી દીપકની **જ્યોતિ**, સૂર્ય, ચંદ્ર, અગ્નિ, તારા, વિદ્યુત વિગેરેની જ્યોતિ કરતાં ભિન્ન પ્રકારની મહાન્ વિલક્ષણ તેજોમય **જ્યોતિ**થી પ્રકાશતી જણાયછે. આ **જ્યોતિ**ના પ્રકાશો શ્યામ, શ્વેત, નીળા, પીળા, રક્ત વિગેરે પચરંગી દેખાવમાં ઘટાકારથી પોતે પોતામાં એકત્ર થઇને આશ્ચર્ય કૃતિથી ચક્રાકારે સર્વે દિશામાં ગમન કરતાં જણાયછે; તે છતાં એ, જેવી રીતે ફરેછે, તેવીજ રીતે આપણે પણ

એની સાથે ફરતા ફરીયે છઇયે. આવી રીતે ઐકયતાથી ફરવાથી, આપણે સર્વેમાં એકયરૂપથી વ્યાપક થયેલા જણાઇયે છઇયે. એ સ્થાને મહાન્ સુખ પ્રાપ્ત થાયછે. એવિષે શ્રુતિમાં કહેલું છે **यो वै भूमा तत् सुखं नाल्पे सुखमस्ति भूमैव सुखं भूमात्वे विजिज्ञासितव्यः** એટલે જે **ભૂમા** છે, જે મહાન છે, તે સુખરૂપ છે. ક્ષુદ્ર પદાર્થમાં સુખ નથી, માટે **ભૂમા** ઈશ્વરજ સુખમય છે. તેથી એને જાણવાની જીજ્ઞાસા રાખવી. આ **ભૂમા**રૂપ કાંઈજ નહિ, એવા નિરાકાર અચંચળ સુખરૂપ, અમૃતમય, અસ્તિત્વ સ્વરૂપમાં દ્વિતીય પદાર્થ નથી. પણ પોતે પોતાના અવિભાજ્ય સ્વરૂપમાં અખંડ સ્થિર છે. ત્યાં શ્રુતિ—

**अशब्दमस्पर्शमरूपमव्ययं तथारसं नित्यमगन्धवच्च यत् ।**
**अनाद्यनन्तं महतः परं ध्रुवं विज्ञाय तं मृत्युमुखात् प्रमुच्यते ॥**

એટલે જેમાં શબ્દ, સ્વર્શ, રૂપ, રસ, ગંધ અને ક્ષય નથી, પણ જે અનાદિ અનંત મહત્‌થી પણ મહત્ નિત્ય અને નિર્વિકાર છે, તેને જાણી, જીવ મૃત્યુથી મુક્ત થાયછે. અર્થાત્ **ભૂમા**રૂપ અવિભાજ્ય, કૂટસ્થ, નિર્વિકાર, અસંગ ચૈતન્યરૂપ **આત્મા** સર્વનો દ્રષ્ટા સાક્ષી છે. એનો દ્રષ્ટા બીજો કોઈ નથી. આ દ્રષ્ટાની દૃષ્ટિ નિત્ય છે. એ અવિદ્યાકૃત અનાત્મ વસ્તુરૂપ મિથ્યા દેહાદિક જગત્ નિત્ય ભાસેછે; પરંતુ એ, જે બાહ્યભાસ પ્રતીત થાયછે, તે પ્રતીત થયેલો ભાસ ભ્રાંતિમાત્ર છે. ત્યાં શ્રુતિ— **प्रत्यक्सुखैव पराक् प्रतीयते,** એટલે આવું જે અંતર સુખ છે, તે જે બાહ્ય પ્રતીત થાયછે, પરંતુ બાહ્ય સુખ અંતરમાં વ્યાપક થયેલું નથી. તેથી એ સુખ **આત્માના** સુખથી સુખરૂપ ભાસેછે.

આ સ્થાનનું સુખ અતિ દુર્ઘટ અને દુર્લભ છે. અગર જો આપણા દેહોમાં વ્યાપેલી સર્વે શબ્દોની ઉત્પત્તિ કરનાર જે સ્ફુર્ણા રહેલી છે, તે સ્ફુર્ણારૂપી પરાવાચાનેવિષે જે બાવન અક્ષરોની મેળવણીથી જે અસંખ્ય શબ્દોદ્વારા અનેક અંતરના ભાવોના સુખને, એ સ્ફુર્ણા દર્શાવી શકેછે. તે છતાં **આત્મસુખ**નું વર્ણન કરવાસારૂ એનેવિષે કોઈ પણ જાતનો શબ્દ ઉત્પન્ન થયેલો આપણને જણાતો નથી. તેમજ એ સુખને દર્શાવવાની એનેવિષે કોઈ પણ જાતની શક્તિ નથી. માટે આપણે નિરૂપાય થઇ તે સુખના આનંદમાં નિમગ્ન થઈ રેહેવું પડેછે. સારાંશ એટલોજ કે જ્યારે એ સુખનું વર્ણન આપણાથી યથાર્થ રીતે થઇ શકતું નથી, ત્યારે તે **આનંદને સ્વઅનુભવથી** મનમાં સમજી બેશી રેહેવું યોગ્ય લાગેછે. કારણ કે એ નિરાકાર નિરંજન સ્વરૂપની આનંદમય કૃતિના અસ્તિત્ત્વના દેખાવનેવિષે સમાધિનિષ્ઠ યોગીયો નિર્વિકલ્પપણાથી

**નિજાત્મક** સુખનો અનુભવ કરેછે. એ સુખમાં કોઇપણ પ્રકારના વિષયનો સંબંધ રહેલો નથી, તેથી **આત્મા** જે સુખરૂપ છે પરંતુ એ સુખ અને આનંદ ચંચળવૃત્તિમાં પ્રાપ્ત થતું નથી. આ **નિજાત્મક** સુખરૂપ **ભૂમા** સર્વે અવસ્થાઓમાં સાક્ષીરૂપ છે અર્થાત્ **तूरियं इति** એટલે ભૂમારૂપ પ્રત્યયનો અર્થ **તુર્યા** સાક્ષી પણ થાયછે. કેમકે **સ્થૂળ, સૂક્ષ્મ,** કારણ, અને **મહાકારણ** એ દેહચતુષ્ટય અને **જાગ્રત્, સ્વપ્ન,** સુષુપ્તિ અને **તુર્યા** એ ચારે અવસ્થાનો જાણનાર જે સાક્ષી **આત્મા** છે તેજ **ભૂમા** શબ્દનો સત્ય અર્થ છે.

સાક્ષીના સમીપ, ચૈતન્ય અને ઉદાસી એવાં ત્રણ લક્ષણ કેહેવાયછે. **ભૂમારૂપી** સાક્ષી **આત્મા** કેહેવાયછે, તેથી આત્માવિના કોઈ અન્ય દ્રષ્ટા નથી.' .તે શ્રુતિમાં પણ કહ્યું છે. **नान्योतोस्ति द्रष्टेति.** એટલે **આત્માથી** બીજો દ્રષ્ટા કોઈ નથી. આત્મા સર્વનું નિજસ્વરૂપ છે. તે છતાં એ સર્વેના જાણવામાં આવતો નથી. ત્યાં શ્રુતિ–**मनोवागतीतः** એટલે મનથી અગમ્ય છે, અને વાણીથી અગોચર છે. તેથી કોઈ તેને જાણી શકતું નથી. કેમકે સાધારણ નિયમપ્રમાણે જે વસ્તુ દીઠી અને સાંભળી નહિ હોય તેનું વર્ણન મન, બુદ્ધિથી થઈ શકતું નથી, માટે **આત્મા** વાણી અને ઇન્દ્રિયોનો વિષય નથી. કેમકે **આત્માવિષે** તેવો, કેવો વિગેરે શબ્દોથી ઉચ્ચાર થતો નથી. **આત્મા અસંગ, નિરંજન,** અને **નિર્વિકાર** છે, તેથી એનેવિષે પંચભૂત, સૂર્યાદિ ગ્રહો, સ્ફુરણાદિ શબ્દો, વૃત્યાદિ કૃતિયો, કર્માદિ ભાસો, ત્રિપુટીઓ અને જડચૈતન્યાદિ દ્વંદ્વ શૈલીયો વિગેરે કાંઈજ નથી. સારાંશ એટલોજ કે કોઈ પદાર્થનો એમાં ભાસ નથી. આવા ભાસરૂપ આનંદમય **આત્મસુખના** ઐશ્વર્યે આગળ આ વિશ્વના સર્વે પ્રાણીમાત્રોને જે સુખો પ્રાપ્ત થાયછે, તે સઘળાં સુખો તૃણવત્ જણાયછે. એ ઉપરથી સ્પષ્ટ કેહેવાયછે કે, ઉપલા આત્મસુખમાંથી કિંચિત્માત્ર સુખ સર્વ જગતમાં આચ્છાદન થયેલું છે. તે છતાં આપણો દેખાવ એ કૂટસ્થરૂપ **ભૂમાનેવિષે** આ સ્થૂળદેહવાળા જગતમાં સઘળા આકારોથી ભિન્ન, અગોચર, અસંગ, શુદ્ધ ચૈતન્યરૂપે અખંડ દૃશ્યમાન પોતે પોતાના સ્વરૂપથી સ્થિર થયેલા સર્વેથી ન્યારા રૂપમાં દર્શાયછે. જેમ કાદવમાં વિંટલાયલો હીરો તેમાંથી છુટો કર્યાથી તે પ્રકાશમાન દેખાયછે, તેમ આપણો **આત્મારૂપી** હીરો કાદવરૂપી પંચભૂતની કાયાથી પૃથક્ સમજ્યાથી તે પ્રકાશમાન જણાયછે. વળી જેમ સર્પ પોતાની કાંચળી કાયા ઉપરથી ઉતારી નાંખેછે, તેમ આપણો આત્માં કાયારૂપી કાહાડેલી કાંચળીની દૃષ્ટિમાં જે સમયે જણાયછે તે સમયે સર્વત્ર **નિરાકાર, નિરંજન** એવા **આત્માનાં** અસ્તિ-

ત્વનું આચ્છાદન ભાસેછે. આ ભાસેલા આચ્છાદનમાં અવિભાજ્ય સ્વરૂપે **આત્મા** પોતાના નિર્વિકાર સ્વભાવથી સ્થિર થઈ સુષુપ્તવત્ રેહેછે. તે શ્રુતિમાં કહ્યું છે.

**न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः ।**
**न मुमुक्षुर्न वै मुक्त इत्येषा परमार्थता ॥**

એટલે સત્ આત્માંના ભૂમા સ્વરૂપમાં **નિરોધ** એટલે પ્રલય અથવા ઉત્પત્તિ નથી. **બદ્ધ** એટલે સંસારી જીવપણું, અથવા **સાધક** એટલે મોક્ષનું સાધન કરવાપણું અથવા **મુમુક્ષુ** એટલે બંધનથી છૂટ-વાની અભિલાષા અથવા **મુક્ત** એટલે બંધનથી છૂટેલા સ્વતંત્રપણાનો વિચાર એ સઘળાંમાંથી કાંઈજ હોતું નથી. એવી સ્થિતિમાં ઉત્પત્તિ અથવા પ્રલયનો અભાવ રહેલો હોયછે, તેથી તેમાં બદ્ધાદિક નથી માટે એ સ્વરૂપમાત્ર પરમાર્થરૂપ કેહેવાયછે.

આવા પ્રકારની પરમાર્થરૂપ અવિનાશી પૂર્ણ અમૃતરૂપ સ્થિતિમાં રેહેવાથી, આપણે પોતેજ **આત્મરૂપ** દર્શાઇયે છૈયે. ત્યાં એક મંત્ર છે.

**बृहच्च तद्दिव्यमचिन्त्यरूपं सूक्ष्माच्च तत् सूक्ष्मतरं विभाति ।**
**दूरात्सुदूरे तदिहान्तिके च पश्यत्स्विहैव निहितं गुहायाम् ॥**

એટલે જે પ્રસંગે સત્યાદિ સાધનોયે કરી જે બ્રહ્મપદ પ્રાપ્ત થયેલું છે, તે સર્વત્ર વ્યાપ્તમાન છે. તે પ્રસંગમાં બ્રહ્મ મહાન્ કેહેવાયછે. અથવા સ્વપ્રકાશવાન છતાં ઇન્દ્રિયોથી અગોચર હોવાને લીધે, અચિં-ત્યરૂપ મનાયો છે. અથવા આકાશાદિકના રૂપ કરતાં પણ અતિ સૂક્ષ્મ છે, માટે એ સર્વેનું કારણ છે. એનો સૂર્ય ચંદ્રાદિક આકારોમાં અનેક પ્રકારનો પ્રકાશ ભાસેછે. તે છતાં અજ્ઞાનીઓને તે અગમ્ય હોવાથી અત્યંત અંતરે છે. અને જ્ઞાનીઓનો તે આત્મા થઈ સર્વાંતર ભાસવાથી તેમના સ્થૂળ દેહના આકાશ ભિતર અતિ સમિપ છે. તેથી આ સ્થાનમાં ચૈતન્યપુરૂષ બુદ્ધિરૂપી ગુફામાં સ્થિર હોવાથી, દર્શન આદિક ક્રિયાવાળો થવાનેલીધે તેને યોગી પુરૂષોયે યથાર્થ જાણેલો છે.

આવી રીતના **બ્રહ્મ**સ્વરૂપના જ્ઞાતા યોગીયોની વૃત્તિ **આત્મરૂપ** થ-વાથી પોતાને સર્વજ્ઞ અજત્વવાળા અમરપણાને પામેલા જાણેછે. એ સ્થિતિના જ્ઞાનનું વર્ણન થઈ શકે એવું નથી માટે, તેથી એ પરમ સુ-ખના અનુભવની વાત બીજાને નહિ કેહેતાં પોતે મૌન્ય રહેછે. કેમ જે એ સુખ અને આનંદ માત્ર સ્વઅનુભવથી યથાર્થ જણાઈ શકેછે. આવી સ્થિતિમાં કદાપી યોગી ક્ષણવાર રહ્યા એવું પોતાને જણાય તો જગતનો એક માસ અથવા પક્ષ જેટલો કાળ થાયછે. જે પ્રમાણે

સૂર્યનું કિરણ બહાર નિકળ્યા પછી પાછું તેમાં લીન થાય તો તે કિરણનું તેજ સૂર્યનાં તેજની સાથે એકત્ર થઈ જાયછે, તેથી તે તેનાથી ભિન્ન જણાતું નથી અને પોતેજ સૂર્ય થાયછે, એવીજ રીતે આપણા નિરાકાર નિરંજનરૂપ સત્યાકૃતિમય પૂર્ણ અસ્તિત્ત્વવાળા મૂળસ્થાનનાં સ્વસ્વરૂપમાંજ જ્યારે આપણી સઘળી વૃત્તિયો નિર્વિકલ્પપણાથી **ભૂમા**રૂપમાં સ્થિત થાયછે ત્યારે આપણેજ સર્વજ્ઞ, સર્વશક્તિમાન પોતેજ પોતાને **બ્રહ્મ** દર્શાઇયે છઇયે. તેથી તે સમયે આપણું જ્ઞાનરૂપ મહદ્દકૃતિસ્વરૂપના ભાસથી **અહં બ્રહ્માસ્મિ** એટલે **હું બ્રહ્મ** છું એ મહાવાકયનું જ્ઞાન આપણને આપોઆપ સ્વાભાવિકપણે સ્ફુરણથી પ્રકટ થઇ આવેછે અને પોતાનો દેખાવ નિરાકાર અસ્તિત્ત્વરૂપે પ્રકાશતો પોતાને જણાયછે. તે સમયે અવિદ્યારૂપ મિથ્યા સૃષ્ટિરૂપ દર્શન ત્રણે કાળે છે નહિ અને હતાં નહિ એવું પ્રત્યક્ષ જ્ઞાન થાયછે, તેથી આપણેજ **આત્મા** થયા ત્યારે એ આત્માનંદના આનંદનું વર્ણન થઈ શકે નહિ એ સ્પષ્ટ છે. વળી તત્ત્વસંપ્રદાયથી સર્વે પક્ષો જે તત્ત્વમાં ચૈતન્યપણું માનેછે, તે કેહેછે જે, સમાધિનિષ્ઠ સ્થિતિમાં જે કાંઈ દેખાયછે તેનું વર્ણન થઈ શકતું નથી; પરંતુ તે તત્ત્વમાં જડરૂપ સ્થિતિ હોવાને લીધે તેમાં એવા પ્રકારનું સામર્થ્ય હોતું નથી, પણ ચૈતન્યની ગતિ તત્ત્વોનેવિષે સ્વતંત્ર રહેલી છે, તેણે કરી **જાગ્રતથી ભૂમાપર્યંત** અનેક રચના આપણાથી જોઈ શકાયછે, તેથી ચૈતન્ય દેહથી ભિન્ન છે. તે છતાં એ ચૈતન્યનેવિષે દેહનું વ્યાપકપણું કોઈ કાળે નથી. તે છતાં તેવું ભાસેછે તેનું કારણ એ છે જે, ચૈતન્યના પ્રકાશોના આવર્જન અને વિસર્જનથી તે ભાસેછે. એ સ્વભાવને અવિદ્યા કહી છે. આ અવિદ્યા **શુદ્ધચૈતન્ય**માં તો રહેલીજ નથી. એવિષે સાંપ્રતકાળના તર્કજ્ઞાની વિદ્વાનો એવું કેહેછે જે, જ્યારે "કલોરોફોર્મ" દાકટરો સુંઘાડેછે ત્યારે કાયાનું ચૈતન્ય સઘળું અદર્શ થાયછે, તેથી એવું અનુમાન કરેછે કે સમાધિ અને બેશુદ્ધ અવસ્થામાં કાંઈ અંતર નથી પણ એકજ છે. પરંતુ એ વિષે સત્ય તત્ત્વજ્ઞાનીઓનો એવો સત્યસિદ્ધાંત છે જે, સમાધિવાળા પુરૂષો જ્યારે પોતાના શ્વાસને કાયામાં સ્થિર કરેછે, ત્યારે તે શ્વાસ **બ્રહ્મરંધ્ર**પર્યંત દેહનેવિષે ઘુમેછે, તેથી ચૈતન્યની પરીક્ષા થઈ શકેછે અને **આત્મા**નું યથાર્થજ્ઞાન, કૃતિ અને રચના એ સઘળાનું પ્રત્યક્ષ જ્ઞાન થઈ શકેછે. ઉપર કહેલું "**કલોરોફોર્મ**" જ્યારે સુંઘાડેછે, ત્યારે આપણો શ્વાસ કાયાની બાહેર રેહેછે, તેથી તે સમયે મનુષ્યની સ્થિતિ જડવત્ થાયછે, તેથી ચૈતન્યની પરીક્ષા થઈ શકતી નથી. એ ઉપરથી સ્પષ્ટ રીતે સિદ્ધ થાયછે જે ચૈતન્ય કાયાથી

ન્યારૂં છે, એવું અનુભવી માહાત્માઓથી સંશયરહિત સિદ્ધ થયેલું છે.

એ સઘળું છતાં હવે **આત્મચૈતન્ય** નિરાકાર છે કે સાકાર છે, એની અલ્પ સૂચના કરીયે. આ સૃષ્ટિના સર્વે ધર્મોમાં એવિષે અનેક વિચારોની યોજના કરેલી છે. એ ઉપરથી **આસ્તિક** અને **નાસ્તિક** એવા પ્રકારના અનેક મતપંથો પ્રકટ થયેલા છે. કેટલાએક **મૂર્ત્તિપૂજાથી** વિરૂદ્ધ જાયછે અને કેટલાએક તેને માન્ય રાખેછે. તેથી અનેક પક્ષો થયા છે. એનું કારણ એવું છે જે **આત્મચૈતન્યના** જ્ઞાનમાં એવો ચમત્કાર રહેલો છે કે, મનુષ્યની બુદ્ધિ ભ્રમિત થઈ જાયછે; પરંતુ નિશ્ચયાત્મક બુદ્ધિચૈતન્યના નિષ્પક્ષપાતી જ્ઞાનીઓને અનુભવઉપરથી એવું જણાયછે જે **આત્મસ્વરૂપનો** સ્વભાવ જોવા જતાં તે **નિરાકાર, નિરંજન, એક અદ્વૈત,** અને **નિરાલંબ** સ્થિતિમાં રહેલો છે. તે છતાં એ **નિરાલંબસ્થિતિરૂપ** સ્વરૂપજ આ જગદાકારમાં પ્રગટ થયેલું છે, અને તેજ **આત્મા** આ જગતરૂપે ભાસેછે. તે છતાં **આત્મસ્વરૂપની** ચેષ્ટા ઉપરથી **નિરાકાર** અને **સાકાર** એવી દ્વિઆકૃતિની યોજના થાયછે. એ એના સ્વરૂપની રમણીયતા છે. કેમકે એકજ **આત્મા** આપણને પ્રકાશ અથવા અંધકારરૂપે દેહધર્મના સ્વભાવથી જણાયછે. તેમજ મનુષ્યપ્રાણીના અપૂર્ણ જ્ઞાનનેલીધે એકજ **આત્મા** દ્વંદ્વાકૃતિરૂપ ભાસેછે. તેમાં જ્ઞાની પુરૂષોનો અનુભવી સિદ્ધાંત એવો છે કે, જે સત્ય છે તે પોતાના સ્વરૂપમાં ન્યૂન અધિક થતું નથી. પણ તે પોતાના એકજ સ્વરૂપમાં સ્થિર છે. એવા સ્વરૂપને **બ્રહ્મ, આત્મા, સત્, કૂટસ્થ, નિર્વિકાર** એવાં નામો આપેલાં છે. તે છતાં મનુષ્યના દેહધર્મના સ્થૂળ અપૂર્ણ જ્ઞાનને લીધે તે **કૂટસ્થ, નિર્વિકાર, અસંગ, ચૈતન્ય, નિરાકાર** અને **સાકાર** દેહાદિ આકૃતિમાં ભાસેછે; પરંતુ સૂક્ષ્મ દૃષ્ટિવાળા જ્ઞાની પુરૂષોને નિરાકૃતિરૂપ પોતાના આત્મચૈતન્યનો સાક્ષાત્કાર થઈ **આત્મજ્યોતિનું** દર્શન થવાથી **નિરાકાર** સ્વરૂપ માનેછે, અને સ્થૂળ દૃષ્ટિવાળા પુરૂષો આ બાહ્ય અનંતાકૃતિરૂપ સૃષ્ટિને જોઈ એવું કેહેછે જે જ્યારે આ સૃષ્ટિ આકૃતિમય છે ત્યારે એનું મૂળ જે **આત્મા** અથવા **બ્રહ્મ** તે પણ આકૃતિવાળુંજ હોવું જોઇયે. આવા જ્ઞાનનાં પ્રમાણોઉપરથી **નિરાકાર** અને **સાકારના** પક્ષો ઉત્પન્ન થયા છે. તે છતાં તત્ત્વદર્શી મહાત્માઓ અને શુભઇચ્છક નિષ્પક્ષપાતી જ્ઞાની પુરૂષો કોઈ પક્ષનો તિરસ્કાર કરતા નથી, પણ એવું કેહેછે જે, **આત્માનું** સત્યજ્ઞાન, નિશ્ચયાત્મકબુદ્ધિની ઉન્નતિ પરીપૂર્ણ થઈ સાક્ષાત્કાર થયાવિના યથાયોગ્ય થઈ શકતું નથી. માટે એ જ્ઞાન પ્રાપ્ત થવાનો શુભ સંસ્કાર થવાસારૂ પ્રથમ **ભક્તજનને સાકાર આત્મા** અથવા ઈશ્વરનું જ્ઞાન યથાયોગ્ય

બુદ્ધિપૂર્વક મેળવવાની અગત્ય છે. જેમ બાળક કાંઈક જ્ઞાન મેળવ્યા પછી અનેક પ્રકારના આકારોની રમતનો ત્યાગ કરેછે, તેમ પૂર્ણ સંસ્કાર પામેલો **બ્રહ્મજીજ્ઞાસુ** જન **આત્માનું** સત્ય અને નિર્દોષજ્ઞાન, નિશ્ચયાત્મક બુદ્ધિચૈતન્યના સર્વોત્તમ જ્ઞાનથી અને **આત્મજ્યોતિના** સાક્ષાત્કારના અનુભવથી પ્રાપ્ત કરી શકેછે. માટે કોઇ પણ મતપંથનો તિરસ્કાર કરવાનું પ્રયોજન નથી. કેમ જે સઘળાના મૂળ સંપ્રદાયમાં કાંઈ પણ શુભ હેતુ અને સત્યતા રહેલી હોયછે. પરંતુ તેમાં રહેલી ગુહ્ય સત્યતા અને શુભ હેતુ યથાર્થ રીતે નહિ જાણ્યાથી ઘણે પ્રસંગે ઉલટ સંસ્કાર થઈ **અતોભ્રષ્ટ** અને **તતોભ્રષ્ટ** થાયછે. એટલે સત્ય આત્મજ્ઞાન મેળવવાની બુદ્ધિજ્ઞાનની ઉન્નતિ કરતો નથી અને નિરંતર ચંચળવૃત્તિ રેહેવાથી,. ઉત્તરોત્તર મંદબુદ્ધિ થતી જાયછે, તેથી આ જગતનાં પણ અતિ ઉત્તમ કાર્યો તેનાથી યથાર્થ થઈ શકતાં નથી. તેથી સાંપ્રત કાળના અનેક પ્રકારના મતપંથના સમયે સત્યજ્ઞાનની ઉન્નતિ કરી, કૈવલ્યમોક્ષ મેળવવાની ઇચ્છા રાખનાર **ધર્મજીજ્ઞાસુ** જનોયે અતિ સાવધ રહી તેને સત્ય અસત્યનો નિર્ણય કરવાની શક્તિ મેળવવાની અવશ્ય અગત્ય છે.

માઘ શુદ્ધ ૨ રવિવાર, સંવત્ ૧૯૪૪.

---

## અષ્ટાંગયોગ.

**યોગવિદ્યાના ૧. યમ, ૨. નિયમ, ૩. આસન, ૪. પ્રાણાયામ, ૫. પ્રત્યાહાર, ૬. ધારણા, ૭. ધ્યાન,** અને **૮. સમાધિ,** એવાં આઠ અંગ છે, માટે **અષ્ટાંગયોગ** કેહેવાયછે. એના બે પ્રકાર અથવા માર્ગ છે. તેમાં પેહેલો **હઠ** અથવા કર્મયોગ અને બીજો **રાજયોગ** કેહેવાયછે. હઠયોગમાં દેહકષ્ટના સાધનથી યોગવિદ્યા પ્રાપ્ત કરવાની છે, તેથી તે માર્ગના એવું કેહેછે જે, દેહકષ્ટવાળી ક્રિયાઓથી આપણા અંતરની સર્વે વૃત્તિયો નિર્મળ, શુદ્ધ, અને પવિત્ર થાયછે, અને તન શુદ્ધ થયાથી મન શુદ્ધ થાયછે, અને મનની શુદ્ધિ થવાથી જ્ઞાનનો ઉદય થઈ આવેછે, અને તેની અંતે યોગસિદ્ધિ પ્રાપ્ત થઈ શકેછે. હવે બીજો **રાજ** અથવા **જ્ઞાનયોગવાળા** એવું કેહેછે જે તન શુદ્ધિથી લાભ છે ખરો પરંતુ મનની શુદ્ધિ કરી જ્ઞાનની ઉન્નતિ કરવામાં દેહકષ્ટનું વિશેષ પ્રયોજન નથી; પણ સતશાસ્ત્ર, સતસંગ, પુરૂષાર્થ, સત્યગુરૂબોધ, અને શ્રદ્ધા એ સઘળાથી જ્ઞાનની ઉન્નતિ થતી જાયછે. પછી નિશ્ચયાત્મક બુદ્ધિચૈતન્યનું સત્યજ્ઞાન યથાર્થ પ્રાપ્ત થયું એટલે પોતે મુક્ત થઈ, તેને સઘળી સિદ્ધિયો વશ થઈ અંતે **આત્માનું** પરમપદ પ્રાપ્ત થાયછે. એ

સઘળું છતાં અલ્પજ્ઞાનિ, અવિદ્વાન, અને મંદબુદ્ધિના પ્રાકૃત જનોસારૂ પ્રથમ દેહકષ્ટવાળો **હઠયોગ** ઉપયોગી છે; પરંતુ પરમપદની **કૈવલ્યમોક્ષની** પ્રાપ્તિસારૂ **રાજયોગ**ની અંતે તેને અગત્ય છે એવું **હઠ** પ્રદીપિકામાં પણ દર્શાવેલું છે. ઉપર કહેલા દેહકષ્ટવાળા **હઠયોગ**ની ક્રિયાથી લાભને બદલે હાની થવાને સંભવ ઘણે પ્રસંગે વિશેષ છે. કેમ જે કેટલાએક અવિદ્વાન, અલ્પજ્ઞાની, અને સ્થૂળબુદ્ધિના પ્રાકૃત જનો પોતાની વય અને સામર્થ્યઉપર વિચાર નહિ કરતાં માત્ર **હઠયોગ**માં દર્શાવેલી ક્રિયાએ ઉપર શ્રદ્ધા રાખી પોતાના નિશ્ચયાર્થ પ્રમાણે અપૂર્ણ શ્રવણ અથવા ઉપદેશઉપરથી દેહકષ્ટવાળી અતિ દુર્ઘટ ક્રિયા હઠીલા સ્વભાવથી અજાણપણામાં કરેછે, તેથી ઘણે પ્રસંગે ઘણા તેવા મનુષ્યો ભ્રમિતચિત્તના થઈ જાયછે, એટલુંજ નહિ પણ તેમને ઘણે પ્રસંગે દેહેત્યાગ પણ થઈ જાયછે. તેમાટે આપણે એને વારંવાર નિષેધ કરી નિર્વિઘ્નપણાને જે **રાજ** અથવા **જ્ઞાનયોગ** તેને પ્રાપ્ત કરવાનાં સાધનો દર્શાવી તેઉપર ઉન્નતિ પામેલા વિદ્યાર્થીઓનું લક્ષ પૂર્ણ રીતે ચોંટાડવાને પ્રયત્ન કરીયે છઇયે.

**યોગવિદ્યા**ના પ્રથમ સૂત્રમાં એવું કહેલું છે જે—**अथयोगानुशासनं** એનો અર્થ ચિત્તનું અનુસંધાન કરવું એટલે ઇન્દ્રિયોની સઘળી વૃત્તિઓનો નિરોધ કરવો તે યોગ કેહેવાયછે. એમાં યોગસિદ્ધિની યથાર્થ પ્રાપ્તિ કરવાસારૂ વિદ્યાર્થિયે કેવી સ્થિતિ કરવાની પ્રથમ અગત્ય છે. તે કેહેછે.—

**श्लोक.**

**उत्साहात्साहसाद्धैर्यात्तत्त्वज्ञानाच्च निश्चयात् ।**
**जनसंगपरित्यागात्षड्भिर्योगः प्रसिद्ध्यति ॥**

એટલે ઉત્સાહ અથવા આનંદ, સાહસ, ઉત્તમ વિવેક, ધૈર્ય, તત્ત્વજ્ઞાન એટલે વિષયસુખ અનિત્ય છે અને બ્રહ્મ સત્ય છે એવા દૃઢજ્ઞાનને યોગવિદ્યામાં તત્ત્વજ્ઞાન કહેલું છે. એ સિવાય નિશ્ચય અથવા સત્યશ્રદ્ધા અને જનસંગપરિત્યાગ એટલે અપરીમિત વિષયભોગની તૃષ્ણાવાળા જનના સંગનો ત્યાગ એ ષડ્ગુણે કરી પોતાની વૃત્તિ અને સ્થિતિ દૃઢ કરવાની પ્રથમ અગત્ય છે.

હવે **યમ**વિષે એવું કહેલું છે જે—

**श्लोक.**

**सर्वं ब्रह्मेति विज्ञानादिंद्रियग्रामसंयमः ।**
**यमोयमिति संप्रोक्तोऽभ्यसनीयो मुहुर्मुहुः ॥**

એટલે આકાશથી તે સ્થૂળદેહપર્યંત જે કાંઈ જગત્ છે તેનો નિષેધ કરી સર્વત્ર **બ્રહ્મજ** છે, એવો દૃઢ નિશ્ચય કરી ત્રયોદશ ઇન્દ્રિયોરૂપી જે કિરણ છે તે કિરણરૂપનો વિષય જે શબ્દાદિક વ્યવહાર તેને નિયમમાં રાખવા, અર્થાત્ તેરે ઇન્દ્રિયોને સ્વાધિન કરી હૃદયમાં સ્થિર થવું તેનું નામ સત્ય **યમ** કેહેવાયછે. એ યમના પ્રકાર આપણે રાજર્ષિ ગ્રંથમાં પાંચ દર્શાવેલા છે તે છતાં આ પ્રસંગે બીજા વિશેષ પાંચ મળી દસ નીચેના શ્લોકમાં દર્શાવેલા છે.

**श्लोक.**

**अहिंसा सत्यमस्तेयं ब्रह्मचर्यं क्षमा धृतिः ।**
**दयार्जवं मिताहारः शौचं चैव यमा दश ॥**

એ સઘળાનો યથાર્થ સ્પષ્ટાર્થ રાજર્ષિ તથા સુબોધપત્રીકાના ઉત્તરાર્દ્ધમાં કરેલો છે અને એ આપણા સનાતન ધર્મનો પાયો છે માટે એવિષે અધિક નહિ કેહેતાં આ પ્રસંગે **મિતાહારસંબંધી** અગત્યની સૂચના કરીયે.

**श्लोक.**

**सुस्निग्धमधुराहारश्चतुर्थांशविवर्जितः ।**
**भुज्यते शिवसंप्रीत्यै मिताहारः स उच्यते ॥**

એનો ભાવાર્થ એવો જે **સ્નિગ્ધ** એટલે સમાન સમશીતોષ્ણ અને મધુર આહાર કરવો એનો સ્પષ્ટાર્થ એવો જે, બે ભાગ ભોજન, એક ભાગ જળ, અને એક ભાગ શ્વાસો એવી રીતે ભોજન કરનાર વિવેકીજનને શિવજી **મિતાહારી** કેહેછે. વળી યોગવિદ્યાના વિદ્યાર્થીને ખાટું ખારૂં, તીખું, અતિ ઉષ્ણ અથવા અતિ શીત ભોજન તેમજ તેલ, લસણ, કાંદા, ગાજર, અને હિંગ વિગેરે ઇન્દ્રિય ઉત્તેજક પદાર્થો વર્જ્ય કરવાનું કહેલું છે.

હવે **નિયમવિષે** એવું કહ્યું છે જે,

**श्लोक.**

**सजातीयप्रवाहश्च विजातीयतिरस्कृतिः ।**
**नियमो हि परानंदो नियमाः क्रियते बुधैः ॥**

એટલે અંતઃકરણના સંજાતીય અને વિજાતીય એટલે સ્વાભાવિક અને વિશેષ વૃત્તિયો રહેલી હોયછે તેના પ્રપંચાકાર પ્રવાહથી વિરક્ત રેહેવાનું નામ **નિયમ** કેહેવાયછે. એના **શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય** અને **ઈશ્વરપ્રણિધાન** એવા પાંચ પ્રકારનું યથાર્થ વર્ણન આપણે

પૂર્વે કરેલું છે. એશિવાય બીજા હઠયોગના નિયમો આપણે આ પ્રસંગે દર્શાવવાની અગત્ય નથી.

હવે **યોગાસનવિષે શિવજીયે** જે કહેલું છે તેમાંથી અગત્યની સૂચના આપીયે—

**श्लोक.**

**चतुरशीत्यासनानि शिवेन कथितानि च ।**
**तेभ्यश्चतुष्कमादाय सारभूतं ब्रवीम्यहम् ॥**

વાસ્તવિક શિવજી એવું કેહેછે જે, જીવની જેટલી દેહ અને જાતી છે તેટલી જાતનાં આસન છે. તેનો ભેદ પોતેજ જાણેછે. પરંતુ તેમાં ચોર્યાંશી આસન મુખ્ય છે. તે છતાં એમાંથી સારરૂપ શ્રેષ્ઠ ૧. સિદ્ધાસન, ૨. પદ્માસન, ૩. સિંહાસન, અને ૪. ભદ્રાસન એવાં ચાર છે, તે ચતુષ્ક નામથી પ્રસિદ્ધ છે. એ સઘળું છતાં સત્ય અને નિર્વિઘ્ન અતિ શ્રેષ્ઠ આસનવિષે એવું કહ્યું છે—

**श्लोक.**

**सुखेनैव भवेद्यस्मिन्नजस्रं ब्रह्मचिंतनम् ।**
**आसनं तद्विजानीयादितरत्सुखनाशकम् ॥**

એટલે જે આસનના યોગે સહજ **બ્રહ્મજ્ઞાન**ની સ્ફુર્ણા થઇ આવે, તેજ આસન ઉત્તમ જાણવું. તે શિવાય બીજાં આસનો સુખનો નાશ કરનારાં છે. તે માટે હઠયોગના વિકટ આસનવિષે આ પ્રસંગે અધિક બોલવાની કાંઈ અગત્ય નથી.

હવે **પ્રાણાયામ**વિષે અગત્યની સૂચના કરીયે. રાજયોગીસારૂ પ્રાણાયામની વિધિ એવી કહી છે.—

**श्लोक.**

**चित्तादिसर्वभावेषु ब्रह्मत्वेनैव भावनात् ।**
**निरोधः सर्ववृत्तीनां प्राणायामः स उच्यते ॥**

એટલે આપણા અંતઃકરણની ચિત્તાદિક વૃત્તિયોવિષે **બ્રહ્મ**ભાવના કરી તે સર્વેનો નિરોધ કરવો એનું નામ સત્ય **પ્રાણાયામ** કેહેવાયછે. કેમકે પ્રાણ મનને સ્વાધીન છે, માટે મનનો નિરોધ કર્યાથી પ્રાણનો નિરોધ થાયછે. એપ્રમાણે સર્વે પ્રાણીઓના હૃદયાકાશરૂપ ગુફામાં પ્રવેશ કરી શબ્દાદિક વિષયોનો અનુભવ કરાવેછે, અને પોતે કાર્યકારણરૂપ ભૂતોયે કરી સ્થિત થયો છે. તેથી પ્રાણરૂપ વાયુની ગતિઉપર સર્વે આધાર રહેલો છે.

**श्लोक.**

**चले वाते चलं चित्तं निश्चले निश्चलं भवेत् ।**
**योगी स्थाणुत्वमाप्नोति ततो वायुं निरोधयेत् ॥**

એટલે વાયુ ચલાયમાન થવાથી ચિત્ત ચલાયમાન થાયછે, અને તે સ્થિર થવાથી ચિત્ત સ્થિર થાયછે. તેજપ્રમાણે ચિત્તના ચલનથી વાયુનું ચલન સમજવું. તેમાટે ચિત્તનો સંપૂર્ણ નિરોધ કરી વાયુ સ્થિર કરવાથી યોગી દીર્ઘ આયુષ્ય ભોગવી ઐશ્વર્યને પ્રાપ્ત કરી શકેછે. માટે એવા પ્રાણવાયુનો નિરોધ યોગીને કરવાનો કહ્યો છે. એ પ્રાણવાયુ જ્યાંસુધી સામ્યાવસ્થામાં છે ત્યાંસુધી જીવન છે. એના વિયોગથી મૃત્યુ પ્રાપ્ત થાયછે. માટે સર્વ જગતનું મૂળ પ્રાણ છે.

હવે **પ્રાણાયામ**વિષે એવું કહેછે જે—

**श्लोक.**

**प्राणायामस्त्रिधा प्रोक्तो रेचपूरककुंभकैः ।**
**सहितः केवलश्चेति कुंभको द्विविधो मतः ॥**

એટલે શરીરમાં રહેલો જે શ્વાસરૂપ પ્રાણવાયુ તેને રોકવાનું નામ **પ્રાણાયામ** કહેવાયછે. એ પ્રાણાયામમાં પૂરક, **રેચક** અને **કુંભક** એવા ત્રણ પ્રકારના છે. એના પ્રકાર આપણે પૂર્વે સ્પષ્ટ રીતે દર્શાવેલા છે. તેથી તેની આ પ્રસંગે અગત્ય નથી; પરંતુ એમાં વિશેષ સૂચના એટલી છે કે કુંભક પ્રાણાયમના સહિત અને કેવળ એવા બે ભેદો કેટલાએક યોગીઓએ કહેલા છે. તેમાં સહિતના રેચકપૂરક અને કુંભકપૂરક એવા બે પ્રકાર ગણેલા છે. પણ એ રેચકથી ન્યારો નથી અને કુંભકપૂરકજસહિત પ્રાણાયામ પૂરકથી ન્યારો નથી. એજ પ્રમાણે એથી ઉલટ પૂરકકુંભકને જાણી લેવો. હવે એ પૂરક અને રેચક પ્રાણાયામ ઉન્નત્તિ પામેલા જ્ઞાની વિદ્યાર્થીઓએ કેવી રીતે કરવા એવિષે અલ્પ સૂચના એવી આપી છે—

**श्लोक.**

**निषेधनं प्रपंचस्य रेचकाख्यः समीरणः ।**
**ब्रह्मैवास्मीति या वृत्तिः पूरको वायुरीरितः ॥**

એટલે આ **અનાત્મરૂપ** જગત્ જાણે છેજ નહિ, અથવા તેના સર્વ પદાર્થો અસત્ય જાણી તેની કલ્પનાઓને કાહાડી નાંખવી તેનું નામ **રેચક** કહેવાયછે. અને એક **બ્રહ્મ** સત્ય અને તે હું છું એવી દૃઢ વૃત્તિ રાખવી તેનું નામ **પૂરક** કહેવાયછે. હવે કુંભકનું લક્ષણ કહેછે.

**શ્લોક.**

**ततस्तद्वृत्तिनैश्चल्यं कुंभकः प्राणसंयमः ।**
**अयं चापि प्रबुद्धानामज्ञानां घ्राणपीडनं ॥**

એટલે **આત્માના** મૂળસ્વભાવપ્રમાણે સર્વત્ર જે એક નિરાકાર તે હું છું, એવી **બ્રહ્માકાર** વૃત્તિની ભાવનાનો દઢ નિશ્ચય કરવો તે **કુંભક** કહેવાયછે. આવી રીતના જ્ઞાનના પ્રાણાયમ માત્ર ઉન્નતિ પામેલા **બ્રહ્મજીજ્ઞાસુ** જનોને સમજવા સારૂ છે. પરંતુ અજ્ઞાની અથવા અલ્પ જ્ઞાનીઓ સારૂ તો નાશીકા દાબી પ્રાણ રોકવાનો અધિકાર યોગ્ય છે. આ પ્રાણના મૂળનું નામ **હિરણ્યગર્ભ** કેહેવાયછે. એ હિરણ્યગર્ભ કયાંથી પ્રકટ થાયછે, એવિષે કઠોપનિષદ્‌ના ૭૮ માં મંત્રમાં કહ્યું છે.

**શ્લોક.**

**या प्राणेन सम्भवत्यदितिर्देवतामयी ।**
**गुहां प्रविश्य तिष्ठन्ति या भूतेभिर्व्यजायत एतद्वै तत् ॥**

એટલે **આત્મા** સર્વે દેવતારૂપ છે, તે છતાં તે હિરણ્યગર્ભરૂપ પ્રાણસ્વરૂપે **પરબ્રહ્મ**થી ઉત્પન્ન થયો છે. એ સર્વે ભૂતોને સાથે લઈ પ્રકટ થાયછે. તેમાં પોતે શબ્દાદિકનો ભોક્તા જણાવવાથી એને **અદિતિ** કહ્યો છે. એ અદિતિ સર્વે પ્રાણીયોના હૃદયાકાશરૂપ ગુફામાં પ્રવેશ કરી સ્થિત થયેલો છે. તેને જે પુરૂષ જુવેછે, તે કોઈ પ્રસંગે તેજ બ્રહ્મને દેખેછે. એનો સ્પષ્ટાર્થ એ છે જે સર્વે પ્રાણવાયુની એકત્ર ગતિ જોવાથી **સોહંસ્વરૂપી** અદિતિને જાણેછે. તેનો પ્રકાર એવો છે કે, જયારે બહાર નિકળેલો શ્વાસ પાછો કાયામાં પ્રવેશ કરવા માંડેછે, ત્યારે યોગીને **સો** એવો ઉચ્ચાર થતો જણાયછે, અને તેજ શ્વાસને પાછો બહાર કહાડવા માંડે ત્યારે **હું** ઉચ્ચાર થતો જણાયછે. એ બેઊ ઉચ્ચારને એકત્ર કરી, શ્વાસના ચલનવલનઉપર લક્ષ આપવાથી ઉપર કહેલા **સોહં**શબ્દનું જ્ઞાન થઈ આવેછે. ભાવાર્થ એવો કે **સો** અને **હું** મળી **સોહં**શબ્દ થયો છે. એ **સોહં**શબ્દ પંચપ્રાણોના એકત્ર આકારનું નામ છે. હવે હૃદયવિષે નાડીયોની કેટલી સંખ્યા છે તેવિષે પ્રશ્નોપનિષદ્‌ના ૩૫ માં મંત્રમાં સ્પષ્ટ જણાવેલું છે.

**શ્લોક.**

**हृदि ह्येष आत्मा । अत्रैतदेकशतं नाडीनां तासां**
**शतं शतमेकैकस्यां द्वासप्ततिर्द्वासप्ततिः प्रतिशा-**
**खानाडीसहस्राणि भवन्त्यासु व्यांनश्चरति ॥**

એટલે હૃદયનેવિષે મુખ્ય ૧૦૧ નાડીની સંખ્યા છે. તે પ્રત્યેક નાડીમાં બીજી સો સો નાડીની જાત છે, અને તે પ્રત્યેકની માંહે વળી બોહોતેર હજાર નાડીયો છે. એ સર્વે નાડીયોવિષે વ્યાનવાયુ વિચરેછે. સારાંશ એ છે જે હૃદયાકાશમાં સોહુંરૂપી આત્મા મુખ્યત્વે કરી સૂર્ય, ચંદ્ર અને સુષુમ્ણા એ ત્રણ નાડીમાં સ્થિત હોયછે. આ શ્વાસોની ગતિનો એકદમ શરીરમાં પ્રવેશ કરવો અને હળવે હળવે મંદ ગતિથી શ્વાસને બહાર કહાડતાં જવું. એમ કર્યાથી શરીરમાં બળની વૃદ્ધિ થાયછે; પરંતુ શ્વાસને ઉતાવળથી કહાડવાથી અશક્તપણું અને વ્યાધિની ઉત્પત્તિ થાયછે. હવે આત્માના સાક્ષાત્કાર થતા સમયે સૂર્ય, ચંદ્ર, શ્વાસ કેવારૂપે રેહેછે તે જણાવેછે.

**श्लोक.**

**ज्ञानं कुतो मनसि संभवतीह तावत्प्राणोऽपि जीवति**
**मनो म्रियते न यावत् । प्राणो मनो द्वयमिदं विलयं**
**नयेद्यो मोक्षं स गच्छति नरो न कथंचिदन्यः ॥**

એટલે સૂર્ય અને ચંદ્ર એ નાડીનો વાયુ પ્રાણનું જીવન છે. એના યોગે સર્વે ઇન્દ્રિયો પોતપોતાના વિષયોનો સંગ્રહ કરેછે. તે છતાં પ્રાણ ઇન્દ્રિયોનું જીવન છે. એ ઇન્દ્રિયોમાં અનેક વિષયોવાળી વૃત્તિને પ્રકટ કરનાર જીવનરૂપ મન છે. માટે જ્યાંસુધી પ્રાણ છે, ત્યાંસુધી ઇન્દ્રિયો જીવેછે. તે છતાં જ્યાંસુધી મન છે ત્યાંસુધી એ સઘળું રહેલું છે. માટે એ સર્વેના સ્થાયી રેહેવાથી આત્માનો અપરોક્ષ અનુભવ થતો નથી, તેથી જ્યાંસુધી પ્રાણ અને મનનો લય કરવામાં આવે નહિ ત્યાંસુધી કૈવલ્યમોક્ષની પ્રાપ્તિ થતી નથી. માટે એ બેઉ નષ્ટ કરવાની મુમુક્ષુ જનને અવશ્ય અગત્ય છે. એમાં તાત્પર્ય એટલુંજ કે આ સઘળો સૃષ્ટિનો વ્યવહાર શ્વાસના ચલનના ફેરફારઉપર રહેલો છે. એજ કારણ માટે પ્રત્યેક અવસ્થામાં ચિત્રવિચિત્ર ફેરફાર પ્રાણ અને મન દર્શાવી શકેછે.

હવે સુષુમ્ણાવિષે એવું કહેલું છે—

**श्लोक.**

**गंगायमुनयोर्मध्ये बालरंडा तपस्विनी ।**
**बलात्कारेण गृह्णियात्तद्विष्णोः परमं पदम् ॥**

એટલે સૂર્ય અને ચંદ્ર એ નાડીને ગંગા અને યમુના પણ કહેલી છે. એ બેઉ નાડીની મધ્યે જે સુષુમ્ણા છે, તેને બાળરંડા અને તપસ્વિની વિગરે નામો આપેલાં છે. માટે એ સુષુમ્ણા બળાત્કારથી કુંડલી ચક્રને ગ્રહણ કરેછે. તેથી એ વિષ્ણુ રૂપી આત્માના પરમપ

દની પ્રાપ્તિ કરાવેછે. હવે એ નાડીયોમાં શ્વાસ ક્રીયા સમયે કેટલા સમયસુધી રેહેછે તે આ નીચેના શ્લોકમાં કહ્યું છે.

**श्लोक.**

**सूर्याचंद्रमसौ धत्तः कालं रात्रिदिवात्मकम् ।**
**भोक्री सुषुम्ना कालस्य गुह्यमेतदुदाहृतम् ॥**

એટલે સૂર્યનાડીના સમયે દીવસ અને ચંદ્રના સમયે રાત્રી, એ મળી રાત્રદિવસની સંજ્ઞા એ નાડીયોને આપી છે. અને એ બેઉ સમયના સંધિ કરનાર અથવા નાશ કરનારને સુષુમ્ણારૂપી ગુપ્ત કાળ ગણ્યો છે. એના ચાલવાના સમયની સૂચના આપણે પૂર્વે યથાર્થ રીતે કરી ગયા છઇયે. એ ઉપરથી સૂર્ય અને ચંદ્ર એ બેઉના સમયે રાત્રદિવસાત્મક કાળ ગણ્યો છે. અને એ બેઉના સંયોગી કાળને સુષુમ્ણા ગણ્યો છે. એ **સુષુમ્ણા** જ્યારે ગમન કરી **બ્રહ્મરંધ્ર**માં લીન થાયછે, ત્યારે સૂર્યચંદ્રની ગતિ બંધ રહેવાને લીધે ઉપર કહેલા રાત્રદીવસનો અભાવ ગણ્યોછે. તેથી સુષુમ્ણાકાળની નાશ કર્તા મનાઈ છે. એ **સુષુમ્ણા**ને ઘણા સમયસુધી **બ્રહ્મરંધ્રચક્ર**માં રાખનાર યોગી મૃત્યુને જીતેછે. તેણે કરી તેને સ્વઇચ્છાયે દેહત્યાગ કરવાની શક્તિ આવેછે. સારાંશ એ છે જે **સૂર્ય, ચંદ્ર** અને **સુષુમ્ણા** એ ત્રણેની ગતિઉપર કાયાનું ટકવું થાયછે. તેથી એનાઉપર કેટલાંએક કૃત્યોનો પણ આધાર છે. તેનો વિચાર આવતે પ્રસંગે કરીશું.
માઘ શુદ્ધ ૯ રવિવાર, સંવત્ ૧૯૪૪.

---

## સ્વરની શુભાશુભ સત્તા.

આપણે ઉપલા વ્યાખ્યાનમાં દર્શાવ્યું જે, સૂર્ય, ચંદ્ર અથવા ઈડા, પિંગળા વિગેરે નાડી અથવા સ્વર એનાઉપર કાયાનું ટકવું થાયછે. તેજઉપરથી મહાજ્ઞાની તત્ત્વશોધકોયે જે પ્રમાણે ખગોલના સૂર્ય, ચંદ્ર, ગ્રહ, નક્ષત્ર અને રાશી વિગેરેની સત્તા મનુષ્ય વિગેરે પ્રાણીઉપર થઈ, તેનાં કૃત્યોઉપર પણ ઘણે પ્રસંગે શુભાશુભ સત્તા થઈ શકેછે, એવું સિદ્ધ કરેલું છે, તેજપ્રમાણે ઉપર કહેલા સ્વર અથવા શ્વાસઉપરથી કેટલાંએક શુભાશુભ કાર્યો જે થવાનાં, તેનું ભવિષ્ય જણાઈ શકાયછે. એવું એ વિદ્યામાં કુશલ તત્ત્વજ્ઞાનીઓએ નિર્માણ કરેલું છે તેની અલ્પ સૂચના કરીયે.

---

# સૂર્યપ્રવાહ.

**સૂર્ય**પ્રવાહનાં ઇડા, ગંગા અથવા **સૂર્યસ્વર** એવાં નામો છે. જ્યારે શ્વાસ સંપૂર્ણ રીતે જમણી નાશીકાદ્વારે ચાલેછે, ત્યારે તેનાં ઉપર કહ્યા પ્રમાણે નામો છે. જે સમયે એ શ્વાસ સંપૂર્ણ ગતીમાં ચાલતો હોય તે સમયે, ધારેલા કાર્યની સિદ્ધિ સારૂ પ્રદેશ વિગેરેમાં પ્રયાણ કરવું. અને કોઇ પણ સત્ય મહાત્મા અથવા સત્ય ગુરૂનો સમાગમ કર્યાથી વિશેષ લાભ થઈ શકેછે. વળી એવે પ્રસંગે કોઇ પણ વિકટ અથવા દુર્ઘટ સ્થાનમાં જવાથી, ભયંકર પશુ અથવા કોઈ દુર્જન મનુષ્યથી કોઈ પણ રીતનો ભય થઈ શકતો નથી. એમાં કોઈ પણ જાતની કળાકૌશલ્યનાં કાર્યો યથાર્થ રીતે થઈ શકેછે. અને પોતાના શુભ તર્કો પરિપૂર્ણતાને પામેછે. સારાંશ એટલોજ કે એવે પ્રસંગે યથાર્થ પુરૂષાર્થ કરે તો પોતાનાં ધારેલાં કાર્યોમાં વિશેષ દુર્ઘટ અડચણ આવતી નથી. વળી એવે પ્રસંગે કોઈ મહાત્મા ગુરૂને પ્રશ્ન પુછનારનું કાર્ય સિદ્ધ થાયછે. અને એ પ્રસંગે ગૃહસ્થી ધર્મજીજ્ઞાસુ જનને સ્વસ્ત્રીભોગ કરવાનું કહેલું છે. એ પ્રવાહ સંપૂર્ણ ગતિમાં ચાલતો હોય તે સમયે માન પ્રતિષ્ઠા અને કીર્તિ પ્રાપ્ત થઈ શત્રુનું પ્રાબલ્ય ઘણું ન્યૂન જણાયછે, અને સર્વત્ર સ્નેહભાવ દર્શાવેછે. હવે જ્યારે એનો વેગ કિંચિત માત્ર બંધ પડી ડાબી નાશીકામાં અલ્પશ્વાસ ગમન કરે ત્યારે, તેને અમૃત યોગ કેહેછે. એ યોગમાં જે કલ્પના ઉત્પન્ન થાય, તે ઘણું કરી સઘળી ફળીભૂત થાયછે, અને કોઇ પ્રસંગે અણધાર્યો લાભ પણ થાયછે, તથા અપમાન વિગેરે કરનાર મનુષ્ય શરણે આવેછે એવું કેહેવાયલું છે. વળી એમાં ઘણે પ્રસંગે ઊલટાનું સુલટું પણ કાર્ય થઇ જાયછે, અને દુઃખમાં સુખ પ્રાપ્ત થાયછે. એશિવાય એ પ્રવાહ કાયામાં ઉષ્ણતા પ્રકટ કરી શૂરવીરપણું ઉત્પન્ન કરેછે. એ સઘળું છતાં એમાં ઉત્તર અને પૂર્વદિશા તરફજ ગમન કરવાનું કહેલું છે. વળી એ સ્વરમાં ગમન કરવાને સમયે સ્વાભાવિક ગૌ, **વિદ્વાન બ્રાહ્મણ** અને ગુરૂ વિગેરે શુભ સુકનો પણ ઘણે પ્રસંગે થાયછે. અને એમ થવાથી ધારેલું કાર્ય નિશ્ચયે સિદ્ધ થવાનો સંભવ છે. વળી એવું કહેલું છે જે ગૃહસ્થી સ્ત્રીપુરૂષ બંનેનો એ પ્રવાહ સંપૂર્ણ રીતે ચાલતો હોય, તે સમયે ગર્ભાધાનનું ફળ પુત્રપ્રાપ્તિનું નિશ્ચય થાય, અને તે પુત્રનું દીર્ઘાયુષ્ય પણ કહેલું છે અને કદાપિ તેમ બેઊના શ્વાસ સમાન નહિ ચાલે, અને પુરૂષનો ચંદ્ર ચાલે અને સ્ત્રીનો સૂર્ય સ્વર ચાલતો હોય તોપણ પુત્રનું ફળ કેહેલું છે. પણ કદાપિ સ્ત્રીનો ચંદ્ર અને પુરૂષનો સૂર્યસ્વર ચાલતો હોય તો પુત્રીનું ફળ સમજવું. તે છતાં એમાં ઉત્પન્ન થનારી પ્રજા ઉત્તમ શ્રેષ્ઠ પંક્તિની

થાયછે. વળી પ્રશ્ન પુછનાર અને કેહેનાર એ બેઉનો એકજ સૂર્યશ્વાસ ચાલતો હોય તો તે પૂર્ણસિદ્ધિરૂપ કાર્ય છે એમ જાણવું. પરંતુ પ્રશ્ન પુછનાર અને કહેનાર એ બેઉમાંથી કોઈનો ચંદ્રસ્વર ચાલતો હોય તો તે કાર્ય થવામાં અવકાશ સમજવો.

---

## ચંદ્રપ્રવાહ.

જ્યારે શ્વાસ ડાબી નાશીકામાં સંપૂર્ણ રીતે ચાલતો હોય ત્યારે એનાં **પિંગળા, જમના** અને **ચંદ્રસ્વર** વિગેરે નામો આપેલાં છે. એ પ્રવાહના સમયે સ્નાન, ધ્યાન, સત્ય ગ્રંથોનું મનન, શ્રવણ, ગુરૂ, માત, પિતા, અને સત્ય મિત્રાદિકનો સમાગમ કરવો કહ્યો છે. તે શિવાય વિદ્યા, કળા, અને કેવળ પરોપકાર કરવાનાં કાર્યોનો પ્રારંભ કરવો, તથા સઘળાં શુભ માંગલ્યકારી કૃત્યો કરવાનું એ વિદ્યાના અનુભવી જ્ઞાનીઓએ કહેલું છે. વળી એમાં દંતધાવન અને સ્નાનાદિક બાહ્યશૌચની ક્રિયા કરવી તથા અગત્ય હોય તો જળ પીવાનું કહ્યું છે. એ પ્રવાહના સમયે દક્ષિણ અને પશ્ચિમદિશામાં ગમન કરવાનું કહેલું છે. એમાં ગૃહસ્થને સ્ત્રી-સંગ કરવાનો નિષેધ છે, અને કરે તો પુત્રીની પ્રાપ્તિ ગણી છે. તે છતાં એ પ્રવાહ કાયામાં શીત ઉત્પન્ન કરી થંડક કરેછે. એમાં સુલટાનું સુલટુંજ અને ઉલટી કલ્પનાનાં કાર્યનું પરિણામ ઉલટુંજ થાયછે. એ પ્રવાહમાં પ્રશ્ન પુછનારનું કાર્ય સ્થિર જાણવું. એ સઘળું છતાં એનો જો અલ્પ વેગ મંદ પડી સૂર્યનો અલ્પ વેગ ચાલે અને તે સમયે કોઇને આશિર્વાદ દઇયે તો તે ફળીભૂત થાયછે. પરંતુ આપણા સર્વે સંકલ્પો નિરર્થક અને અફળીભૂત થાયછે. એઉપરથી ઘણા યોગી એવું કેહેછે જે, દિવસે **ચંદ્ર** અને રાત્રીયે **સૂર્યસ્વર** ચલાવવાથી દીર્ઘ આયુષ્યમાં વિઘ્ન આવતું નથી. આ સિદ્ધાંત કેટલી એક રીતે આધુનિક વિદ્વાનોના શોધની સાથે મળતા આવેછે. કેમકે હાલના તાર્કિક જ્ઞાનવાળા એવું કહેછે જે, વનસ્પતિમાંથી નિરંતર **"ક્યારબોનિક"** હવા નિકળેછે અને **"ઑકસજન"** હવા લેછે. હવે આપણો **સૂર્યસ્વર** ઉષ્ણતાવાળો છે તેથી તેનો ગુણ **ઑકસીજન** (પ્રાણવાયુ)ને મળતો છે અને **ચંદ્રસ્વર** શીતળ હોવાથી તેનો સ્વાભાવિક ગુણ **"ક્યારબોનિક"** હવાને મળતો હોયછે. એ ઉપરથી સ્પષ્ટ જણાયછે જે, પ્રાતઃકાળથી સાયંકાળસુધીમાં સૂર્યની ઉષ્ણતા વિગેરેના યોગે આપણને **"ઑકશીજન"** હવા મળેછે, અને રાત્રિના સમયે ઘણું કરી આપણા હૃદયમાં **ક્યારબોનિક** હવા વિશેષ જાયછે, માટે આપણો કદાપી દિવસે **સૂર્યસ્વર** ચાલતો

હોય તો, આપણા શરીરમાં **સૂર્યસ્વરની** ઉષ્ણુતાની સાથે અધિક બાહેરના સૂર્યની ઉષ્ણુતારૂપી "**ઑકશીજન**" હવાનો આપણા હૃદયમાં સંગ્રહ થવાથી હૃદયને વિકાર ઉત્પન્ન થઈ વ્યાધીની ઉત્પત્તિ થાયછે. માટે દિવસે જો ચંદ્રસ્વર ચાલે તો સૂર્યની **ઑકશીજન**રૂપ હવાને આપણા હૃદયમાંથી નિકળતી ઠંડી "**કયારબોનિક**" હવા, કાંઈક ઠંડી પાડી બીજી અધિક વનસ્પતિમાંથી નિકળતી "**કયારબોનિક**" હવાનો આપણા હૃદયમાં સંગ્રહ કરવાથી, આપણા હૃદયસ્થાનને નિર્વિકારપણું પ્રાપ્ત કરેછે. એવીજ રીતે જો રાત્રે આપણો **ચંદ્રસ્વર** ચાલે તો તેની ઠંડી હવાની સાથે વનસ્પતિની "**કયારબોનિક**" ઠંડી હવા મિશ્ર થવાથી આપણા હૃદયસ્થાનમાં વિકાર કરેછે. પરંતુ રાત્રીની "**કયારબોનિક**" હવાની સાથે વનસ્પતિની કયારબોનિક હવા એકત્ર થયાં છતાં તે સમયે જો આપણા **સૂર્યસ્વર**રૂપી **ઑકશીજન** હવા આપણા શરીરમાંથી શ્વાસદ્વારે નિકળે તો, અશક્તપણું થઈ જતું નથી, અને હૃદયસ્થાન નિર્વિકાર રેહેછે. એ ઉપરથી પણ સિદ્ધ થાયછે જે, આપણા પૂર્વના દીર્ઘદ્રષ્ટા જ્ઞાનીઓએ એવું કહેલું છે કે, દિવસે **ચંદ્રસ્વર** અને રાત્રિના સમયે **સૂર્યસ્વર** ચલાવવાથી દીર્ઘ આયુષ્ય થાયછે. એ વાત અનુભવ ઉપરથી પણ નિઃસંશય સત્ય સિદ્ધ થાયછે.

સુષુમ્ણાના પ્રવાહવિષે અલ્પ સૂચના આપીયે.

જ્યારે આપણો શ્વાસ બેઉ નાશીકાનેવિષે સમાન વેગથી ચાલતો હોય તેને **સુષુમ્ણા, ત્રિવેણી, કપિલા,** અને **સરસ્વતિ** વિગેરે નામો આપેલાં છે. એનાથી કર્મનો લય થાયછે એવું કેહેવાયલું છે. એવિષે એવું કહ્યું છે જે—

**श्लोक.**

**सुषुम्नावाहिनि प्राणे शून्ये विशति मानसे ।**
**तदा सर्वाणि कर्माणि निर्मूलयति योगवित् ॥**

એટલે આ **મધ્યનાડીરૂપ** સુષુમ્ણામાં જ્યારે પ્રાણવાયુ ચાલવા માંડેછે, ત્યારે શ્વાસ **બ્રહ્મરંધ્ર**માં પ્રવેશ કરેછે. તેથી કાળના ગ્રહણ કરનાર યોગવેત્તા પોતાનાં કર્મોનો નાશકર્ત્તા જણાયછે. એટલે સુષુમ્ણારૂપી શ્વાસને આકર્ષી શરીરમાં સ્થિત કરનાર પુરૂષને પરમપદની પ્રાપ્તિ થાયછે. અને એવી રીતે નહિ કરનારા પુરૂષો જો સૃષ્ટિવ્યવહારનાં પ્રત્યેક કૃત્ય કરે તો તેને કેવા પ્રકારના ફેરફારો જોવામાં આવેછે, તેની અલ્પ સૂચના કરીયે. પ્રથમ એ શ્વાસનો પ્રવાહ જેટલા સમયસુધી ચાલેછે, તેટલા સમયમાં જે જે કલ્પના અને સંકલ્પો કરેછે

તે સર્વે વિચારો અફળતાને પામેછે. તે સમયે આપણાં કરેલાં કૃત્યો મહાદુઃખ પ્રાપ્ત કરનારાં થાયછે. એ પ્રવાહ સમયે આપણા સ્નેહી અને મિત્રો આપણાથી વિરોધ ચાલી મિથ્યા અપવાદ મુકી તિરસ્કાર કરતા જણાયછે. અને પ્રપંચી સ્ત્રીપુરૂષો કાવત્રાં અને છળભેદ કરતાં જણાયછે. તેમજ એનેવિષે સત્યનું અસત્ય ઠરેછે અને સુલટાનું ઉલટું પરિણામ થાયછે. માટે એ વિદ્યાના અનુભવી જ્ઞાનીયો એવું કહેછે જે, એ પ્રવાહમાં ભોજન, પાન, બોલવું અને સંકલ્પ પણ કરવા નહિં. તાત્પર્ય એ જે, કોઈ પણ જાતની ક્રિયાની ખટપટ પણ એ સમયે કરવી નહિ. પરંતુ એકાગ્ર વૃત્તિ રાખી સ્નાન, ધ્યાન, સંધ્યાદિ કર્મ, ઈશ્વરસ્તુતિ, અતિથિપૂજન વિગેરે ધર્મ કૃત્યો કરવાં, અથવા યોગવિદ્યાના વિદ્યાર્થીયે તે સમયે પોતાના શ્વાસને શરીરમાં સ્થિર કરી, નાશિકા, કર્ણ, ચક્ષુ વિગેરે ઇન્દ્રિયો બંધ કરી સ્થિર ચિત્ત રાખી **આત્મજ્યોતિમાં** નિમગ્ન રેહેવું. પણ સંસારનાં કૃત્યો તે સમયે કદાપિ કરવાં નહિ; કેમ જે તેથી મહાસંકટ અને દુઃખ પ્રાપ્ત થાયછે.

એ ઉપરથી પૂર્વેના મહાસમર્થ જ્ઞાની ઋષિઓયે **સંધિ** એટલે **સંધ્યાના** ત્રણ કાળ નિર્માણ કરેલા છે. તે એવી રીતે કે, પ્રાતઃકાળે એ બેઊ શ્વાસોની સંધિના સમયે, સંધ્યા કરી **આત્મજ્યોતિનું** ધ્યાન કરવું અને પછી **ચંદ્રસ્વર** ચલાવવો. પછી મધ્યાન્હે પણ સંધિના સમયે તેવીજ રીતે સંધ્યા અને ધ્યાન કર્યાપછી સૂર્યસ્વર ચલાવી ભોજન કરવું. પછી ચંદ્રસ્વર કરી જળપાન કરવું. ત્યારપછી સંધ્યાકાળના સમયે સૂર્યચંદ્રના સંધિ સમયે પાછું ઉપરપ્રમાણે ધ્યાન કરી રાત્રિયે સૂર્યસ્વર ચલાવવો. એવી રીતે સંધ્યાના ત્રણ કાળ જ્ઞાની પુરૂષોયે નિર્માણ કરેલા છે. પરંતુ વર્તમાનકાળની અજ્ઞાન પ્રજા આવી પવિત્ર **સુષુમ્ણારૂપ** શ્વાસોની **સંધિરૂપ સંધ્યાનો** સત્ય ઉપયોગ નહિ જાણતાં માત્ર મિથ્યા કલ્પિત ક્રિયાની **સંધિ** કરેછે, તેથી પૂર્ણ લાભ નહિ થતાં ઘણે પ્રસંગે વિપરીત પરિણામ થાયછે. એ શ્વાસોના સંધિરૂપી સંધ્યાનું સામર્થ્ય એટલું છે જે, તેથી આગ્રહી વિદ્યાર્થીને ત્રિકાળનું જ્ઞાન પ્રાપ્ત થઈ શકેછે; કેમકે સઘળી કલ્પનાને સ્થિર કરવાથી શ્વાસનું આકર્ષણ થઈ તેમાં ધ્યાન કરવાથી **સ્તંભવૃત્તિ** અથવા **કુંભક** નામનો **પ્રણાયામ** સિદ્ધ થાયછે. તે સમયે સર્વે સ્નાયુઓનું આકર્ષણ થવાથી, શરીરના પંચભૂતોના શ્યામ, રક્ત, શ્વેત, અને નીળા વિગેરે વર્ણો દર્શાયછે. એ રંગોને પંચપ્રાણમાંથી ઉત્પન્ન થતાંજ તે સર્વેને સંકલ્પો સહિત એકત્ર કરવાથી ત્રિકાળજ્ઞ થવાયછે. તે પ્રસંગે **આત્માની** પ્રકાશમાન **જ્યોતિ** દર્શાયછે. આ જ્યોતિમાં સર્વે નાડી અને વૃત્તિયો તથા ઇન્દ્રિયોનો સમૂહ એકત્ર થવાથી

આ સર્વ વિશ્વ એકાકારી પ્રવાહમાં ચાલતું જણાયછે. એને કઠોપનિષદ્‌ના ૧૧૧ મા મંત્રમાં **પરમગતિ** કહી છે.

**શ્લોક.**

**यदा पञ्चावतिष्ठन्ते ज्ञानानि मनसा सह ।**
**बुद्धिश्च न विचेष्टेत तामाहुः परमां गतिम् ॥**

એટલે જે સમયે સંકલ્પાદિક વ્યાપારવાળું અંતઃકરણ પોતાના ધર્મસહિત નિવૃત્ત થઈ **આત્માવિષે** સ્થિર થાયછે, તેસમયે શ્રોત્રાદિક પંચજ્ઞાનેન્દ્રિય તેની પાછળ ચાલેછે. તેથી નિશ્ચયરૂપ જે બુદ્ધિ તે પોતાના વ્યાપારવિષે ચેષ્ટા જ્યારે કરે નહિં ત્યારે તે અવસ્થાને યોગીજન **પરમગતિ** કહેછે. આ પરમગતિનો દેખાવ **સૂર્ય** અને **ચંદ્રનાડી**માં પ્રાપ્ત થતો નથી. તેનેવિષે એવું કહ્યું છે—

**શ્લોક.**

**दिवा न पूजयेल्लिंगं रात्रौ चैव न पूजयेत् ।**
**सर्वदा पूजयेल्लिंगं दिवारात्रिनिरोधतः ॥**

એટલે **સૂર્ય** અને **ચન્દ્ર** એ બેઊમાંથી કોઈ પણ શ્વાસ પોતાની પૂર્ણગતિમાં જ્યારે ચાલતો હોય ત્યારે ધ્યાન કરવું નહિ, કેમકે તે સમયે ચિત્ત સ્થિર રેહેતું નથી. માટે એ બેઊને રોકી તેની સંધીના કાળમાં **આત્માનું** ધ્યાન કરવું. કારણ કે એ બેઊને રોકવાથી **સુષુમ્ણારૂપી** અંતર્ગત પ્રાણની ઉત્પત્તિ થાયછે અને તેથી મન સ્થિર થાયછે. એ સઘળું છતાં **સુષુમ્ણાના** સંધિકાળમાં પ્રયાણ કરનારને માર્ગમાં ખાવા-પીવા વિગેરેની અડચણ પડેછે. પોતાની વસ્તુ ચોરાઈ જાયછે અથવા તે મનુષ્યને વ્યાધિ થાયછે અથવા અનેક પ્રકારના કલંકો આવી સઘળે ઠેકાણે અપમાન થાયછે. ઘરના મનુષ્યો પોતાવિષે અશુભ વિચાર કરેછે, વિગેરે મહા સંકટો પ્રાપ્ત થાયછે એટલુંજ નહિ પણ કેટલેએક પ્રસંગે મૃત્યુ પણ થાયછે. તે માટે કદાપી માર્ગમાં ચાલતાં એ શ્વાસનો પ્રારંભ થાય તો તરત રસ્તામાં બેસી જઈ સ્થિર વૃત્તિ કરી ધ્યાનમાં નિમગ્ન થવું અથવા ઈશ્વરસ્તુતિ કરવી એ અગત્યનું છે. કેમકે એ શ્વાસના સમયે સર્વે દિશામાં વિઘ્ન છે એવું નિશ્ચય સમજવું એવું એ વિદ્યાના અનુભવી કહેછે.

વળી એ શ્વાસના સમયે આપણા અંતર્યામી **આત્માયે** કાળસ્વરૂપ ધારણ કરેલું હોયછે, અથવા મૃત્યુનો સમય પણ કોઈ સમયે આવેલો જાણવા માટે પોતાના સત્ય **આત્મજ્યોતિનું** ધ્યાન કરવા ચુકવું નહિં. કેમકે એવો યોગ વારંવાર આવતો નથી માટે એ મૃત્યુ-

યોગમાં આખા બ્રહ્માંડનું ઐશ્વર્ય મળવાનો સંભવ જણાય તો પણ તેને તૃણવત્ ગણી નામસ્મરણ અને ધ્યાન કરવું. એટલે તેથી **પરમગતિની** પ્રાપ્તિ થાયછે. વળી એથીજ **ભૂત, ભવિષ્ય** અને **વર્ત્તમાન** એવા ત્રણે કાળની ગતિનું જ્ઞાન આગ્રહી અભ્યાસીને થઇ શકેછે. માટે આવા યોગમાં જે આગ્રહી વિદ્યાર્થી સર્વ સંકલ્પોનો ત્યાગ કરી **આત્માની** જ્યોતિના ધ્યાનમાં નિમગ્ન રહેછે તે અતિ ભાગ્યવાન છે, કેમકે તે સમયે તેના પૂર્વના સર્વે સંકલ્પો અલ્પ શ્રમે ફળીભૂત થાયછે. એ ઇશ્વરી અદર્શ કૃતિ છે. એ યોગવિષે નિષ્કામ ભક્તિ અને ધ્યાન કરનાર મનુષ્ય દરિદ્રીનો શ્રીમંત, મૂર્ખનો પંડિત અને મહાયશસ્વી થઈ જાયછે. પૂર્વે જે પુરૂષો અતિ નીચ યોનીમાં જન્મ પામેલા તે અતિ મહત્વના પરમપદને પામી ઋષિ થયા છે, તે સર્વે આ ગુપ્તકૃતિઉપર દૃઢ આગ્રહથી વર્તનારા પુરૂષો હતા એમ નિશ્ચય સમજવું. તે છતાં એ યોગમાં ભોજન અને પાન કર્યાથી અનર્થકારક વ્યાધિયો પ્રકટ થઈ આવેછે એવું કેહેવાયલું છે. વળી એમાં ગૃહસ્થ સ્ત્રીસંગ કરે તો, ગર્ભપાત થાય અથવા કોઈ સમયે તેવા સંગ કરનારનું મૃત્યુ પણ થાયછે, એવું પણ કેહેવાયલું છે. વળી એમાં પ્રશ્ન પુછનારની ધારણા અફળ જાયછે, પરંતુ એ પ્રવાહમાં સ્તંભવૃત્તિ અથવા **કુંભક પ્રાણાયામ** કરી પંચ પ્રકારના પ્રાણવાયુઓનું આકર્ષણ હૃદયગત આકાશમાં અંગુષ્ઠમાત્ર ધૂમરહિત **સોહંરૂપી આત્મજ્યોતિ બ્રહ્મરંધ્ર**માં ગયાથી, કાળજ્ઞાન પ્રકટ થઈ આવેછે. એ કાળજ્ઞાનની અલ્પ સૂચના કર્યાથી આગ્રહી વિદ્યાર્થીને કાંઈક વિશેષ લાભ થઈ શકશે.

કાળજ્ઞાનનું મૂળ **સુષુમ્ણા** છે, કેમકે **સુષુમ્ણાનો** પ્રારંભ થઈ ધ્યાનમાં લીન થયા પછી જ્યારે એનો પ્રવાહ બંધ પડે ત્યારે અંતરમાં એવા સંકલ્પ ઉત્પન્ન થાયછે જે, અમુક ક્રીડા અથવા અમુક સાધનથી વાકયસિદ્ધિ થઈ શકશે, અથવા અમુક પ્રકારના સમાગમથી યથાર્થ સત્તા બેસી શકશે, એવા પ્રકારના સંકલ્પો સ્વાભાવિક રીતે પોતાના હૃદયમાંથી પ્રકટ થઈ આવેછે. એવા સંકલ્પોને ધ્યાનમાં રાખી વર્તનારા પુરૂષોને પોતાના સ્વભાવ, બુદ્ધિ, જ્ઞાન અને શક્તિ વિગેરેના સામર્થ્યનું જ્ઞાન ઉત્પન્ન થઈ આવેછે તે ઉપરથી તેમને શરીર અને મન વિગેરેની સ્થિતિ આપોઆપ સમજાયછે. તેથી તેવા પુરૂષો પ્રત્યેક સંકલ્પમાં પોતાના ગુણ અને દોષો જાણી શકેછે. એ ગુણદોષોની સંપૂર્ણ પરીક્ષા કર્યાથી પોતાના સંકલ્પો કેવી રીતે કયા સ્થાનમાં, કોની સાથે, કેવા પ્રકારના લાભ, અલાભ, સુખ અને દુઃખ વિગેરે આપી શકશે, તે સર્વેનું પ્રત્યક્ષજ્ઞાન યથાર્થ રીતે સમજાઈ શકેછે. એવી રીતે પ્રથમ

પોતાનું ભવિષ્ય જાણેછે, પછી પોતાની સ્ત્રી, પુત્ર, કુટુંબ અને બીજા સંબંધી વિગેરેનું ભવિષ્ય જાણી શકેછે. તેવીજ રીતે આગળ અનુભવ-ઉપરથી, પોતાના, ગામ, દેશ અને સઘળી પૃથ્વીનું ભવિષ્ય જાણી શકેછે એટલુંજ નહિ પણ અંતે આખા **બ્રહ્માંડ**નું પણ ભવિષ્ય યથાર્થ સમજી શકેછે. કેમકે પ્રાણ સર્વ સૃષ્ટિનું સત્ય મૂળતત્ત્વ છે. તે પ્રાણનું યથાર્થ સ્વરૂપ લક્ષમાં આવ્યાથી ઉપર કહેલું મહાઅદ્‌ભુત જ્ઞાન થઈ શકે એમાં કાંઈ આશ્ચર્ય નથી; કેમકે **હૃદયાકાશરૂપી** ગુફામાં આપણો પ્રાણ **સોહંરૂપી આત્માની** આકૃતિમાં બિરાજમાન થયેલો છે. અને તે **સોહં આત્મા કુંડળીચક્રમાંથી સૂર્ય** અને **ચંદ્ર**રૂપી **નાડીયો** પ્રકટ કરેછે. તેમાં **સોહંરૂપી આત્મા** પ્રજાપતીરૂપે વ્યાપી રહ્યો છે. હવે અન્નરૂપી ચંદ્રનો ભોક્તા સૂર્યરૂપી પ્રાણ કહ્યો છે.' એ ઉપરથી આ બાહેરના બ્રહ્માંડનો જે સૂર્ય તે પ્રાણ સમજવો, અને બાહેરના ચંદ્રને અપાન સમજવો. એ અપાનનું સત્યસ્વરૂપ આ વિશ્વમાં અન્ન છે, માટે અન્નરૂપી ચંદ્રનો ભોક્તા સૂર્યરૂપી પ્રાણ કહ્યો છે. એઉપરથી ગુહ્ય અર્થમાં સૂર્ય ચંદ્રનો આહાર કરેછે, અથવા પ્રાણ અપાનનો અહાર કરેછે એવું કહેલું છે. એનું તાત્પર્ય એટલું કે આ વિશ્વની સ્થાવર, જંગમ, જડ, ચૈતન્ય વિગેરે સર્વે આકૃતિઓ અન્ન અથવા ચંદ્ર અથવા અપાનની ગણેલી છે. તેમજ આ બાહેરનો સૂર્ય અને આપણો પ્રાણ એ બેઉ એકરૂપ થવાથી ચંદ્રરૂપી અન્નનો ભોક્તા આપણો પ્રાણરૂપી સૂર્ય કહેલો છે; તેથી ચંદ્રનો આહાર સૂર્ય કરેછે એવું પ્રશ્નોપનિષદ્‌ના ૫મા મંત્રમાં દર્શાવેલું છે.

**શ્લોક.**

**आदित्यो ह वै प्राणो रयिरेव चंद्रमा रयिर्वा ।**
**एतत्सर्वं यन्मूर्त्तं चामूर्त्तं च तस्मान्मूर्त्तिरेव रयिः ॥**

એટલે **સૂર્ય** અને **ચંદ્ર** એ બેઉમાં જે સૂર્ય છે, તે નિશ્ચય પ્રસિદ્ધ પ્રાણરૂપ અન્નનો ભોક્તા અગ્નિરૂપ છે. એમાં અન્નરૂપ ચંદ્ર છે કેમકે આ સ્થૂળ અને સૂક્ષ્મરૂપ, મૂર્ત અને અમૂર્તમય જે છે, તે સર્વે અન્નરૂપજ છે. તેથી અમૂર્ત જે અન્ય, અને મૂર્ત જે સ્થૂળ મૂર્તિ છે તે સર્વે અન્નજ છે. કેમ જે સૂક્ષ્મ પ્રાણરૂપ ભોક્તાથી એ ભોગાયમાન થવાથી મૂર્તરૂપ અન્ન કહેવાયું છે. એ ઉપરથી **સોહંરૂપી** પ્રજાપતિની સંકલ્પરૂપ જે આકૃતિ તે સંવત્સર ગણાયછે. અને તેનાં અવયવો ત્રણ અથવા છ ઋતુ, બાર માસ, પક્ષો, અઠવાડીયાં, દિવસ, પ્રહર, ઘડી, પળ, નિમેષ વિગેરે કેહેવાયછે. માટે પક્ષોના કેટલાએક દિવસ સૂર્યના અને કેટલાએક દીવસ ચંદ્રના ગણ્યા છે, તે આપણે પાછળ દર્શાવેલું છે, તે શિવાય સાત વારમાં નીચેપ્રમાણે છેઃ—

| શુકલપક્ષમાં. | | | | કૃષ્ણપક્ષમાં. | | | |
|---|---|---|---|---|---|---|---|
| તિથી | સૂર્યના દિવસ | તિથી | ચંદ્રના દિ૦ | તિથી | ચંદ્રના દિ૦ | તિથી | સૂર્યના દિવ૦ |
| ૫ | શની | ૪ | સોમ | ૫ | સોમ | ૬ | શની |
| ૭ | રવિ | ૬ | બુધ | ૭ | બુધ | ૮ | રવિ |
| ૯ | મંગળ | ૮ | ગુરૂ | ૯ | ગુરૂ | ૧૦ | મંગળ |
| | | ૧૦ | શુક્ર | ૧૧ | શુક્ર | | |

આઉપરથી એ વિદ્યાના અનુભવી જ્ઞાનીયો એવું કેહેછે જે, કોઈ પુરૂષ **સૂર્યસ્વરમાં** એની તિથી અને એનો વાર લઈ ઉત્તર અને પૂર્વ-દિશામાં પ્રયાણ કરે, અને ત્યાં યથાર્થ પુરૂષાર્થ કરે તો તે પુરૂષ જય, કીર્ત્તિ, માન, પ્રતિષ્ઠા વિગેરે મેળવી કાર્ય સંપાદન કરી ઘેર પાછો આવે. એજ પ્રમાણે **ચંદ્રસ્વરમાં** તેના દિવશ અને વારને દિવસે પ્રયાણ કરી યથાર્થ પુરૂષાર્થ કરે તોપણ શુભ ફળોદયને પામેછે; પરંતુ તે સ્વર માર્ગમાં પલટાવવા નહિં દેવાને પ્રયત્ન અવશ્ય કરવું, તે છતાં જો પલટાય તો, ત્યાંજ સ્થિર થઈ પાછળ કહ્યા પ્રમાણે ધ્યાનસ્મરણ કરવું. આ કાળ-યોગમાં **સૂર્ય** તે દિવસ અને રાત્રિ તે **ચંદ્ર** ગણેલો છે. માટે કદાપિ દિવસનો **ચંદ્ર** અને રાત્રીનો **સૂર્યસ્વર** એપ્રમાણે નિરંતર નિયમિત ચાલ્યાં કરે તો, આયુષ્યમાં વિઘ્ન નડતું નથી. તે છતાં પ્રાતઃકાળ, મધ્યાન, સં-ધ્યાકાળ અને મધ્યરાત્રી શિવાય વાર અને તિથીના સંયોગકાળના ભાગને **સુષુમ્ણાનો** કાળ ગણેલો છે. એજ ઉપરથી રાત્રિના ત્રણ વાગ્યા પછી સહવારના નવ કલાકપર્યંતના છ તાસના કાળને **સત્યયુગ** ગણેલો છે. અને સહવારના નવથી તે મધ્યાનના ત્રણ વાગ્યા પર્યંતના છ તાસને **ત્રેતાયુગ** કહ્યો છે. અને ત્રણથી રાત્રીના નવ વાગ્યા સુધીના છ તાસના સમયને **દ્વાપરયુગ** કહી રાત્રીના નવથી તે રાત્રીના ત્રણ વાગ્યા સુધીના કાળને **કલીયુગની** સંજ્ઞા આપેલી છે. એવી રીતે ચારે યુગની ગણત્રી એકજ દિવસમાં કરેલી છે. વાસ્તે એવું કહેલું છે જે ગૃહસ્થે સત્ય અને ત્રેતાયુગમાં સ્ત્રીસંગ કરવો નહિં કેમ જે દિવસરૂપી સૂર્ય તે પ્રાણની આકૃતિ ગણાયછે, માટે એમાં વિષયભોગ કરે તો તેને પોતાના પ્રાણનો ઘાત કર્યો એમ અનુભવી જ્ઞાતા સમજેછે, શાથી જે દિવસરૂપી સૂર્યની અગ્નિમાં પોતાના શ્વાસરૂપી પ્રાણનો હોમ કર્યો ગ-ણાયછે અથવા સૂર્યની અગ્નિમાં કાયાનો હોમ કર્યો મનાયછે. પ્રશ્નો-પનિષદ્‌ના ૧૩ માં મંત્રમાં ગૃહસ્થને રાત્રીના સંસર્ગને **બ્રહ્મચર્યવત્** ગ-ણેલું છે. વળી એવું કહેલું છે જે, પ્રાણનું મૂળ જે **હૃદયકમળ** છે

તેનેવિષે **સોહંરૂપી જે આત્મા** રહેલો છે, તેની પરિપકવ પરમગતિની સ્થિતિ કેવા પ્રકારથી પ્રાપ્ત કરી શકાય તેને સારૂ **સોહંક્રિયા** દર્શાવેલી છે. માઘ વદ ૧ રવિવાર, સંવત્ ૧૯૪૪.

---

# સોહંક્રિયા.

આપણો પ્રાણ હૃદયમાંથી બાહેર બાર આંગળના અવકાશમાં નિકળી ગમન કરેછે, ત્યાં તે અલ્પ સમયસુધી સ્થિર થઈ ત્યાંથી અપાનરૂપ ધારણ કરી હૃદયકમળમાં આવી સ્થિર રહેછે. હવે હૃદયમાંથી જે શ્વાસ બાહેર આવેછે તે સૂર્ય પ્રમાણે ઉષ્ણ હોવાથી તેને **સૂર્યસ્વર** અથવા **પ્રાણ** કહેછે. એ પ્રાણ જ્યારે બાહેરથી પાછો હૃદયમાં આવેછે, ત્યારે ઠંડો હોવાનેલીધે તેને **અપાન** અથવા **ચંદ્રસ્વર** કેહેછે. એઉપરથી **સૂર્યસ્વર** અથવા **પ્રાણવાયુ** હૃદયને ઉષ્ણ કરેછે, તેથી તે ભોજન કરેલા અન્નને યથાર્થ રીતે પાચન કરેછે. હવે અપાનરૂપી ચંદ્ર જ્યારે બાહેર નિકળી પ્રાણરૂપી સૂર્યમાં લીન થાયછે, ત્યારે હૃદયકમળમાં અનંત તત્ત્વો એટલે મુખ્યત્વે કરી સાઠ અથવા પાંસેઠ તત્ત્વો પ્રકાશેછે. આ તત્ત્વોમાં મન સ્થિર કરવાથી સુખ અથવા દુઃખ એમાનું કાંઈજ દર્શાતું નથી. તેજપ્રમાણે પ્રાણરૂપી સૂર્યસ્વર, અપાનરૂપી ચંદ્રનેવિષે જ્યારે લીન થાયછે ત્યારે પુનરપિ જન્મ અને મરણનો સંભવ રહેતો નથી. વળી પ્રાણવાયુ જેટલીવાર બાહેર કાહાડયા પછી સ્થિર રખાય તેટલીવાર કલ્પના રહેતી નથી. અને સર્વે ભ્રાંતિ નષ્ટ થાયછે. અપાનસ્વરને અંતરમાં સ્થિર રાખવાથી પરમપદની પ્રાપ્તિ થઈ શકેછે.

એવી રીતે **પ્રાણ** અને **અપાનવાયુ**ના નિરોધથી હૃદયમાં સ્થિર થયેલા **સોહંસ્વરૂપ**નો સાક્ષાતકાર થાયછે. તેણે કરી આપણું મન સર્વે સંકલ્પ સહવર્તમાન શ્વાસસાથે એકત્ર મળી ગયા જેવું થયું, તે સમયે મનમાં રહેલા પ્રથમના ગુપ્ત સંકલ્પો સૃષ્ટિના ભાવે પ્રાણ અને અપાન એ બેઊની ઉદય અને અસ્તપણાની સર્વે જગતરૂપ ક્રિયા યથાર્થ જાણી શકેછે. તેથી **આત્મજ્યોતિ**માં મનની સ્થિતિ દૃઢ રહેછે તેને સારૂ એવું કહ્યું છે જે.

**શ્લોક.**

**तत्रैकनाशादपरस्य नाश एकप्रवृत्तेरपरप्रवृत्तिः ।**
**अध्वस्तयोश्चेन्द्रियवर्गवृत्तिः प्रध्वस्तयोर्मोक्षपदस्य सिद्धिः ॥**

એટલે **મન** અને **પ્રાણ** એ બેઊમાંથી જો એકનો લય થાય તો, બીજાનો પણ લય થાયછે. એજપ્રમાણે એકના ઉદયથી બીજાનો ઉદય

થાયછે, અને એ બેઊ જો લીન થાય નહિ, તો પ્રત્યેક ઇન્દ્રિય પોતપોતાના વિષયમાં પ્રવર્તેછે. માટે મન અને પ્રાણ એ બેઊની ઐકયતા થવાથી મોક્ષની પ્રાપ્તિ થાયછે કેમજે એ બંનેનો લય થવાથી **આત્મજયોતિ**માં સ્થિત થવાયછે. શાથી જે મન અને વાયુ એ બેઊ એકજરૂપ છે. તે આ નીચેના શ્લોકથી સ્પષ્ટ જણાયછે.

**श्लोक.**

**मनो यत्र विलीयेत पवनस्तत्र लीयते ।**
**पवनो लीयते यत्र मनस्तत्र विलियते ॥**

એટલે જે આધારચક્રમાં મન લીન થાય, તેજ આધારચક્રમાં પવન પણ લીન થાયછે. તેમજ જેમાં પવન લીન થાયછે, તેમાંજ મન લીન થાયછે. કારણ કે મન અને પવન એ બેઊ એકરૂપજ છે. તેથી સોહંસ્વરૂપમાં વ્યાપેલી શ્વાસની સર્વે નાડીયોને ગુદા, **નાભી, હ્દય,** કંઠ, **તાળુ** અને **બ્રાહ્મરંધ્ર** એ ષડ્ચક્રોમાં ગમન કરવાની શક્તિ આવેછે. તે પ્રસંગે પ્રાણ અને અપાનના ચલન અને વલનના આધારે શરીરની સ્થિતિ, જ્ઞાન અને નાડીયો વિગેરે બદલાતી જણાયછે; તે છતાં નાભિચક્રની તળે જે એક **કુંડળી** નામનું સર્પાકાર ચક્ર છે, તેનો સંબંધ **સોહં**ની સર્વે નાડીયોસાથે રહેલો છે, તેથી **સોહં**માં રહેલા પ્રાણઅપાનના સંચરવાના પ્રમાણપૂર્વક **સોહં**નેવિષે વાસના ઉત્પન્ન કરેછે. સારાંશ એટલોજ કે, એ **કુંડલીચક્ર** વાસનારૂપમાંજ રહેલું છે તે છતાં એ વાસનારૂપી **કુંડલીચક્ર** ચિત્તના નષ્ટ થવાથી નષ્ટ થાયછે તે નીચેના શ્લોકમાં કહ્યું છે.

**श्लोक.**

**हेतुद्वयं तु चित्तस्य वासना च्च समीरणः ।**
**तयोर्विनष्ट एकस्मिंस्तौ द्वावपि विनश्यतः ॥**

એટલે ચિત્તની વૃત્તિના એક વાસના અને બીજો પ્રાણ એવાં બે કારણ છે. એ બેઊમાં એકના લયથી બીજાનો લય થાયછે. એટલે વાસનાના લયથી ચિત્ત અને પ્રાણ એ બેઊનો લય થાયછે; તેમજ પ્રાણના લયથી ચિત્ત અને વાસના એ બેઊનો લય થાયછે. તેવીજ રીતે ચિત્તના લયથી પ્રાણ અને વાસનાનો લય થાયછે. આ મૂળ તત્ત્વને લીધે હઠયોગીયોને પ્રાણ અને અપાન એ બેઊની ક્રિયાના સાધનસમયે આસનના દૃઢ અભ્યાસથી **કુંડલીચક્ર**ને નિયમિત ચલાવવું પડેછે, કેમ જે તે તેમ નહિ કરે તો વાયુનો કોપ થઈ અનેક પ્રકારના વ્યાધિયો પ્રકટ થઇ આવેછે અને યોગ સિદ્ધ થતો નથી, એવું કહેલું છે.

**श्लोक.**

**हिक्का श्वासश्च कासश्च शिरःकर्णाक्षीवेदनाः ।**
**भवंति विविधा रोगाः पवनस्य प्रकोपतः ॥**

એટલે હેડકી, વાયુ, હાંફ, કાન અને માથા વિગેરેની અનેક વેદનાના વ્યાધિયો પંચ પ્રાણ વાયુના કોપથી પ્રકટ થાયછે. વળી કુંડલીચક્રના આધારે સર્વે યોગ યથાર્થ રીતે થઈ શકેછે; માટે જ્યાંસુધી કુંડળી જાગૃત થાય નહિ ત્યાંસુધી યોગાભ્યાસ વ્યર્થ જાયછે. તે આ નીચેના પ્રમાણઉપરથી સ્પષ્ટ જણાયછે.

**श्लोक.**

**सुप्ता गुरुप्रसादेन यदा जागर्ति कुंडली ।**
**तदा सर्वाणि पद्मानि भिद्यंते ग्रंथयोऽपि च ॥**

એટલે જ્યારે સુતેલી કુંડળી અનુભવી ગુરૂના અનુગ્રહથી જાગે, ત્યારે સંપૂર્ણ ષટ્ચક્રોનું ભેદન થઈ શકેછે અને તેમ થવાથી **બ્રહ્મા**, **વિષ્ણુ** અને **રૂદ્ર** અથવા ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય એ સઘળાનું છેદન થાયછે એટલે તેનું જાણવાપણું રેહેતું નથી. એવી સ્થિતિ થઈ એટલે શ્વાસ શરીરના બરડામાં પ્રવેશ કરેછે. તેથી એને યોગીયોયે **મેરૂદંડ** કહ્યો છે. એ મેરૂદંડમાં જ્યારે શ્વાસ ઊંચે ચડવા માંડેછે, ત્યારે શરીરમાંનાં પંચભૂતોના વર્ણો એક પછી એક પ્રકાશતા જણાયછે, અને જ્યારે શ્વાસ ગુદાચક્રનો ત્યાગ કરી નાભીચક્રઉપર જાયછે, ત્યારે ઈન્દ્રિયો પોતાના વિષયોના વ્યવહારોનો ત્યાગ કરેછે, તેથી તે સ્થિર થાયછે. તે છતાં **કુંડલીરૂપી** વાસનિક ચક્રના સંબંધથી આપણું મન પૂર્વેની દૃઢિત થયેલી ભાવના અનુસાર સ્વર્ગ, મૃત્યુ અને પૃથ્વીનાં ભિન્ન ભિન્ન સ્થાનોનેવિષે ગમન કરતું જણાયછે અથવા વિરક્તપણાની દૃઢભાવનાથી નીતિ, સત્યતા, જ્ઞાન અને ધ્યાન વિગેરેનું વર્ણન કરી તેની સત્યપરીક્ષા કરવાની અથવા બીજાને તેનો ઉપદેશ કરવાની શક્તિ આવેછે. તે છતાં જેમ જેમ શ્વાસ ષટ્ચક્રોમાં ઊંચે ચડતો જાયછે, તેમ તેમ જ્ઞાન અને મન વિગેરેની સ્થિતિ પલટાતી જાયછે. પછી જે સમયે શ્વાસ **બ્રહ્મરંધ્ર**માં ચડવા માંડેછે, તે સમયે સત્ય ધારણા થવા માંડેછે પરંતુ એટલી સ્થિતિયે પહોંચવા સારૂ હઠયોગીયોને અમુક નિયમપ્રમાણે અતિ વિકટ પ્રાણાયામ કરવાની અગત્ય પડેછે. તે આ પ્રસંગે જણાવવાનું પ્રયોજન નથી. **કુંડલીચક્ર** પ્રત્યેક સમયે નિયમિત નહિ રહેવાથી પ્રાણના અંત સમયે ઉદાનવાયુ સ્વર્ગ અથવા નરક વિગરે સ્થાનોને પ્રાપ્ત કરાવેછે, તે પ્રશ્નોપનિષદ્ના ૩૬ માં મંત્રમાં કહેલું છે.

## શ્લોક.

**अथैकयोर्द्ध्व उदानः पुण्येन पुण्यं लोकं नयति ।**
**पापने पापमुभाभ्यामेव मनुष्यलोकम् ॥**

એટલે હ્રદયકમળમાંથી નિકળી સો નાડીના મધ્યમાં રહી ઊંચે જવાવાળી જે **સુષુમ્ણા નાડી** તેમાંથી ઊંચે જનારો જે **ઉદાનવાયુ** તે પગથી માથાપર્યંત ઘુમેછે. તેના યોગે કર્માનુસાર શુભ કર્મોથી દેવાદિક પુણ્યસ્થાનના લોકને પ્રાપ્ત કરેછે અને કદાપિ જો પાપરૂપ અતિ અશુભ કર્મ કર્યાં હોય તો પશુપક્ષાદિક અધમ યોનીને વાસનાથી પ્રાપ્ત કરેછે, અને પાપ અને પુણ્યરૂપ કર્મો સમાન થવાથી તે મૃત્યુલોકને પ્રાપ્ત કરેછે, પરંતુ **કુંડલી** નિયમિત ચાલી શ્વાસ **બ્રહ્મરંધ્ર**માં ગમન કરવાથી પરમપદની ગતિને પ્રાપ્ત કરેછે; માટે કુંડલીની કૃતિવિષે કાંઇક અધિક સૂચના આપવાથી અધિક લાભ થઈ શકશે.

હ્રદયસ્થાનમાં કુંડલીનો સંબંધ પંચપ્રાણસાથે હોવાથી કુંડલીના વલણપ્રમાણે પ્રાણવાયુ સર્વત્ર ગમન કરેછે પરંતુ **કુંડલીચક્ર** જો આડું પડચું હોય તો પ્રાણ અને અપાન એ બેઊના એકત્ર થવાથી, ઉદાનવાયુ ઊંચે ચહડે અને અપાન નીચે જાય એમ થવાથી જઠરાગ્નિ પ્રદીપ્ત થાયછે, અને તેથી આપણે કરેલા આહારના સત્ત્વને, કુંડલી ભિન્ન ભિન્ન નાડીયોમાં પ્રવેશ કરાવેછે; તેમાં રૂધિરવાળી નાડીમાં રૂધિર જાયછે, વીર્યવાળી નાડીમાં વીર્યનો સંગ્રહ થાયછે, અને જડ પદાર્થને અપાનવાયુ ગુદાચક્રમાં સંગ્રહ કરેછે. એવી રીતે **કુંડલીકૃતિથી** સઘળો વ્યવહાર ચાલેછે. માટે કેટલાએક અનુભવી યોગવેત્તા કેહેછે જે, જે મનુષ્ય પલાઠી વાળી ટટાર બેસી પેટના ભાગને બરડા તરફ દાબેછે, તે મનુષ્યના પેટના મધ્યભાગમાં પોહોંચેલી શીતળતાનો નાશ થઈ ઉષ્ણતા પ્રકટ થઈ આવેછે, અને પેટના આંતરડાંઓને વળગી રહેલો મળ છુટો પડી ગુદાસ્થાનમાં એકત્ર થાયછે; પછી મળ વિસર્જન કરવાના સમયે જો પેટના ભાગને જોરથી દાબી ટટાર બેસે તો તેનો મળ સ્વચ્છ રીતે નિકળી જાયછે. પરંતુ એવી રીતે નહિ કરતાં શ્વાસને જો પેટમાં માત્ર સંગ્રહ કરી રાખે તો તેને વ્યાધિ ઉત્પન્ન થાયછે, માટે અપાનવાયુને દાબી રાખનાર એટલે પેટના ભાગને ઉપર કહ્યાપ્રમાણે બરડા સાથે મેળવી દેનાર પુરૂષના સઘળા સ્નાયુઓમાં ઉષ્ણતા આવ્યાથી શક્તિ અને નિરોગીપણું સ્વાભાવિક રીતે પ્રકટ થાયછે. તે છતાં પ્રાણ અને અપાનની આવર્જન અને વિસર્જન થવાની ગતિ નિયમિત રાખવી, એટલે પ્રત્યેક શ્વાસોચ્છ્વાસને અતિ ત્વરાથી મોહો-

ડાને માર્ગે પેટમાં પ્રવેશ કરવો. પણ તે સમયે પેટને બરડા સાથે મેળવી દેવાને ભૂલવું નહિ. ત્યારપછી પ્રવેશ કરેલા શ્વાસને ઘણીજ મંદ ગતિથી કોઈ પણ નાશીકાના છિદ્રદ્વારા બાહેર કહાડવો. એવી રીતે સર્વ શ્વાસને બાહેર કાહાડ્યા પછી, થોડા સમય સુધી શ્વાસને લેવો નહિ; પછી જ્યારે ગુંગળાટ થવા માંડે ત્યારે શ્વાસને મોહોડેથી લેવો. આ ક્રિયાને **કાગભુષંડી** નામે **ઋષિ** યથાર્થ રીતે જાણતા હતા, તેથી તે અમર છે એવું કેહેવાયલું છે. એનો સારાંશ એટલોજ કે, કોઈ આગ્રહી પુરૂષ એ ક્રિયા યથાર્થ રીતે કરી વીર્યનું સંરક્ષણ નિરંતર કરતો રેહે તો, તેને કોઈ પણ પ્રકારના વ્યાધિથી ઉપદ્રવ થતો નથી, કેમકે એવી ક્રિયાથી **કુંડલીચક્ર** સરળ થઈ જાયછે, અને તેથી સર્વ પ્રાણવાયુની ગતિ એક સરખી નિયમિત ચાલેછે. આવી કૃતિને **અમરકૃતિ** ગણી છે, પરંતુ અમર ગતિને પ્રાપ્ત કરવાસારૂ બીજા કેટલાએક ગુપ્ત પ્રકાર છે તે માત્ર મહાયોગાત્માજ જાણેછે.

આપણા હૃદયસ્થાનમાં વ્યાપેલી કુંડલીમાં આપણી વાસના રહેલી છે, તેથી તે કુંડલીમાં પ્રાણવાયુનું આવાગમન થવાથી કુંડલીમાં વ્યાપેલી વાસના હાલેછે. માટે જેવા પ્રકારથી વાસના હલાવીયે તેવા પ્રકારથી કુંડલીનેવિષે સ્ફુર્ણા સ્ફુરેછે, તેથી તેવાજ પ્રકારનો ભાસ આપણા ચિત્તમાં પડેછે તે એવી રીતે—આપણે જો કુંડલીવાળી વાસનાને મનન કરવાના ભાવથી હલાવીયે તો તતક્ષણ મનની ઉત્પત્તિ થઈ આવેછે. નિશ્ચયના ભાવથી હલાવીયે તો બુદ્ધિ પ્રકટ થઈ આવેછે. સ્મૃતિના ભાવથી **ચિત્ત** થાયછે. સૂક્ષ્મતાના ભાવથી **તર્ક** થઈ આવેછે. **અહંભાવથી અહંકાર** અને સ્પર્શના ભાવથી વાયુ પ્રકટ થઈ આવેછે. કેમ જે અનેક દૃઢ થયેલા ભાવોનેલીધે વાસનામાં **પંચતન્માત્રા, દેહચતુષ્ટય, ચાર અવસ્થા** અને **અંત:કરણપંચક** વિગેરે દૃશ્યમાન થાયછે. એ સર્વે ભાવો પંચભૂતોની ભિન્ન ભિન્ન આકૃતિમાં ભાસેછે. પરંતુ એ સર્વે ભાવો મન અને પ્રાણ એ બેઉના વ્યવહારઉપર ટકી રહેલા છે. એવિષે છાંદોગ્યઉપનિષદ્‌માં કહ્યુંછે જે, અન્નના જડભાગથી વિષ્ઠા થાયછે, મધ્યભાગથી માંસ થાયછે અને એના વાસનિક ભાવથી મન પ્રકટ થાયછે. એ આપણને અનુભવઉપરથી સત્ય લાગેછે. કેમકે, બાળક જ્યાંસુધી અન્ન ખાતું નથી ત્યાંસુધી તેના મનનું યથાર્થ બંધારણ થતું નથી. જો કદાપિ કોઈ પણ સાધારણ પુરૂષ અન્નનો આહાર ઘણા દિવસ કરે નહિ તો તેના મનનો લય થવા માંડેછે, માટે એના બંધારણસારૂ પૃથ્વીતત્ત્વની અગત્ય છે. જળના સ્થૂળભાગથી મૂત્ર ઉત્પન્ન થાયછે, તેના મધ્યભાગથી રક્ત અને સૂક્ષ્મભાગથી પ્રાણ પ્રકટ થાયછે.

માટે જળ નહિ પીવાય તો પ્રાણ નષ્ટ થાયછે. અર્થાત્ પ્રાણ જળભૂતની આકૃતિ છે. એવીજ રીતે અગ્નિના જડભાગથી હાડ ઉત્પન્ન થાયછે, મધ્યભાગથી શ્વેત અથવા માંસ અને સૂક્ષ્મભાગથી વાણી પ્રકટેછે. માટે વાચા **તેજભૂતની** આકૃતિ છે. સારાંશ એ છે જે, વાણી અને પ્રાણ વિગેરે સર્વે વસ્તુઓ પંચતત્ત્વોના સંયોગી ક્રમઉપર આધાર રાખેછે, તેથી **સોહંરૂપી જીવ** જ્યારે **કુંડલીચક્ર**માં સ્થિર થાય ત્યારે સઘળા પ્રાણવાયુઓ વશ થાયછે; તે છતાં વાસનાના ભાવો જ્યારે દૃઢતાથી ઉત્પન્ન થાયછે, ત્યારે **પંચતન્માત્રાને** માર્ગે જગત્ દર્શાયછે, તેથી એ દર્શાયલું જગત્ સંકલ્પમાત્ર છે. અને એ સંકલ્પો બંધ પડવાથી શ્વાસની ગતિ બંધ પડેછે, અને તેથી સર્વે પ્રાણવાયુઓ અકલ્પિતભાવે સિદ્ધિ આપી શકેછે.

હવે મુખ્ય સિદ્ધિ અષ્ટ કહેવાયછે, અને ચોવીસ સિદ્ધિ પણ કેટલાએક ગણેછે. અર્થાત્ સિદ્ધિ અગણિત કહીયે તોપણ ચાલે. તે છતાં અનુભવી યોગીઓએ મુખ્ય ત્રણ સિદ્ધિ ગણેલી છે. તેમાં પ્રથમ **સંકલ્પસિદ્ધિ.** એ ગુપ્તવિશેષણના જ્ઞાનથી પ્રાપ્ત થાયછે. બીજી **પ્રાણસિદ્ધિ** છે. એમાં પ્રથમ પાછળ કહ્યાપ્રમાણે અપાનવાયુને નિરંતર દાબી રાખી મોહોડેથી બાહેરનો શ્વાસ શરીરમાં આકર્ષણ કરવો, અને મંદ પ્રવાહથી નાશિકાને માર્ગે બાહેર કહાડતા રહેવું. અને બાહેર શ્વાસ કહાડયા પછી જ્યાંસુધી ગભરાટ નહિ થાય ત્યાંસુધી શ્વાસને મોહોડાને કિંવા નાશીકાદ્વારે પણ લેવો નહિ. એવી રીતે અભ્યાસ થવાથી નિરોગીપણું પ્રાપ્ત થાયછે. એ બે સિદ્ધિશિવાય ત્રીજી **શૌર્યસિદ્ધિ** ગણાયછે. એથી શૂરાતન પ્રકટ થાયછે. શરીરમાં શૂરાતન પ્રકટ થવાનું કારણ એવું છે જે, બહાર કહાડેલો પ્રાણવાયુ શરીરમાં સ્થિત કરી અધીકવાર રાખવાનો અભ્યાસ રાખવાથી તે પ્રાપ્ત થાયછે. તે પ્રાણવાયુ શરીરના **ભિન્ન ભિન્ન** સ્થાનમાં રાખવાનો નિયમ જણાઈ ભિન્ન ભિન્ન પ્રાણીયોના જેટલી શક્તિ પ્રાપ્ત થઈ શકેછે. તેણેકરી ઘણે પ્રસંગે જ્યેષ્ટિકા અથવા છડીનેવિષે પ્રબળ ઇચ્છાશક્તિના યોગે બીજાં સાધારણ મનુષ્યો વશ કરવાની અદ્ભુત શક્તિ આવેછે. તે **કુંડલીમાં** અનેક **ક્રિયા** કરી ભાવો કલ્પેછે, તેથી ઉપર કહ્યાપ્રમાણે શક્તિ આવેછે. વળી કુંડલીના ચલનવલનની ગતિ ઉપર **જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ** અને **તુરીયા** એ ચારે અવસ્થાનો આધાર રહેલો હોયછે. એમાં જ્યારે પ્રાણ અને અપાનની સાથે **કુંડલી** સમાન અંતરમાં આડી રેહેછે, ત્યારે **જાગ્રત્ અવસ્થા** પ્રાપ્ત થાયછે. તે **કુંડલી** જ્યારે ડાબા ભાગમાં આડી રહેછે, ત્યારે **ચંદ્રનાડી** ચાલેછે, અને જમણા ભાગમાં આડી રહે ત્યારે **સૂર્યનાડી** ચાલેછે. પ-

રંતુ જ્યારે **સુષુમ્ણા નાડી** ચાલેછે, ત્યારે સઘળી સ્નાયુઓ છુટી પડેછે; વાસ્તે યોગીઓ શ્વાસને અંતરમાં સ્થિર કરી ગુદાચક્રને દાબી ધ્યાન કરેછે. તેથી **કુંડલી મેરૂદંડનેવિષે** ગમન કરવા માંડેછે. તે સમયે બીજી સઘળી નાડીયો તેની પાછળ જાયછે. તેણેકરી **તૂર્યાવસ્થા** પ્રાપ્ત થાયછે. સાધારણ મનુષ્યો **સુષુમ્ણાને** એવી રીતે અંતરમાં સ્થિર નહિ કરવાથી તેમની કાયામાં અનેક પ્રકારની વિક્રિયા થાયછે. એ કુંડળી ઉપરપ્રમાણે ત્રણ પ્રકારની વિક્રિયા નિદ્રાવસ્થામાં પણ કરેછે. તેનો પ્રકાર એવો છે કે, રાત્રીના સમયે જ્યારે આપણે ડાબું પાસું દાબીને સુઇયે છૈયે, ત્યારે કુંડલી જમણા ભાગમાં આડી પડેછે, તેથી **સૂર્યનાડી** ચાલેછે; તે સમયે શાંત, નિર્વિકાર અને સુખરૂપ નિદ્રા આવેછે; પરંતુ કુંડળી જ્યારે ડાબા ભાગમાં આડી પડેછે, ત્યારે **ચંદ્રનાડી** ચાલવા માંડેછે. તે પ્રસંગે આપણે નહિ જણાતાં શરીરનીમાંહે અપાનની સ્નાયુઓ ઉઘાડી રહેવાથી શીતળતા પ્રકટેછે. અને આપણે જ્યારે ચતા સુઇયે છઇયે ત્યારે, કુંડલી ત્રિકોણાકૃતિ થાયછે, તે સમયે સર્વે સ્નાયુઓની ગતિ આડકતરી ચાલેછે, તેણેકરી શ્વાસ બેઉ નાશીકામાં ગમન કરેછે; તેથી કંઠનો ઉદાનવાયુ ચલિત સ્વપ્ન પ્રકટ કરેછે. તેમાં કદાપી ચંદ્રનાડી અધિક ચાલતી હોય તો બ્રહ્મરંધ્રને શીતળતા પ્રાપ્ત થવાથી ઘણે પ્રસંગે સ્રીસંગનો ભાસ પડેછે, તેથી મગજમાં રહેલા વીર્યનો ક્ષય થાયછે. કદાપિ **સૂર્યનાડીનો** પ્રવાહ અધિક ચાલતો હોય તો **બ્રહ્મરંધ્ર** ઉષ્ણ થવાથી શ્વાસ આ જગતની રચનાને દેખાડેછે. હવે કદાપિ ઉપલી બેઉ નાડીઓ જો સમાન ચાલે તો મગજનું વીર્ય કેવળ વ્યાધીવાળું થઈ જવાથી સર્વે વાસનાઓ ચિત્રવિચિત્ર ભાવવાળી થઈ જાયછે. તેણેકરી આ જગતમાં નહિ દીઠેલા દેખાવોની વિચિત્ર અને આશ્ચર્યકારક કલ્પનાઓ હૃદયમાંથી આપણા મનોમયચક્રમાં પ્રકટ થાયછે; તેથી દ્રઢિત થયેલા સંકલ્પોપ્રમાણે મન વિલક્ષણ આકૃતિયો ધારણ કરી તે સંકલ્પોની સૃષ્ટિ ઉત્પન્ન કરેલી દર્શાવેછે. આ સૃષ્ટિમાં કોઈ સમયે, બે ચાર ચંદ્ર, તેમજ પાંચ સાત સૂર્ય, રાત્રીનો દીવસ જણાય અને તેમાં મનુષ્યપ્રાણીની ચિત્રવિચિત્ર આકૃતિયો જણાયછે. એ સઘળાનો સારાંશ એટલોજ કે, **કુંડળીના** ન્યારા ન્યારા ચલનવલનથી પ્રાણવાયુની ગતિમાં ભિન્નતા પડેછે, માટે ઘણા ગુપ્તવિદ્યાના વિદ્યાર્થીઓ કુંડલીને નિરંતર નિયમિત રાખેછે. તેમાં પ્રથમ તેઓ જ્યારે શ્વાસને અંતરમાં સ્થિર કરેછે, ત્યારે પલાંઠી વાળી ટટાર બેશી, ગુદા અને પેટના ભાગને મજબુત દાબેછે, તેથી અપાનવાયુ ગુદાની તળે જઈ શકતો નથી, પણ ઉપર આવેછે. વળી તે વિદ્યાર્થીઓ પ્રાણને મોહોડાને માર્ગે બાહેર કહાડતા

નથી, પણ ધીમે ધીમે નાશીકાદ્વારે કહાડેછે. તેણેકરી સર્વે સ્નાયુઓ પોતાના સ્થાનઉપર નિયમિત રેહેછે; કેમ જે મોહોડાને માર્ગે શ્વાસ કહાડવાથી સર્વે સ્નાયુયોનું બળ ન્યૂન થઈ તે ઢીલી પડી જાયછે માટે અનુભવી એવી ક્રિયા નિરંતર કરેછે. સાધારણ વાસનાવાળા મનુષ્યના મરણસમયે તેનો શ્વાસ મુખથી અથવા ગુદાદ્વારા નિકળી જાયછે અને તેથીજ તેને લક્ષચોર્યાસી યોનીઓમાં તે દઢિત વાસનાપ્રમાણે ભટકવું પડેછે. પેટમાં થંડી પહોંચવાથી મળશુદ્ધિ થતી નથી, પણ વાયુની વૃદ્ધિ થાયછે, અને ત્યાં અપાનવાયુનો સંગ્રહ થવાથી પ્રાણની ગતિને તે પોતાની સાથે ઐક્ય કરેછે તેથી સમાન અને વ્યાન એ બેઊ પ્રાણની સાથે મળી જાયછે. એવી રીતે પંચપ્રાણો એકત્ર થવાથી છાતીયે કફ ચોહોંટેછે, તેથી નાશીકાદ્વારે પ્રાણ જતો નથી પણ મુખદ્વારે જાયછે. આવી ઉલટ ક્રિયાથી મૃત્યુ તતક્ષણ પ્રાપ્ત થાયછે. તેમાટે ગુપ્તવિદ્યાના વિદ્યાર્થીઓ સાવધ રહી શ્વાસને મેરૂદંડપર ચડાવેછે, એટલે કાળનો ભય તેમને રેહેતો નથી. તેથી યોગાભ્યાસીઓ કુંડલીને નિરંતર નિયમિત રાખેછે.

માઘ વદ ૮ રવિવાર, સંવત્ ૧૯૪૪.

---

## કુંડલીની શક્તિ.

આપણે પાછળ કહ્યું જે યોગાભ્યાસીઓ નિરંતર કુંડલીને નિયમિત રાખેછે. એ કુંડલીને નિયમિત રાખવાથી કેવો લાભ થાયછે તે નીચેના શ્લોકમાં કહ્યું છે.

**भानोराकुंचनं कुर्यात्कुंडलीं चालयेत्ततः ।**
**मृत्युवक्रगतस्यापि तस्य मृत्युभयं कुतः ॥**

એટલે નાભીસ્થાનમાં રહેલો જે સૂર્ય તેનું આકર્ષણ કરવાથી બાહેરના સૂર્યનું આકર્ષણ થાયછે; તેણે કરી કુંડલીને યથાર્થરીતે ચાલવું પડેછે, તેથી યોગીને કાળનો ભય રેહેતો નથી. પરંતુ સાધારણ મનુષ્ય ઉપલી ક્રિયાને જાણતા નથી તેથી તેની કુંડલી જેમ જેમ હૃદયચક્રમાં એની મેળે જવા માંડેછે, તેમ તેમ આયુષ્યમર્યાદા ન્યૂન થવા માંડેછે. તેની પરીક્ષા ભિન્ન ભિન્ન ચિન્હોઉપરથી કરવામાં આવેછે.

આ પરીક્ષા **શ્રીકૃષ્ણભગવાને અર્જુનને** વિરાટસ્વરૂપનું દર્શન કરાવી યથાર્થ દેખાડી છે, તેથી **અર્જુનને** એવું જણાયું જે, આપણો પોતાનોજ **આત્મા** સર્વત્ર વ્યાપી રહેલો છે, અથવા સર્વે વિશ્વાકૃતિ

**વિરાટનેવિષે** રહેલી છે. એ **વિરાટસ્વરૂપ** આપણાથી શી રીતે દેખાય તેની અલ્પ સૂચના આપીયે.

પ્રાતઃકાળે અને સાયંકાળે જે બાજુએ સૂર્ય રહ્યો હોય તે બાજુએ પોતાની પીઠ કરી ઉભા રહેવું. તેથી જે બાજુએ આપણી છાયા પડી હોય તે છાયાઉપર જ્યાં આપણું મસ્તક રહ્યું હોય તે મસ્તકના મધ્યે આપણી સ્થિર દૃષ્ટિ ઓછામાં ઓછી અડધાથી તે પા તાસ સુધી રાખવી. પછી ચક્ષુ બંધ નહિ કરતાં તે દૃષ્ટિને નિર્મળ આકાશમાં સ્થિર રાખી એક દૃષ્ટિથી જોયા કરવું; એમ કરવાથી આપણી છાયાવાળો દેખાવ કેવલ શ્વેત આકારમાં સઘળા આકાશના પોલાણમાં સર્વત્ર ફેલાઇ જશે. તે સમયે સર્વ સૃષ્ટિ તેનેવિષે સમાઈ ગયેલી જણાશે, અને તે આકાર એક અતિ મોટા પુરૂષ જેવો યથાર્થ ભાસશે. એજ **વિરાટદર્શન** ગણેલું છે. એજ સ્વરૂપને કેટલાએક ઈશ્વર સમજી તેનું **ધ્યાન** અને **ભક્તિ** કરેછે, અને એજ ઉપરથી **મૂર્ત્તિપૂજન**ના માર્ગો ચાલેલા છે. આવી રીતનું દર્શન કરાવનાર પુરૂષને પોતાના તારણગુરૂ અથવા પરમેશ્વર માનેલા છે. તેથી તેની આજ્ઞાપ્રમાણે તેના ભક્તો ચાલેછે. એ વિરાટઉપરથી મૃત્યુની પરીક્ષા કેવી રીતે થઈ શકેછે તેની અલ્પ સૂચના કરીયે.

આપણને ઉપર કહેલા વિરાટના સ્વરૂપનું મસ્તક જ્યારે દેખાતું નથી ત્યારે છ માસમાં મૃત્યુ સમજવું. અને જ્યારે એ આકૃતિનો હસ્ત પાદાદિક કોઈપણ અવયવ ખંડિત થયેલો જણાય ત્યારે કુટુંબના કોઈ પણ મનુષ્યનું મૃત્યુ થવાનો સંભવ જાણવો. એ શિવાય બીજી પરીક્ષા એવી છે જે આપણે પોતાના મસ્તક ઉપર કોઈપણ હાથની હાથેલી મુકી તે હાથેલીવાળા હાથના કાંડા તરફ બેઉ ચક્ષુની દૃષ્ટિ સ્થિર કરી આકાશ તરફ જોવાથી, જો તેમાં પાતળો કેશ જેવો તે હાથ દર્શાય તો મૃત્યુ દૂર છે એમ જાણવું. પણ જ્યારે તે હાથ જાડો દેખાય ત્યારે ચૌદ દિવસમાં મૃત્યુ સમજવું. વળી જો નાશીકાની દાંડી અદર્શ થાય તો તેર દિવસમાં મૃત્યુ જાણવું. ચક્ષુની ભમ્મર નહિ જણાય તો ત્રણ માસમાં મૃત્યુ સમજવું. હવે જો વીસ દિવસસુધી એક સરખી દિવસે **સૂર્યનાડી** ચાલે અને રાત્રીયે **ચંદ્રનાડી** ચાલે તો છ માસમાં મૃત્યુ જાણવું. એક પક્ષસુધી ચાલે તો પાંચ વર્ષ, એકતાળીસ દિવસ સુધી ચાલે તો દોઢ માસમાં મૃત્યુ થવાનો સંભવ જાણવો. વળી જો આપણે ઉભા થવાથી પગની પાટલી અડધી જણાય તો દશ દિવસમાં, પગ અને આંગળાં વિગેરે નહિ દર્શાય તો ચાર દિવસમાં, કાનની લાળી ભાંગેલી જણાય તો અઢી દિવસમાં; હસ્ત,

પાદ વિગેરેના કેશ અથવા દીવો, પાણી વિગેરે ચિત્રવિચિત્ર જ- ણાય તો ચાર દિવસમાં મૃત્યુ થવાનો સંભવ કહ્યો છે. કદાપિ મર- ચાં, મીઠું અને લીંબડો વિગેરેનો સ્વાદ બદલાયલો જણાય તો બે દિ- વસમાં મૃત્યુ કહ્યું છે. વળી એવું નિર્માણ કરેલું છે જે, નિરોગી પુરૂષની **સુષુમ્ણા** પાંચથી દસ પળસુધી ચાલેછે. અડધા તાસસુધી **સુષુમ્ણા** ચાલવાથી આયુષ્યમર્યાદા ૩૦ વર્ષની ગણેલી છે. એકથી દોઢ કલાક સુધીની મર્યાદા ૩૦ થી ૨૫ વર્ષની કહી છે. બે તાસથી ૨૨½ વર્ષ; ત્રણ કલાકથી ૧૭ વર્ષ, ૫ તાસથી ૧૦ વર્ષ, ૭ તાસથી પાંચ વર્ષ, આઠ તા- સસુધી ૩ વર્ષ, બાર કલાકસુધી ૧ વર્ષ અને ૨૪ કલાક સુધી **સુ- ષુમ્ણા** ચાલે તો ઘડી અથવા પળમાં મૃત્યુ સમજવું. જ્યારે મૃત્યુ સમીપ આવવાનું હોય ત્યારે **સુષુમ્ણા** બંધ પડી મુખવાટે સર્વે પ્રાણ- વાયુઓ સુસવાટા કરતા ફીણ ઉત્પન્ન કરી આવાગમન કરવા માંડેછે. તેમ થાય તો મૃત્યુ એકથી દશ તાસમાં જાણવું એવું કહ્યું છે.

એ કારણથી કેટલાએક યોગીઓ **સુષુમ્ણા**ને આકર્ષણ કરી પંચ- પ્રાણના શ્વાસોચ્છ્વાસને **મેરૂદંડ**ઉપર ચહડાવી સર્વે નાડીયોના ચલનને બંધ કરેછે, તેથી **કુંડલી** ઊંઘી પડેછે, માટે તેને મૃત્યુનો ભય રેહેતો નથી, અને એથી **સમાધિનિષ્ઠ** થવાયછે. આ સમાધિકૃત્ય સ્થિતિમાં રહી **અમૃત**પાન કરી સઘળી નાડીયોને બળ આપેછે. તેણે કરી મૃત્યુ દૂર જાયછે. અને પુનરપિ આયુષ્ય તે યોગી ભોગવેછે એવું હઠપ્રદીપિ- કાના ૪૪-૪૬ શ્લોકમાં કહ્યું છે.

પરંતુ એવા યોગી મહાત્માઓ પોતાનાં સઘળાં કર્મોનો ક્ષય કરી રહ્યા પછી, તેમજ પરોપકારનાં શુભ કાર્યોથી પણ નિવૃત્ત થયા પછી, જ્યારે સ્વઇચ્છાયે દેહત્યાગ કરેછે, તે સમયે **કુંડલીચક્ર**ને **મેરૂદંડ**ને માર્ગે **બ્રહ્મરંધ્ર**માં સ્થિર રાખેછે. ત્યાં સર્વે વાસનાઓ નષ્ટ થવાથી ઘણે પ્રસંગે સ્વાભાવિક રીતે મગજ ફાડી પ્રબળ થયેલો આત્મા બાહેર નિકળેછે. પછી તે **અખંડ ૐકારરૂપ આત્માના** નિરાકાર સ્વરૂપમાં વ્યાપી જાયછે. તેથી અખંડ મુક્તિમાં **સોહંરૂપી આત્મા અખંડ** રેહેછે. આવી ક્રિયા યોગના પૂર્ણ અભ્યાસથી અને સંપૂર્ણ જ્ઞાનથી થઇ શકેછે. પરંતુ સાધારણ હઠયોગના અભ્યાસીઓ તો આસન દઢ કરી શ્વાસના રૂંધનયોગથી તેમની **કુંડલી** કંઠચક્રમાં ચઢી જાયછે. ત્યાં તેની પૂર્વેની દઢ થયેલી વાસના અનુસાર તેના પંચપ્રાણોની અનેક કૃતિઓ ચા- લતી જણાયછે. તેમાં **કુંડલી**એ કરેલાં કૃત્યોની સ્મૃતિ એક પછી એક આવ્યાથી અનેક વિચારો ઉત્પન્ન કરાવ્યા કરેછે, અને તે કલ્પનાપ્રમાણે વાસનાના સ્ફુરવાથી ચિત્રવિચિત્ર ક્રીડા થતી તેને જણાયછે. એમાં

સ્વર્ગ, નરક, **બ્રહ્મપુરી, ઈન્દ્રલોક,** વૈકુંઠ અને **ગોલોક** વિગેરે સ્થાનો પણ ઘણે પ્રસંગે જણાયછે. એ સઘળું પોતાની દૃઢ થયેલી ભાવનાના સંકલ્પ અનુસાર જણાયછે. આવા પ્રકારની કુંડલીના ચલનવલનના આધારે પ્રત્યેક મનુષ્યને પોતાના કર્તવ્યકર્મ પ્રમાણે નિરંતર ભાસેછે. તેમાં સાધારણ બુદ્ધિના શ્રદ્ધાવાળા ભાવિક ધાર્મિક ભક્તજનો એવું જાણેછે જે, અમારા પુણ્યના પ્રતાપથી તથા અમારા ઈષ્ટદેવની કૃપાથી **સ્વર્ગલોક, વૈકુંઠ, ગોલોક** અથવા **અક્ષરાદિ ધામમાં** જઈ ત્યાં રહેલા ભક્ત અથવા મુક્તજન સાથે રહી અખંડ ભગવાનની સેવામાં રહ્યા છઈયે. એવી ચિત્રવિચિત્ર કલ્પના ઉત્પન્ન કરનાર કુંડલીજ છે. કેમ જે મરણ સમયે એના પંચપ્રાણો પરસ્પર જડ, ચૈતન્ય, સ્થાવર, જંગમરૂપની આકૃતિઓ ધારણ કરી રમણ કર્યા કરેછે. પરંતુ જ્યારે સંપૂર્ણ જ્ઞાની યોગાત્માની કુંડળી બાહેર નિકલી બાહેરના પંચભૂતોના સર્વે પ્રાણવાયુઓને પોતામાં એકત્ર કરેછે, ત્યારે કાંઈજ દૃશ્યમાન થતું નથી. અને પોતાનો ચૈતન્યરૂપ **સોહં આત્મા** ૐકારરૂપ **આત્માનેવિષે સૂર્યનાં** કિરણપ્રમાણે લીન થઇ જાયછે, અને માત્ર **એક, અખંડ, અદ્વૈતરૂપ, અચંચળ, નિરાકારી, આનંદજ** રેહેછે એવું પાચમાં મુંડકોપનિષદ્‌ના ૪૫ મા મંત્રમાં કહ્યું છે.

આપણે ઉપર કહ્યાપ્રમાણે પુણ્યવાન ભાવિક ભક્તો અમુક કાળપર્યંત મોક્ષરૂપ **આત્મમય બ્રહ્મલોક** અથવા **અક્ષરધામ**માં રહ્યા પછી તેમને પાછા પુનરપિ જન્મ ભોગવવા પડેછે; કેમ જે કાંઇ પણ અલ્પ સમયમાં કોઇ પણ જાતની પ્રકૃતિની અસત્ય ભાવવાળી વાસનાના અણુની આસપાસ વ્યાપેલા પંચભૂતોનાં તત્ત્વોને ભાવનારૂપમાં જુવેછે, તેથી અંતે પોતે અમુક આકૃતિમાં બિરાજેલું પોતાને જાણેછે, અને એજ પુનર્જન્મ કેહેવાયછે. હવે પંચવિષયમાં અપરિમિત તૃષ્ણાવાળા ક્રૂરસ્વભાવના કેવળ સ્વાર્થવાળા પાપી પુરૂષોના મરણ સમયે તેની કુંડલીના વ્યાપેલા પંચપ્રાણો ઘણે પ્રસંગે ગુદાદ્વારે ગમન કરેછે. પછી તેની દૃઢ થયેલી અશુભ વાસનાની સ્ફુર્ણાને લીધે પ્રાણવાયુદ્વારા તેની ભાવના અનેક પ્રકારના આકારો દર્શાવેછે. તેમાં યમના દૂતો પોતાને પકડી જઈ પોતાના ક્રૂરકર્મપ્રમાણે શિક્ષા કરતા જણાયછે. તેમાં વળી પોતાની સ્ત્રી, પુત્રી, માતા, ભગિની વિગેરેનાં જાણીતાં દુષ્ટકર્મો સ્પષ્ટ દર્શાઇ આવેછે. તેમજ પોતાના સગાંસંબંધીયો તીરસ્કાર કરતા પણ ઘણાને જણાયછે. તે શિવાય યમના દૂતો અનેક પ્રકારના વિકટ માર્ગે અતિ પીડા કરતા યમરાજાપાસે અથવા કોઇ દૃઢ કલ્પનાથી નિશ્ચય કરેલા ઈશ્વરપાસે લઈ જતા જણાયછે. વળી માર્ગમાં અનેક પ્રકારના દુષ્ટ

પશુઓ પણ પોતાને પીડા કરતા જણાયછે. એવી અનેક પ્રકારની ચિત્રવિચિત્ર આકૃતિઓની ભયંકર રચના જણાયછે. એવી રીતે સઘળા મતપંથોનાં ધર્મપુસ્તકો અને ગાથાઓમાં યમરાજા અથવા કોઈ સમર્થ ઈશ્વર તે પ્રાણીને તામિસ્ર, અંધતામિસ્ર, મહારૌરવ, રૌરવ અને નરક વિગેરે કુંડોમાં અથવા કેવળ અંધકારમાં તેનાં કરેલાં કર્મપ્રમાણે નાંખેછે એવું કેટલા એક સમયસુધી તેવી કલ્પનાવાળાને પ્રત્યક્ષ દેખાયછે. વળી તે કુંડોઉપર રક્ત, તામ્ર, પીળો વિગેરે સૂર્ય પ્રકાશતો જણાયછે એવું કહેલું છે. એ સઘળું દેખાવાપણું માત્ર **સુષુમ્ણા**માં પંચપ્રાણોના આવગમનતુંજ છે. કેમકે એવા પ્રકારનો ચમત્કાર **સુષુમ્ણારૂપી નાડી**, પોતાના પંચપ્રાણોનાં કિરણો થકી વાસનાપ્રમાણે ઉત્પન્ન કરી દેખાડેછે. તેથી સર્વે પ્રાણીયોના મરણકાળ સમયે **સુષુમ્ણા નાડી** ચાલવાથી તેમને પોતાનેવિષે પ્રગટરૂપે એવા ચમત્કાર દેખાયછે. એ સઘળું છતાં કોઇ આગ્રહી ગુપ્તવિદ્યાનો વિદ્યાર્થી અથવા યોગી નિરંતર **સુષુમ્ણા**ના પ્રવાહના સમયે પૂર્વે કહ્યાપ્રમાણે ધ્યાન કર્યા કરે તો તેને **વર્તમાન, ભૂત** અને **ભવિષ્ય**નું જ્ઞાન આપોઆપ સ્વાભાવિક રીતે વગર ઇચ્છાયે મોહું વેહેલું પ્રગટ થઈ આવેછે. તેમાં પ્રથમ પોતાના પ્રત્યેક વિચારો, તેની ભાવના અને તે ભાવના કઇ વૃત્તિમાં કેવી દૃઢતાથી રહીછે તેનું યથાર્થ જ્ઞાન થાયછે. એ જ્ઞાનથી આગળ પોતાનાં મન, બુદ્ધિ, ચિત્ત વિગેરે તત્ત્વોમાં ઉત્પન્ન થતી કલ્પના કોનેવિષે કેવા પ્રકારનો સિદ્ધાંત કરેછે તે જણાવવાથી પ્રત્યેક મનુષ્યના હૃદયમાં કેવી કલ્પના, કેવી દૃઢતા, અને કેવા વિચાર વ્યાપેલા છે તે ઓળખાઇ આવેછે. એ ઉપરથી પ્રત્યેક મનુષ્યની વર્તણુક અને તેની કલ્પનાના જ્ઞાન ઉપરથી તેનાં કેવાં કૃત્યોથી કેવું પ્રારબ્ધ બંધાઈ કેવું વલણ થઇ કેવાં કર્મો કરશે અને કેવા પ્રકારનું સુખદુઃખ ભોગવશે તે સઘળું જણાઇ શકેછે એટલુંજ નહિ પણ આખી સૃષ્ટિ અને સઘળા **બ્રહ્માંડ**માં ફેરફારો તથા અસંખ્ય પ્રાણીના અસંખ્ય જન્મજન્માંતરની કથા પણ કહી શકેછે. અને તે સર્વે કથા આપણને અનુભવથી સત્ય જણાયછે. કેમકે **સુષુમ્ણા**ના આકર્ષણ સમયે શરીરના પંચતત્ત્વોના પંચરંગોની પરીક્ષા થાયછે. તે પરીક્ષાઉપરથી તે તત્ત્વવાળા વર્ણોના ચલન અને વલનપ્રમાણે આપણેવિષે કલ્પનાઓ પ્રગટ થાયછે, અને તે કલ્પના જેવા પ્રકારના આપણા વિચાર થાય તેવી કૃતિ કરી દર્શાવેછે. એમ છતાં કેટલેએક પ્રસંગે આપણીજ ઉત્પન્ન થનારી કલ્પના આપણને વિચિત્ર અને ભિન્ન પ્રકારનું જ્ઞાન આપેછે. એ સત્યજ્ઞાનથી **ભૂત, ભવિષ્ય** અને **વર્તમાન** એનું જ્ઞાન પણ દૃઢ આગ્રહી પુરૂષોને યથાર્થ પુરૂષાર્થ કરવાથી સમજાયછે.

જે સમયે **સુષુમ્ણાનો** પ્રવાહ ચાલેછે, તે સમયે **કુંડલી** શરીરના ભિન્ન ભિન્ન સ્થાનમાં સ્થિત થવાથી ઉપર કહ્યાપ્રમાણે વર્ણો દર્શાવેછે. તે સમયે સઘળાં શરીર પીંજરમાં **અખંડજ્યોતિ** પ્રકાશમાન હોવાથી તત્ત્વપરીક્ષા થઇ શકેછે. એમાં પ્રત્યેક તત્ત્વ સાધારણ રીતે દોઢથી તે બે તાસ સુધીમાં બદલાયછે. તે સમયે શ્વાસઉપર સ્થિર કરેલી દૃષ્ટિસન્મુખ અનેક સૂક્ષ્મ તેજનાં ટીપાંઓ ઊડી રહેલાં જણાયછે, અને તેના મધ્યમાં એક અચળ તેજનું ટીપું રહેછે, તેથી આ મધ્યમાં વ્યાપેલા તેજના ટીપાંઉપર દૃષ્ટિ સ્થિર રાખવાથી આપણી અનેક વૃત્તિઓ તેની સાથે એકરૂપ થઈ જવા માંડેછે. તે પ્રસંગે જોનારની દૃષ્ટિમાં પીળો રંગ દેખાયછે. તેથી આખા બ્રહ્માંડમાં તે સમયે પૃથ્વિતત્ત્વ વ્યાપક થયું છે એમ સમજવું. પછી જ્યારે નીળો રંગ દેખાયે ત્યારે સર્વત્ર વાયુતત્ત્વ આચ્છાદન થયું છે એમ સમજવું. એમાં પ્રશ્ન પૂછનારનું કાર્ય શાંત રીતે ફળીભૂત થાયછે. પછી જ્યારે શ્વેત રંગ પ્રકાશે ત્યારે જળતત્ત્વ વ્યાપક થયેલું સમજવું. એ સમયે પ્રવાસ કરનાર મનુષ્યને જય પ્રાપ્ત થાયછે. તેમાં આશીર્વાદ ફળીભૂત થાયછે. તેમાં વળી એ સમયે એ રંગમાં દૃષ્ટિ રાખી શ્વાસને સ્થિર કરી એજ વર્ણવિષે એવી કલ્પના કરે કે, વાદળ થા તો તતક્ષણ વાદળ થઈ આવેછે, અથવા વાયુની કલ્પના કરે તો વાયુ થાયછે. સારાંશ કે એમાં સર્વ સંકલ્પો ફળીભૂત થાયછે. પછી જ્યારે રક્ત વર્ણ જણાય ત્યારે અગ્નિતત્ત્વ વ્યાપક થયેલું જાણવું. એમાં પ્રશ્ન પૂછનારનું કાર્ય થતું નથી. વળી આ તત્ત્વમાં જો વર્ષનો આરંભ થાય તો તે દેશમાં લડાઇ, ચોર અને રાજ્યનો ક્ષય થાયછે. કદાપિ એમાં બાળકનો જન્મ થાય તો તેનું અલ્પ આયુષ્ય સમજવું. જળતત્ત્વમાં જો જન્મ થાય તો બાળક પ્રતાપી થાય, પૃથ્વિતત્ત્વમાં જન્મ થાય તો મંદભાગ્યનો થાય, વાયુતત્ત્વમાં મધ્યમ પ્રારબ્ધવાળાનો જન્મ થાય, અને જ્યારે શ્વેત, શ્યામ રંગ પ્રકાશે ત્યારે આકાશતત્ત્વ વ્યાપક થયેલું સમજવું. એ પ્રસંગે ત્રિકોણ, ચોખુણ અને ષટ્કોણ વિગેરે જ્યોતિના આકારો ભાસેછે. ત્યારે જાણવું જે આપણને **ઉન્મનિમુદ્રા** પ્રાપ્ત થઈ છે. એ તત્ત્વ જોનારનું સઘળું શરીર કાષ્ઠ અથવા મરણતુલ્ય જણાયછે, તે છતાં તે જોનાર પોતે અખંડ પ્રકાશિત જ્યોતિ જુએછે. આ સ્થાને શ્વાસની સ્થિતિ સ્થિર થાયછે. તે પ્રસંગે આપણે જાણે સઘળા બ્રહ્માંડના મથાળાઉપર પૂર્ણાનંદથી સ્થિર થઇયે છઇયે. અને તે સમયે આપણી સર્વે કલ્પનાઓ, મનોવૃત્તિ, જ્ઞાન અને પંચભૂત વિગેરે સઘળી રચના અદૃશ્ય થઈ ગયેલી જણાયછે; તેથી આપણને મહાઆનંદના સુખનો ભાસ પડેછે. ત્યારે સમજવું જે આપણો શ્વાસ

મેરૂદંડદ્વારા આપણા બ્રહ્મરંધ્રચક્રઉપર આવી સ્થિર થયો છે. તેથી સત્ય ઈશ્વરી જ્ઞાન સમજાયછે. આવા પ્રકારના નિદિધ્યાસથી ઉપર કહેલા અનુભવી સંપૂર્ણ જ્ઞાનથી આપણું મન ઉપલા તત્ત્વોના વર્ણ, તેની કૃતિ અને રચના વિગેરેનું પૃથક્કરણ કરેછે. તેમાં મન બે પ્રકારથી વર્તેછે. મન બાહ્ય ઇન્દ્રિયોમાં વ્યવહાર કરવાથી તે વિષયી થાયછે અને મન અંતરમાં સ્થિત થવાથી પૂર્ણ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરેછે, અને પોતે હૃદયમાં સ્થિર રહેછે એવું પંચદશીમાં કહેલું છે.

### श्लोक.

मनो दशेंद्रियाध्यक्षं हृत्पद्मगोलके स्थितं ।
तच्चांतःकरणं बाह्येष्वस्वातंत्र्याद्विनेंद्रियैः ॥

એટલે સર્વે ઇન્દ્રિયોનું અધ્યક્ષરૂપ સર્વ વિચારોનું પ્રેરક અધિપતિ મન છે. તે હૃદય કમળરૂપ ગોલકમાં સ્થિર છે. આ મન ઇન્દ્રિયોવિના એકલું બાહ્ય શબ્દાદિકને ગ્રહણ કરી શકતું નથી, તેથી એ મન અંતઃકરણરૂપી અંતર ઇન્દ્રિયોરૂપે છે; કેમકે મન સર્વ વ્યવહારનું કારણ છે. કેમકે એ મન સત્વ, રજ અને તમ એવા ત્રણ ગુણોમાં રહેલું છે. તેમાં વૈરાગ્ય, ક્ષમા, ઉદારતા અને શાંતિ વિગેરે ગુણો સત્ત્વગુણથી ઉત્પન્ન થાયછે, તેમજ કામ, ક્રોધ, લોભ અને પ્રયત્ન વિગેરે વૃત્તિઓ રજોગુણથી પ્રકટ થાયછે. અને આળસ, ભ્રાંતિ અને નિદ્રા વિગેરે તમોગુણથી ઉત્પન્ન થાયછે. એમાં સત્ત્વગુણવાળી વૃત્તિથી શુભકર્મ કરાવેછે. પરંતુ તમોગુણની વૃત્તિથી શુભ કિંવા અશુભ એ બેઉમાંથી કાંઈજ થઈ શકતું નથી. તે કેવળ અંધારરૂપજ છે; તે છતાં એમાં ગુપ્ત રીતે અભિમાનની વૃત્તિ રખાવેછે. તેથી આગળ અહંકાર પ્રકટ થઈ આવેછે, અને અહંકારથી ચાર વાચા, અંતઃકરણપંચક અને દશે ઇન્દ્રિયોમાં આપણું મન પ્રવર્તેછે. પરંતુ સોહંરૂપી આત્માનેવિષે પંચપ્રાણો ઉપર કહેલી ક્રિયા કરે તો એ પ્રવર્તપણું બંધ થઈ ધ્યાનાવસ્થા પ્રાપ્ત થાયછે.

ફાલ્ગુન શુદ્ધ ૧ રવીવાર, સંવત્ ૧૯૪૪.

---

## પ્રત્યાહાર અને ધ્યાન.

હવે આપણે પ્રથમ પ્રત્યાહારવિષે અલ્પ સૂચના આપીયે. એનેવિષે એવું કહ્યું છે.

**श्लोक.**

**विषयेष्वात्मतां दृष्ट्वा मनसश्चित्तिमज्जनं ।**
**प्रत्याहारः स विज्ञेयोऽभ्यसनीयो मुमुक्षुभिः ॥**

એટલે શબ્દાદિક વિષયમાં અથવા ઘટપટાદિક પદાર્થોવિષે સત્તા, સ્ફુરતા અને પ્રિયતારૂપ માત્ર એક **આત્માજ** છે એમ સમજી નામરૂપ ક્રિયાથી મનને વિરક્ત કરી આત્મામાં તલ્લીન થવું તે પ્રત્યાહાર કેહેવાયછે.

આ પ્રત્યાહારના સાધનમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ વિગેરે ઇન્દ્રિયોને સ્થિર કરી જેટલી વારસુધી શ્વાસને સ્થિર રખાય તેટલીવાર રાખી તેને ધીમે ધીમે નાશિકાદ્વારે કાઢવો. એમ કરી કર્ણ-ઇન્દ્રિય બંધ કરી એકાગ્રચિત્ત કર્યાથી ઘણે પ્રસંગે ધ્વનીયો સંભળાયછે. વળી તે સમયે ચક્ષુંઇન્દ્રિય બંધ કર્યાથી શરીરપિંજરમાં પંચભૂતોના ભિન્ન ભિન્ન વર્ણો આવર્જન કરતા જણાયછે. એવિષે એવું કહ્યું છે.

**श्लोक.**

**कदाचित् पिहिते कर्णे श्रूयते शब्द आंतरः ।**
**प्राणवायौ जठराग्नौ जलपानेऽन्नभक्षणे ॥**

એટલે કાન બંધ કરવાથી કોઈ સમયે પ્રાણવાયુમાં અથવા જઠરાગ્નિનેવિષે શરીરમાં ધ્વનિયો સંભળાયછે. જેમ અન્ન અને જળના ભક્ષણ અને પાનથી શીતોષ્ણ પ્રકટ થાયછે, તેમ નાદરૂપી જારણથી બાંધેલું મન પોતાની ચપળતાનો ત્યાગ કરી **નિરાલંબ બ્રહ્માકારવૃત્તિના** પ્રવાહને ધારણ કરેછે. કેમકે, નાદના અનુસંધાનથી અંતર અને બાહ્ય એ બેઊની સર્વે ચિંતાનો ત્યાગ થાયછે. તેણેકરી બહિર્મુખરૂપી ચંચળ મૃગમય જે આપણું મન તે વશ થાયછે. તેનેવિષે એવું કહ્યું છે.

**श्लोक.**

**मकरंदं पिबन् भृंगो गंधं नापेक्षते यथा ।**
**नादासक्तं तथा चित्तं विषयान्नहि कांक्षते ॥**

એટલે જેમ પુષ્પરસના પાનથી ભ્રમર સુગંધની ઇચ્છા કરતો નથી, તેમ નાદમાં આસક્ત થયેલું જે ચિત્ત તે સુગંધરૂપ પંચવિષયની અપેક્ષા કરતું નથી. તેથી નાદાભ્યાસી વિદ્યાર્થીયો ક્ષણમાત્રમાં પોતાના ચિત્તની ચાંચલ્યતાને જીતી તેને વશ કરેછે. તેમાં કેટલેએક પ્રસંગે મોટા સમુદ્રની ગર્જના જેવા અથવા મેઘના જેવી ગર્જનાના નાદો શ્રવણ થાયછે. તેમજ અભ્યાસથી અતિ સૂક્ષ્મ નાદો પણ સંભળાયછે. તેવિષે એવું કહ્યું છે.

**श्लोक.**

**कर्णौ पिधाय हस्ताभ्यां यं शृणोति ध्वनिं मुनिः ।
तत्र चित्तं स्थिरीकुर्याद्यावत्स्थिरपदं व्रजेत् ॥**

એટલે ધ્વનીને અભ્યાસ કરવામાં પ્રથમ યોગીને અંગુઠાથી કર્ણને દાબી રાખવાથી તેના નાદો સંભળાયછે, તેથી આગળ **તુરીયપદ** પ્રાપ્ત થાયછે, પરંતુ એ **તુરીયપદ**ની પ્રાપ્તિ થવાની પૂર્વે સઘળા નાદો બંધ પડી જાયછે. પછી જ્યારે મન પોતાનો વ્યવહાર ચલાવતું અટકેછે ત્યારે કાળજ્ઞાન થવા સારૂ આત્મસ્થિતિનો લાભ થાયછે. તેવિષે એવું પ્રમાણ છે.

**श्लोक.**

**तावदाकाशसंकल्पो यावच्छब्दः प्रवर्तते ।
निःशब्दं तत्परं ब्रह्म परमात्मेति गीयते ॥**

જ્યાંસુધી નાદ સાંભળવામાં આવેછે, ત્યાંસુધી ચિત્ત આકાશમાં રહેછે, પરંતુ જ્યારે મનની સાથે શબ્દનો લય થાયછે, ત્યારે, ચિત્ત પોતાનું જે મૂળસ્વરૂપ શબ્દરહિત **બ્રહ્મ** તેમાં સ્થિર થઇ જાયછે. એ **આત્મરૂપ પરમાત્માને** કેવી રીતે પ્રાપ્ત કરી શકાયછે તે કઠોપનિષદ્‌ના ૬૭ મા મંત્રમાં કહેલું છે.

**श्लोक.**

**यच्छेद्वाङ्मनसी प्राज्ञस्तद्यच्छेज्ज्ञान आत्मनि ।
ज्ञानमात्मनि महति नियच्छेत्तद्यच्छेच्छान्त आत्मनि ॥**

એટલે જે વિવેકી પુરૂષ છે તે વાણીથી ગ્રહણ કરી સર્વે ઇન્દ્રિયોનો મનવિષે લય કરેછે, અને મનનો જ્ઞાનસ્વરૂપ **આત્મ**બુદ્ધિમાં લય કરે, તેથી મન પોતે મનાદિ કિરણોને પ્રાપ્ત થાયછે, તેણે કરી આગળ જ્ઞાનરૂપી બુદ્ધિનાયોગે ઉત્પન્ન થયેલું જે હિરણ્યગર્ભરૂપ મહત્તત્ત્વ અથવા **આત્મા** તેનેવિષે લય થવાયછે. એવી રીતે સર્વે ઇન્દ્રિયાદિક કિરણોનો લય કરવાથી **તુરીયપદરૂપ** શાંત **આત્માની** પ્રાપ્તિ થાયછે.

પ્રત્યાહારમાં શ્વાસનું માપ શરીરની બાહેરના આકાશમાં બાર આંગળપર્યંતનું ગણાયછે. એ શ્વાસ ષટ્ચક્રોમાં ધુમ્યા કરેછે. તેમાં શ્વાસ જ્યારે **બ્રહ્મરંધ્ર**તરફ જવા માંડેછે, ત્યારે **શાંભવીમુદ્રા** પ્રગટ થાયછે. તે આ નીચેના શ્લોકમાં કેહેછે.

**श्लोक.**

**अंतर्लक्ष्यं बहिर्दृष्टिर्निमेषोन्मेषवर्जिता ।
एषा सा शांभवी मुद्रा वेदशास्त्रेषु गोपिता ॥**

ગુદાથી **બ્રહ્મરંધ્ર**પર્યંત જે ચક્રો છે, તેના મધ્યમાં વાસનિક ચક્ર છે, તેમાં અંતઃકરણની વૃત્તિ અથવા દેહના બાહેરની જે દૃષ્ટિ છે તેની પલક બંધ કરવી, એટલે ઇન્દ્રિયો અને મનોવિકાર નષ્ટ કરી વૃત્તિ સ્થિર કરવી એનું નામ **શાંભવીમુદ્રા** કહેવાયછે. એ **ઋગ્વેદ, વેદાંત, સાંખ્ય** અને **પાતાંજલા**દિક શાસ્ત્રોમાં ગુપ્તરૂપ કેહેવાયછે.

જ્યારે પ્રથમ ધારણા સમયે અંતર્લક્ષ થઈ બહિર્દૃષ્ટિ અંતઃકરણમાં લીન થાય એવી રીતે એક ક્ષણવાર પણ રહે ત્યારે તેને **ઉન્મનિમુદ્રા** પ્રાપ્ત થઇ એમ કેહેવાયછે. તેનેવિષે કઠોપનિષદ્‌માં એવું કહ્યું છે.

**मंत्र ३.**

**अङ्गुष्ठमात्रः पुरुषो मध्य आत्मनि तिष्ठति ।**
**ईशानो भूतभव्यस्य न ततो विजुगुप्सते । एतद्वै तत् ॥**

એટલે એવી રીતે ધારણાવાળા અભ્યાસીને હૃદયકમલ અંગુષ્ઠ જેવડું કેટલેક પ્રસંગે દેખાયછે. એ હૃદયકમલના સૂક્ષ્મ છિદ્રમાં અંતઃકરણ પણ અંગુષ્ઠપ્રમાણનું ભાસેછે. તેમાં સર્વ જગત્ પરિપૂર્ણ રીતે એક અંગુષ્ઠ જેવડી આત્મજ્યોતિ જણાયછે તે પુરૂષ કેહેવાયછે. તે શરીરના મધ્યભાગમાં સ્થિર છે. તેને ત્રણે કાળના નિયંતા ઈશ્વર જાણી પોતાનું રક્ષણ કરવા ઇચ્છતો નથી. તે સાક્ષાત્ **બ્રહ્મ**સ્વરૂપ કહેવાયછે. તેને એવું જ્ઞાન પ્રગટ થાયછે જે પ્રાણની સહાયતાથી વાકાદિક ઇન્દ્રિયોમાં પ્રાણાકૃતિથી આત્મા ગમન કરતો જણાયછે. તે ગમનપણાથી શરીરનેવિષે તેની સ્થિતિ થાયછે. તેથી તેને પ્રાણસંજ્ઞા પ્રાપ્ત થવાથી તે પ્રાણધારક પણ કેહેવાયછે. એ પ્રાણધારકને યોગીયો કેવી રીતે સમજેછે તે કઠોપનિષદ્‌ના એક મંત્રમાં કહ્યું છે.

**श्लोक.**

**अङ्गुष्ठमात्रः पुरुषो ज्योतिरिवाधूमकः ।**
**ईशानो भूतभव्यस्य स एवाद्य सउ श्वः । एतद्वै तत् ॥**

એટલે એક અંગુષ્ઠમાત્ર પુરૂષ ધૂમરહિત અગ્નિના પ્રકાશનીપેઠે યોગીયોએ હૃદયનેવિષે લક્ષણાથી જાણ્યો છે, અને તે વર્તમાન, ભૂત અને ભવિષ્ય એ ત્રણે કાળનો નિયંતા ઈશ્વર છે. તે નિત્ય **કૂટસ્થ** પુરૂષ સર્વે પ્રાણીમાત્રોનેવિષે વ્યાપક થઈ વર્તેછે. બીજો એવો કોઇ નથી. એ **બ્રહ્મ**રૂપ પ્રકાશની પ્રાપ્તિના સમયે પ્રાણવાયુ **બ્રહ્મરંધ્ર**માં ગમન કરેછે. તે સમયે અનેક પ્રકારના ધ્વનીઓ સંભળાયછે.

પ્રત્યાહારમાં મનને સ્થિર રાખવાસારૂ અંતર્દષ્ટિમાં કેવા પ્રકારનું જ્ઞાન રાખવું તે કઠોપનિષદ્‌ના ૫૭ મા મંત્રમાં કહ્યું છે.

श्लोक.

आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव तु ।
बुद्धिन्तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च ॥

એટલે **આત્માને** રથનો સ્વામી જાણવો અને શરીરને રથ જાણી અશ્વને ઠેકાણે ઇન્દ્રિયોને જાણવી. અને ઇન્દ્રિયોને હાંકનાર સારથીને ઠેકાણે નિશ્ચયરૂપ બુદ્ધિ જાણવી. અને સંકલ્પ વિકલ્પરૂપી જે મનની વૃત્તિ તેને અશ્વને બાંધવાની દોરી જાણવી. એવી રીતે પ્રથમ વિદ્યાર્થીએ **પ્રત્યાહાર**માં દઢ આગ્રહથી વૃત્તિ રાખવાની છે. એવી રીતે દૃષ્ટિ સ્થિર થવા માંડી એટલે અભ્યાસીએ ધ્યાન કરવાનો પ્રારંભ કરવો. તે કેવી રીતે કરવો એની અલ્પ સૂચના આ પ્રસંગે કરીયે.

આપણે પૂર્વે કહેલા **તત્ત્વદર્શન**ના નિદિધ્યાસથી **આત્મજ્યોતિ**નો સાક્ષાત્કાર કરવો એનું નામ **સત્યધ્યાન** કેહેવાયછે. તેનેવિષે એવું કહ્યું છે.

श्लोक.

ब्रह्मैवास्मीति सहसा निरालंबतया स्थितिः ।
ध्यानशब्देन विख्याता परमानंददायिनी ॥

એટલે દેહાભિમાની જ્ઞાનરહિત થઈ હું **બ્રહ્મ** છું એવી **બ્રહ્માકાર** વૃત્તિ રાખી **બ્રહ્માનંદ**માં નિમગ્ન થવું એનું નામ **ધ્યાન** કેહેવાયછે. એવી ધ્યાનરૂપ વૃત્તિ **પરમાનંદ**ની પ્રાપ્ત કરનારી છે. એવા ધ્યાનથી પ્રાણોનું આકર્ષણ થઇ **પ્રાણ** અને **અપાન** એ બેઉ એકત્ર થાયછે. પછી એ બેઉ પ્રાણો બીજા પ્રાણોને એકત્ર કરતા જઇ તે **મૂલાધાર** (ગુદસ્થાન) **મણીપુર** (નાભી) **અનાહત** (હૃદય) **વિશુદ્ધિ** (કંઠ) **આજ્ઞા** (ભૃકુટી) અને **બ્રહ્મરંધ્ર** એટલે મગજ એ સઘળાંનેવિષે ભેદન કરવા માંડેછે, તેથી એ વાયુની કૃતિપ્રમાણે અંતઃકરણાદિક તત્ત્વોની સ્થિતિ શાંતિમાં રહેછે. તેનેવિષે એવો આધાર છે.

श्लोक.

यावद्बद्धो मरुद्देहे यावच्चित्तं निराकुलम् ।
यावद्दृष्टिर्भ्रुवोर्मध्ये तावत्कालं भयं कुतः ॥

એટલે જ્યાંસુધી વાયુ શરીરમાં ભેદ ન કરે ત્યાંસુધી અંતઃકરણ વ્યાકુળ થતું નથી, તેમજ જ્યાંસુધી ભૃકુટીમધ્યે દૃષ્ટિ રહે ત્યાંસુધી કાળનો ભય રહેતો નથી, પરંતુ જે પ્રસંગે **સોહંસ્વરૂપ** વ્યાનવાયુની-

સાથે બીજા વાયુ એકત્ર થઈ મેરૂદંડઉપર ચઢવા માંડેછે, તે પ્રસંગે **પ્રાણ, અપાન, સમાન** અને **ઉદાન** એ વાયુની ગતિ મંદ થાયછે અને કુંડલી સંકોચાઈ બીજાં ચક્રોઉપર ઊંચે જવા માંડેછે. તેમાં જ્યારે **કુંડલી મેરૂદંડ**દ્વારા કંઠ, તાળુ અને **બ્રહ્મરંધ્ર**ઉપર જવા માંડેછે, ત્યારે ગુદા, નાભી અને હૃદય એ ચક્રો સંકોચાઈ એકત્ર થાયછે, તેથી પ્રાણનું ગમન બાહેરના અવકાશમાં બાર આંગળપર્યંત થતું નથી, પણ તે પંચપ્રાણોમાં એકત્ર થઈ **બ્રહ્મરંધ્ર**તરફ પ્રાણવાયુ ઘુમેછે. કેમકે તે સમયે **કુંડલી** .ઊંધી પડેછે, તેથી સર્વે સ્નાયુઓ સીધી થાયછે અને પંચપ્રાણોની એકત્ર જ્યોતિ સર્વત્ર દર્શાયછે. આવા ભાસના સમયે દેહાભિમાન જતું રહેલું જણાયછે. તેથી કુંડલીને ચલાવનાર પુરૂષ મુક્ત થાયછે. તેવિષે એવું કહ્યું છે.

**श्लोक.**

**कंदोर्ध्वे कुंडलीशक्तिः सुप्ता मोक्षाय योगिनाम् ।**
**बंधनाय च मूढानां यस्तां वेत्ति स योगवित् ॥**

એટલે કુંડલી શક્તિ કંદ એટલે કેડના ઉપલા ભાગમાં યોગીયોને મોક્ષને અર્થે અને મૂઢ પુરૂષને બંધન અર્થે સુતી છે. તેમાં યોગીયો એને ચલિત કરી મુક્ત થાયછે; અને મૂઢ જનો એને નહિ જાણવાથી બંધનમાં રેહેછે. યોગનો સંપૂર્ણ આધાર કુંડલીના ઉપર રહેલો છે. એ કુંડલીના આધારે એકાગ્રતાથી પંચપ્રાણોના આકર્ષણથી જે સમયે **જ્યોતી** પ્રકાશેછે તે સમયે આ સૃષ્ટિ ભિન્ન પ્રકારના આનંદમાં સમજાયછે. અને તે પ્રસંગે શ્વાસ મેરૂદંડઉપર ચઢવાની તૈયારીમાં હોયછે. તે સમયે ધ્યાન કરનારનું મન સંપૂર્ણ એકાગ્રતાવાળું થવાથી મનના સંકલ્પોના પ્રવાહ અંતરમાં માત્ર મનોમન ચાલેછે. તેનો આધાર એવો છે.

**श्लोक.**

**मारुते मध्यसंचारे मनःस्थैर्यं प्रजायते ।**
**यो मनःसुस्थिरीभावः सैवावस्था मनोन्मनी ॥**

એટલે જ્યારે વાયુ સુષુમ્ણામાં ગમન કરે ત્યારે મન સ્થિર થાયછે અથવા જ્યારે મન સ્થિર થાય ત્યારે વાયુ સુષુમ્ણામાં ગમન કરેછે. ત્યારે ઐક્યવૃત્તિરૂપે ધ્યાન થાયછે. અને એવી રીતે જ્યારે સંપૂર્ણ રીતે મન સ્થિર થાય, ત્યારે **ઉન્મની** અને **મનોન્મની** અવસ્થા કહેવાયછે. આ અવસ્થામાં ગુપ્તવિદ્યા પ્રકટ થાયછે. તે છતાં એ મનોન્મની અવસ્થાનેવિષે પાંચ ભૂમિકા ગણેલી છે. તેમાં પ્રથમ **ક્ષેપ, ૨ મૂઢતા, ૩ વિક્ષેપ ૪ એકાગ્રતા** અને ૫ **નિરોધ.** એમાં **ક્ષેપભૂમિકા**

એટલે આ લોક અને દેહવાસનાની વૃત્તિ પ્રકટ થવી. પછી જ્યારે નિદ્રા અને આલસ્યાદિકમાં જ્યારે વૃત્તિ જાય ત્યારે મૂઢતા કહેવાયછે. ધ્યાનમાં વૃત્તિનું બહીર્મુખ અને મનનું પ્રકટ થવું તે **વિક્ષેપ** કહેવાયછે. અને જ્યારે સર્વે વૃત્તિયો એકાગ્ર થઈ પરિપકવપણાથી નિમગ્ન થઈ સ્થિર રેહે ત્યારે **નિરોધભૂમિકા** સમજવી. આ નિરોધભૂમીકાના સમયે પ્રાણવાયુઓ ન્યૂન ચાલવા માંડેછે, તેથી તે સત્યધ્યાની પુરૂષને તે સમયે મહાજ્ઞાન ઉત્પન્ન થાયછે. કેમકે તે સમયે ષટ્ચક્રો સંકોચાઈ જ્યારે શ્વાસ મેરૂદંડઉપર જવા માંડેછે, ત્યારે સઘળા પ્રાણવાયુના મળની શુદ્ધિ થઈ સઘળી નાડીયો સ્વાધીન થઈ જાયછે. એનેવિષે એવું કહ્યુંછે.

**શ્લોક.**

**शुद्धिमेति यदा सर्वं नाडीचक्रं मलाकुलम् ।**
**तदेव जायते योगी प्राणसंग्रहणे क्षमः ॥**

એટલે જે સમયે મનની કેવળ એકાગ્રતા થઈ નાડીયોમાંના મળની શુદ્ધિ થાયછે, તે સમયે યોગાભ્યાસીઓને પ્રાણસંગ્રહ કરવાની શક્તિ આવેછે. એવી રીતે શ્વાસ ગ્રહણ કરવાની શક્તિ આવવાથી તે શ્વાસની ગતિ મંદ થઈ તે અંતરમાં ચાલેછે. એવિષે ભાગવતના એકાદશસ્કંધમાં કહ્યું છે જે, મનુષ્યની કાયાની સ્થિતિના પ્રમાણમાં સાધારણ રીતે સ્વાભાવિક રીતે શ્વાસનો વેગ બાહેરના અવકાશમાં જાગ્રત્ સ્થિતિમાં બાર આંગળપર્યંત રહેછે. અને જ્યારે મનુષ્ય ચાલેછે ત્યારે તેનો વેગ અઢાર આંગળપર્યંત ચાલેછે, અને મનુષ્ય જો બેશીને વાત કરતો હોય તો શ્વાસ સોળ આંગળ પર્યંત હોયછે. અને તે દોડતો હોય તો બાવીસ આંગળ પર્યંત ચાલેછે. માટે તે સમયે જો શ્વાસને કમી ચલાવી નાશીકાદ્વારે કહાડતાં આવડે તો તેની સઘળી નાડીયોમાંથી સરદીનો વિકાર નાશ પામી સર્વાંગે ઉષ્ણતા પ્રકટ થઈ આવેછે. એ શ્વાસ ગૃહસ્થને સ્ત્રીસંગ પ્રસંગે તેવીસ આંગળ ચાલેછે. તેમાં જો તે શ્વાસને ન્યૂન ચલાવવાનો અભ્યાસ હોય તો તે વીર્યથી પ્રકટ થનારૂં બાળક અતિ ચંચળ અને નિરોગી હોયછે. એવી રીતે શ્વાસને છોડતી વખત તેની મંદગતિ કર્યાથી વીર્યની વૃદ્ધિ, વ્યાધિનું નષ્ટ થવું અને જ્ઞાનની ઉન્નતિ થાયછે.

આજ નિયમપ્રમાણે કેટલાએક યોગીયો આત્મપદની પ્રાપ્તિસારૂ પોતાના શ્વાસની જે સ્વાભાવિક ગતિ હોયછે તેને મંદ કરેછે. તેથી તેને પૂર્ણ ઐશ્વર્ય પ્રાપ્ત થાયછે. અદ્ભુત જ્ઞાનનો ઉદય થવા માંડેછે, તેજપ્રમાણે ધર્મજીજ્ઞાસુ પુરૂષો વિવેકથી કોઈ સત્યગુરૂદ્વારા એ નિય-

મપ્રમાણે ચાલે તો તેને વ્યાધિ વિગેરેનું બળ ન્યૂન થઇ તેને સર્વે કાર્યો ઉત્તમ રીતે કરવાની શક્તિ આવેછે. પરંતુ અલ્પબુદ્ધિના વિષયી અપરિમિત તૃષ્ણાવાળા કેવળ સ્વાર્થી પુરૂષને અધિક હાનિ થાયછે. એટલેથી એ વિષય અપૂર્ણ રાખી આજનું વ્યાખ્યાન પૂર્ણ કરીયે છઇયે.

ફાલ્ગુન શુદ્ધ ૭ રવિવાર, સંવત્ ૧૯૪૪.



## ધ્યાન ધારણા અને સમાધિ.

આપણે પાછલા વ્યાખ્યાનમાં યોગીને **ધ્યાન** સમયે કેવા પ્રકારના ચમત્કારો દર્શાયછે તેની કેટલી એક સૂચના આપી. તે છતાં આ પ્રસંગે પણ એજ વિષયની અગત્યની સૂચના આપીયે છઇયે. **ધ્યાનના** સમયે જ્યારે પ્રથમ **કુંડલીચક્ર** ગુદા અથવા મૂલાધારચક્રનાઉપર યોગીઓને આવેછે ત્યારે તે મુક્ત થયો એમ કેહેવાયછે. તેવિષે એવું કહ્યું છે.

**श्लोक.**

**कुंडली कुटिलाकारा सर्पवत्परिकीर्तिता ।**
**सा शक्तिश्चालिता येन स मुक्तो नात्र संशयः ॥**

એટલે કુંડલી સર્પનીપેઠે કુટિલાકાર છે, એ વાત યોગીઓએ કહી છે. તેથી જે પુરૂષ એ કુંડલીને મૂલાધારઉપર પ્રાપ્ત કરેછે તે પુરૂષ મુક્ત થયો કહેવાયછે. એવે સમયે હ્રદયરૂપ ગુફામાં જે **સોહંરૂપી આત્મા** છે, તે પંચપ્રાણોની અગણિત નાડીયોના આકારમાં મિશ્રિત થઈ સ્તંભાકારે ભાસવાથી, તે સ્તંભરૂપ **સોહં**ની આકૃતિએ વિરાટ્ સ્વરૂપ ધારણ કરેલું જણાયછે. તેથી તેનેવિષે સર્પાકારી કુંડલીનો દેખાવ પોતાની વાસનાપૂર્વક સ્વર્ગ, મૃત્યુ અને પાતાલાદિકના દેખાવોમાં પ્રકટ થાયછે એ **સવિકલ્પ સમાધિ**નું પ્રથમ ચિન્હ છે. આ સ્થાને જે પ્રસંગે સંયમરૂપ ચિત્તવૃત્તિઓ શાંતપણામાં સ્થિર થવા માંડેછે તે પ્રસંગે તે યોગીનો શ્વાસ આઠ આંગળપર્યંત રહેલો જાણવો. હવે **સવિકલ્પ** અને **નિર્વિકલ્પ** સ્થિતિવિષે એક શ્રુતિમાં એવું કહ્યું છે.

**श्लोक.**

**सविकल्पस्य लक्ष्यत्वे लक्ष्यस्य स्यादवस्तुता ।**
**निर्विकल्पस्य लक्ष्यत्वं न दृष्टं न च संभवि ॥**

એટલે નામ, જાતી અને પદાર્થો વિગેરેના ભાસને **વિકલ્પ** કહેછે, માટે જ્યાંસુધી તેની સાથે વ્યવહાર રાખવામાં આવેછે ત્યાંસુધી

**સવિકલ્પ સમાધિ** ગણાયછે. આ **સવિકલ્પ સમાધિમાં** હૃદયરૂપ **બ્રહ્મ**માં ચિત્તવૃત્તિ સ્થિર થાયછે, તેથી નામ, જાતિ વિગેરે અવસ્તુરૂપ દૃશ્યનું મિથ્યાપણું સ્વાભાવિક રીતે સમજાયછે. તે છતાં એમાં **નિર્વિકલ્પનું** લક્ષ તે અભ્યાસીને જણાતું નથી તેથી તે છે કે નહીં એનો સંભવ થતો નથી. તેથી અભ્યાસીને તેના ચિત્તની અનેક વૃત્તિઓમાં અનેક ભાવના પ્રકટ થવાથી તે ચિત્તની અનેક વૃત્તિઓ **સોહં**ની દેખાયલી નિરાકૃતિમાં ઐક્યપણાથી મળી જવા માંડેછે; તેથી તેની કાયા કોઇ સમયે **મહાબ્રહ્માંડ** જેવડી દેખાયછે, અને તેનીઉપર કહેલી ચિત્તની અનેક વૃત્તિઓએ આ વિશ્વની અનેક આકૃતિઓ ધારણ કરેલી જણાયછે. તેમાં તેના મન, બુદ્ધિ, ચિત્ત, તર્ક, અહંકાર અને જ્ઞાન વિગેરે કલ્પનાની શાખાઓ દૃઢિત થયેલી વાસનાપ્રમાણે અદર્શ કૃતિ જણાવેછે, અને ત્યાં કુંડલી પ્રાણીમાત્રોવિષે ચિત્તની અનેક વૃત્તિઓમાં વાસનાપૂર્વક જોવામાં આવેછે, અને પોતે જેવા જેવા કર્મોના જે જે સંકલ્પો દેહદ્વારા જેવા દૃઢિતભાવથી પૂર્વે કર્યા હોય તે સઘળા કેવા પ્રકારનાં સુખદુઃખ આપશે તે મનોમનજ્ઞાને સ્પષ્ટ દર્શાયછે, અને તેવી સ્થિતિમાં ચંદ્રામૃતધારાના પાનથી તે યોગીઓ જરા, વ્યાધિ વિગેરે કાંઇ નહિ નડતાં દીર્ઘઆયુષ થાયછે. એવો ચમત્કાર શ્વાસ જ્યારે સાત આંગળ ઉપર આવેછે ત્યારે થવા માંડેછે. એવી રીતે સર્પાકારી **કુંડલી**ના ઊંધા પડવાથી **સોહં**સ્વરૂપ વિરાટાકૃતિ ધારણ કરેછે. તેમાં આકાશ અને અગ્નિ એ બે તત્ત્વો દેહમાં નીચે આવેછે, અને પૃથ્વી, જળ અને વાયુ એ તત્ત્વો કંઠચક્ર તરફ જવા માંડેછે. તેમાં તે **સોહં કુંડલી** સાથે એકરૂપ થઇ સ્તંભાકારમાં સર્વે પ્રાણવાયુને સીધો કરેછે. તેથી ચિત્તની અનેક વૃત્તિઓ આ **બાહ્ય બ્રહ્માંડ**ની કલ્પના કરતી બંધ પડેછે, માટે મનોમનજ્ઞાનમાં એ સૃષ્ટિસંબંધી કલ્પનાઓ અંતરમાં પ્રકટ થવાથી અનેક દેશો અને રચના વિગેરે અદ્‌ભુત કૃતિ જણાયછે. એ સઘળું પ્રાણવાયુની દૃઢતાને અનુસાર ચિત્તકળા એવા આકારોમાં સ્ફુરેલી દર્શાયછે.

જે સમયે **કુંડલી**ની સાથે **સોહં** અને પ્રાણવાયુઓ એકત્રરૂપ થઈ **મેરૂદંડ**ઉપર ચઢી **કંઠચક્ર**માં જવાની તૈયારી કરેછે, તે સમયે કંઠની **સ્વપ્ન** નામની નાડી સાથે પૂર્વે કહેલી પ્રાણવાયુની બોહોતેર હજાર નાડીયો અને સઘળા શરીરનાં સાહાડાત્રણ કોટી રૂંવાનેવિષે સ્થૂલાકારવાળી ઉપર કહેલી બોહોતેર હજાર નાડીયો **સોહં**ના પ્રકાશિત સ્વરૂપને યથાર્થ આકૃતિમાં સુષુમ્ણાયોગે પ્રકટ કરેછે. તેનેવિષે એવું પ્રમાણ છે.

### શ્લોક.

**द्वासप्ततिसहस्राणी नाडिद्वाराणि पंजरे ।**
**सुषुम्णा शांभवी शक्तिः शेषास्त्वेव निरर्थकाः ॥**

એટલે પિંજરાપ્રમાણે નસોથી બંધન થયેલા શરીરમાં બોહોતેર હજાર નાડીદ્વારાથી પ્રવેશ થાયછે, તે **સુષુમ્ણા** શાંભવી શક્તિ છે. તે શક્તિ સૂર્યચંદ્રના એકત્રપણાના સંબંધથી રહિત થઈ પોતે **ધ્યાનદ્વારા ચૈતન્યરૂપ આત્માનો** સાક્ષાત્કાર કરાવેછે, તેથી એ સર્વે નાડીયો પંચમહાભૂતોનાં સૂક્ષ્મ કિરણોના આકારોમાં સર્વત્ર વ્યાપેલી જણાયછે, અને તે પેલી કુંડલીચક્રની આસપાસ, શ્યામ, રક્ત, નીલો, પીળો અને શ્વેત વિગેરે વર્ણો એકત્રપણાથી ચક્રાકારે ફરતા ભાસેછે, અને ત્યાં **સોહું-સ્વરૂપી આત્મા** ઉપલા પંચપ્રાણો અને **કુંડલી** એ ઐકયતાથી મળી જાયછે. તે સમયે શ્વાસની ગતિ બંધ પડી નિદ્રાતુલ્ય તે યોગી જણાયછે. એ દેખાવની સ્થિતિને **જીવન્મુક્તિ** કહી છે. આવે પ્રસંગે કેવી સ્થિતિ થાયછે તે નીચેની શ્રુતિમાં કહ્યું છે.

### શ્રુતિ.

**स्वस्थो जाग्रदवस्थायां सुप्तवद्योऽवतिष्ठते ।**
**निःश्वासोच्छ्वासहीनश्च निश्चितो मुक्त एव सः ॥**

એટલે આ સ્થાને અંતઃકરણ સ્વસ્થ આનંદમાં રેહેછે અને જાગ્રતમાં નિદ્રાતુલ્ય છતાં એકાગ્રવૃત્તિનો પ્રવાહ જાગ્રત જેવો ભાસેછે; તોપણ તે સમયે શ્વાસોચ્છ્વાસની ગતિ બંધ પડેલી જણાયછે. એનું નામ **જીવન્મુક્તિ** કહી છે. એવે પ્રસંગે **ૐકારરૂપ આત્માના** આભાસનેવિષે **સોહું** અને **કુંડલી** એ બેઊ વ્યાપી જાયછે, તેમ થવાથી એકાગ્રચિત્તની શાંતિવાળી અનેક ચિત્તકલા અથવા વૃત્તિયો **સોહુંસ્વરૂપના** મૂળમાં જેવી ભાવના ઉત્પન્ન કરે, તેવી કલ્પના પ્રકટ થાયછે. તેથી **સોહુંમાંના** પ્રાણવાયુઓનેવિષે દૃઢ થયેલી વાસનામાં ચિત્તની અનેક વૃત્તિયો ભાવના અનુસાર પ્રવેશ કરેછે. તેથી સઘળી વૃત્તિયો દેવી, દેવતા, ઋષિ, તપસ્વી અને સંતસાધુઓના આકારો ધારણ કરી **સોહુંરૂપી આત્માને** દેખાડેછે, એટલુંજ નહીં પણ તે સર્વે દેવ, મૂર્તિયો **સોહુંરૂપી આત્માને** અનેક પ્રકારના મંત્રો, વિદ્યાઓ, અને ક્રિયા વિગેરેની સૂચના પણ આપેછે. અને તેના જ્ઞાનથી દેહદ્વારા આ સૃષ્ટિના સર્વે સ્વરૂપોની કૃતિયો સમજાયછે. આવા દેખાવો આપણા જ્ઞાનની દૃઢતાથી પ્રાપ્ત થાયછે. આવા પ્રકારના યથાર્થ સંપૂર્ણ અનુભવ ઘણા આગ્રહી સંસ્કારવાળા મહાન પુરૂષોને જણાયછે. તેનાં દૃષ્ટાંતો સદ્ગ્રંથોમાં ઘણાં છે. એવી સ્થિ-

તિમાં **વર્તમાન, ભૂત** અને **ભવિષ્ય** વિગેરે કાળના સઘળા નિયમો સમજાયછે. એજ દેખાવને યોગશાસ્ત્રમાં **સંયમ**પ્રાપ્તિ કહી છે. એજ **સંયમ** પ્રાપ્તિના યોગે માહાત્મા અને તત્ત્વદર્શિઓ, **સત્ય, ત્રેતા, દ્વાપર** અને **કલિ** વિગેરે યુગોનું ભવિષ્ય કહી ગયા છે. એવી સ્થિતિ થયા પછી આગળ આપણા સઘળા પ્રાણવાયુઓ અદૃશ્ય થયેલા જણાયછે અને **કુંડલી** તથા **સોઽહં ૐકારરૂપ આત્મા** ઐકયતા ધારણ કરેછે, તેથી આપણો સ્થૂલ દેહ જણાતો નથી માટે એને **નિર્વિકલ્પ સમાધિ** કહી છે. તે છતાં એ પ્રસંગે આપણી વાસનાવાળી **કુંડલી** પંચપ્રાણોની સર્વે નાડીયોમાં સજીવન રૂપે રહેલી છે. તેથી જો **સોહંરૂપી આત્મા**માં જરા પણ કલ્પના પ્રકટ થાય તો તે યોગીના સર્વે પ્રાણો પાછા **મેરૂદંડ**ને માર્ગે કાયાના સર્વે ચક્રોમાં નિયમિત રીતે પોતપોતાના સ્થાનમાં સ્થિત થઈ જાયછે. તેણેકરી તે **સમાધિનિષ્ઠ**ની કાયા અને તેની સઘળી ઇન્દ્રિયો પૂર્વવત્ જાગ્રત્ સ્થિતિમાં પાછી આવી સૃષ્ટિ વ્યવહાર કરેછે. એવો ચમત્કાર શ્વાસ પાંચ આંગળના અંતરે રહેવાથી દર્શાયછે. તે છતાં જે એકાંતવાસી પૂર્ણ યોગેશ્વર છે. તે પોતાના પ્રાણને દીર્ઘકાલસુધી સંયમમાં રાખી **નિર્વિકલ્પસમાધિ**માં રહેછે. એવી રીતનું સત્યજ્ઞાન **વસિષ્ઠજીયે શ્રીરામચંદ્રજી**પ્રત્યે કહ્યું છે તે આ નીચેની શ્રુતિ ઉપરથી જણાશે.

**શ્રુતિ.**

**जाते तस्मिन् वृत्तिशून्यं मनस्तिष्ठति मूकवत् ।**
**एतत् पदं वसिष्ठेन रामाय बहुधेरितम् ॥**

એટલે એપ્રમાણે મનને જીતવાથી મન અને વૃત્તિ એ બેઊ શૂન્ય થાયછે, એટલે તે યોગી મુંગા જેવો રહેછે. એનો સારાંશ એટલોજ કે, સ્ફુર્ણાનો પ્રતિબંધ કરવાથી માત્ર એકજ સાક્ષી **આત્મા** રહેછે. અને એનુંજ નામ **તુરીયાવસ્થાસંયમા**ભાસ એવું એ વિદ્યાના જ્ઞાતાઓયે કહ્યું છે. તેથી એનેવિષે સર્વ પ્રાણો, **સોહં** અને **કુંડલી** એ સઘળું એકરૂપ થઈ **ૐકારરૂપ આત્મા**માં સંમીલન થઈ જાયછે. એ દેખાવ આપણો **સોહંરૂપી આત્મા** ભૃકુટીચક્રમાં વ્યાપી જવાથી દર્શાવવા માંડેછે. એવી રીતના **તુરીયરૂપી** સંયમભાસમાં ૐકારરૂપ **આત્મા** લીન થાયછે. તેમ થયા પછી **સોહંસાથે** વ્યાપેલી **કુંડલી** અને પ્રાણોની અગણિત નાડીયો ભિન્ન ભિન્ન તંતુઓના જેવી અથવા સૂર્યના અતિ સૂક્ષ્મ કિરણાકારે જેનું માપ થઈ નહિ શકે એવી અનહદ અપારરૂપે દર્શાયછે. તેના ઉપર **સોહંરૂપી** આત્માની દૃષ્ટિ પડવાથી તે જ્ઞાનદૃષ્ટિને ભિન્ન ભિન્ન જાતની સૂચના આપેછે. તેમાં **કુંડલીરૂપી** વાસનિક ચક્ર પોતાના સ્વ-

રૂપમાં ઐક્યરૂપે મળી જવાથી જે પોતાની વાસના પ્રકટ થાયછે, તે વાસનાથી કુંડલી ભિન્ન નથી; માટે જેવી વાસના તેવીજ સૃષ્ટિ આપોઆપ પ્રકટ થઈ આવેછે. આ ચૈતન્ય પ્રકાશરૂપી કિરણોઉપર આપણે જ્યારે સ્થિરતા રાખી લક્ષ આપીયે છઇયે, ત્યારે આપણી ચલન થતી સ્ફુર્ણા મનોમન અંતર્યામી ભાવનાવાળા જ્ઞાનનેવિષે પ્રથમ દૃઢ કરેલા સંકલ્પપ્રમાણે આ જગત્ચક્રમાં વ્યવહાર કરી દર્શાવેછે અથવા તો સર્વ પ્રાણીમાત્રોના નિશ્ચય કરેલા સંકલ્પોપ્રમાણે આપણા સંકલ્પ ઉત્પન્ન થાયછે. એ ઉપરથી અનુભવી જ્ઞાની એવું સ્પષ્ટ કહેછે જે, આ વિશ્વની દૃશ્ય અને અદૃશ્ય સઘળી વસ્તુઓ આપણા દૃઢિત થયેલા સંકલ્પોમાં રહેલા સત્ત્વ, રજ અને તમ એ ગુણોની દૃઢતાવાળા નિશ્ચયાર્થમાં મળી જઈ આપણા સંકલ્પના ભાવસાથે એકત્ર ઐક્યતાથી લીન થાયછે, તેથી સર્વે કૃતિયો આપણા દૃઢિત સંકલ્પોની છે. એવી રીતના મહા અદ્‌ભુત સ્વયંજ્ઞાનથી આકાશ, અગ્નિ, જળ, વાયુ અને પૃથ્વી આદિક તત્ત્વોનાં બંધારણોથી પશુ, પક્ષી, કીટ અને મુનુષ્યાદિક ચરાચર વિશ્વનાં પ્રાણીમાત્રોની ઉત્પત્તિ કેવી રીતે થઈ છે તે જણાઈ શકેછે એટલુંજ નહિ પણ તેનું ભક્ષ, પાન, વાચા અને સંકલ્પવિકલ્પ વિગેરે તેમના અંતઃકરણમાં રહેલી સઘળી ગુપ્ત ક્રિયાઓને આપણા સંકલ્પો યથાર્થ સ્વયંજ્ઞાનથી જાણી, તેના સર્વે વ્યવહારોને પણ દર્શાવેછે. એનું કારણ એવું છે જે, આપણા ૐકારરૂપ **આત્માના અનંત** પ્રકાશરૂપી કિરણોના મૂળમાં અંતર્યામીરૂપે તે જ્યોતિ વ્યાપી જવાથી જેવો આપણો સંકલ્પ અને ઇચ્છા હોય, તેવાં કિર્ણોરૂપી અનંત ચૈતન્યના તંતુઓ સર્વત્ર આપણા ભાવપ્રમાણે ચલિત થઈ શકેછે. તેથી આપણા મનોમનજ્ઞાનથી જેવા રૂપમાં આપણે તે તંતુઓને હલાવીયે તેવા ભાવમાં તે વ્યાપી તે પ્રાણીપાસે તેવાજ પ્રકારની કૃતિ કરાવેછે. અથવા તો તે પ્રાણીનું મન આપણા ભાવપ્રમાણે કૃતિ કરતું આપણને ભાસેછે. એનું નામ ગુપ્તકૃતિ કેહેવાયછે.

આ ગુપ્તકૃતિમાં જેવું આ સૃષ્ટિમાં કાર્ય થવાનું હોય તેવા પ્રકારના સંકલ્પ અને ભાવ ગુપ્તકૃતિના જાણનારને પ્રકટ થઈ આવેછે, તેથી તે મહાસમર્થ યોગેશ્વર પ્રત્યેક મનુષ્યના **સંચિત, ક્રિયમાણ** અને **પ્રારબ્ધ**વિષે તે સત્ય નિશ્ચય કરી શકેછે. અથવા તે મહાપુરૂષ હૃદયમાં જેવા નિશ્ચયાર્થ દૃઢ કરે તે પ્રમાણેજ કાર્યો થયેલાં જુવેછે. એનું તાત્પર્ય એટલુંજ કે **ૐકારરૂપ** આત્માનો જે આભાસ અથવા છાયા છે, તે જે અવિદ્યા-અદૃશ્યરૂપે રહેલી છે, તેનાં સઘળાં મૂળતત્ત્વો જણાઇ આવેછે. એજ જ્ઞાનથી **ગુપ્તવિદ્યા, જ્યોતિષવિદ્યા, રમળવિદ્યા,**

**પ્રારબ્ધ, સંચિત** અને **ક્રિયમાણ** તથા **અગમ્યતાના** શુકન અપશુકનના ભવિષ્ય દર્શનના શોધો પ્રથમ સમર્થ યોગાત્માયે કરેલા છે. આવા જ્ઞાનનો સંપૂર્ણ અનુભવ જ્યારે શ્વાસ ચાર આંગળને અંતરે આવેછે ત્યારે પ્રત્યક્ષ થાયછે. તેથી એનું નામ યોગમાં **ઉપરતિ** કહ્યું છે. ઉપરતિનો અર્થ યોગવિદ્યાના ગ્રંથોમાં એવો છે જે, **સવિકલ્પ અને નિર્વિકલ્પ સમાધિના** અભ્યાસથી **પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા,** અને **સ્મૃતિ** એવી પંચવૃત્તિઓનો વિરોધ થાયછે, તેજ **ઉપરતિ** કહેવાયછે. એના અભ્યાસવાળા પુરૂષના હૃદયની વાસના નષ્ટ થાયછે, ત્યારે એ ઉપરતિ મહા અલૌકિક ઐશ્વર્ય આપેછે. ચિત્તની સઘળી વૃત્તિઓનો વિરોધ થવાથી વિસ્મરણ થાયછે. એ ઉપરતિનો મૂળ ધર્મ છે. આ ધર્મને **તત્ત્વબોધ** પણ કહેલો છે. આ **તત્ત્વબોધ** પ્રધાનરૂપ છે, કેમકે એ વૈરાગ્ય અથવા ઉપરતિ એ બેઉનું ઉપકારી સાધન છતાં સાક્ષાત મોક્ષને પ્રાપ્ત કરેછે. એમ છતાં હઠાભ્યાસી પુરૂષો હઠથી **ઉપરતિ** અને **વૈરાગ્ય** સંપાદન કરેછે ખરા પણ જ્યાંસુધી પૂર્ણજ્ઞાન પ્રાપ્ત થયું નથી ત્યાંસુધી તેને મોક્ષની પ્રાપ્તિ થતી નથી.

ગુપ્તવિદ્યાના પૂર્ણજ્ઞાનીને અંતર્દૃષ્ટિથી કેવી રીતના ચમત્કારો દેખાયછે તે આ નીચેની શ્રુતિમાં કહ્યું છે.

### શ્રુતિ.

**सुप्तिवद्विस्मृतिः सीमा भवेदुपरमस्य हि ।**
**दिशाऽन्योन्यं विनिश्चेयं तारतम्यमिवांतरम् ॥**

એટલે સુષુપ્તિનીપેઠે જો વિસ્મૃતિ થઈ જાય, તો તે ધ્યાનનિષ્ઠને ઉપરતિ સીમા છે. આવી સ્થિતિમાં સ્વયંબુદ્ધિના પ્રકાશથી સત્ય આત્મજ્ઞાનનો નિશ્ચય થાયછે. એવી સ્થિતિમાં **સોહં** અને **ૐકાર** એ બેઉ એકાગ્રકૃતિમાં સ્થિર રેહેછે, તેથી **ૐકારરૂપ આત્માની જ્યોતિના** અસંખ્ય કિરણરૂપી તંતુઓ પોતાના **સ્વરૂપમાં પરસ્પર** એકત્ર થઇ ચક્રાકારે ફરવા માંડેછે, અને એ સર્વે તંતુઓ પછી, મહાન તેજોમય ગોળાકારે પ્રકાશેછે. એ પ્રસંગે એ સ્વરૂપના મધ્યભાગમાં અદૃશ્ય રીતે જે અવિદ્યા અથવા ઇશ્વરી માયા મૂળ ગુપ્ત સંકલ્પરૂપે રહેલી છે, તેના મધ્યભાગમાં અનંતકોટી બ્રહ્માંડોની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થતા જણાયછે તેમાં અસંખ્ય **બ્રહ્મા, વિષ્ણુ** અને **અગણિત** દેવિ, દેવતા વિગેરે તેમજ અસંખ્ય સૂર્ય, ચંદ્ર અને તારાઓ વિગેરેની પણ ઉત્પત્તિ, સ્થિતિ અને લય થતો ભાસેછે. તેમાં જ્યારે **ૐકારરૂપ આત્માનો** ભાવ જેવા સંબંધથી અણુઉપર પડેછે, ત્યારે તે અણુ તેવા ભાવરૂપી

સંકલ્પ, જ્ઞાન અને અનંતકોટી બ્રહ્માંડો ઉત્પન્ન કરી દર્શાવેછે. પછી જ્યારે તે ભાવના નષ્ટ થાય ત્યારે ઉપલાં દેખાયલાં અસંખ્ય બ્રહ્માંડો વિગેરેનો લય થયલો ભાસેછે. આવા પ્રકારના ધ્યાનના અભ્યાસથી સર્વે જીવપ્રાણી સાથે આપણા હૃદયગત્ મનોમન જ્ઞાનથી, આપણા નિશ્ચયાર્થપ્રમાણે સર્વે વ્યવહાર ચાલતો દર્શાયછે. આ ઉપરથી તત્ત્વજ્ઞાન પ્રગટ કરી શકાયછે. આવી રીતના ચમત્કારો આપણો શ્વાસ જ્યારે ત્રણ આંગળના અંતરે આવેછે ત્યારે પ્રત્યક્ષ દેખાયછે. તેમ થયા પછી તેમાંથી નિવૃત્ત થઇ અંતે સંપૂર્ણ દ્વૈતભાવવાળા મન અને અવિદ્યા એનો લય થાયછે. એવિષે શ્રુતિમાં કહ્યું છે.

**श्रुति.**

**ज्ञेये सर्वं प्रतीतं च ज्ञानं च मन उच्यते ।**
**ज्ञानं ज्ञेयं समं नष्टं नान्योतोस्ति द्वितीयकः ॥**

એટલે સંપૂર્ણ જ્ઞાનવાળા **જ્ઞેયરૂપથી જ્ઞાતારૂપ** આત્માની પ્રતીતિ થાયછે. તેમાં આપણું મન **જ્ઞેય** કેહેવાયછે. તે છતાં એ મનરૂપી જ્ઞેયનો લય થવાથી દ્વૈતરૂપ પ્રપંચનો લય **જ્ઞાતારૂપ** આત્મામાં થઈ જાયછે. એનો સારાંશ એ છે જે, એવી ધ્યાનની સ્થિતિમાં **જ્ઞાતા, જ્ઞેય** અને **જ્ઞાન; ધાતા, ધ્યાન** અને **ધ્યેય; કર્તા, કર્મ** અને **કારણ; દ્રષ્ટા, દર્શન** અને **દૃશ્ય** એવી સર્વે ત્રિપુટીઓના ભાવ રેહેતા નથી; પણ એ સર્વે ત્રિપુટીઓ ઐકયપણામાં **ૐકાર** આત્માનેવિષે અખંડિત પ્રવાહની સ્થિર ધારાનીપેઠે પ્રકાશ્યા કરેછે. એનું નામ પણ સંયમસ્થિતિ કેહેવાયછે. કેમકે, એ સ્થાને **સોહંરૂપી આત્મા કુંડલી**રૂપી વાસના અને સર્વે પ્રાણો એકજ ૐકારરૂપ આત્માના પ્રકાશિત તેજોમય કિરણોમાં ઐકયતાથી લીન થઇ ગયેલા હોયછે; તેથી દેહ તથા જગત્ એનો ભાવ રહેજ નહિ. તેથી ૐકારરૂપ આત્માની અવિદ્યાના સંકલ્પથી ઉત્પન્ન થયેલી અનંત વૃત્તિઓ ૐકારના તેજોમય સ્વરૂપમાં પિગળી ગયેલી દર્શાયછે, અને આપણું ચિત્ત નષ્ટ થયેલું ભાસેછે. એવી રીતે સઘળી વૃત્તિઓ સંપૂર્ણ રીતે લીન થવાથી ૐકારરૂપ દીવ્યલક્ષણવાળા પુરૂષ અથવા શુદ્ધચૈતન્યની પ્રાપ્તિ થાયછે. તે તૃતીય મુંડકોપનિષદ્‌ના ૬૧ મા મંત્રમાં કહ્યું છે.

**मंत्र.**

**यथा नद्यः स्यन्दमानाः समुद्रेऽस्तं गच्छन्ति नामरूपे विहाय ।**
**तथा विद्वान्नामरूपाद्विमुक्तः परात्परं पुरुषमुपैति दिव्यम् ॥**

એટલે જેમ ગંગા આદિ નદીઓ જેવી રીતે ગતિમાન થઇ સમુદ્રમાં

મળેછે તે સમયે તે જે નામ, રૂપ વિગેરે આકૃતિનો ત્યાગ કરી, સમુદ્રવિષે અસ્તપણાને ધારણ કરેછે, તેમ પૂર્ણજ્ઞાની યોગી અવિદ્યાકૃત નામરૂપથી છુટી મુક્ત થઈ પૂર્વઉક્ત અક્ષયરૂપ પરાથી પર એવા દિવ્ય લક્ષણવાળા ચૈતન્યરૂપ પુરૂષને પ્રાપ્ત થાયછે. એવી સ્થિતિના સમયે ૐકાર આત્માના અવિદ્યાવાળા અણુનો તેજોમય સૂર્યના જેવો પ્રકાશિત એક ગોળો થાયછે. એ ગોળાનાં કિરણોનું જે તેજ છે તે આ સૃષ્ટિમાં રહેલી સઘળી સ્થાવર, જંગમ, જડ, ચૈતન્યાકૃતિવિષે વિદ્યુતરૂપે રહેલું છે. તે મૂળ વિદ્યુત ૐકારરૂપ આત્માની જ્યોતિ છે, અને તેમાં જે ઉપલું અણુ છે, તે આત્મજ્યોતિનું એક કિરણ છે. એ કિરણ આત્માનીમાંહે લીન થવાથી તે આત્મા જેવડુંજ દર્શાયછે, તેથી આત્મા અને તેનું કિરણ એ બેઉ ન્યારાં નથી, પણ એકજરૂપ છે. કેમકે, ઉપલી વિદ્યુતથી આ સૃષ્ટિમાં જે જે ફેરફારો થાયછે તે સર્વે એ અણુરૂપ સૂર્યમય આત્માથીજ પ્રકટ થાયછે. એવી ઉપર કહેલી વિદ્યુત્ સર્વે અનંતકોટી બ્રહ્માંડોને આકર્ષણ કરેછે. તેમજ સર્વે પ્રાણિમાત્રોને તે જીવંત રાખી સર્વેનેવિષે અનેક પ્રકારના સંકલ્પો અને વિચારથી દૃઢતા કરાવેછે. વળી જન્મજન્માંતરને પ્રાપ્ત કરનાર પણ કલ્પનામાં રહેલી એ આત્માની જ્યોતિમય ગુપ્ત વિદ્યુતજ છે. એ સિદ્ધાંતને કાંઈક મળતો હાલના "ઇથરફિલોસાફીના" તત્ત્વજ્ઞાનનો સિદ્ધાંત છે. તેમનો એવો સિદ્ધાંત છે જે, પ્રથમ તેજોમય સૂર્યના કિરણની ઉષ્ણુતાથી સર્વે સૃષ્ટિ પ્રકટી છે. એવિષે આપણા યોગેશ્વર વિશેષ એટલું કેહેછે જે ઉષ્ણતારૂપી સૂક્ષ્મ વિદ્યુતનેવિષે એક આકાશતત્ત્વથી પણ અતિ સૂક્ષ્મ વસ્તુ રહેલી છે. તે વસ્તુ અને આપણા સંકલ્પ એ બેઉ ઐક્યભાવમાં વ્યાપેલા છે, તેથી યોગાત્માઓને સર્વે સૃષ્ટિનું જ્ઞાન થઈ શકેછે. આ સત્ય સિદ્ધાંતઉપરથી ગુપ્તવિદ્યાના જ્ઞાતાઓએ એવું કહ્યું છે જે, આત્મારૂપ સૂર્યના અખંડ તેજનું જેવા પ્રકારનું ઝળકવું થાય, તેવે પ્રકારે અણુરૂપ આત્મા સૂર્યના અમુક સંકલ્પવાળી દૃઢતા વ્યાપી જાયછે, તેથી તે દૃઢ સંકલ્પનું અમુક ભાવનું ચલનવલન થયા કરેછે. એમ થયું એટલે તે ભાવજ તેજોમય પ્રકાશથી સર્વત્ર પ્રકાશેછે. પછી તે ભાવની છાયા સર્વે બ્રહ્માંડમાં વ્યાપેલી અનંતાકૃતિરૂપ સર્વે શક્તિઓમાં કર્માનુસાર વહેંચાઈ જાયછે. એ થયેલી વહેંચણીપ્રમાણે બીજા ભિન્ન ભિન્ન સંકલ્પો તે ઉત્પન્ન કરેછે અને તેને અનુસાર સર્વે કૃતિઓ થયા કરેછે. એવે સમયે ધ્યાનનિષ્ઠ યોગી પોતે આકાશથી પણ અતિ સૂક્ષ્માકૃતિને પામી ગયેલો જણાયછે. સારાંશ કે, પોતાના ભાવરૂપી વિદ્યુત્ સર્વે પ્રાણીમાત્રોના ભાવવાળી વિદ્યુત્માં વ્યાપક થઈ પોતાના ભાવપ્રમાણે કર્મ કરાવેછે.

અથવા બીજાના ભાવવાળી વિદ્યુત્ તે યોગીના ભાવનેવિષે વ્યાપક થઈ તેમના કર્મનું જ્ઞાન તે યોગીને આપેછે. એઉપરથી આધુનિક પશ્ચિમ દેશના તાર્કિક જ્ઞાનીનીપેઠે એમ નહિ સમજવું કે, પંચતત્ત્વથી ઉત્પન્ન થયેલી વિદ્યુત્ જે આ જગત્ વ્યવહાર ચલાવેછે તે આપણા આત્માનો ચૈતન્યવાળો ભાવ છે કેમકે તે વિદ્યુત્ કરતાં ભાવની ગતિ અતિ મહાન છે. તે શિવાય એ સ્થૂલ વિદ્યુત્ જે સ્થાનઉપર જઈ શકતી નથી ત્યાં ભાવ જઈ શકેછે અને એ ભાવ બીજાના સંકલ્પમાં વ્યાપી જઈ જગત્‌ની ક્રિયા અને વિચાર વિગેરે પલટાવી નાંખેછે. તે એવી રીતે કે કોઇ મહાન યોગેશ્વર પોતાની પ્રબલ ઇચ્છાશક્તિથી સત્યયુગ થવાનો સંકલ્પ કરે તો તત્ક્ષણ તે ભાવ સત્યયુગના ધર્મ, નીતિ, જ્ઞાન, અને પ્રજા વિગેરે થયેલી જણાય, જેમાં સર્વે પ્રજા સત્યવાદી, જ્ઞાની અને મહાન સુખી જણાય અને તે સમયનું જગત્ હાલના જગત્ કરતાં ભિન્નરૂપમાંજ ભાસેછે. એની સત્યતાનો દૃઢ નિશ્ચય સાધારણ મનુષ્યોને સઘળા દેશના મતપંથના મૂળ પુરૂષોની કૃતિઓ યથાર્થ જાણ્યાથી થઈ શકશે. આ સઘળાંનો શારાંશ એટલોજ કે, સ્થૂળ વિદ્યુત્ જગતના સઘળા જડ પદાર્થોનો વ્યવહાર ચલાવેછે. હવે દૃઢ થયેલી ભાવના પ્રાણીમાત્રોના હૃદયમાં વ્યાપી કલ્પનાનો વ્યવહાર ચલાવેછે, તેવો વ્યવહાર સ્થૂલ વિદ્યુત્‌થી ચલાવી શકાતો નથી; કેમ જે તે સૂક્ષ્મ છતાં સ્વાભાવિક જડ છે અને દૃઢ થયેલી ભાવના સ્વભાવે ચૈતન્ય છે, માટે એ આત્માસાથે ઐક્યપણું દર્શાવેછે. તે એવું કે, હું નિરાકાર છું એવી દૃઢ કલ્પના પ્રબળ ઇચ્છાશક્તિથી થઈ એટલે આપણી સર્વે કલ્પના અને તેના સંકલ્પો નિરાકારપણાની આકૃતિમાં વ્યાપી ગયેલા આપણને જણાયછે. તેમજ હું અચંચળ પૂર્ણ **બ્રહ્મ** છું એવી દૃઢકલ્પના પ્રબળ ઇચ્છાશક્તિથી થઈ એટલે આપણી વાસના અને આપણો નિશ્ચયાર્થ અચંચળપણાને પામી જાયછે, તેથી અત્યંત સૂક્ષ્મરૂપ આત્માનું આપણને સત્યજ્ઞાન પ્રાપ્ત થાયછે. તાત્પર્ય એટલુંજ કે જેવો ભાવ, જેવી ભક્તિ, જેવી વાસના, જેવો નિશ્ચયાર્થ, જેવી દૃઢતા અને જેવી પ્રબળ ઈચ્છાશક્તિ તેવાજ પ્રકારથી લાભ, અલાભ, સુખ, દુઃખ, યશ, અપયશ અને કીર્તિ વિગેરે સર્વે ઐશ્વર્ય આપોઆપ વગર ચિંતવે આપણને પ્રાપ્ત થતું જાયછે. આજ કારણઉપરથી પ્રથમ ઊત્પન્ન થનાર સંકલ્પને પ્રારબ્ધરૂપ અથવા ઈશ્વરી ઇચ્છા સત્‌શાસ્ત્રોમાં કહી છે, કેમ જે સર્વે જન્મ પ્રાપ્ત કરાવનારૂં મૂળ સંકલ્પ અને મનજ છે, માટે જ્ઞાની પુરૂષોએ પ્રારબ્ધને મુખ્ય માનેલું છે. સંકલ્પોના નિશ્ચયાર્થનું નામજ પ્રારબ્ધનું મૂળ છે. આ નિશ્ચયાર્થ અણુરૂપ આત્માના તેજોમય

ચલિતરૂપ ભાવવાળી ચૈતન્ય અતિ સૂક્ષ્મ અને ગુપ્તવિદ્યુતદ્વારા આપણા સર્વે સંકલ્પોને ઉત્પન્ન કરેછે અને તે ઉત્પન્ન કરેલા સંકલ્પોની સૂચના એ ભાવરૂપ ગુપ્ત વિદ્યુત્ આપણા મન, બુદ્ધિરૂપ તત્ત્વોને આપેછે, તેથી આત્માનો તેજોમય પ્રકાશિત સ્વરૂપનો ગોળો આપણી પ્રબલ ઈચ્છા-શક્તિથી દઢ થયેલા સંકલ્પપ્રમાણે આ સૃષ્ટિના સર્વે પ્રાણીમાત્રોનેવિષે વ્યવહાર કરતો જણાયછે અથવા એ પ્રકાશિત આત્માના ગોળાને આપણે આપણી પ્રબલ કરેલી ઇચ્છાશક્તિની દઢ વાસનાના યોગે આપણા સંકલ્પ અનુસાર પોતાની ઇચ્છાપ્રમાણે બીજા પ્રાણીઓમાં પ્રવેશ કરી શકીયે છઇયે, તેથી આપણો પ્રાણ બીજી અનેક કાયાઓમાં પ્રવેશ કરી શકેછે અને એનુંજ નામ પરકાયાપ્રવેશ કહેવાયછે. એવીજ રીતે સમર્થ **શંકરસ્વામીએ** એક રાજાના શરીરમાં પોતાના સર્વે ચૈતન્યપ્રાણ-સહિત પ્રવેશ કર્યો હતો. એવી રીતે તેજોમય આત્મારૂપ સૂર્યનો જેવો પ્રકાશિત ગોળો આપણા દઢ સંકલ્પપ્રમાણે જ્યારે ચાલતો જણાયછે, ત્યારે આપણો શ્વાસ બે આંગળઉપર ચાલતો જાણવો, એનું નામ ગુપ્ત-વિદ્યાના જ્ઞાનીઓ **ધર્મમેઘ** કહેછે.

એ **ધર્મમેઘને** કેટલાએક મહાત્માઓ **સમાધિ** કેહેછે, કેમ જે સમાધિની સ્થિતિનીપેઠે એમાં જ્ઞાનરૂપ ધર્મની અનંત અમૃતમય ધારાઓ વર્ષેછે, અર્થાત્ ગુપ્તજ્ઞાનની અનેક સ્ફુર્ણાઓ પ્રગટ થઇ આવેછે. **સમાધિવિષે** એક શ્રુતિમાં એવું કહ્યું છે.

### શ્રુતિ.

**ध्यातृध्याने परित्यज्य क्रमाद्ध्येयैकगोचरम् ।**
**निर्वातदीपवच्चित्तं समाधिरभिधीयते ॥**

એટલે જ્યારે ધ્યાતા જ્ઞાનના ક્રમનો ત્યાગ કરી માત્ર એક ધ્યેય, નિર્વાન એટલે સ્થિર દીપકનીપેઠે સ્થિર રહેછે, ત્યારે સમાધિની સ્થિતિ કહેવાયછે. એમાં ધ્યેયરૂપ આત્માનાં જે અનંત જ્યોતિરૂપ કિરણો તે અમૃતની ધારાના જેવાં ભાસેછે. આવી સ્થિતિમાં તે સમાધિનિષ્ઠ યો-ગીને પોતાની કાયાનું ભાન રેહેતું નથી, પણ માત્ર પોતાનો એક શુભ સંકલ્પરૂપ ભાવજ તે સમયે સર્વે સૃષ્ટિના અનંતરૂપમાં ભ્રમણ કરેછે, માટે એ ભાવરૂપ શરીરને યોગવાસિષ્ઠમાં અંતવાહક શરીર કહ્યું છે. વળી એ રમણને **તૂર્યાવસ્થા** પણ કહી છે.

એ **તૂર્યાવસ્થામાં** પ્રકાશનાર આત્મા અથવા અવયવને **દેવતૂર્ય**, **વિભુ** અથવા **વ્યાપક** વિગેરે નામો શ્રુતિમાં કહ્યાં છે.

श्रुति.

निवृत्तेः सर्वदुःखानामीशानः प्रभुरव्ययः ।
अद्वैतः सर्वभावानां देवस्तुर्यो विभुः स्मृतः ॥

એનો ભાવાર્થ એવો છે કે, **પ્રાજ્ઞ, તૈજસ** અને **વિશ્વરૂપ** આદિક સઘળાથી નિવૃત્તપણાનો ઇશાન અથવા નિયામક તે અવ્યય પ્રભુ અથવા આત્મા છે. એને અવ્યય કહેવાનું કારણ એવું જે એમાં સઘળા વિશ્વાદિક ભાવો મિથ્યા થઈ જઈ એક માત્ર **અદ્વૈત** રહેછે. એ **અદ્વૈત** પ્રકાશમાનને **દેવતૂર્ય, વિભુ** અથવા **વ્યાપક** કહ્યો છે. એનો સારાંશ એવો જે ૐકારરૂપ આત્માનેવિષે તૂર્યમય અણુ પોતાનાં પ્રકાશિત અસંખ્ય કિરણો અને ચિત્તની સર્વ કળાઓ વિગેરેને આકર્ષણ કરી સંકલ્પોના સઘળા ભાવોને નષ્ટ કરી ઐક્યરૂપથી જ્યોતિમાં સમાઈ જાયછે. તે સમયે માત્ર પ્રથમના ગુપ્ત સંકલ્પરૂપ ભાવનો ભાસ રહેછે. બીજો કોઇ પણ ભાસ રહેતો નથી તે સાધારણ જગતનાં કેટલાંએક મનુષ્યો તેમાં ઉત્તમ માનસિક જ્ઞાનવાળા કેટલાએક વૈદ્યો પણ તે સમાધિનિષ્ઠને મરણ પામેલો સમજેછે. કેમકે તે સમયે તેના શ્વાસસહિત સર્વ ચૈતન્ય એકરૂપથી આત્માનેવિષે વ્યાપી જાયછે, તેથી તેની કાયા બીજાને કાષ્ઠવત્ ભાસેછે. આવી સ્થિતિના સમયે યોગીનો શ્વાસ એક આંગળને અંતરે રહેછે. આવે સમયે પોતાના સંકલ્પોના સઘળા ભાવો અનેક વૃત્તિઓમાં ઐક્યરૂપથી એકત્ર થઇ જાયછે, તેથી સંકલ્પરૂપે અતિ સૂક્ષ્મ અંતવાહક શરીર ઇચ્છામાત્રમાં અનંતકોટિ બ્રહ્માંડોના સ્થાનમાં ગમન કરી શકેછે, એટલુંજ નહીં પણ ત્યાં અનેક ક્રિયાઓ કરી તે કરેલી ક્રિયાને યથાર્થ જાણવાની શક્તિ પણ ઘણે પ્રસંગે તે સમાધિનિષ્ઠ યોગીના સંકલ્પોને હોયછે. પછી જ્યારે અખંડ જ્યોતિ તેજોમય પ્રકાશથી સ્થિરતા પામેછે ત્યારે મહદાકાશી સ્વરૂપનો ભાસ પડેછે. આ ભાસમાં અસંખ્ય સંકલ્પો અગણિત બ્રહ્માંડોની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરતા જણાયછે. તે સમયે અણુરૂપ આત્મા ૐકારરૂપ આત્માવિષે પૂર્ણતાથી એકત્ર થઇ જાયછે, તેથી તે સમાધિનિષ્ઠ યોગી પોતે શુદ્ધ આકાશનીપેઠે નિર્વિકાર ભાવમાં સલંગસૂત્ર મહદાકૃતિવાળા અવકાશના પોલાણમાં અવિભાજ્યપણાના લક્ષણથી પંચભૂતવાળી વિદ્યુતના કર્ત્તા અતિ સૂક્ષ્માકારે સર્વત્ર વ્યાપક થઈ પોતે પોતાના મૂળસ્વરૂપમાં સ્થિર થયેલો જણાયછે. એવા મહાન અદર્શ **નિરાકાર સ્વરૂપમાં** પૂર્ણાનંદથી જળના તરંગ અથવા મોજાનીપેઠે મળી જાયછે. આ સ્થિતિને અનુભવી જ્ઞાનિઓએ **ભૂમાની** સ્થિતિ કહી છે. આ સ્થાનમાં માત્ર ગુપ્તબુદ્ધિથી જગતનો દ્વૈતરૂપ ભાસ ઉત્થાનસમયે જણા-

યછે, એટલે ઘણે પ્રસંગે તે યોગીને મહદાકાશમાં અંતવાહકરૂપ દ્વૈતરૂપ શ્રુષ્ટિ દેખાયછે. તે છતાં જો ઉથ્થાન નહીં થતાં બુદ્ધિ શાંતિ પામેલીજ રેહે તો અંતવાહકરૂપ દ્વૈત સૃષ્ટિ દેખાય નહિ. એથી સ્પષ્ટ સિદ્ધ થાયછે જે દ્વૈતમય જગતરૂપ દર્શાવનાર ચંચળતાને પામેલી બુદ્ધિજ છે.

એવી રીતની કેવળ શાંતિ પામેલી બુદ્ધિના પુરૂષને પરમપદરૂપી અવિનાશી સ્થિતિ પ્રાપ્ત થાયછે, તે સ્થિતિ જાણીતા પ્રકાશ અને અંધકારકર્તા ભિન્ન પ્રકારની હોયછે. એમાં ૐકારરૂપ આત્માના આપણે પૂર્વે કહેલા ચારે પાદ તે અભ્યાસી યોગીને યથાર્થ રીતે ઓળખાયછે. તે છતાં તે યોગી ૐકારરૂપ આત્માને સંપૂર્ણ રીતે જાણેછે, તેથી તે દૃશ્ય અથવા અદૃશ્યરૂપે કોઇ પણ પદાર્થનું ચિંતવન કરતો નથી, કેમ જે એવી પૂર્ણ આનંદમય સ્થિતિમાં રહેલા યોગીને કોઈ પણ જાતનો ભય નથી. એવા સમાધિનિષ્ઠ યોગીની સ્વપ્નાવસ્થાની સ્થિતિ કેવી હોયછે તે એક શ્રુતિમાં કહેલું છે.

**श्रुति.**

**अद्वितीयब्रह्मतत्त्वे स्वप्नोऽयमखिलं जगत् ।**
**ईशजीवादिरूपेण चेतनाचेतनात्मकम् ॥**

એટલે ૐકારરૂપ **અદ્વિતીય બ્રહ્મ**ની સ્થિતિમાં જીવ, ઈશ્વરાદિ, **ચેતન, અચેતન**રૂપ જે જગત્ તે સ્વપ્નમાત્ર છે. અર્થાત્ અવિભાજ્ય ૐકારરૂપ અદ્વિતીય સ્વરૂપમાં **જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ, તૂર્યા** અને **ભૂમા** એ પાંચે અવસ્થા અને તેના સર્વે દેખાવો સ્વપ્નવતજ ગુપ્ત રહેલા છે. એ ૐકારને યથાર્થ જાણનાર માત્ર પરમ ઉત્તમ યોગેશ્વર અથવા મુની છે એવું માંડુકય ઉપનિષદ્‌માં કહેલું છે. હવે આપણે ધારણા એટલે શું અને તેથી કેવી સ્થિતિ પ્રાપ્ત થઇ શકેછે એ વિગેરેની અલ્પ સૂચના કર્યાથી આગ્રહી પુરૂષોને અવશ્ય કાંઈ વિશેષ લાભ થઈ શકશે.

**ધારણાવિષે એવું કહ્યું છે.**

**श्लोक.**

**यत्रयत्र मनो याति ब्रह्मणस्तत्र दर्शनात् ।**
**मनसो धारणं चैव धारणा सा परा मता ॥**

એનો ભાવાર્થ એવો છે જે, **બ્રહ્મનિષ્ઠ** અભ્યાસીનું મન જે જે પદાર્થમાં જાયછે તે તે પદાર્થવિષે તેને સત્તા, સ્ફુરતા અને પ્રિયતારૂપ એક **બ્રહ્મ**જ દર્શાયછે. તેને બીજા સઘળા નામરૂપની વૃત્તિ મિથ્યા જણાઈ છે. તે છતાં એ મિથ્યા વસ્તુમાં આત્માના સ્વરૂપનું અનુસં-

ધાન કરવું એનું નામ **ધારણા** છે. એજપ્રમાણે આપણે પૂર્વે કહેલાં ષટ્ચક્રોમાં જે મનની **ધારણા** કરવી તે પણ ધારણાજ છે. હવે **બ્રહ્મનિષ્ઠ રાજયોગના** અભ્યાસીઓએ બ્રહ્મની ધારણા કેવા પ્રકારની કરવી તે, માંડુક્ય ઉપનિષદ્ના ૩૪ મા મંત્રમાં કહ્યું છે. તેનો ભાવાર્થ એવો છે જે, **બ્રહ્મ** નિરંતર પોતાના પ્રકાશથી સદા પ્રકાશી રહ્યો છે, તે સૂર્ય આદિકનો પણ પ્રકાશિત છે. તે સૂક્ષ્મથી અતિ સૂક્ષ્મરૂપે છે. તેમ પૃથ્વી આદિક સ્થૂલ વસ્તુઓથી અતિ સ્થૂલરૂપે પણ ભાસેછે. તેનું ચૈતન્ય સર્વમાં વ્યાપી રહેલું છે, માટે તે સર્વનો આશ્રિતરૂપ અક્ષર અથવા અવિનાશી **બ્રહ્મ** કેહેવાયછે. તેજ પ્રાણનો પ્રાણ છે, તેમજ તે વાક્ અને મનનો પણ આધારભૂત છે. એટલે પ્રાણ આદિક સર્વેની માંહે જે વિદ્યમાન ચૈતન્ય છે તે ચૈતન્ય તેહેનું આશ્રય હોવાથી પ્રાણ અથવા ઇન્દ્રિયાદિક સર્વ સંઘાતરૂપ તેનુંજ તે આશ્રય છે. એવી રીતે બીજી અનેક શ્રુતિઓથી જણાયછે. વળી તેને પ્રાણ આદિકની માંહે ચૈતન્યરૂપ અક્ષર પણ કહ્યો છે. તે સત્ય છે માટે તે **અવિનાશી** અથવા **અમૃત** છે. વળી તે આપણા મનથી વેધન કરવા યોગ્ય છે, એટલે તેનેવિષે મનનું સમાધાન થઈ શકેછે; તેથી એનું વેધન કેવી રીતે કરવું તે મુંડક ઉપનિષદ્ના ૩૫ મા મંત્રમાં કહ્યું છે. એનો ભાવાર્થ એવો છે જે, ઉપનિષદ્માં વર્ણન કરેલું જે પ્રસિદ્ધ ધનુષરૂપ મહાન અસ્ત્ર, તેવડે તે ધનુષમાં નિરંતર ધ્યાનથી સંસ્કારયુક્ત થઈ બાણનું સંધાન કરવું. એટલે ચિત્તથી ઇન્દ્રિયોસહિત અંતઃકરણને પોતાના વિષયથી નિવૃત્ત કરી લક્ષમાં આણવા સારૂ ધનુષનું આકર્ષણ કરી ઉક્ત લક્ષણવાળા અક્ષરરૂપ લક્ષ્યનું વેધન કર. એનું તાત્પર્ય એટલુંજ કે, અક્ષરવિષે ચિત્તને એકાગ્ર કર. હવે ઉપર કહેલું ધનુષ્ અને વેધન આદિકની સ્પષ્ટતા મંડુક ઉપનિષદ્ના ૩૬ મા મંત્રમાં દર્શાવેલ છે. તેમાં એવું કહ્યું છે.

**मंत्र.**

**प्रणवो धनुः शरो ह्यात्मा ब्रह्म तल्लक्ष्यमुच्यते ।**
**अप्रमत्तेन वेद्धव्यं शरवत्तन्मयो भवेत् ॥**

એટલે જેમ ધનુષમાં બાણના પ્રવેશનું કારણ લક્ષ્ય છે, તેમ આત્મારૂપ બાણનું અક્ષરરૂપ લક્ષ્યમાં પ્રવેશનું કારણ ૐકાર છે. જેપ્રમાણે અભ્યાસ કરેલા ધનુષ્યથી સંસ્કારયુક્ત અથવા તે ધનુષ્યના આશ્રયને પામેલું બાણ લક્ષ્યવિષે સ્થાઈ રહેછે, તેપ્રમાણે અભ્યાસ કરેલા ૐકારથી સંસ્કારયુક્ત અથવા તે ૐકારરૂપ આશ્રયને પામેલો જે અભ્યાસી તે આત્માના પ્રતિબિંબવિષે સ્થિત થાયછે. માટે ૐકાર ધનુષ કહ્યું અને આત્મારૂપ બાણ ગણ્યું. એટલે ઉપાધીસંયુક્ત આત્મા જળગત

સૂર્યના પ્રતિબિંબનીપેઠે સ્થૂલદેહમાં બુદ્ધિની વૃત્તિઓનો સાક્ષી થઈ પ્રવેશપણાને પ્રાપ્ત થાયછે. માટે તેને બાણરૂપ કહ્યો છે. તેમજ એ આત્મા અર્થવિષયની પ્રાપ્તિસારૂ તૃષ્ણારૂપ પ્રમાદથીરહિત સર્વથી વિરક્ત અને જીતેન્દ્રિય એકાગ્ર ચિત્તથી વેધવાને યોગ્ય જે **બ્રહ્મ** તે લક્ષ્યરૂપ છે. માટે તેને વેધ્યા પછી બાણનીપેઠે તેનાજ રૂપમાં ઐક્યતાને પામેછે. જેમ બાણને સાંધ્યાથી ઐક્યતામય ફલ પામેછે, તેમ દેહાદિક અનાત્માકાર વૃત્તિઓના તિરસ્કારથી અક્ષરની સાથે એક્યપણાના ફલને સંપાદન કરેછે.

હવે આત્માનો ભાસ કેવી રીતનો છે તેની અલ્પ સૂચના આ પ્રસંગે કરીયે. જેપ્રમાણે ઘરમાં દીપક છે અને તેનાં અનંત કિરણો પ્રકાશતાં જણાયછે, તેપ્રમાણે સ્થૂલદેહમાં ૐકારરૂપ આત્મા દીપક છે, અને તેનું કિરણ **સોહં** છે. તેણે પંચપ્રાણ, અંતઃકરણપંચક, દેહચતુષ્ટય અને સર્વે ઇન્દ્રિયો વિગેરે ઉત્પન્ન કર્યાં છે. તેથી પ્રથમ મન, પછી ઇન્દ્રિયો, ત્યાર પછી સર્વ પ્રાણવાયુને ક્રમપૂર્વક સ્વાધીન કરવાથી હૃદયાકાશમાં જે દીપકની જ્યોતિ છે, તેના મધ્યમાં **સોહં** શબ્દ ઓળખાઈ આવેછે. પછી તેના ઉપર સ્થિરવૃત્તિ રાખવાથી એ **સોહં ૐકારરૂપ** આત્માતરફ સર્વે વૃત્તિઓનું આકર્ષણ થવા માંડેછે. અને જેમ જેમ આકર્ષણ અધિક થતું જાયછે, તેમ તેમ ૐકારનો પ્રાપ્તિકાળ સમીપ આવતો જાયછે. પછી તેથી અંતે ચિત્ત સંપૂર્ણ એકાગ્રતાને પામેછે. એનું નામ સત્ય **નિદ્દધ્યાસ** કહ્યો છે. એવિષે એક શ્રુતિમાં એવું કહ્યું છે.

**શ્રુતિ.**

**नाभ्यां निर्विचिकित्सेऽर्थे चेतसः स्थापितस्य यत् ।**
**एकतानत्वमेतद्धि निदिध्यासनमुच्यते ॥**

એટલે ઉપર કહ્યાપ્રમાણે કૃતિથી સંશયરહિત શબ્દોના અર્થમાં સ્થાપન કરેલી વૃત્તિની એકાગ્રતાને નિદિધ્યાસ કહેછે, અર્થાત્ એ નિદિધ્યાસથી **સોહં ચિદાત્માનંદ** તે ધ્યાની પુરૂષ થાયછે. કેમકે એ ૐકારના સંવેદનથી પ્રકટ થયો છે, માટે તે આત્માવિષે ઐક્યભાવથી સ્થિર થાયછે, અને એનાજ ચલિતપણાથી સોહંરૂપી ચમકારાએ **દેહચતુષ્ટય, ચાર વાચા, ચાર અવસ્થા** ઈત્યાદી સહવર્તમાન શરીર પીંજરો પ્રકટ કરેલાં છે. અને તેનેવિષે ગુપ્તપણે પોતે સૂક્ષ્મ **શૂન્યરૂપ જ્યોતિથી** પોતે પ્રકાશિત રહ્યો છે. તેમ થવાથી આ બાહેરના બ્રહ્માંડમાં અનંત શબ્દો અને આકારો ધારણ થયેલા જણાયછે. તેણે કરી સઘળા વિશ્વનો વ્યવહાર શબ્દરૂપે ચાલતો જણાયો માટે એને **નાદબ્રહ્મ** કહ્યો છે.

તે છતાં આ પંચભૂતના જેટલા આકારો છે તે શબ્દનાંજ રૂપો છે. આ સ્થાને સ્થૂલ ભોગનો ભોક્તા પોતે **જીવાત્મા** જણાયો છે. એનું તાત્પર્ય એટલુંજ કે સ્થૂલ, તૈજસ અને પ્રાજ્ઞ એ ત્રણ પ્રકારના ભોગને ૐકારરૂપી દીપક પોતાના કિરણોના પ્રસરણપણાથી પ્રાપ્ત કરેછે. તેવિષે માંડુક્ય ઉપનિષદ્દના પ્રથમ પ્રકરણના ૯ મા મંત્રમાં કહ્યું છે.

**मंत्र.**

**विश्वो हि स्थूलभुङ्नित्यं तैजसः प्रविविक्तभुक् ।**
**आनंदभुक्तथा प्राज्ञस्त्रिधा भोगं निबोधत ॥**

એનો ભાવાર્થ એવો છે જે, **વિશ્વ** એટલે જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ વિગેરે ત્રણ પ્રકારની સ્થિતિ છતાં તેના ત્રણ પ્રકારના ભોગને પ્રગટ કરેછે. તેમંજ **નિત્ય સ્થૂલભુક્** એટલે સ્થૂલભોગનો ભોક્તા તે જણાયછે. તેવીજ રીતે **વિવિક્તાભુક્** એટલે વાસનામય સૂક્ષ્મભોગનો ભોક્તા થયેલો જણાયછે અને **પ્રાજ્ઞ આનંદભુક્** એટલે આનંદનો ભોક્તા પણ પોતેજ જણાયો છે. એવી રીતે ત્રણ પ્રકારના ભોગનો જાણનાર છે.

એવા પ્રકારના ભોગની પ્રાપ્તિથી મનુષ્યપ્રાણીનું મન જગત્ પડદાને સત્ય ગણી અપરિમિત તૃષ્ણાવાળા પુરૂષો **સોહંસ્વરૂપને** ભૂલી જઈ તે આ બાહેર અને અંદરની ચિત્રવિચિત્ર રચનાનો અનુભવ લેવાને નિરંતર નિમગ્ન રેહેછે. અને ઈન્દ્રિયોના વિષથી સ્વભાવથી દેહની અને સઘળા બ્રહ્માંડની અનંત કૃતિ ભિન્નરૂપે છે એવો નિશ્ચય થવાથી પોતાની સ્વયંકલ્પના અનેક તર્કવિતર્કોની આકૃતિમાં ઉત્પન્ન થવાથી, ૐકારનું જ્ઞાન અદૃશ્ય થાયછે. તેથી કલ્પનાના સંયોગથી આપણું મન ઇન્દ્રિયોદ્વારા શબ્દથી વ્યવહાર ચલાવવા લાગ્યું, અને ૐકાર પોતે ગુપ્ત રીતે હૃદયાકાશના મધ્યમાં અખંડ જ્યોતિરૂપે **બ્રહ્મસ્વરૂપથી** વ્યાપી રહ્યો. એ જ્યોતિને આપણું બહિર્મુખ મન પોતાની અંતરદૃષ્ટિ નહિ કરવાથી ભૂલી ગયું તેથી શબ્દના અનેક અર્થો વૃત્તિભાવે પ્રકટ થવાથી જગતાકૃતિ સત્ય જણાઈ, માટે તેના નિયમો વિષયી જ્ઞાનથી પ્રિય લાગ્યા. તેથી આપણું સ્થૂલભાવી મન **હું જીવ છું, હું પાપી છે, હું અલ્પજ્ઞ છે, હું અજ્ઞાની છું** એવું પોતેજ પોતાને સમજ્યો; તેણે કરી દેહાભિમાની ઉપદ્રવો પીડવાને લીધે પોતે દુઃખી થયો. તેમાં કેટલાએક સંસ્કારી ભોળા ભક્તો અને અલ્પજ્ઞાની આ વિશ્વરૂપ ઉપાધીમાંથી સત્યસ્વરૂપની શોધ કરવા લાગ્યા પરંતુ મન, બુદ્ધિ અને તર્કોને માર્ગે શબ્દજાળ રચાઇ અગણિત પ્રકારનાં શાસ્ત્રો, પુરાણો, નીતિ અને ભક્તિ વિગેરે ક્રિયાના ગ્રંથોની રચના કલ્પનાના યોગે પ્રગટ થઈ, તેથી કાંઈક

શાંતિ અને નિર્મળતા કેટલાએક સદ્દ્ભક્તોને થઈ; પણ તેથી કેવળ સત્યજ્ઞાન પ્રાપ્ત થઈ સચ્ચિદાનંદની પ્રાપ્તિનું સાધન મળ્યું નહીં; પણ મન ભુલવણીમાં પડવા માડયું. તેથી ભુલવણીની વૃદ્ધિ થવા માંડી, તેથી મૂળ સત્ય માર્ગ જડયો નહિ ત્યારે કેટલાએક ભાવિક જનો પોતે અજ્ઞાનરૂપમાં રહી અનેક ગુરૂદ્વારા તે સત્યજ્ઞાન મેળવવાને પ્રયત્ન કરવા માંડયા; પણ ગુરૂઓ સર્વે ઇન્દ્રિયરૂપ ઉપાધીના વિષયોમાં આસક્ત હોવાનેલીધે અથવા તેમના આકુંચિત્ જ્ઞાનનેલીધે સ્વર્ગ, નરકાદિકના જ્ઞાનને દર્શાવવા લાગ્યા તેથી ઉન્નતિ પામેલા ઉત્તમ સંસ્કારી જનોને તેવા ગુરૂઓથી સંપૂર્ણ સંતોષ થયો નહિ માટે તેવા આગ્રહી પુરૂષને યોગાત્માના સત્યજ્ઞાનનો યોગ મળ્યાથી એવું જ્ઞાન પ્રાપ્ત થયું છે જે, પોતાનો આત્માજ સર્વ શક્તિવાન ઈશ્વર છે, પણ માયાવી વિષયની જાળથી તે શક્તિ ગુપ્ત રહી છે, માટે એ જાળથી વિરક્ત થઈ આપણે પોતાની શોધ કરવી જોઇએ જે આપણી કાયામાં એવી અદ્દ્ભુત વસ્તુ કેઈ રહી છે? એવા પ્રશ્નોનો શોધ એકાંતમાં નિવાસ કરનારા નિસ્પૃહી મહાત્માના સમાગમથી એવું જણાયું જે દેહરૂપી વૃક્ષમાં પ્રથમ ઈશ્વર અને જીવ એવાં બે પક્ષિયો વાસો કરી રહ્યાં છે. તેમાં એક પક્ષી પોતાને જીવરૂપ મનાયાથી કર્મફળની સુખદુઃખમય અનેક પ્રકારની વેદનાનો અનુભવ લઇ સ્વાદરૂપ ફળને અવિવેકથી ભોગવેછે અને ઈશ્વરરૂપી પક્ષીને તે ભોગવતું નથી, પણ તે વૃક્ષથી ન્યારૂં રહી કેવળ તેને જોયા કરેછે, તેથી તેને જણાયછે જે પંચજ્ઞાનેન્દ્રિયના સંયોગથી આ મિથ્યારૂપ વિશ્વ દર્શાયેલું છે. એનો સારાંશ એટલોજ કે, ઇન્દ્રિયો નહિ હોય તો, આ સૃષ્ટિના પદાર્થો જણાય નહિ માટે વિશ્વ આપણી ઇન્દ્રિયો છે એવા જ્ઞાનથી ઇન્દ્રિયો બંધ કરી તેનો નિગ્રહ કરી આપણે પાછળ જણાવ્યાપ્રમાણે સઘળી વૃત્તિની એકાગ્રતા કરી કુંભક કર્યાથી મહાઅલૌકીક અદ્દ્ભુત ઈશ્વરી જ્ઞાનની સ્ફૂર્ણા પૂર્ણાભ્યાસથી આપોઆપ થઈ આવેછે.

ઉપર કહ્યાપ્રમાણે મનનો લય કરી કુંભક કર્યાથી પ્રાણનો લય થાયછે. તેમ થયાથી ગુપ્તવિદ્યાના અભ્યાસીને કેવા લાભ થાયછે તે આ નીચેના શ્લોકમાં દર્શાવેલું છે.

**श्लोक.**

**अनेनैव विधानेन प्रयाति पवनो लयम् ।**
**ततो न जायते मृत्युर्जरारोगादिकं तथा ॥**

એટલે પાછળ કહ્યાપ્રમાણે વિધિયે કરી પ્રાણવાયુ સ્થિર થઈ તેની

**બ્રહ્મરંધ્ર**માં જ્યારે સ્થિતિ થાયછે ત્યારે પ્રાણનો લય કેહેવાયછે અને પ્રાણનો લય થયો એટલે **જરા, વ્યાધી** અને **મૃત્યુ** વિગેરે જીતી તે તે યોગીના આળસ અને મૂર્ચ્છા વિગેરેનો નાશ થાયછે. અને તેથી સર્વે ઇન્દ્રિયોની ધારણા અંતરના હૃદયાકાશવાળા તેજોમય સ્વરૂપમાં ચાલવા માંડી એટલે બહિર્મુખ સૃષ્ટિ દર્શાતી બંધ થઈ, અખંડ આનંદ અને સુખમાં રહેલા તે યોગીને અનુભવ થાયછે. પરંતુ તેવી રીતે થયાની પૂર્વે **ધ્યાન**ની ધારણાથી દૃષ્ટિ પ્રથમ જ્યોતિસ્વરૂપ નહીં દેખાતાં અંધકાર જેવી કાંઈ વસ્તુ દેખેછે, અને તેનેવિષે જળના તરંગોના જેવા સૂક્ષ્મ અસંખ્ય શૂન્યરૂપ ચૈતન્યરજકણો પરસ્પર ઉથલપાથલ થતા જણાયછે, તેજ ૐકારરૂપ આત્માની સોહંરૂપી ચિદ્અણુઓ છે; પણ તેના છુટા થવાથી દેહની આકૃતિ અને અંતરની ભ્રાંતિ પ્રકટ થઈ આવેછે. એ ભ્રાંતિની પરીક્ષા નિશ્ચયાત્મક બુદ્ધિજ્ઞાનની દૃઢતાથી ઓળખાઈ આવેછે. તેનેવિષે એવું કહ્યું છે.

**श्लोक.**

**उन्मन्यवाप्तये शीघ्रं भ्रूध्यानं मम संमतम् ।**
**राजयोगपदं प्राप्तं सुखोपायोऽल्पचेतसाम् ।**
**सद्यः प्रत्ययसंधायी जायते नादजो लयः ॥**

એટલે ઉન્મતિ અથવા તૂર્યાવસ્થાની પ્રાપ્તિ થવાસારૂ શીઘ્રપણે ભ્રુગુટીમાં ધ્યાન કરી હું પોતે **સ્વયંઆત્મા** સ્થિર છું, એવો દૃઢ નિશ્ચય થવાથી **રાજયોગ**ના પદની પ્રાપ્તિના સુખનો ઉપાય અલ્પબુદ્ધિવાળાને પણ પ્રાપ્ત થાયછે અને એના નાદની પ્રતીતિમાં **તૂર્યાવસ્થા** ચિત્તનો લય કરાવેછે. એનો સારાંશ એટલોજ કે તુર્યગામી મનના જ્ઞાનયુક્ત નિશ્ચયથી હૃદયાકાશમાં પરીક્ષા કરવાથી ૐકારરૂપ **સોહંસ્વરૂપ** તરફ પોતાની નિશ્ચયવાળી બુદ્ધિની અનેક વૃત્તિઓ મંદ ગતિયે ચલન કરવા માંડેછે, તેથી એના આકાર તથા જ્ઞાન પલટાતાં જાયછે, તે કેવી રીતે પલટાયછે તે એક શ્રુતિમાં કહ્યું છે.

**श्रुति.**

**ज्ञेयवस्तुपरित्यागाद्विलयं याति मानसम् ।**
**मनसो विलये जाते कैवल्यमवशिष्यते ॥**

એનો ભાવાર્થ એવો છે જે, સ્થાવર-જંગમસહિત જે દૃશ્ય જગત્ તે **જ્ઞેય**રૂપ છે. એનો પરિત્યાગ કરવાથી આપણું મન **સચ્ચિદાનંદ**રૂપ આત્માકાર થાયછે; અથવા મનનો સંપૂર્ણ લય થવાથી માત્ર એક **અદ્વિતીય** શેષ રહેછે, અર્થાત્ મન, બુદ્ધિ વિગેરેની અનંત વૃ-

ત્તિઓ જ્યારે ચૈતન્યરૂપ ૐકારમાં સંમીલન થાયછે, ત્યારે તેનો પ્રવાહ સ્થિર દીપકનીપેઠે સ્થિરપણામાં સ્તબ્ધ થાયછે; એનું નામ સંયમ કહેવાયછે. આવી સંયમ પ્રાપ્તિના સમયે સર્વે કૃતિઓ કલ્પિત ભાસેછે. જેમ સ્વપ્નમાં આપણને દેખાયેલી વસ્તુ સઘળી મિથ્યા ગણીયે છઇયે, તેમ ધ્યાનનિષ્ઠ પુરૂષે જાગ્રતની સર્વે વસ્તુઓ પણ કલ્પિત અને મિથ્યા અંગીકાર કરેલી છે. કેમકે એ સઘળું આત્માની અવિદ્યાયે કરી કલ્પિત ચિત્તમાં પ્રથમ કલ્પિતપણાથી રચાયછે અને ત્યાં દૃશ્યરૂપ વર્તમાન પદાર્થ મનન કરવાથી કલ્પનામાં અંતરવિષે ચિત્તને તે પદાર્થ જણાયછે, તેથી તે આગળ બુદ્ધિના ભેદને પામેછે. સારાંશ એટલોજ કે, બહિર ચિત્તવાળો પુરૂષ બહિર્મુખ પદાર્થોને કલ્પેછે, અને અંતર ચિત્તવાળો જ્ઞાની 'સર્વે મનોરથરૂપ કલ્પિત વ્યવહારને અસત્ય જાણેછે. એનું તાત્પર્ય એજ કે, સંયમમાં સર્વે વૃત્તિઓ પૂર્ણ જ્ઞાન પ્રગટ કરેછે કેમકે બ્રહ્મનેવિષે વાણી અને મન વિગેરેના વિષયોનો સંભવ નથી, માટે વાણી અને મન એ સઘળું મનોમન વ્યવહારસહિત બ્રહ્મમાં નિવૃત્ત થાયછે. કેમકે **પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય** અને **આનંદમય** એ ચારે કોશ તેમજ **અકાર,** ઉકાર અને **મકાર** એ ત્રણ માત્રા નિવૃત્તરૂપ **બ્રહ્મ**માં રહેછે, શાથી જે એ સર્વે ૐકારરૂપ બ્રહ્મથી પ્રકાશમાન થયેલાં છે, તે છતાં એ સઘળું અંતે તેનેજવિષે લીન થાયછે. અને તેમ થવાથીજ સંપૂર્ણ પ્રકાશિત આત્માનંદની પ્રાપ્તિ થાયછે.

હવે આપણે **સમાધિ**વિષે અલ્પ સૂચના આપી એ સઘળા વિષયોની સમાપ્તિ કરીશું. **સમાધિ**વિષે એવું કહ્યું છે.

**શ્લોક.**

**यदा संक्षीयते प्राणो मानसं च प्रलीयते ।**
**तदा समरसत्वं च समाधिरभिधीयते ॥**

એનો ભાવાર્થ એવો છે જે, જ્યારે પ્રાણવાયુ મનવિષે લીન થાય ત્યારે અમરપણાના ભાવને પમાયછે, અથવા જે સ્થિતિમાં સઘળા સંકલ્પોનું સમાધાન થાય તે સ્થિતિને સમાધિ કેહેછે. સમાધિવિષે આપણે પૂર્વે કેટલીએક સૂચના આપી છે, તેમાં કહ્યું છે જે જ્યારે શ્વાસ પાંચ આંગળના અંતરે આવવા માંડેછે ત્યારે **સમાધિ**ની પ્રાપ્તિ થઈ સઘળી વૃત્તિઓનો એકાગ્ર પ્રવાહ થવા માંડેછે. અને સઘળા પ્રાણવાયુઓ એકત્ર થઈ બીજાં ચક્રોના સંબંધનો ત્યાગ કરી **મેરૂદંડદ્વારા બ્રહ્મરંધ્ર** તરફ જવા માંડેછે, અને તેમ થવાથી સઘળી બાહ્ય ઇન્દ્રિયો પોતપોતાનાં કાર્યનો ત્યાગ કરી સ્થિર થઈ જાયછે, તેથી આ સૃષ્ટિની

અનંત આકૃતિઓ અને શબ્દસ્પર્શાદિકનું જ્ઞાન તે સમયે જતું રહેછે. એવી સ્થિતિના સમયે અંતર્વૃત્તિઓનો જ્ઞાનના યોગે પ્રકાશ થઈ અદ્દભુત ચમત્કાર દેખાઈ ઘણે પ્રસંગે કાયામાંહેની સર્વે રચના કેવા પ્રકારની છે તે સ્પષ્ટ દર્શાઈ આવેછે. એવે સમયે કુંભક થવાથી વાયુઓની ગતિ વૃત્તિઓના પ્રવાહમાં મિશ્રિત થઈ, તે સુસવાટા કરતાં **બ્રહ્મરંધ્ર** તરફ ઊંચે ગમન કરવાને પ્રયત્ન કરેછે, ત્યાં તેની સાથે ઉદાનવાયુ એકત્ર થવાથી, અષ્ટસિદ્ધિ વિગેરેના આભાસને તે યોગી જુવેછે. પછી **સમાન** અને **અપાનવાયુ**માંથી વેણુ વિગેરેના નાદોને તે યોગી સાંભળેછે. એ સમયે ગુદા અને કુંડલીચક્રમાં રેચક થવા માંડેછે, અને તાળુ તથા કંઠચક્રમાં પૂરક થાયછે. તેમ થયું એટલે વ્યાનવાયુમાંથી હું હું હું શબ્દને મળતો ધ્વનિ સઘળા શરીરમાં પ્રગટેછે, અર્થાત્ એ શબ્દ સઘળામાં વ્યાપક થનાર **સોહંઆત્મા** પોતેજ જાણવો. જ્યારે અંતર નાડીયોની ગતિ સમાન ચાલતી રેહેછે, ત્યારે સ્થૂળ અને સૂક્ષ્મ આદિક અનંત ધ્વનિઓ સંભળાયછે. એવિષે એક શ્લોકમાં કહ્યું છે.

### श्लोक.

**घनमुत्सृज्य वा सूक्ष्मे सूक्ष्ममुत्सृज्य वा घने ।**
**रममाणमपि क्षिप्तं मनो नान्यत्रचालयेत् ॥**

એનો ભાવાર્થ એવો છે જે, મેઘ આદિક ઘનનાદો સંભળાયછે, અને સૂક્ષ્મમાં સૂક્ષ્મ ઉપર કહેલા આત્માના હું હું હું નાદો સંભળાયછે, તેમાં પૂર્ણ જ્ઞાનવાળા યોગી ચંચળ ગુણવાળા મનના રજોગુણવાળા વિષયોનો ત્યાગ કરી હું હું હું નામની ધ્વનીમાં પોતાની સઘળી વૃત્તિઓ સ્થિર કરી ॐ **ब्रह्मोहं, शिवोहं, अजरोहं,** અને **मुक्तोहं** ઈત્યાદિ **આત્મારૂપ** ભાવના શબ્દોથી હૃદયમાં અંતર જપ કરેછે. એ અજપાજપને **गुप्तमंत्र, गायत्रीमंत्र, सिद्धिमंत्र** અને **मोक्षमंत्र** પણ કેહેછે. એ મંત્રથી જલદી સિદ્ધિ પ્રાપ્ત થવા સારૂ કેટલાએક સંપૂર્ણ બ્રહ્મચર્યવ્રત પાળનારા યોગીયો કેટલી એક પવિત્ર ક્રિયા પણ કરેછે, તેની અલ્પ સૂચના આ પ્રસંગે આપીયે.

એ પવિત્ર ક્રિયા નૈષ્ઠિક બ્રહ્મચર્યવ્રત પાળનારા સિદ્ધપુરૂષો ચાર ઘટીકા રાત્રીના સમયે એટલે પ્રાતઃકાળને સમયે ઊઠી શૌચવિધિ, દંતધાવન અને સ્નાનાદિક ક્રિયા કરી એક પંચપાત્રમાં સુમારે ચાર પૈસા ભાર તાંદુળ ધોઈ તે ધોએલા જળથી ઉત્તમ સુગંધવાળી સુખડ ઘસી, તેનું બે પૈસા ભાર ચંદન ઉતારી તેમાં બે પૈસા ભાર મધ નાંખી

તેનું પ્રાશન કરેછે, પછી દિવસે માત્ર દુધ અને ચોખાનું સૂક્ષ્મ ભોજન કરેછે. અને રાત્રીના સમયે મધ, રોટલી, ઘી, દુધ, દાળ અને મકાઈ ઇત્યાદિ નિર્ગુણ પદાર્થનું ભોજન કરેછે; પરંતુ તેલ, મરચાં, કેળાં, અને હિંગ વિગેરે રજોગુણી પદાર્થોનો ઉપયોગ કરતા નથી. એવી રીતનું ભોજન કરી રાત્રિએ સ્નાન કરી એકાન્તવાસમાં સમાધિસારૂ સ્થિર થાયછે, અને ત્યાં ઉપર કહેલો અજપાજપ કરેછે. પછી જ્યારે ચાર ઘટિકા રાત્રિ રેહે ત્યારે પાછું સ્નાન કરી ઉપર કહ્યાપ્રમાણે ચંદનપ્રાશન કરી તે યોગી નિદ્રાવશ થાયછે. તેને પ્રથમ રાત્રિએ નિદ્રાવસ્થા થતી નથી. એવી રીતે એક વૃત્તિથી અને દૃઢ આગ્રહથી એ ક્રિયા કરનાર યોગીને ઘણે પ્રસંગે સાત દિવસમાં પોતાના ઉપર કહેલા અંધકારવાળા એકાંતસ્થાનમાં એક પ્રકાશમાન જ્યોતિ **બ્રહ્મરંધ્ર**માંથી નિકળી તે પ્રકાશતી જણાયછે. તે છતાં તે યોગી એવી ક્રિયા સમાન આગ્રહથી કર્યા કરે તો, તેને એક પક્ષમાં ગુપ્તવિદ્યાના મૂળતત્ત્વોનું જ્ઞાન થવા માંડેછે. પછી એક માસને અંતે પોતાના શ્વાસની ગતિ મંદ ચાલતી જણાશે. ત્યારપછી ઘણું કરી બે માસને અંતે પોતાની કલ્પના પ્રમાણે જગતમાં અનેક રચના થતી જણાશે, ચાર માસને અંતે પ્રત્યેક મનુષ્યના મનની કલ્પનાઓ જાણવાની શક્તિ આવશે. પાંચ માસને અંતે અંતવાહક ભાવરૂપી શરીરની એટલે ઈશ્વરી રચના જણાવા માંડશે. તેમાં પૃથ્વીના અનેક પ્રદેશમાં કેવા પ્રકારનાં કાર્યો થાયછે, તે જાણવાની શક્તિ આવેછે. તેમજ પોતાની વૃત્તિ હશે તો, અનેક દેવ, યોગાત્મા અને મહાપુરૂષોના આકાર પ્રકટ થઈ પોતાની ઇચ્છાપ્રમાણે ગુપ્તવિદ્યાનું જ્ઞાન તેદ્વારા મળી શકશે. એવી રીતે એ ક્રિયા આગ્રહથી કર્યાથી છ માસને અંતે પોતા જેવીજ એક આકૃતિ પ્રબળ ઇચ્છાશક્તિના યોગે પોતાની સન્મુખ પ્રગટ થયેલી જણાશે, અને તે કહેશે જે તારો શુદ્ધ આત્મા તારી પ્રબળ ઇચ્છાશક્તિપ્રમાણે કાર્યો કરવા સમર્થ છે; તે છતાં તે યોગી કાંઈ ઇચ્છા નહીં રાખતાં કૃપા રાખો એવુંજ કહેછે. એવી રીતે નિત્ય વર્તવાથી ઉપલો આકાર પોતાની ગુપ્ત ઇચ્છાથી, પોતાની કાયામાંથી પોતાની પ્રબળ ઇચ્છાપ્રમાણે પાંચ સાત આકારો ધારણ કરીને ભિન્ન ભિન્ન સ્થાનોમાં ગમન કરી પોતાની પ્રથમની દૃઢ ઇચ્છાપ્રમાણે અનેક કાર્યો કરી શકેછે. એ સઘળા આકારો પોતામાંજ પ્રગટ થાયછે. એવી રીતે પૂર્વે **દત્તાત્રેય, ગોરખ, મછંદર** અને **વસિષ્ઠ** વિગેરે મહાત્માઓ કરતા હતા અને સાંપ્રત કાળમાં પ્રસંગોપાત્ત **હિમાવતના** મહાત્મા અને યોગેશ્વરો ગુપ્ત રીતે કરે પણ છે. એવી ક્રિયા દૃઢ આગ્રહથી પ્રબળ ઇચ્છાશક્તિથી નૈષ્ઠિક યોગીને ઓછામાં ઓછી સાત વર્ષસુધી

સાંપ્રત કાળમાં કરવાની અગત્ય છે. એ સઘળું છતાં ગૃહસ્થાશ્રમી ગુપ્તવિદ્યાના વિદ્યાર્થીઓને એમ કરવાની આજ્ઞા નથી તેમણે તો આપણે પૂર્વે સઘળા વ્યાખ્યાનોમાં જણાવ્યાપ્રમાણે સનાતન ધર્મની મર્યાદામાં દૃઢ આગ્રહથી વર્તી વ્યાવહારિક કાર્યો કરતાં છતાં જનક રાજાનીપેઠે સઘળા મનોવિકારોને લય કરવાનો આગ્રહ રાખવાથી યોગ્ય સમયે ઉપર કહ્યાપ્રમાણે મહા અદ્ભુત શક્તિ પ્રાપ્ત થઈ શકશે. કેમ જે દૃઢ આગ્રહ અને અતિ પ્રબળ પામેલી ઇચ્છાશક્તિના યોગે જે સમયે સઘળી વૃત્તિયો મનવિષે સ્થિર થઈ જાયછે, તે સમયે **બ્રહ્મરંધ્ર**માં પ્રાણવાયુ પ્રવેશ કરેછે અને તેમ થવાથી કુંડલી અથવા વાસનાચક્રમાં જ્ઞાનદૃષ્ટિ એકત્ર થાયછે, તેથી અંતે **સવિકલ્પ સમાધિ** પ્રગટ થાયછે. તે પ્રસંગે સર્વે વૃત્તિયો સ્તંભી તે **બ્રહ્મનાદ**માં સ્થિર થાયછે, અને તેમ થવાથી સંયમનો ભાસ પડેછે. ત્યાં સંકોચાઈ રહેલા પ્રાણવાયુઓમાં પૂર્વેના જેવા ભાવ હોય તેવી રચના દર્શાયછે. એ રચનામાં જેવી પૂર્વેની શુભ કલ્પના તેવાં કાર્યો થયા કરેછે. સારાંશ એટલોજ કે એવી સ્થિતિના સમયે તે યોગીના સર્વે ભાવો આપોઆપ વિજ્ઞાનાકૃતિના રહેછે, એટલે બુદ્ધિની અનેક વૃત્તિઓસાથે તાદાત્મ્યપણાથી રમણ થાયછે. તેથી **સમાધિ**ના સમયે તેના અંતઃકરણની ભાવના સ્વાભાવિકપણે **अहं ब्रह्म, ब्रह्मोहं** એવા આત્મસ્વભાવના જ્ઞાનમાં નિમગ્ન રહેછે. તે સમયે કેવી સ્થિતિ થાયછે, તે કહ્યું છે.

**श्लोक.**

**खमध्ये कुरु चात्मानमात्ममध्ये च खं कुरु ।**
**सर्वं च खमयं कृत्वा न किंचिदपि चिंतयेत् ॥**

એનો ભાવાર્થ એવો છે જેઃ—આકાશનીપેઠે સર્વત્ર વ્યાપક સલંગસૂત્ર રહેલો જે આપણો શુદ્ધરૂપ આત્મા તેનેવિષે **ब्रह्मोहं** એવા પ્રકારની ભાવના કરીયે અને તે ભાવનાને **અપરોક્ષ** ભાવે **अहं ब्रह्म** એવા પોતાના આત્મસ્વરૂપને એકાગ્રતાથી લક્ષમાં રાખી અને કલ્પના વિરક્ત થઈ સંપૂર્ણ **બ્રહ્મમય** ભાવનામાં સ્થિર રહીયે તો **અહં બ્રહ્મ** એવા શબ્દોચ્ચાર કરવાની શક્તિ પણ **બ્રહ્માનંદ**માં સ્વપ્રકાશભાવે નિદ્રાનીપેઠે ઐક્યરૂપ થઈ જાયછે, અને તેમ થયું એટલે આપણે યથાર્થ **અદ્વૈત** ભાસીયે છઇયે. પરંતુ જ્યારે એવી સ્થિતિવિષે પૂર્વેની રહેલી વાસનાથી પ્રાણાદિક સોળ કળા પ્રકટ થાય, ત્યારે આપણે એ કળાથી રહિત પૂર્વે થયા છતાં પુનઃ સવિકલ્પસમાધિમાં આવી પ્રકૃતિરૂપ અવિદ્યાના સંયોગથી કળાવાન્ જેવા દર્શાઇયે છઇયે. તેથી આપણે સમાધિના સમયે શરીરનેવિષે હૃદયકમલગત આકાશના મધ્યમાં જાણવાને યોગ્ય

થઇયે છઇયે. એજ કારણથી આપણું ચૈતન્ય પ્રાણાદિક અને બ્રહ્માંડાદિક વ્યષ્ટિ સમષ્ટિને રચવા લાગેછે. તેનેવિષે પ્રશ્નોપનિષદ્‌ના છઠ્ઠા પ્રશ્નના ૬૩ માં મંત્રમાં કહ્યું છે.

**मंत्र.**

**स प्राणमसृजत प्राणाच्छ्रद्धां खं वायुर्ज्योतिरापःपृथिवीन्द्रियम् ।**
**मनोऽन्नमन्नाद्वीर्यं तपोमन्त्राः कर्मलोकालोकेषु च नाम च ॥**

એનો ભાવાર્થ એવો જે તે પુરૂષરૂપ ચૈતન્ય ઉક્ત પ્રકારથી ત્રણ કાળવાળી વસ્તુને વિષય કરવાવાળો જ્ઞાનરૂપ ઈક્ષણે કરી સર્વ પ્રાણમય એટલે સમષ્ટિ પ્રાણરૂપ **હિરણ્યગર્ભ** નામવાળો સર્વે પ્રાણીઓના કારણોનો આધારરૂપ અંતર આત્મા અથવા કારણશરીરને સર્જ્યો. એ પ્રાણથી સર્વે પ્રાણીઓનાં શુભકર્મવિષે કારણરૂપ પ્રવૃત્તિને પણ સર્જી. પછી કર્મફળના ઉપભોગના સાધનરૂપ દેહનું અધિષ્ઠાન અને કારણરૂપ પંચકૃતિ પંચમહાભૂતોને સર્જ્યાં. તેમજ શબ્દગુણવાળા આકાશને, તેમ કારણના ગુણશબ્દે કરી વાયુને, તેવીજ રીતે પોતાના ગુણરૂપે અને કારણના ગુણશબ્દના સ્પર્શથી તેજને સર્જ્યા પછી પોતાના સાધારણ ગુણરસે કરી, તેમ કારણના શબ્દ, સ્પર્શ અને રૂપના મિશ્રથી જળ પ્રગટ કર્યું તેવીજ રીતે પોતાના ગંધગુણથી, તેમ કારણના ગુણ જે શબ્દ, સ્પર્શ, રૂપ અને રસના મિશ્રથી પાંચ ગુણવાળી પૃથવીને ઉત્પન્ન કરી. એજ પ્રમાણે એજ પંચભૂતથી અપંચીકૃત અવસ્થામાં જ્ઞાનાર્થે અને કર્માર્થે ઇન્દ્રિયોને તેમ ઇન્દ્રિયોના નિયામક અથવા ઈશ્વરને પ્રગટ કર્યો. પછી શરીરવિષે સ્થિત સંશય અથવા સંકલ્પ આદિક લક્ષણવાળા મનને સર્જ્યું. એવી રીતે પ્રાણીમાત્રનાં કાર્ય અને કારણને સર્જી તેની સ્થિતિને સારૂ અન્ન ઉત્પન્ન કર્યું. પછી ભોજન કરેલા અન્નથી સર્વ કર્મમાં પ્રવૃત્તિનું સાધન જે વીર્ય અથવા બળ તેને સર્જ્યું. પછી ચિત્તશુદ્ધિના સાધનસારૂ તપને સર્જ્યું. એ તપથી શુદ્ધ થયેલા નિર્મળ અંતર બહિર કિરણરૂપ ચારે વેદ મનુષ્યપ્રાણીના સાધનસારૂ પ્રગટ કર્યા. તે વેદના મંત્રોથી અગ્નિહોત્રાદિક કર્મો થયાં. તે કર્મથી કર્મના ફળરૂપ ચૌદ લોક પ્રકટ થઈ આવ્યા. એવી રીતે પ્રાણીઓની આવિદ્યા આદિક દોષરૂપ બીજની અપેક્ષાથી સોળે કળા ઉત્પન્ન થઇ આવી. અર્થાત્ માયા અથવા અવિદ્યારૂપ દોષદષ્ટિથી વ્યષ્ટિ–સમષ્ટિ આદિક પ્રગટ થયેલું છે. જેમ સ્વપ્નનો દ્રષ્ટા સ્વપ્નનેવિષે સંકલ્પ અનુસાર સૃષ્ટિ પ્રકટ કરેછે, તેમ અવિદ્યાનો દ્રષ્ટા અવિદ્યાના સંકલ્પથી અવિદ્યારૂપ સૃષ્ટિ પ્રગટ કરેછે. પરંતુ અંતે એ સર્વે નામરૂપ ઉપાધી ભેદનો ત્યાગ કરી શુદ્ધ ચૈતન્યવિષે લીન થાયછે.

તેમજ અંતે સર્વે સૃષ્ટિ પરમાત્માનેવિષે લીન થાયછે. તેનું પ્રમાણ પ્રશ્નોપનિષદ્‌ના ચોથા પ્રશ્નના ૪૯ મા મંત્રમાં દર્શાવેલું છે.

**मंत्र.**

**पृथिवी च पृथिवीमात्रा चापश्चापोमात्रा च तेजश्च**
**तेजो मात्रा च वायुश्च वायुमात्रा चाकाशश्चाकाशमात्रा च**
**चक्षुश्च द्रष्टव्यं च श्रोत्रं च श्रोतव्यं च घ्राणं च**
**घ्रातव्यं च रसश्च रसयितव्यं च त्वक्च स्पर्शयितव्यं च**
**वाक् च वक्तव्यं च हस्तौ चादातव्यं चोपस्थश्चानन्दयितव्यं च**
**पायुश्च विसर्जयितव्यं च पादौ च गन्तव्यं च मनश्च मन्तव्यं च**
**बुद्धिश्च बोद्धव्यं चाहङ्कारश्चाहङ्कर्तव्यं च चित्तं च चेतयितव्यं च**
**तेजश्च विद्योतयितव्यं च प्राणं च विधारयितव्यं च**

એ સઘળાનો ભાવાર્થ એવો છે જે, સર્વે સૃષ્ટિ શુદ્ધચૈતન્યવિષે લીન થાયછે. તેમાં પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ સઘળું તેની તન્માત્રાસહિત આત્મામાં લય પામેછે. તેમજ સ્થૂળ અને સૂક્ષ્મ ભૂત અને તેનાં કાર્યો જે પંચ જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિયો તેના સર્વ વિષયોસહિત જેટલું નામ અને રૂપમય જગત્ અને બ્રહ્માંડ અને તેની ઉપાધિભૂત સર્વે વસ્તુઓ શુદ્ધચૈતન્યવિષે સમાધિના સમયે તેમજ આત્યંતિક પ્રલયનો પરબ્રહ્મવિષે લય થાયછે. સમાધિના સમયે એ સઘળું કેવી રીતે થાયછે, તેની અલ્પ સૂચના આ પ્રસંગે આપ્યાથી આગ્રહી વિદ્યાર્થીને વિશેષ લાભ થશે. આગ્રહી યોગીને પૂર્ણ સમાધિના સમયે પ્રકાશ કરવા યોગ્ય પોતાનો જે સૂત્રાત્મા અથવા કારણશરીર તે સઘળા પ્રાણોને તેમજ કાર્યકારણના સમૂહરૂપ પરના અર્થસારૂ મિશ્રિત થયેલી જે સઘળી નામરૂપમય સૃષ્ટિ અને સમષ્ટિ તેની સઘળી ઉપાધિસહિત વસ્તુઓ સમાધિ સમયે યોગીના બ્રહ્મરંધ્રમાં એકત્ર થાયછે. જેમ પક્ષીઓ રાત્રિના સમયે પોતાને સ્થાનકે જાયછે, તેમ પ્રસિદ્ધરૂપ આ સર્વે સૃષ્ટિ અક્ષરરૂપ પરમાત્માવિષે લીન થાયછે. અર્થાત્ આપણે પાછળ કહેલી સવિકલ્પ સમાધિવિષે સંભળાતા સર્વે નાદો, પંચપ્રાણો તથા સર્વે પ્રકાશ પામેલી વસ્તુઓ તેના સ્વભાવસહિત સમાધિ સમયે આત્માવિષે લીન થાયછે, ત્યારેજ અખંડ પૂર્ણ નિર્વિકલ્પસમાધિમાં નિદ્રાનીપેઠે સર્વ અસત્ય થઈ જાયછે અને સમાધિનિષ્ઠ યોગી પોતે કાંઈજ નહિ એવા અચંચળ નિરાકાર અદ્વૈતપદમાં અમરપણાથી સ્થિર થઈ જાયછે. અને એવીજ સ્થિતિ મૃત્યુ સમયે થયાથી કૈવલ્યમોક્ષ અથવા પરનિર્વાણની પ્રાપ્તિ થાયછે. કેમ જે એવા યોગાત્માના સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણાદિક સઘળા દેહોનો લય થાયછે. એવી રીતે

યોગવિદ્યાના અંતનું પરીણામ કૈવલ્યમોક્ષજ છે. હવે એવિષે આપણે વિશેષ અગત્યની સૂચના આપવાનું કાંઈજ રહ્યું નથી માટે એ સઘળા વિષયોની સમાપ્તિ કરી છે.

---

## નિર્વાણ અથવા કૈવલ્યમોક્ષ.

હવે આપણે અંતની પરમ આનંદની અને મુક્તાનંદની પ્રાપ્તિ થઈ, **નિર્વાણ અથવા કૈવલ્યમોક્ષ**ની સ્થિતિ કેવી છે તેવિષે અલ્પ સૂચના આપી આપણાં સઘળાં લેખી વ્યાખ્યાનોની સમાપ્તિ કરીયે છઇયે.

**પદનિર્વાણ**વિષે એક શ્રુતિમાં એવું કહ્યું છે.

**श्रुति.**

**दृश्यं नास्तीति बोधेन मनसो दृश्यमार्जनम् ।**
**संपन्नं चेत् तदुत्पन्ना परा निर्वाणनिर्वृतिः ॥**

એટલે દૃશ્ય કાંઈજ નથી એવો મનબુદ્ધિથી દૃશ્યનો સંપૂર્ણ અભાવ થઈ, જ્ઞાનમય દૃશ્યનું આચ્છાદન સર્વત્ર થઈ મુક્તાનંદરૂપી અતિ ઉત્તમ સુખ પ્રાપ્ત થાય, તેનું નામ **પરનિર્વાણ** નિવૃતિરૂપ મુક્તિ છે. નિર્વાણ અવસ્થાને જે કેવળ શૂન્યાકાર અથવા અંધકાર સમજેછે, તે નિર્વાણના સત્ય જ્ઞાનના અજ્ઞાનનેલીધે છે. **નિર્વાણ અથવા કૈવલ્યમોક્ષ**ની અંતની પ્રાપ્તિ અતિ અદ્ભુત અખંડ આનંદકારી, જેમાં **સર્વજ્ઞ, સર્વશક્તિમાનપણું, સર્વવ્યાપકપણું, અખંડ અવિભાજ્ય** વિગેરે ગુણો છતાં તે સઘળા કેવળ શાંતાવસ્થામાં રહેછે. અર્થાત્ એ સ્થિતિ અનિર્વચનીય છે. વર્ણન કરી શકાય એવી નથી. માત્ર એનો યથાર્થ આનંદ અનુભવથીજ જણાઈ શકેછે.

એવી અતિ ઉત્તમ સ્થિતિની પ્રાપ્તિ કોઈ અવતારી ઈશ્વર અથવા ચમત્કારી મહાત્મા યોગેશ્વરના સન્નિધ રહ્યા શિવાય, અને આ મિથ્યા અને અસત્ય સૃષ્ટિનો ત્યાગ કર્યા શિવાય થઈ શકે નહિ એવું કેટલાએક બુદ્ધિવાન્ અને વિદ્વાનો સમજેછે. એ સમજવું કેટલે એક અંશે સત્ય છે ખરૂં, કેમ જે પ્રથમ સત્યજ્ઞાનની સંપૂર્ણ પ્રાપ્તિ થવાસારૂ કોઇ સમર્થ મહાત્માના સત્ય ઉપદેશની અગત્ય છે, તે છતાં પોતાનો પૂર્વનો ઉત્તમ સંસ્કાર અને આ જન્મ અને પૂર્વજન્મના પ્રારબ્ધકર્મનો કેટલેક અંશે લય થઇ, અતિ આગ્રહથી પુરૂષાર્થ કર્યા શિવાય માત્ર કોઇ સત્ય અવતારી ઈશ્વર અથવા ચમત્કારી સત્ય મહાત્મા યોગેશ્વરની સંપૂર્ણ કૃપાને પાત્ર થવાતું નથી. તે છતાં તેના સમાગમનો કદાપિ યોગ થાય તો પણ તેથી પોતાના કર્મનો પૂર્વનો નાશ પુરૂષાર્થ કર્યા શિવાય થઈ

**કૈવલ્યમોક્ષ**ની પ્રાપ્તિ થઇ શકતી નથી. તે છતાં સત્ય મહાત્માના સમાગમથી ઉત્તમ સંસ્કાર માત્ર થાય એ સત્ય છે.

એવી રીતે યથાર્થ નહિ સમજનારા કેટલાક ઉતાવળા અલ્પજ્ઞાની એવું કહેછે જે, આપણે અલ્પજ્ઞ છઇયે માટે કોઇ ચમત્કારી મહાત્મા યોગીનાં દર્શન થયા વિના કૃતાર્થ થવાતું નથી, એવું માત્ર મુખથીજ કહ્યા કરેછે; પરંતુ તેનાં યથાર્થ સાધનો દૃઢ આગ્રહથી મેળવવાને પ્રયત્ન કરતા નથી. માટે સનાતન ધર્મસભાના આગ્રહી અને **નિશ્ચયાત્મક બુદ્ધિજ્ઞાન**ની દૃઢતાવાળા બંધુઓને આ અંતના વ્યાખ્યાન સમયે સત્યમહાત્મા યોગેશ્વરની એવિષે જે અલ્પ સૂચના જણાઈ છે તે વિવેકી શ્રોતાજનો આગળ મુકવાથી આગ્રહી પુરૂષોને કાંઇક વિશેષ લાભ થશે.

નામના માત્ર વેષધારી યોગી, મહાત્મા, સાધુ અને ફકીર વિગેરે સઘળી પૃથ્વી ઉપર હાલના સમયે ઘણા હોયછે. અને તે પોતે અજ્ઞાનરૂપી બંધનમાં નિરંતર રહેછે, અને જે સત્ય મહાત્મા અને યોગેશ્વરો છે તે ઘણા થોડા છે. અને તે ઐક્યતાથી આ પૃથ્વીનાં ભિન્ન ભિન્ન સ્થાનોમાં રહેલા છે; તે છતાં તે ચૈતન્યના **આત્મ**પ્રકાશથી એકરૂપ છે. કદાપિ તેમની દૈહિક ભાષા પૃથક્ પૃથક્ છે, તો પણ તે પરસ્પર એકબીજાની ભાષા સમજી શકેછે. કેમ જે માહાત્માઓની મૂળ ભાષા એકજ ચૈતન્ય આત્મિક છે. તેઓ અજ્ઞાનથી વિરક્ત છે. માટે જે પુરૂષો પંચ વિષયોની અપરિમિત તૃષ્ણાવાળા છે, તેમનાથી તે પવિત્ર યોગેશ્વરો અતિ ઘણા અંતરે છે. સત્ય મહાત્માઓ સાધારણ સમૂહના માણસોને જાણવામાં આવતા નથી, તે છતાં આગળ એવો સમય આવશે જે તેમની શુભ પ્રેરણાથી જે કાર્ય ઉત્તમ માનસિકજ્ઞાનવાળા પણ જે સ્વાર્થી જનો છે, તમને કરવાને દીર્ઘકાળ લાગેછે, તે કાર્ય સર્વ શક્તિવાન્ મહાત્માઓ અલ્પ સમયમાં કરશે.

જ્યાંસુધી અજ્ઞાન રહેલું છે, ત્યાંસુધી સત્યજ્ઞાન પ્રાપ્ત કરવાને અતિ કઠણ છે. દુર્ગુણી મનુષ્યના અંતઃકરણમાં સત્યજ્ઞાનની સત્યતા જણાઈ શુભ સંસ્કાર થતો નથી. જ્યારે તમે **સત્ય આત્મપ્રકાશ**ની કાંઈક સમીપ આવશો ત્યારે તમારા અંતર **આત્મા**ની ઉન્નતી થઈ તે સત્યજ્ઞાન તમને સમજવાની શક્તિ આવશે. સત્ય યોગાત્માઓ બીજા સાધુસંતનીપેઠે ટોળા એકઠા મળી વાદવિવાદ કરી કોઇ પણ જાતનાં કર્મ ક્રિયાના નિયમમાં રાત્રદિવસ નિમગ્ન રેહેતા નથી. પણ તેમની અંતરજ્ઞાનની જ્યોતિના પ્રકાશથી તેમને વ્યષ્ટિ, સમષ્ટિનાં અવલોકનથી ઉત્તરોત્તર અધિક પ્રકાશ થતો જોઈ, જેમ જેમ ઉત્તમ બોધના સંસ્કાર થઈ તે બોધને પાત્ર થતા જાયછે તેમ તેમ તેઓ ઉત્તમ

જ્ઞાની મહાત્માની પંક્તિમાં પ્રવેશ કરતા જાયછે, પછી તેમને ગુપ્ત વિદ્યાનું જ્ઞાન ઉત્તરોત્તર અધિક પ્રાપ્ત થતું જાયછે. જ્યાંસુધી ગુપ્ત વિદ્યાનું જ્ઞાન આપણા માનસિક જ્ઞાનની મર્યાદાની બહાર છે, ત્યાંસુધી તે ગુપ્ત વિદ્યાવિષે પ્રયત્ન કરવાથી કાંઈ લાભ થઈ શકતો નથી, માટે આપણે **આત્મવૃત્તિ** રાખવાનો અભ્યાસ નિરંતર અધિક કરતાં જવું, અને નિશ્ચયાત્મક બુદ્ધિજ્ઞાનની યથાર્થ ઉન્નતિ કરવી; કેમ જે અનુભવી ગુપ્ત જ્ઞાનમાત્ર અભ્યાસથી પ્રાપ્ત થઈ શકેછે. આત્મશક્તિ પ્રાપ્ત કરવાનું પ્રથમ સાધન સત્યશ્રદ્ધાસહિત આત્માના સદ્ગુણ વૃદ્ધિ કરવાનો અભ્યાસ રાખવો. તેની સાથે દયા અને નમ્રતા રાખી સઘળા મનુષ્યમાં એકજ શુદ્ધ ચૈતન્ય છે એમ જાણી પ્રથમ સત્ય સ્નેહથી આપણી સત્ય સનાતન ધર્મસભાના સઘળા ભ્રાતુની સાથે સઘળા કાર્યોમાં દ્રઢતાથી, ઐક્યતાથી હરખી વર્તવાનો અભ્યાસ રાખ્યા પછી બીજા સઘળા મનુષ્યપ્રાણી સાથે પણ ઐક્યભાવથી વર્તવાને પ્રયત્ન કરવું. એમ વર્તવાથી ઈશ્વરીજ્ઞાનનો પ્રકાશ અંતરમાંથી આપોઆપ થવા માંડશે. જેમ જેમ સત્યસ્નેહ અને નિશ્ચયાત્મક બુદ્ધિજ્ઞાન વૃદ્ધિને પામતું જશે, તેમ તેમ આપણા અંતરમાં **આત્મિક** શક્તિની વૃદ્ધિ થઈ સર્વજ્ઞપણાનું જ્ઞાન વૃદ્ધિને પામતું જશે. તેથી અંતર વૃત્તિઓ અતિ મંદ ગતિથી નહિ સમજાય એવી રીતે પ્રકાશમાન થવા માંડશે અને તેથી આપણે ગુપ્ત જ્ઞાન અંતરમાં રાખવાને યોગ્ય થઇશું, ત્યારેજ તે જ્ઞાનનાં મૂળતત્ત્વો આપણા અંતઃકરણમાં પ્રફુલ્લિત થવા માંડશે.

કોઈ પણ સંપ્રદાયના અથવા મતપંથના ભાવિક ભક્તો અનાદિ કાળના **સત્ય** અને **સનાતન ધર્મ**ની મર્યાદામાં અંતઃકરણથી રહેવાને પ્રયત્ન અથવા અભ્યાસ કર્યાશિવાય ઈશ્વરી **સત્યજ્ઞાન** અથવા **આત્મજ્ઞાન** મેળવવાને ગમે તેટલાં શાસ્ત્રો અને વેદ પુરાણાદિક તત્ત્વજ્ઞાનના ગ્રંથોનું શ્રવણ અને અધ્યયન કરશે તો તેથી **આત્મજ્ઞાન**ની યથાયોગ્ય ઉન્નતિ થઈ ઈશ્વરી સત્યજ્ઞાન પ્રાપ્ત થઈ મોક્ષની પ્રાપ્તિ કદાપિ થવાની નથી. કેમ જે જેટલી ધર્મસંબંધી કર્મ અને ક્રિયાઓ છે તે મનઃપૂર્વક અંતરમાંથી કર્યા શિવાય કેવળ બાહ્યથી કરે તો, તે સઘળા નિર્માલ્ય છે. અંતરદ્દષ્ટિથી અંતરના વિકાર નાશ પામી **જીવાત્મા** નિર્મળ થઈ જ્યાંસુધી તેની સત્ય નિશાની બાહેર જણાતી નથી ત્યાંસુધી બાહેરની સઘળી ભક્તિ અને ક્રિયાઓ નિરૂપયોગી જેવી છે અને તે બાહેરનો ઢોંગમાત્ર સમજવો. અંતરમાંથી **આત્મજ્ઞાન**ની ઉન્નતિ થઈ, એટલે સત્ય ગુહ્યાર્થ અને બાહેરની નિશાનીઓના સત્ય ગુહ્યાર્થ સમજી શકાયછે. એ શિવાય ઈશ્વરી સત્ય ગુહ્યાર્થ કોઈ પણ મતપંથના ભાવિક ભક્ત છતાં, તે યથાર્થ

સમજી શકતા નથી, તેથી તે અનેક મતપંથમાં વિરોધ અને કલહ ઉત્પન્ન થઈ પોતાના માની લીધેલા સિદ્ધાંત ભોળા ભક્તોને માન્ય કરાવવાને પ્રયત્ન કરેછે. એ સઘળું છતાં ઘણા સંપ્રદાય અને મતપંથના જનોમાં કેટલા એક કાંઈક નિઃસ્વાર્થી અને કાંઇક પરોપકાર બુદ્ધિના જનો હોયછે, તે છતાં તેઓ ધર્મના કાર્યમાં ઈશ્વરની કૃપા અને તત્સંબંધી કાંઈ પણ લાભ મેળવવાની ઇચ્છા સ્વતઃ રાખેછે. તે ઈશ્વરની પ્રાર્થના અને કાંઈ પણ સત્ય કર્મ કરેછે તે માત્ર પોતાના સ્વાર્થસારૂ કરેછે. એજ કારણનેલીધે મતપંથ અને સમાજોની વૃદ્ધિ થવા છતાં તેથી ઉલટો પરસ્પર કલહ અને વિરોધ અધિક થતો જણાયછે. જે કાર્યો કરેછે તે પોતાના મતપંથ અને પોતાની સમજની વૃદ્ધિના હેતુથી કરેછે. તેણે કરીસઘળાના અંતરમાં વ્યાપી રહેલો **સર્વજ્ઞ** અને **સર્વશક્તિમાનજ ઈશ્વર** તેને ભુલી જઈ માત્ર પોતપોતાના પૃથક્ પૃથક્ કલ્પિત ઈશ્વરનેજ સત્ય માનેછે. વળી તેમાં કેટલા એક દંભી પુરૂષો પોતામાં ઈશ્વરી શક્તિ નહિ છતાં તેવી શક્તિ છે એવો ભોળા જનોને ડોળ દર્શાવેછે, અને કદાપિ કોઈ સાધનથી કાંઈ અલ્પ મહાન શક્તિ પ્રાપ્ત થઈ હોય તો તેનો ઉપયોગ પોતાની પૂજા સેવા કરાવવામાં અને પોતાના મતપંથના લાભને અર્થે કરેછે. એવી રીતે સત્યતાનો ઈશ્વરી અંશ સ્વાર્થી પુરૂષો ભ્રષ્ટ કરેછે. તેથી **શ્રીકૃષ્ણભગવાને** ગીતામાં કથાપ્રમાણે સઘળા મનુષ્યપ્રાણીમાં અંતર્યામીરૂપે પોતે વ્યાપી રહેલા જાણી **સમભાવથી** વર્તવાના સંપ્રદાયનો નાશ થયો છે.

**સત્ય કૃષ્ણ પરમાત્મા** અથવા **કેવળ શુદ્ધચૈતન્ય** જે કે, સઘળા પ્રાણીઓને પ્રકાશ આપનાર છે, તેજ પોતાનું જીવન સત્ય છે અને સઘળે ઠેકાણે સમાન વ્યાપી રહેલું છે. તે કોઈ પણ મતપંથ અથવા સંપ્રદાયમાં ન્યૂન અધિક નથી. તેમજ તે એકજ ઠેકાણે નથી. તેનું સ્થાન સઘળી **સમષ્ટિ** અને **વ્યષ્ટિ** છે એવા ચૈતન્ય કૃષ્ણ અથવા **શુદ્ધબ્રહ્મ**ની નિષ્કામ ભક્તિ કરનારા સત્ય ભક્તો પોતાના સ્વાર્થને જાણતા નથી, તેમજ સ્વાર્થની તૃષ્ણા પણ તેમને નથી. તેવા ભક્તો બીજા ગમે તે મતપંથના હોય પણ જે, એવી રીતે સત્ય **આત્માને** ઓળખનારા હોય, તેવા સઘળા મનુષ્યો પ્રાણીમાત્રનાં, કલ્યાણ થવાની ઇચ્છા રાખેછે. તે કેવળ નિષ્કામપણે વર્તેછે, તેથી તેમને પોતાના કલ્યાણની પણ તૃષ્ણા રહેતી નથી. તે એવું સમજે છે જે, પોતાના **જીવાત્મામાં સર્વજ્ઞ** અને **સર્વશક્તિમાન** ઈશ્વરનાં મૂળતત્ત્વો રહેલાં છે, તેથી તેને **અહં** અને **ત્વં** એવો **દ્વૈતભાવ** કદાપિ થતો નથી. તે પોતાના **આત્માને શુદ્ધચૈતન્ય** અને **પ્રકૃતિના** સંયોગથી થયેલો સમજેછે. તેથી સત્ય

**આત્મજ્ઞાનથી** પ્રકૃતિનો લય કર્યાથી કેવળ **શુદ્ધચૈતન્યજ** માત્ર અવશેષ રહેછે. એવી રીતના **આત્મજ્યોતિના** સત્ય જ્ઞાનીને બીજી કાંઇ પણ ઇચ્છા, કલ્પના અને તૃષ્ણા રેહેતીજ નથી, તેથીજ તેવા સત્ય જ્ઞાનીદ્વારા સર્વવ્યાપક ઈશ્વરી ઇચ્છા, શુભ કલ્પના અને અદ્ભુત શક્તિનો ઉદય થાયછે. માટે એવી રીતે ઈશ્વરી અદ્ભુત શક્તિ પ્રાપ્ત કરવાને યોગ્ય થવાસારૂ માયાના આવરણથી વિરક્ત થઈ તે મહાન્ ઈશ્વરી ઇચ્છા અને શક્તિની પ્રેરણા પૃથ્વીઉપર પોતાદ્વારા થવાને યોગ્ય પાત્ર થવાને નિરંતર પ્રયત્ન કરવું એજ ઈશ્વરી સત્યજ્ઞાન મેળવવાનો સત્ય અને શુભ હેતુ છે. એમ થવાથી સત્ય મહાત્મા યોગેશ્વરને સાન્નિધ્ય રહેવાયછે.

એવી રીતે આગ્રહી અને દીર્ઘપુરૂષપ્રયત્નવાળા જનોની સમીપજ સત્યમહાત્મા અને યોગેશ્વરો નિરંતર છે એમ નિશ્ચય સમજવું. કેમ જે, મહાત્માઓમાંથી કેટલા એક હાલના સમયે કલિકાલની વિપરિત સત્તા જે આર્યવર્ત વિગેરે સઘળી પૃથ્વીઉપર નહિ થવાને પોતાની ગુપ્ત શુભ પ્રેરણાભાવરૂપી ચૈતન્ય વિદ્યુતથી ગુપ્ત રીતે કર્યા કરેછે, માટે જે આગ્રહી પુરૂષો કેવળ નિષ્કામવૃત્તિથી તેવાં પરોપકારનાં કાર્યો કરેછે, તેમના-ઉપર તે મહાત્માઓની શુભદૃષ્ટિ નિરંતર રહેલીજ છે. તેથી આપણે પાછળ કહેલા સત્યધ્યાની પુરૂષો જો એક ક્ષણવાર તે યોગાત્માના દર્શનની ઇચ્છા રાખી પોતાની બુદ્ધિ, મન અને પ્રાણ એ ત્રણેને આત્મજ્યોતિમાં સમર્પણ કરી ધ્યાનમાં નિમગ્ન થાય તો, જે મહા-ત્માના દર્શનની પૂર્વે ઇચ્છા કરી હોય, તે યોગાત્મા ગમે તેટલે અંતરે હોય પણ તેનાં પ્રત્યક્ષ દર્શન થાયછે એટલુંજ નહીં પણ તેમનાથી સત્ય શુભ સૂચના વિગેરે પણ મળેછે. એ અનુભવ શિવાય અલ્પ-જ્ઞાનીઓને સત્ય મનાય એમ નથી; પણ આપણને તેવા પુરૂષને એ વાતનો નિશ્ચય કરાવવાની અગત્ય નથી.

એ ઉપરથી સ્પષ્ટ સિદ્ધ થાયછે જે, આપણે જો કેવળ નિષ્કામ-વૃત્તિથી સત્ય સનાતન ધર્મની પ્રવૃત્તિ કરવાને પૂર્ણ આગ્રહ રાખી પ્ર-યત્ન કરીશું તો, નિશ્ચય આપણને તેવાં શુભકાર્યોમાં તે મહાત્માઓની યોગ્ય સહાયતા મળશે. એનો પ્રત્યક્ષ અનુભવ નિશ્ચયાત્મક બુદ્ધિ જ્ઞાનવાળા જનો રાજઋષિ ગ્રંથનું મનઃપૂર્વક અવલોકન કરશે તો તેમને સ્પષ્ટ જણાશે. તેમ એવિષે કહેલું કેટલું એક ભવિષ્ય યથાર્થ રીતે પરિપૂર્ણ થવા માંડયું છે. માટે સનાતન ધર્મસભાના પ્રત્યેક આગ્રહી પુરૂષો નિષ્કામવૃત્તિથી સત્ય સનાતન ધર્મની પ્રવૃત્તિ પોતાની શક્તિપ્રમાણે **પ્રાપંચિક, સામાજીક, રાજ્યકીય,** અને **ધાર્મિક** એ ચારે કાર્યોમાં, ક-રવાનો પ્રયત્ન કરશે તો નિશ્ચય ધારેલાં શુભકાર્યની સિદ્ધિ થઈ, વગર

ઇચ્છાયે પોતાને પણ ધર્મ, અર્થ, કામ, અને અંતે મોક્ષની પ્રાપ્તિ થશે. અને યોગાત્માની પૂર્ણ કૃપા થઈ યોગ્ય સમયે તેમના દર્શનનો પણ લાભ દૃઢ ઇચ્છા હશે તો તે થઈ શકશે. માટે એક બંધઉપર આધાર નહિ રાખતાં પોતાની શક્તિપ્રમાણે તન, મન અને ધનથી સનાતન ધર્મનાં શુભકાર્યની પ્રેરણા પોતાના સગાસંબંધી, તેમજ ન્યાત, જાત અને સઘળા સંસ્કારી જનોમાં કરવાનો પોતાનો મુખ્ય ધર્મ જાણી આગ્રહથી પ્રયત્ન કરશે તો સાંપ્રતકાળની થતી વિપરીત સત્તાનો કેટલે એક અંશે પ્રતિબંધ થઇ, યોગ્યકાળે સઘળાની સમદૃષ્ટિ થઈ, **આર્યવર્તમાં બંધુત્વ**-ભાવની દૃઢતા થઈ, એટલે શુભકાલ સમીપ આવવાનો સંભવ નિશ્ચય જાણવો. પરંતુ હાલના વિપરીત કાલના સમયે એવી શુભ પ્રેરણાની અતિ પ્રબલ ગતિ નિરંતર આપણે આપ્યા કરવી એટલું નહિ પણ આપણા વંશોને અને મિત્રમંડળને તેવી શુભ ગતિની પ્રેરણા કરવાનો ઉપદેશ વારંવાર કર્યા કરવો. એ શુભ કાર્ય કરવાસારૂ આ સભામાં હવે પૂર્ણ સાધનો થયાં છે. સનાતન ધર્મસભાના આજ લગી જે ગ્રંથો થયા છે, તેમાં પ્રથમ **રાજ-ઋષી**, બીજો **સુબોધપત્રિકા પૂર્વાર્ધ**, ત્રીજો **સુબોધપત્રિકા ઉત્તરાર્ધ**, **રત્નમાળા**, અને ચોથો, પાંચમો, છઠ્ઠો **મુમુક્ષુનું નિત્યકર્મ**, અને સાતમો **યોગદર્શન અનુભવ** એવા સપ્ત ગ્રંથો થયા છે. એમાં વેદ, શાસ્ત્ર, ઉપનિષદ્, નીતિશાસ્ત્ર, સાંખ્ય અને યોગશાસ્ત્ર વિગેરેનો સાર આવી ગયો છે એટલુંજ નહિ, પણ હાલના સંસ્કારી તાર્કિક જ્ઞાનીઓએ ગુપ્ત-વિદ્યાની માન્ય કરેલી સત્યતાનાં કેટલા એક દૃષ્ટાંતો પણ આપેલા છે. તે શિવાય જે ગુપ્તભાવાર્થ આપણા વેદ, ઉપનિષદ્, અને યોગવિદ્યા વિગેરેમાં આજ લગી પ્રસિદ્ધ કરેલા નથી તેની પણ કેટલી એક સ્પ-ષ્ટતા કરેલી છે. તેથી આ સભાના આગ્રહી જનોને બીજા ગ્રંથોનું અવ-લોકન કરવાની વિશેષ અગત્ય નહિ રહેતાં એજ ગ્રંથોનું જો સંપૂર્ણ રીતે અધ્યન, મનન અને નિદિધ્યાસન મનઃપૂર્વક કરશે, તો કોઇ પણ જાતની ન્યૂનતા રહેશે નહિ એવું નિષ્પક્ષપાતી જનોને તો સ્પષ્ટ જ-ણાશે. માટે હવે આપણે નવા લેખી વ્યાખ્યાન કરવામાં સમય નહિ કહાડતાં ઉપર કહેલા ગ્રંથોનું સંપૂર્ણ અધ્યન કરી તેનો ઉપયોગ નિષ્કામ-વૃત્તિથી, સંસ્કારી દેશી અને પરદેશી જનોમાં સઘળા સભાસદોયે પોતાની શક્તિપ્રમાણે કર્યાથી સત્યપરમાર્થ થઇ આપોઆપે ઇચ્છા નહિ રાખતાં યોગ્ય સ્વાર્થ પણ થશે. માટે એ શુભ સમય વ્યર્થ જવા દેવો નહિ.

કાળના અખંડિત નિયમપ્રમાણે એક ઉપદેશકની પ્રબળ પ્રેરણા નિરંતર સમાન રહેતી નથી, માટે તેની પ્રબળ પ્રેરણાના સમયે પ્રત્યેક પરોપકારી વૃત્તિવાળા જનોએ પોતે પણ પોતાની પ્રબળ ઇચ્છાશક્તિ

યોગ્ય રીતે દૃઢ કરી સઘળાએ સમાન શુભ પ્રેરણા સંસ્કારી જનોમાં થઈ શકે એવી અચળ સ્થિતિ કરવાની અવશ્ય અગત્ય છે. અતઃપર શુભ કાર્યસારૂ હાલની પ્રત્યક્ષ સહાયતાનો કાળ આશરે પંદર સંવત્સરનો શેષ રહેલો છે એવું અનુમાન થઈ શકેછે. કેમ જે તેમના અંત નિર્વાણનો સમય ઘણું કરી, **ध्रुव योग मकरलग्न, चित्रानक्षत्र, गुरुवार,** અને ભાદ્રપદ માસ એટલા સઘળા જોગ જ્યારે પરિપૂર્ણ આવશે ત્યારે થવાનો સંભવ ભવિષ્યવેત્તાઓએ સાધારણ રીતે નિર્માણ કરેલો જણાયછે. એમ છતાં સત્ય આત્મનિષ્ઠ મહાપુરૂષોની પ્રબળ થયેલી. ઇચ્છાશક્તિનો કોઈ પણ યોગ્ય અતિ અગત્યના પરમાર્થ અથવા સંસ્કારી જનસમૂહની સ્થિતિનું શુભ વલણ કરવાના કાર્યસારૂ નિર્વાણ થવાના કાળમાં પોતે અથવા બીજા મહાત્મા યોગેશ્વરની ઇચ્છાપ્રમાણે ન્યૂન અધિક ફેરફાર થઈ શકેછે. હવે આપણે નિષ્પક્ષપાત રીતે પરીક્ષા કરતાં એવું જણાયછે જે, સાંપ્રત **આર્યબંધુ**ઓનું વલણ પંચવિષયની અપરિમિત તૃષ્ણા તરફ છતાં, તેઓ યોગ્ય પુરૂષાર્થ કરવાને નિર્માલ્ય હોવાને લીધે પરસ્પર કપટ અને છળભેદ કરી અનીતિને માર્ગે વર્તવાથી, પરસ્પર કુસંપ થવાથી, પ્રાપંચિક, સામાજીક, અને ધાર્મિક એ ત્રણે સ્થિતિ ઉત્તરોત્તર નિર્બળ થતી જાયછે. રાજ્યકીય સ્થિતિવિષે હાલ કહેવાની અગત્ય નથી. એમ છતાં સનાતન ધર્મસભાનો મૂળ હેતુ પોતાની શક્તિપ્રમાણે તન, મન અને ધનથી, સત્ય સનાતન ધર્મનું બીજ સંસ્કારી જનોમાં રોપવાને પોતાના આયુષ્યપર્યંત પ્રયત્ન કરવાનો દૃઢ નિશ્ચય કરી, તેનાં સાધનો જે આપણી સભાના ગ્રંથોમાં તેમજ બીજા સદ્‌ગ્રંથોમાં દર્શાવેલાં છે, તેનું પૂર્ણ અધ્યન કરી પ્રયત્ન કરશું તો, આપણે નિશ્ચય મહાત્મા અને યોગેશ્વરો તરફથી શુભ પ્રેરણાની સહાયતા અનેક માર્ગે મળી, નિશ્ચય એ શુભકાર્ય સંપૂર્ણ રીતે થઈ, તેની શુભ પ્રેરણા દીર્ઘકાળસુધી રહી સઘળા આત્મબંધુની ઉપર કરેલી ચારે સ્થિતિ પૂર્વવત્ ઉત્તમ દશામાં અલ્પ સમયમાં આવવાનો સંભવ છે. કેમ જે કેટલાએક મહાત્માની પણ શુભ પ્રેરણા એવાંજ શુભકાર્યો કરવા તરફ છે. હવે એટલેથી એ વિષય પૂર્ણ કરી **આત્મપદ**ની અતિ ઉત્તમ બોધયુક્ત આરતીનું આ શુભ પ્રસંગે ગાન કરી આપણા વ્યાખ્યાનોની સાથે આ સભાના સઘળા સ્થાઈક લેખો અને નિયમિત વ્યાખ્યાનોની પણ સમાપ્તિ કરીયે છઇયે.



# आत्मारामनी आरती.



जयदेव जयदेव जय आत्मारामा, जय आत्मारामा,
गंगाधर यमुनाधर गंगाधर यमुनाधर;
संगमे ओंकारा, जयदेव जयदेव. १

शिवोहं, ब्रह्मोहं, मुक्तोहं माळा, प्रभु मुक्तोहं माळा,
स्फाटिक ज्योतिप्रकाश, स्फाटिक ज्योतिप्रकाश;
प्रगट थयो रामा, जयदेव जयदेव. २

त्रिवेणि संधिकाळ, जाणेछे योगि, ऋषि जाणेछे योगि,
मनवांच्छित फळ आपे, मनवांच्छित फळ आपे;
कल्पतरू योगि, जयदेव जयदेव. ३

आरति आत्माराम, अंतरमां करजो, ऋषि अंतरमां करजो,
बुद्धि, मन ने प्राण, बुद्धि, मनने प्राण;
समर्पण करजो, जयदेव जयदेव. ४

मेरूदंडनो मार्ग, जाणेछे योगि, ऋषि जाणेछे योगि,
ब्रह्मरंध्र सुखस्थान, ब्रह्मरंध्र सुखस्थान;
निर्वाणनी स्थिति, जयदेव जयदेव. ५

नथी काळ-कर्मनो भय, नथी जन्म-मरण एमां, प्रभु जन्ममरण एमां,
नौत्तम आनंदधाम, नौत्तम आनंदधाम;
ब्रह्मऋषि तेमां, जयदेव जयदेव. ६

ॐ शांतिः शांतिः शांतिः ॥

## भावार्थ.

सर्वज्ञ, सर्व व्यापक अने सर्व शक्तिवान अंतरात्मा (महादेव) जे स्थूळ शरीररूपी गुहामां बिराजमान छे; अने जे पोतानी वाम अने दक्षिण बाजुमां गंगा अने यमुनाने धारण करी रह्या छे ते शिवरूपी सर्वज्ञ आत्मानी आरती करीये छईये.

ए गंगा अने यमुनाने इडा अने पिंगळा नाडी कहेछे. ते वाम अने दक्षिण नासीकाना द्वारमां छे. ए बेउनो संगम त्रिवेणी अथवा सुषुम्णा नाडी छे. वळी ए बेउ नाडीनो संबंध वाम अने दक्षिण चक्षुसाथे छे. तेथी तेने चंद्र अने सूर्यनाडी पण कहेछे. अने ते बेउ एकत्र थई बेउ चक्षुनां भवांनीमध्यें ज्या संगम थायछे, त्यां सहश्राममां सुषुम्णा विशुद्धिचक्रमां जायछे, त्यांज शिवनुं कल्पवृक्षरूप त्रीजुं नेत्र कहेवायछे. माटे एकाग्रतावाळा ध्याननिष्ठ योगी मन, बुद्धि अने प्राण ए त्रणेने ते स्थानमां अर्पण करी पोते शिवोहं, ब्रह्मोहं, मुक्तोहं एवो तल्लीनताथी ज्यारे जप करेछे, त्यारे ते योगीना श्वास उपर जणावेली बेउ नाडीमांथी विशुद्धिचक्रमां आवेछे. ते समये गुप्त ओंकार नाद उत्पन्न थायछे; तेनुं परिणाम स्फाटिक जेवा ज्योतिप्रकाशने ध्याननिष्ठ योगी जुवेछे. अने ते समये जे ज्ञान प्रगट थायछे ते मनवांछित फळने आपे एवुं होयछे. एटलुंज नहि पण ते योगी जो केवळ निष्काम अने कल्पनारहित होय तो ते श्वास प्राणसहित वांसाना मध्येना मेरुदंडना पोलाणमां प्रवेश करी ब्रह्मरंध्र अथवा मस्तकना मध्यभागना ताळुस्थानमां स्थिर थायछे त्यारे ते योगिने निर्विकल्प समाधिमां निर्वाणनी स्थिति प्राप्त थायछे. तेथी तेने काळ अने कर्म आदि कोईनो भय रहेतो नथी. तेवी स्थितिमां जे आनंद प्राप्त थायछे ते कोई दिवस अनुभव थयेलो नहि होय एवो अलौकिक अखंड आनंद होयछे. तेवो आनंद ब्रह्मऋषिनी स्थितिमां होयछे.

ॐ शांतिः शांतिः शांतिः शिव शांतिः

અધિક્ ચૈત્ર શુદ્ધ ૧૨, રવિવાર સંવત્ ૧૯૪૪.



तत् सत् परमात्मने नमः

# સનાતન ધર્મસભાએ પ્રસિદ્ધ કરેલા ગ્રંથો.

## १ राजऋषि.

**કિંમત રૂ. ૨-૮-૦.**

આ રાજઋષિ ગ્રંથમાં વિદ્વાન, બુદ્ધિવાન અને સત્યશોધક પુરૂષની નીચેની શંકાઓનું નિષ્પક્ષપાત રીતે નિવારણ કરેલું છેઃ—

૧ પરમાત્મા અથવા સર્વ વસ્તુના મૂળ કારણરૂપ ઈશ્વર છે કે નહિ એની સિદ્ધિ.

૨ સત્ય વિદ્યાની સહાયતાથી આત્મા અથવા જીવની સિદ્ધિ.

૩ બુદ્ધિ અથવા વિષેશજ્ઞાન સ્વાભાવિક છે કે ઈશ્વરપ્રેરિત છે. નિર્દોષ રીતે ઈશ્વરપ્રેરિત સિદ્ધ થાય તો જ્ઞાનનું મૂળબીજ પ્રથમ સૃષ્ટિકાળની મૂળ ભાષાદ્વારે થવું જોઇએ. અને તે મૂળ ભાષા ઇતિહાસ અથવા સત્ય વિદ્યાથી સિદ્ધ થવી જોઇએ, અને તે મૂળ ભાષાનો મૂળ દેશ, વંશાવળી અથવા ખગોળના ગ્રહ, નક્ષત્ર, તારા આદી પદાર્થોના ચલન અને ભ્રમણ વિગેરે ગણિત વિદ્યાની સહાયતાથી સિદ્ધ થાય તો અતિ ઉત્તમ.

૪ ઈશ્વરપ્રેરિત જ્ઞાનનાં મૂળ તત્ત્વો ઉપર પ્રમાણે મૂળ ભાષામાં આ સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ વિગેરે સર્વે ક્રમ નિર્દોષ રીતે જાણીતી રસાયણ, યાંત્રિક અને ખગોળ વિગેરે સત્ય વિદ્યાના નિયમો પ્રમાણે સિદ્ધ થવા જોઈએ. એ સિવાય ઈશ્વરપ્રેરિત મૂળભાષામાં બ્રહ્મવિદ્યા તથા બીજી સઘળી હાલ જાણીતી ઉપયુક્ત વિદ્યાનાં મૂળતત્ત્વોનું બીજરૂપે વર્ણન હોવું જોઇએ. એવી રીતે સિદ્ધ થાય તે ઈશ્વરપ્રેરિત જ્ઞાન કેહેવાય.

૫ ધર્મ અને અધર્મ એ બંનેનો મૂળ દોષરહિત અર્થ શું છે? પ્રથમ સૃષ્ટિકાળના મનુષ્યને કયા ઈશ્વરપ્રેરિત ધર્મ અને અધર્મનું જ્ઞાન મળ્યું? ઈશ્વરપ્રેરિત ધર્મ કેવળ નિર્દોષ હોવા જોઈએ અને ઈશ્વરી ધર્મ અને અધર્મ સર્વે માણસોને સંસારીક કાર્યોમાં સરખા ઉપયોગી હોવા જોઈએ અને તેની મર્યાદામાં રેહેનારની **આર્થિક, સામાજિક, રાજકીય** અને **ધાર્મિક** એ ચારે સ્થિતિઓ અતિ ઉત્તમ થવી જોઇએ. વળી એવી રીતે જ્ઞાન મળ્યાં છતાં તેમાંથી ભ્રષ્ટ થવાનું કારણ શું? અને તે કરનાર કોણ?

